[વર્ષ ૨ જું.] જુન ૧૯૨૧. [અંક ૧ લો.]

# ચેતન

## ક્હાન કુમાર.

ક્યહાં ગયો એ ક્હાન કુમાર ?*
સૌન્દર્ય તણો શણગાર,
ક્યહાં ગયો એ ક્હાન કુમાર ?

અન્ધારિયાંમાં ઉગ્ર અનલ,
પ્રકાશમાંનો પરિમલ;
દાનવ દળનો એકલ મલ્લ,
અવનિ કેરો ઉદ્ધાર:
ક્યહાં ગયો એ ક્હાન કુમાર ?

પ્રણય વૃક્ષને પાન પાન,
ભક્ત હૃદયને ગાનગાન;
તત્ત્વજ્ઞાનીને ધ્યાન ધ્યાન,
અનંત મધુ અવતાર:
ક્યહાં ગયો એ ક્હાનકુમાર ?

રસના રાસે રાચનાર,
ધર્મધ્વજને ધારનાર;
ગોધનનો એ ચારનાર
આત્મનનો ૐકાર:
ક્યહાં ગયો એ ક્હાનકુમાર ?

દેશળજી પરમાર.

* 'શાને ત્યાગી એ સાધ્વી નાર ?' એ ગીતનો રાહ.

ઉપરાંત જસોદા ઘર ગી લડાઈ એ ગોકુળમાં પણ ગાઈ શકાશે.

# ગુલાબ.

(૧)

કહો એ ક્યાં છે રમ્ય ગુલાબ ?
બહલાવે તનુ બાગ:—કહો. ટેક.
વિલસિત કેવળ ફુલ-રાજન શો,
રંગ-રંગે સુહાગ;
મધુ માળી કો ભરી ભરી ભાવે,
છલકાવે ઉર છાબ;
કહો એ ક્યાં છે શુદ્ધ ગુલાબ ?

(૨)

જેહ ગૂંથાય કવિ-કવિતા શું,
સુહવતા સદ્‌ભાગ્ય,
પૂંજાય જેહથી કુદરત-પ્રતિમા,
જીવનને અનુરાગ:
કહો એ ક્યાં છે પુનિત ગુલાબ ?

(૩)

જેહ ખીલી સુન્દરી સૌભાગ્યે,
ખીલવે શિશુફળ-ફાગ
ઝીલે વિરલ વિભૂતિ જેને—
કરી ત્રિભુવન સુખ ત્યાગ
કહો એ ક્યાં છે ધન્ય ગુલાબ ?

(૪)

શ્વાસ શ્વાસ સુવાસ વહે જ્યાં
ચડતાં ગુલ-પરાગ,
સુગન્ધ લેતાં, પડ્યા અંતરે—
ફીટે ફરી ન દાગ:
કહો એ ક્યાં છે દિવ્ય ગુલાબ ?

(૫)

વન, ઉપવન, ભુવન, મન ફોરે,
ફોરંતા જ ગુલાબ;
જેહ પરાગે અખંડ ઉઘડે
જીવન જીવનનાં ભાગ્ય:
કહો એ ક્યાં છે કાવ્ય ગુલાબ ?

કેશવ હ. શેઠ.

---

આ કાવ્ય અમ્હારા ગત અંકમાં પ્રગટ થયેલ, રા. ફ્રેમાસ્કરના 'ગુલાબ' નામક કાવ્ય ઉપરથી સ્ફુરાયું છે. —અધિ.

## અશોકને.

તરુ વૃન્દમાં જોઈને ઉભી,
કો વિરહિણી નવયૌવના:
કહે છે અશોક તરુપતિ,
મુજ વિરહ કેમ શમાવ ના?
તું નવીન પત્રે રક્ત છે,
અનુરક્ત છું હું સ્નેહથી.
ભમરા ભમે છે તું પરે,
મુજ ઉપર બાણ અનંગનાં!
આશુફલો તુજ પુષ્પનાં,
લલનાપદે થાતાં, ત્હને
આનન્દનો પરમાવધિ,
જેવો થતો-તેવો મ્હને:
આપણ પરસ્પરની
અવસ્થામાં દિસે સમતા ઘણી,
પણ ભેદ માત્ર; અશોક તું,
ને હું સશોક સદા રહી!

૩-૬-૨૨ જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

---

## શું એ ખરૂં કે આ ખરૂં?

શીખવી રહી છે ફિલ્સુફી:
"આ જીવન તો આનન્દ છે,"
શીખવી રહી છે જીંદગી:
"આ જીવન ઘેરો શોક છે;"
શીખવી રહ્યું સાહિત્ય કે
"જીવન વ્યોમવિહાર છે."
શીખવી રહ્યું આ જીવન કે
"જીવન નરકનિવાસ છે."
ક્યાં કલ્પના વિહાર એ?
ક્યાં ક્રૂર આ વસ્તુસ્થિતિ?
ક્યાં "સ્વપ્ન" જ્ઞાની-રસિકનાં?
ક્યાં "સૃષ્ટિ" દુનિયાદારની?
કોણે અને શા હેતુથી
હોળી રચી આવી સહુ?
મુંઝાય છે મન બાપડું:
શું એ ખરૂં કે આ ખરૂં?

૧-૧-૧૯૨૧ ચન્દ્રશંકર નર્મદાશંકર

# ખાકે હિન્દ.

(મૂળ ઉર્દુમાં રચનાર, પંડિત બ્રીજનારાયણ ચકબસ્ત)

(૧૯૧૬ની કોન્ગ્રેસમાં પંડિત મદનમોહન માલવિયાજીએ રૂા. ૫૦૦ ની કિમ્મતે મૂળ ઉર્દુ કાવ્ય ખરીદેલું.)

અયિ ! હિન્દભૂમિ તારો મહિમા દિગંત ગાજે,
રેલી અમીનિધિ કે ઉદ્ગત તને નવાજે:
તુજ ભાલપર સનાતન સૌન્દર્ય તેજ ગાજે
જોજોડી જગે નિરખતાં તારી જડે ન આજે:
પ્રતિ પ્રાત બાલભાનુ તુજ આરતી ઉતારે,
હિમાદ્રિ-કેશ તાગ કિરણો થકી સમારે,

૨

સંસ્કૃત-પૂર રેલ્યા અહીંથી દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે, ચેતન ચમન પ્રસારે:
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ રહાઇ દોરે ભૂલ્યાને કારે:
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દ આગણું રેલી ઉષા યુનાની.

૩

પુરાણું દેવભૂમિ કીધ ગૌતમે યશળી,
તજી દેહ સરમદે નિજ અહીં દેહને પ્રજાળી·
પોષી પ્રભાવ પ્રીતે કે અકબરે ઉજાળી,
મીઠી રુધિરે રાખે સુગંધી આ રસાળી.
આ ભૂમિની મમાવે શમશીર કે મૂતા છે,
ખડેર અસ્થિ જેના અમ અણમૂલી મના છે.

૪

ખડેગ ઉર્ધ્વ એ કે અન્કીર્તિ હજી કહે છે,
જેના અમારી રગરગ ઉન્હા રુધિર વહે છે
દેવો ચરી વિમાને હજી એ કહાની અવે છે,
એ કીર્તિ ચોપ હજીયે અમ કાનમાં રવે છે
કશ્મિર શું ન દાખે કે સ્વર્ગ રંગ હજીયે ?
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજીયે ?

૫

આંકે હિન્દ.

માધુર્ય ને મૃદુતા એનાં એ ફૂલ રૂપાળાં,
કરતાં કલા કલાપી આજે યે જંગલોમાં:
ઘન વીજના કડાકા એના એ વાદળોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં:
એની એ સંસ્કૃતિ કે દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને.

૬

વર્ષોથી વામ વિધિઃ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પરે ભુંસાઇ જે જે સ્મૃતિ અમારી:
પૂરી થઇ હજી જરી નહિ ઘન નિંદ જે અમારી,
અપસમ કદન વિનાની ભૂમિ હિન્દ જે અમારી:
જેનો ખૂબી ખજાના ઉલટા વધી રહ્યા છે,
કમ ભાગ્ય વારસો કે ગાફેલ સઇ રહ્યા છે.

૭

વિભુ! દેશપ્રેમજ્યોત, હદ થઇ, હવે જગાવો,
સુસ્વાઃ બધિર કાનોમાં મંત્ર કંઇ સુણાવોઃ
ચેતનવિહીન ખોખાં: ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મરાશિમાંથી ચીણગારી કંઇ ઉડાવોઃ
વ્હાલું વતન સમાયે નયનોમાં તાર થઇને,
શિરમાં ખુમારી થઇને, દિલમાં કરાર થઇને.

૮

ફુલબાગ શોખીનોને ફુલથી લગન મુબારક!
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક!
બુલબુલને ગુલ મુબારક! ગુલને ચમન મુબારક!
એવી વિનાના અમને વ્હાલું વતન મુબારક!
નન્દન વને આ ખીલશે અમ ઉર પ્રફુલ્લ કળીશું:
જે જનની અંક ઝુરતા તે અંકમાં ઢળીશું.

૯

ભોજન ભુખ્યાંને: અમને વ્હાલાં છે નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનનાં:
ઝગમગી એ છે જ્યોતિ રગ રગ એ પ્રેમ અગનનાં,
વ્હાલા કુસુમ સમ છે કાંટાયે આ ચમનનાં:
છે ચર્ણધૂલિ જેની અમ ભસ્મલેપ તનને,
મરીને અરે! ચડીશું પ્યારાં વતન-કફનને.

## "જીવન ચેતન ભર્યાં."

જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં,
જાગ્યો જાગ્યો છે હિંદી સમાજ
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

તિમિર નાસ્યું તેજ પ્રકાસ્યું,
નૂતન ભાવનાનાં ઉગ્યા રવિરાજ;
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

પંખી બોલે દિલડાં ડોલે,
રાષ્ટ્ર ગીતોના અવાજ;
હો! જીવન ચેતન ભર્યાં.

વાયુ વાયે સન્દેશ લાવે,
હિન્દ આવે વસંત ઋતુરાજ;
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

વેણુ વાગે દિલ દિલ જાગે,
આવે આવે કનૈયો મહારાજ;
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

શુદ્ધ સરળતા વળી વિમળતા,
આજ ગુહગુહે છે સત્ય તણાં ગાજ,
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

બંગાળ, પંજાબ, મદ્રાસ, મહારાષ્ટ્ર,
એની ગણી ગુજરાતે આજ લાજ;
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

જાગો બાંધવ! જાગો બહેનો,
આજ જાગ્યો છે મારો સમાજ
હો! જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# અકબરનું સ્વપ્ન.

(ગયા અંકના પૃષ્ઠ ૪૯૧થી ચાલુ)

અંગ્રેજ કવિવર ટેનિસનના એ અંગ્રેજી કાવ્યનું અનુગાન.

(૨–બંદગી–ચાલુ.)

અકબરઃ– "હતી એ સ્વપ્નની છાયા વ્યર્થ સંભ્રમ હો, ન, વા;
હોય મેં, બન્દગી કીધી સ્વપ્ન ફલ નિવારવા!

"બન્નેને પાળો ને, મન વચન કર્મે, સ્તુતિ યથા;
પ્રભુની પૂજા છે સ્થિતિ ઉભયઃ એ સર્વ ગણતા!
પરંતુ જે થાતાં સ્ફૂર્તિ વણ, તો, પ્રાર્થના, સદા–
પ્રભુ–દ્રષ્ટિમાં તે બલનિહિન નિસ્તેજ દિસતાં!

"મરેલાં બાળકો જન્મે ને તેથી મૃત્યુ પામતી–
જ્યોતસી જનની જેવી અકર્મ પ્રાર્થના બધી!

(૩–હિન્દવાનોનું પ્રભુ–રાજ્ય.)

"સ્વપ્નો ગમે તેમ, સ્ફુરે, પણ, ધાર્યું છે મેં:–
શાંતિઅર્થે, જનને જીતનાર ખૂબી–
જીતેલ, રાજ્ય સઘળે મુજ, હું વિજેતા–
સત્યેજ વર્તીશઃ હજો પ્રભુ મુજ નેતા!

"દાના ઓ દોસ્ત તું મ્હારા! વફાદાર વઝીર તું!
આવ ને બેસ તું પાસે દિલની વાત તો કહું:

"જ્યાં એક દિલ તું, સખે! મુજ સંગ મ્હારે,
ત્યાં એકલો ન પડતો દિલ રાજ આગેઃ
હિરીર રમ્ય ફુલ–છોડથી વીણી અન્યુંઃ
કોઈ વિ રાજ જાણિને, પ્રભુ–રાજ્ય અર્પું!

"હિન્દુ મુસલમાનોને પારસી ખ્રીસ્તી બૌદ્ધને–
સઘળી હિન્દવાનોને આરાધીશ જ પોષને!"

અપૂર્ણ.

* * * * *

# —વિરહ.—

(જૂનું કાવ્ય)

સખી શકર નંદને વર્ણન, સુદ્ધિ બુધ્ધિનો વાસ,
કૃષ્ણ કૃપાએ વર્ણવું, ઋતુ દ્વાદશ માસ ૧
માગશરરે મથુરા ભણી ગયા ગોકુલ નાથ,
હાથ થકી મૂકયા અમો ન ગમ્યો જાદવ સાથ. ૨
ન્હાના મોટી નીસર્યો નર કરોડા રે કરોડ,
જોડ વખ'ડી માહેરી, દેવો દૈવને દોશ— ૩
ચદર ભાગા ને ચદ્રાવલી ભલી કરે તે વિચાર
ચાર પહોર રજની તણા કયમ કરી રાખુ ધીર ૪
ચોપટ ખેલ ગમે નહી ન ગમે જ્ઞાન ને ગોષ્ટ
પુર ન મુકે મારથી, ગનીશા મરિ છે. મોટ. ૫

પ્રગટ મદન બાથી
મોર લે બાણ સાથી
હરી હરી કહે રાધા
પ્રેમની પાશ બાથી ૬
નેહેની વ્યાકુલ જોતી
ચીર શું નીર વ્હોતી
અરૂણલ નેન દીસે
આસુડે સેજ ભીંજે ૭

સખી પોષ વિષે કહે પ્રેમદા પતિ શું કરૂં રોશ
મલીન થયું મુખ આપણુ દર્પણનો શો દોષ. ૮
ઉત્તર દેશ આવ્યો રવી નકી નાર વિલાસ
વાસ કીધો મથુરા વિષે ન મલ્યા અવિનાશ. ૯
દિવસ થયો અતિ ટોહયલો કયમ કરી રાખું પ્રાણ
શોકય અમાણી ભામની થઇ ઓડા રે ઓડ. ૧૦
અરૂણા થઇ મ્હારી ઓરડી, દોરડી થઇ દેહ
તે કયમ હવે ગોરડી પતે આવે ઘેર. ૧૧

પ્હેરી છે પટોળી
પામરી પાન ચોળી
વેહે વંદ વાળી
પી'તો કેમ પાપી? ૧૨
લખીત સ્નેહની ચીઠી
નીસરી તન લીટી
થઇ ગઇ માસ કીટી
પ્રાણ જાણો અગીઠી. ૧૩

---

પોષ પછીના મહિનાઓનું રસિક વર્ણન આવતા અંકમાં

# એક આખ્યાયિકા.

શિશિરદિનમાં ઊગેલ અન્તિમ સરોજ સુદાસે ચૂંટ્યું ને રાજમહાલયને દ્વાર રાજાજી કને તે વેચવા ગયો.

માર્ગમાં તેને એક યાત્રાળુ મળ્યો, જેણે કહ્યું, "ત્હારા આ અન્તિમ સરોજનું મૂલ્ય કહે— ભગવાન બુદ્ધને ચરણારવિંદે હું તેને ધરીશ."

સુદાસ બોલ્યો. "એક સુવર્ણ મહોર આપી આપ તે લઈ શકશો." યાત્રાળુએ માગ્યું મૂલ્ય કબૂલ્યું.

તેજ ક્ષણે રાજાજી પણ પધાર્યા ને એમણે યે એ શિશિરસેવિત પુષ્પને ભગવાન બુદ્ધચરણે સમર્પવા ઈચ્છા દાખવી.

પણ માળીએ જ્યારે જણાવ્યું કે એક સુવર્ણમહોર તેની કબૂલાઈ હતી, ત્યારે રાજાજીએ તેને દશ મહોર આપવા કહ્યું. પરંતુ યાત્રાળુએ તો તેથીય બમણું મૂલ્ય કબૂલ્યું.

લોભ ને લોલુપતા વડે આકર્ષાઈ માળીએ કલ્પ્યું કે જેને સમર્પવા એ બન્ને જણ પુષ્પમૂલ્ય આપે છે, તેનીજ કનેથી સવિશેષ લાભ મળી શકશે. આથી બન્નેને વન્દન કરી તે બોલ્યો, "હું આ સરોજ નહિ વેચી શકું."

નગરબ્હારના દુર્ગની પાર્શ્વે આંબાવાડીઆની શાન્ત છાયામાં ભગવાન બુદ્ધ સમીપ સુદાસ ઉભો રહ્યો: દેવવદનનું પ્રેમ-આહ્લાદભર્યું મૌન, ને નયનદ્વયની પ્રભાતી શુક્રતારા સમી શાન્તિ આલોચતો તે સ્થિર એકનયન ઉભો રહ્યો.

સુદાસે એ દેવચરણે પુષ્પ સમર્પ્યું ને શિરસાવન્દી રહ્યો.

ભગવાન બુદ્ધને સૌમ્ય મુખારે સ્મિત ફરક્યું ને તેમણે કહ્યું, "વત્સ, ત્હારી શી વાંછના છે?"

સુદાસ સંહર્ષ વદ્યો, "ભગવાન પૂજ્યપાદનો એકાદ શો ચરણરજકણ હું માત્ર વાંછું છું, પ્રભો!"

—મંજુલાલ દવે.

---

## દર્પણ.

શોધી ગયો સહુ પુસ્તક પાનાં
 સાહિત્ય સિન્ધુમાં ખૂબ તર્યો.
વેદ વેદાંગ પુરાણ પઢ્યો પણ
 એક ન અક્ષર હાથ ચઢ્યો;
માનિનિના મુખની ઉપમાસમ
 સાગર રત્નનો સાર ગણ્યો.
ધારી ઉભો પછી દર્પણ મુખશું
 તો મુજ અર્થ અમૂલ્ય જડ્યો ×

નાગરદાસ ઈ. પટેલ.

× નિરપેક્ષ ( Comparsion Absolute ) અલંકારનું આ એક સુન્દર ઉદાહરણ છે.

 

# મ્હારી રંગા.



તે બાર વરસની હતી ને હું ન્હાનો હતો.

રંગાને મ્હેં ઘણી વખત પૂછેલું, "રંગા ! તું આ બધું લાલ પીળો ને લીલો રંગ બનેલી ?" રંગા હસતી ને મ્હને આંબાવાડિયામાં લઇ જઇ પહેલી ચોપડી ભણાવતી.

હમારા ગામની પૂર્વે આવેલા મંદિર તરફ સ્હવારમાં ઓઢણીથી ફેરવતો સાળુ પ્હેરી રંગા જતી. ત્હેની પાછળ પડતા લાંબા છાંયડામાં ફરતો ફરતો ત્હેનાં પગલાંમાં પગલાં મૂકતો હું જતો. તે દહેરાના ઘુમ્મટમાં પૂજન કરતી ત્હારે કોઇ ના હોય તો પોઠીઆપર બેસી જતો કે કાંતો અચાનક લાગતા હનુમાનને નિહાળ્યા જ કરતો. "બાપુ ચાલ" હેતું જ્હારે સંભળાતું ત્હારે હનુમાન કે ગણપતિની નજરબંધીમાં સપડાયલો હું સમાધિમાંથી જાગ્રત થઇ રંગાની આગળ આગળ ગેલ કરતો જતો. રંગા પાસે ધીમે ધીમે ગાવાનું શીખ્યો. તે પાણી ભરવા જતી ત્હારે હું વેગળે આંકની ડાળીએ બેસી ગાઉં, જેવું આવડે હેવું ગાઉં. વચ્ચે વચ્ચે બેડલું ઉંચું ધરેલાં તે મ્હારા તરફ જોતી. કલ્પનાને થતું કે ભમરા જેવો હોત તો બેડલા ઉપર બેસી જાત. ની ત્હેના મુખ આગળ થઇ ગણગણાટ કરતો ઉપર ઉડી જાત. બેડું ભરાય એટલે મ્હારો હર્ષ ગળતો. મ્હારૂં સંગીત ત્હેના ઘડામાં ભરાઈ જતું.

* * *

રંગા પરણી. ત્હેને વળાવી ત્હારે કયાં સુધી હું બેરાં જોડે પાછળ પાછળ ગયો. કેટલાંક બેરાં ગીતાનાં પણ મ્હને રડું રડું થતું. છેટે રંગાએ મ્હારી પાસેથી કેટલાંક ફૂલ લીધાં. ઘેર આવી ચોપડી જડતી નથી એમ બ્હાનું કાઢી હું ખુબ રડ્યો.

* * *

વર્ષો વીતી ગયાં. પણ રંગા વિસારે ન પડી. હું રજાઓમાં જ્હારે ગામ આવતો પણ રંગા આવતી નહીં. રંગાના એક ભાઇ સિવાય કોઇ આ ગામમાં રહેવું રહ્યું નહોતું. લોકમાં હું જરા મોટો ગણાવા લાગ્યો. કોઇ જાણે કેમ વિવાહની વાત કરતું ત્હારે હું નિરાશ થતો ને મ્હારે "પરણવું નથી" નો મન્ત્ર ભણ્યા કરતો.

કુવા ઉપરની સ્ત્રીઓ હોળીની ઝબો સમી લાગતી, ને આંબાવાડિયામાં પણ ખરી પડતાં પાંદડાંમાં દૃષ્ટિ ફરતી ત્યહાં બેસતો ત્હારે પવનના સુસવાટમાં કે પાંદડાના ખખડાટમાં 'બાપુ ચાલ્ય" ની બૂમો પડતી ભાસતી. સંધ્યાકાળથી માંડી મોડા સુધી કુવા ઉપર રોજ બેસી રહેતો પ્રકૃતિના હૃદયમાં વહેતાં ઝરણોમાં ખળખળાટ થતો કે હૃદયના ખળભળાટ સંવાદી થઈ ઉત્તર આપતો. ગોખલોમાં વસતાં કબુતરો નાચ જેવું કરતા તો રંગા પાંખ સાથે ઉડી ઉપર આવશે એમ થતું. જૂના જમાનાની કલ્પનાઓ–દૃશ્યો–ભૂતાવળી મચાવી મૂકતાં.

આજની સંધ્યા વિચિત્ર હતી. વિશ્વના ડોળા ડગમગતા હોય એમ. સૂર્ય સૂચના કરતો. વિચારશ્રેણી ગૂઢ ઝાડ ઉપરના ઘુવડ ઉપરજ ઠીકી ગઈ.

જોસભેર પવનની અંદર કોઈ ડાળ તૂટી પડ્યું ને ત્હેના જોસમાંજ તણાઈ આવી હોય એમ ઉંચાણમાંથી ઉતરતી સાદ કાળા વસ્ત્રમાં ઢંકાયલી કોઈ સ્ત્રી જણાઈ 'મ્હારી રંગા'

"કોણ? રંગા!"

"હા બાપુ, રંગા. અભાગણી રંગા."

છેલ્લા કોગળીયામાં રંગાનો ભાઈ મરી ગયો. મ્હારાં માબાપ પણ મરી પરવાર્યાં. બિચારી રંગાના જીવનમાં અમૃત રેડતા કોઈના હૃદયમાં ઝેર રેડવાનું હવે નહોતું.—

ઘણે વર્ષે રંગા મ્હને "બ્હાલા!" કહેતાં શીખી.

૨૧–૫–૨૧. "પ્રેરિત"

---

# સ્વપ્નમાં રાજયોગ.

ગ્રેજ્યુએટ થાઉં કે મકાઈ જુવારના વ્યાપારમાં પડું; એમ. એ. થવું કે ક્યાં મેરી બુદ્ધિ ખરાબ કરું; વકીલ થાઉં કે 'સ્ટીમ લોન્ડ્રી' લખેલ સુશોભિત ઢગના ધોબીની દુકાન ખોલું; ડોક્ટર થવું કે 'હેર કટીંગ સલુન' ઉર્ફે केश कापणयाचें दुकान જમાવું; ઇત્યાદિ અનેક તર્કવિતર્ક કીધા હશે પણ નિશ્ચિત નિર્ણય પર નહિ આવી શકવાથી, ગુજરાતી 'ફ્રેન્ડ'ની પત્રિકા ઠામ ઠામના ફર્સ્ટ નંબરે માનસહિત પાસ કરી મ્હેં કેસરગુ માથે આદિસત્ત્વ: અપકાર આદર્યો. ત્યાંથી ચાલ્યો તે 'કેસનરી'ની દુકાન ખોલી તે ઉપાડી 'અ...કુ–કુલ્ફી કરવાની સારી લાઈલો, ફરી કાપડની ફેરી કરી. તેમાં પણ ખોટ ઉઠાવી એક જ્યોતિષનો સટ્ટો ખેલ્યો અને પાઘડી ફેરવવાનો વખત આવતાં છેવટ કમર કસી ગંગાને તીરે 'ધીર સમીરે' જેવું સુરીલાનું ગાયન 'માથા મુંડ્યા ટીકીટમાં રૂપિયા હોઇના' ગાઈ બે ઘડી જીવને બહેલાવ્યો ખરો પરન્તુ અફસોસ!

વાંચનાર બહાલા! આ મ્હારી ગીરેજી કે કરમપેજી પર કરેલને ખાતર રડવા ખાટલા મારે આંસુનાં ટીપાં પાડશો ના, નહિ તો એક છેવટની આજમાયશ તરીકે મ્હેં હવે ગાફલી લાઇનમાં પડવાનો વિચાર કીધો છે તેને અપશુકન થશે અને હું બિચારા ગાયકા માબાપ વિનાના છોકરાને રડી મરવાનો વખત આવશે. પ્રતિનાથી આ મ્હારો છેલ્લો રોજ પ્રયોગ છે એમ માનજો કારણ એમાં પણ જો બેનીકે ખબેરી ઉના મગજ જવાનો મગર આવે તો પછી પોલીસમાં ખબર નોંધાવી એક ટબમાં પાણી ભરી તેમાં ડુબી મરવાનો. મ્હેં નિશ્ચય કીધો છે. આપણાને

"ત્યારે હાલ કયું વર્ષ ચાલે છે ?"

"હાલ આપણે ઈસ્વીસનના ૨૮૨૨ના વર્ષમાં છીએ, નામવર!"

"ઓહો એમ કેમ ?" મેં પૂછ્યું.

"આપ નામવરને ખબર હશે કે આપણે હાલ સ્વપ્ન સૃષ્ટિમાં છીએ. આ સૃષ્ટિમાં ઇચ્છા માત્રથી આપણે હજારો વર્ષ આગળ ધપી શકીએ છીએ તેમ હજારો વર્ષો પાછળ પણ હટી શકીએ છીએ."

"સમજ્યો, હવે આગળ ચલાવો."

"ત્યારે ખરી વાત એમ છે કે ઇ. સ. ૧૯૨૧ માં જ્યારે એ લોકો આપણા ઉપર રાજ્ય કરતા હતા ત્યારે આપણે હોમરૂલને માટે બૂમો પાડી પાડીને મરી ગયા, તો પણ સંપૂર્ણ સ્વરાજ્ય આપણને એ લોકોએ આપ્યું નહિ તો હવે જ્યારે એ લોકોજ આપણી સ્થિતિમાં મુકાયા છે ત્યારે એનીજ દલીલો પાછી એમના માથામાં મારવામાં શો વાંધો છે! આ બધું આઘાત પ્રત્યાઘાતના નિયમાનુસારજ થાય છે."

આપણને તો ભાઈ આ આઘાત પ્રત્યાઘાતનો નિયમ બહુ ગમી ગયો, પણ લોકો કાંઈ માને? દિનપ્રતિદિન હોમરૂલની પ્રચંડ ગર્જના બિહામણું રૂપ ધરતી ગઈ. લોકોએ કહ્યું "અમ્હારી લાયકાત? અમ્હે હવે સગીર નથી. અમ્હારા ઘરનો કારભાર અમ્હેજ કરીએ પછી તે ભલો હો વા બુરો એ નૈસર્ગિક છે. અને એ અમ્હારા જન્મસિદ્ધ હકનો ભોગવટો અમ્હે કરીએ તેમાં લાયકાતનો પ્રશ્ન કરનાર તમે કોણ"?

"ઓહો! નથી બોલતા એટલે છેકજ હારયા કે શું? જાણો છો કે અમ્હે તમને તલવારથી જીત્યા છે અને તલવારથી તાબામાં રાખીશું" રાજ્યશ્રીએ કહ્યું.

"હવે રહેવા દો, રહેવા દો એ બધી શીખામણ. રહેવું હોય તો સમાન હકથી રહો નહિ તો વિદાય થઇ જાઓ. બાકી આ તમારી તલવાર બંદૂક તો બધાં અમ્હારે મન બચ્ચાંને રમવાનાં રમકડાં છે!"

અત્યાર સુધી તો ઠીક હતું પણ જ્યારે વિદેશી રાજ્યની ધુંસરી નીચે કચડાતી એક પ્રજા તલવાર બંદૂકને બચ્ચાનાં રમકડાં ગણતી થઇ જાય ત્યારે તો વિદેશી રાજકર્તાએ ઉચાળા ભરવાનો વખત આવી પહોંચ્યો છે એમ સમજવું. ખરેખર અંગ્રેજ કવિ કલીદાસે કહ્યું છે કે 'Uneasy lies the head that wears a crown' મુકુટ પહેનારને શિરે ચિન્તાનો બોજો હોય છે એ ખરૂંજ છે.

વિચાર ગ્રસ્ત હૃદયે હું 'આસ્તે કદમ આગુસે બાગુસે નીગાહ' રાખતો મ્હારા રંગ મહેલમાં પેઠો.

"મહેલે પધારો મહારાજ મણીયર મહેલે પધારો" રાણીજીએ મને જોઇ ગીત લલકાર્યું.

"આજે એ તમારૂં ગીત બીત રહેવા દો. મ્હારા જીવને આજે ઠીક નથી" મેં કહ્યું.

"કેમ મહારાજ આજે તમારૂં વદનકમલ કાંઇ મ્લાન છે? રાણી બોલ્યાં."

"બસ કરો હવે, બોલવું મને આજે જરાયે ગમતું નથી." મેં ઉતરેલા ટમેટા જેવા દીદાર કરી કહ્યું.

જોવું હોય. થીઓસોફીનું કેટલુંક, બાંધેલ પણ અનુભવ્યું. બીજા ધર્મો માફક તેઓને લાગ્યું કે કર્મ કાંડ વિના સંસ્થાનાં મૂળ સમાજમાં ઉંડા જતાં અટકેલ છે, તેથી તેઓ પણ જાત જાતની ceremonies કરતા મંડ્યા છે. જીનરાજદાસ તથા ગોરડેલના ભાષણો સાંભળ્યાં. તા. ૨૮મીની સાંજે ખબરદારને મળવા ગયો. તેમને ઘેર મને લઇ ગયા. ગુજરાતી સાહિત્ય ઉપર અને કવિતા ઉપર ઘણી વાતો થઇ. તેમના પરિચયથી મને બહુજ આનંદ તથા સંતોષ થયો. તેમણે મારૂં આતિથ્ય પણ કીધું. મુખાકૃતિ સ્મિત ભરી, ભાષા સ્વચ્છ સ્પષ્ટ તથા મધુર, તેમની સહૃદય પ્રકૃતિ પણ એટલીજ આકર્ષક, ગુજરાતી તથા અંગ્રેજી સાહિત્યનો તેમને બહુજ ગાઢ up-to-date પરિચય જણાયો. ગુજરાતથી આટલા દૂર રહેતાં છતાં ગુજરાતની સર્વ પ્રવૃત્તિઓથી સંપૂર્ણ વાકેફગાર રહે છે. ખોટું અભિમાન કે અહંતા મળે નહીં. નાનાલાલની આર્ય કવિતા સામે એમનો વિરોધ છે. અંગ્રેજી ભાષામાં પણ બહુ સુન્દર કાવ્યો રચે છે વળી તેમનામાં નૈસર્ગિક કવિત્વ રહેલું છે. કવિતા બનાવવામાં તેમને નથી કરવો પડતો પ્રયાસ કે નથી કરવી પડતી વેઠ. ટુંક. આવો માણસ અવશ્ય સન્માનને પાત્ર છે. હું તેમને બે વાર મળ્યો, અને ઘણું શિખ્યો. મોડરેટ-કોન્ફરન્સ જોઇ-તેનું નામ National Liberal Federation. સંમેલનમાં કાંઇ દમ નહીં. પુરા સો ડેલીગેટ પણ નહોતા એથી ઓછા વીઝીટર અગ્રગણ્ય મોડરેટોમાં પણ કેટલાક ચંદાવરકર, વાચ્છા, પરાંજપે, સુરેન્દ્રનાથ, બેનરજી ઇત્યાદિ આવ્યા નહોતા. પ્રમુખનું ભાષણ પણ મને ન ગમ્યું. અસહકારનો ઉપહાસ કીધો છે. ગાંધીજીમાં વ્યંગ્ય રીતે ગાંડપણનો આરોપ કીધો છે. બીજી કેટલીક બાબતમાં સરકારની લશ્કરી રાજનીતિનું ઠીક "ક્રીટીસીઝમ" છે. પણ સમગ્ર રીતે સામાન્ય મીસીસ બેસેન્ટની પાર્ટી આફીકેશનમાં જોડાય છે. મીસીસ બેસેન્ટે અસહકાર વિરૂદ્ધનો ઠરાવ રજુ કરી ઠીક જુસ્સાદાર ભાષણ કીધું હતું. બીજું કાંઇ નોંધ લેવા જેવું નહતું. આના contrast માં નાગપુરની ધમાલ ગંજાવર ગણાય. આ વખતે નાગપુરની કોંગ્રેસ સુશેહ શાન્તિથી પુરી થઇ તે જાણી આનંદ થયો. વિશેષ હવે પછી.

તમારો

**પરમાનંદ**

---

# સંસાર મંદિરનું પુનર્વિધાન.

(તા. ૨૨-૫-૨૧ને દિવસે સુરતના સેવા મંડળના આશ્રય નીચે આપાયલું આ ભાષણ કેટલાક ફેરફાર સાથે અહિં વિસ્તૃત અને સંપૂર્ણ રૂપમાં આપ્યું છે-- **વિ. ક.**

માનવંત પ્રમુખ સાહેબ, બ્હેનો અને બંધુઓ.

હેલાં પાંચ છ વર્ષથી છાપાઓમાં, માસિકોમાં, વાતચીતમાં અને જાહેર ભાષણોમાં "Reconstruction of the World" એ પદ આપ સર્વેએ વાંચ્યું અથવા સાંભળ્યું હશે જ. આજનો આપણો વિષય તે શબ્દો પરથીજ સૂચિત થયો છે એ તુરત સમજાશે. પરંતુ તે શબ્દોનું માત્ર ભાષાંતર નહિ કરતાં આપણે અહિં "મંદિર" શબ્દ ઉમેર્યો છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. તે શબ્દને લક્ષમાં રાખવાથી જણાશે કે આધુનિક સંસારની પુનર્ઘટનાનો પ્રશ્ન આપણે માત્ર સ્થૂલ દૃષ્ટિથી ચર્ચવાનો નથી. મુખ્યત્વે કરીને સૂક્ષ્મ દર્શનના પ્રદેશમાં સમસ્ત સંસારને

એક પુણ્યપ્રેરક મંદિર તરીકે કલ્પીને જ આપણે આગળ વધીશું. સંસારમંદિર આજે ખંડેર સમાન દશામાં છે કેમકે તેનો અધિષ્ઠાતા દેવ, માનવીનો પ્રભુઅંશી આત્મા, આજે સર્વ રીતે પતિત દશામાં પડ્યો છે. બાહ્ય જગતમાં પ્રવર્તી રહેલા અનવસ્થા, અત્યાચાર અને જુલમો પણ, આજનાં મનુષ્યોની પાપમય જીંદગીના ફળરૂપે જ દેખા દે છે; અને તેથી, સંસારના પુનર્વિધાનની વિચારણા કરતી વખતે આપણે એટલુંજ જોવાનું છે કે મનુષ્યાત્માને વિશુધ્ધ, સબળ અને તેજસ્વી શી રીતે બનાવી શકાય.

રવીન્દ્રનાથનાં અનેક સુંદર પ્રાર્થનાગીતોમાંના એકમાં આ મતલબનું વચન છેઃ "પ્રભો! અમને હજુ ય આશા છે; ત્હારા રાજ્યમાં ખંડેરોને સમારવામાં આવતાં નથી, પણ નવસંસાર સરજાય છે." આજના ખંડેર સમાન સંસારમંદિર પર થોડું-ઘણું સમારકામ કરવાથી જ અર્થ સરે તેમ નથી. અહિં તહિં છુટા છવાયા સુધારાથી કશું વળે તેમ નથી નવીન સૃષ્ટિ સરજાય અને ચિરંજીવ થાય તે માટે ખંડેરોનો સર્વથા નાશ કરીને, માનવાત્માના નિર્બળ અને અતિ જૂના, અનિષ્ટ અંશોને છેક દૂર કરીને તેને સ્થાને અણખીલ્યાં નવીન તત્વો ખીલવવાનાં છે. આ પરથી સમજાશે કે આપણે સંહારક તેમ જ સંયોજક એમ બંને પ્રકારનું કામ કરવાનું છે. અંગ્રેજીમાં જેને "રેડીકેલીઝમ" કહે છે તે માર્ગ સાચી અને સુયોગ્ય જગતસુધારણા કાજે સ્વીકારવો પડે છે. આ વિષયમા ફ્રેંચ રેવોલ્યુશનનું ઇતિહાસપ્રસિદ્ધ દૃષ્ટાંત જાણીતું છે. આપણે આજે જોઇ શકીએ છીએ કે તે સમયે જે અગણિત સંહારો થયા તે ન થયા હોત તો આજે પણ હજી આખી દુનિયાં સત્તાલોભી ધર્મગુરૂઓની અને ગર્વાંધ આપખુદ રાજાઓની એડી તળે કચડાયલી જ હોત અને સ્વતંત્રતાએ દુનિયામાંથી દેશવટો લીધો હોત. સમકાલીન ઇતિહાસ પર નજર કરતાં પણ આપણે જોઇ શકીએ છીએ કે અસહકારના મહાસંચલન પરત્વે પણ પ્રારંભમાં નિષેધાત્મક માર્ગો લીધા પછી જ સંવિધાયક કાર્ય હાથ ધરવાનું બની શક્યું છે આ અને તેવાં બીજાં અસંખ્ય દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કે સંવિધાનનું કાર્ય શરૂ થઈ શકે ત્યાર પહેલાં, કોઇવાર હિંસક તો કોઈ વાર અહિંસક ઉપાયો વડે, સંહારકાર્ય હાથ ધરવું પડે છે.

## આજનો માનવી.

તો હવે વિચારીએ કે સંસાર મંદિરનું ફરી ચણતર થઇ શકે ત્યાર પહેલાં તેના-એટલે સાંપ્રત સમયનાં મનુષ્યોનાં-કયાં કયાં દુર્લક્ષણોને જડમૂળથીજ ઉખેડવાની જરૂર છે. આમ કરવા માટે આજના માનવીના મનની સ્થિતિ અને જીવનની રીતિનું કાંઈક વિસ્તારી અવલોકન આવશ્યક છે.

મનુષ્યના ઇતિહાસમાં સંસ્થાઓએ અને અમુક વ્યવસ્થિત સમાજ બંધારણોએ પહેલેથીજ ચોક્કસ અંગે ઉપયોગી ભાગ ભજવ્યો છે. પરંતુ આધુનિક જગતમાં ધર્મ, સંસારવ્યવહાર, ઉદ્યોગ વ્યાપાર, રાજ્ય પ્રકરણ ઇત્યાદિ સર્વ વિષયોમાં સંસ્થાઓનું ખરૂં કર્તવ્ય વિસારે પડ્યું છે. તેમને સાધનને બદલે સાધ્ય તરીકે માની લેવામાં આવી છે. આ પરથી, કોઇ પણ મહત્વના પ્રશ્નનું નિરાકરણ કરવું હોય ત્યારે પરંપરા અને આગલી પ્રણાલિકાને જેટલું વજન આપવામાં આવે છે તેટલું માનવીના આદર્શ, પ્રેમી અને ઊર્ધ્વગામી આત્માને અપાતું નથી. પરિણામે, જટિલ અને અટપટી સંસ્થાઓના અને પદ્ધતિઓના અતિ ઉપયોગને લીધે આત્મા પર જડતા

પ્રેરક; અવળી અને વિનાશકારક અસર થયા વિના રહેતી નથી. મીલોમાં, ઓફીસોમાં, કચેરીઓમાં, ધંધાર્થી શાળાઓમાં અને કેટલીક વાર ગૃહ વ્યવહારમાં પણ, આ પ્રમાણે મનુષ્ય પ્રાણીને કેવળ એક હથીઆર રૂપે વાપરવાનું અને ગણ્યાગાંઠ્યા માણસોના અંધ સ્વાર્થને સારૂ તેને નીચોવવાનું વલણ આધુનિક માનવ સમાજમાં ઘણું વિસ્તીર્ણ અને પ્રબળ સ્વરૂપમાં પ્રસરેલું હોવાથી પ્રત્યેક મનુષ્યની સર્વ શક્તિઓ જડ અને નિર્જીવ સંસ્થાઓનું દાસત્વ ઉઠાવતાં ઉઠાવતાં શોષાઇ જાય છે. જીવનમાંથી સુંદરતા અને પ્રફુલ્લતા ઉડી જાય છે—અને મનુષ્યની, મનુષ્ય તરીકે, કિમ્મતજ કંઇ નથી.

વ્યક્તિઓની આ દશા હોવાથી વર્ગો અને પ્રજાઓ પણ જીવહીન યંત્રો હોય તેવી રીતે વર્તવા લાગે છે. બેશરમ સ્વાર્થભગતા અને અત્યંત સંકુચિત મનોવૃત્તિ, એ બંને તેમના સર્વ વ્યવહારોમાં પ્રધાન પદ ભોગવી રહ્યાં છે; અને તેમાં પણ, ગોરી પ્રજાઓના રંગીન પ્રજાઓ પ્રત્યેના અધમ વર્તને તો હદ વાળી છે. આ પ્રશ્ન હાલ ઘણી તીક્ષ્ણતાથી સર્વત્ર ચર્ચાતો હોવાથી હું બહુ વિગતોમાં ઉતરવા ઇચ્છતો નથી પણ "ડૉન ઓવર એશીઆ" એ લઘુ ગ્રંથના ભાવનાશીલ લેખક મોં. પોલ રીશારે આ બાબતમાં સૂચવેલ એક અત્યંત સચોટ દૃષ્ટાંતથીજ સંતોષ માનીશ. પૂર્વના દેશમાં રંગીન ચામડી સાથે જન્મેલા મહાત્મા ઇસુ ખ્રીસ્ત જો આજે ફરી એક વાર જગતમાં પધારે અને પોતાનીજ અનુયાયી ગોરી ખ્રીસ્તી પ્રજાઓના દેશમાં પ્રવેશ કરવા ઇચ્છે તો તે પ્રજાઓએ રંગીનો વિરૂદ્ધ ઘડેલા કાયદાઓને પરિણામે તે મહાત્માની સ્થિતિ કેવી થાય તેનું તાદૃશ્ય વર્ણન મોં. રિશાર આ પ્રમાણે કરે છે; ઇસુ ભગવાન અમેરીકા જવા ચાહે તો, એક 'સદ્ ગૃહસ્થ' ગણાવા માટે તેમની પાસે પૂરતાં નાણાં નહિ હોવાથી તેમને તે દેશનાં બંદરો પર ઉતરવા દેવામાં આવે નહિ: તેઓ દક્ષિણ આફ્રીકાનાં સંસ્થાનોમાં જાય તો તેમનેજ માનવાનો અને પૂજવાનો દાવો કરતાં યુરોપીઅનોની જોડા જોડ તેમને ટ્રામમાં બેસવા દેવામાં આવે નહિ; અને ઓસ્ટ્રેલીઆમાં જવા માગે તો એક પરદેશી ભાષાની પરીક્ષા તેઓ પસાર કરી શકે નહિ તે માટે તેમને ત્યાં પણ રહેવા દેવામાં આવે નહિ. આ સઘળું છતાં તે પ્રજાઓ 'સુધરેલી' હોવાનો દાવો કરે છે; પણ તે 'સુધારો' અનાડી માણસોનોજ સુધારો છે!"

આવી અસીમ અનાર્યતા પાશ્ચાત્ય પ્રજાઓમાં છે તેમ બીજી જે પ્રજાઓ તેમની સબળ અને સતત અસર હેઠળ છેલ્લાં સોએક વર્ષ દરમીઆન રહી છે તેમનામાં પણ કોઇ ને કોઇ રૂપે આવી છે. તેવી રીતે ઉદ્ભવેલો જડવાદ આજે આખા માનવ સમાજમાં પ્રવર્તી રહ્યો છે. આમ હોવાથી આજના મનુષ્યે કેટલાક મહાદુર્ગુણોને જાણે એક કળા તરીકે ખીલવ્યા છે. સાત્વિક ભાવનાઓની છીછરી હાંસી, નિજના તેમ પારકાના માનવ ગૌરવને વ્યવહાર કરતી વખતે રમવાની પેઠે પૂરી બેદરકારી, એક ટેવરૂપ બની રહેલી સુધરેલી અને ઢંકાયેલી નીચતા, પોતાના માનવ બંધુઓ સાથે કામ પાડતી વેળા તેમનાં અંતર પીછવાની, તેમની જ સ્થિતિમાં મૂકાવાની બેપરવાઇ અને તેથી સાચી, ઉંડી અને સુસંગત સહાનુભૂતિનો છેક જ અભાવ: આવાં આવાં કાર્યો દ્વારા મનુષ્યે આજે પોતની મનુષ્યતાને હણી નાંખી છે. વધુમાં, જેઓ ઉંચી પદવીએ બેઠેલા છે અને જેમના હાથમાં ઘણી સત્તા રહી છે તેવા માણસોની નિર્દયતા અજાણતાં પણ વધી પડવાનું એક ખરૂં કારણ જણાય છે કે તેઓ પોતાની જવાબદારીના અતિ મ્હોટા ખ્યાલને લીધે સત્તાના અને સમતાના [illegible] બની રહે છે. આથી ઉપરીઓ અને અધીનો વચ્ચે રાજા અને

પ્રજા વચ્ચે તથા વડીલો અને બાળકો વચ્ચે પણ કુદરતી, ભયરહિત અને નિર્મળ વ્યવહાર થતો અટકે છે. તે કયે સ્થાને બેઠેલા માણસોની અંતર્દષ્ટિ (vision) આવરાય છે અને તેમની પ્રમાણ બુદ્ધિનો લોપ થાય છે. પરિણામે, છાલકાપણાને, બળજોરીના સત્તાપ્રવર્તનને અને નિગેધો ઉપજાવનાર સાંકડી મનોવૃત્તિને ઉત્તેજન મળવાથી ઉદ્ધત પશુબળને જ સંસારવ્યવહારમાં એમ સ્થાન મળતું દીસે છે અને આત્માનાં સઘળાંય સુંદરતર, મહત્તર તત્વો ચગદાઈને નષ્ટ પ્રાય થઈ રહે છે.

પોતાનું આવું વર્તન "વ્યવહારજ્ઞાન' અને "અનુભવ"ને આધારે સ્વીકારાયેલું છે. એમ કહીને આ અતિ જવાબદાર, અલ્પદર્શી સત્તાધિકારીઓ તે અધમ અને ખીન કુદરતી વર્તનને વાજબી ઠરાવવા યત્ન કરે છે, પણ વ્યવહાર જ્ઞાનની ખરી ભાવના કાંઈક જુદી જ છે. મનુષ્ય સ્વભાવને ઊંડી અને સમગ્ર દૃષ્ટિથી અવલોકતાં શીખવું. મનુષ્યો સાથે યોગ્ય અને ન્યાય્ય રીતે કામ પાડવા પૂરતાં ચાતુર્ય અને કળા વિકસાવવાં, અસામાન્ય પ્રસંગો અચાનક આવીને ઉભા રહે ત્યારે ગભરાઈ પડવાને બદલે સમય સૂચકતાથી મુશ્કેલીને હટાવવા માટે ક્ષોભરહિતના, માનસિક સમતોલન અને સહજ શાંતિને નિરંતર કેળવવાં આ સાચાં અને સર્વોપરી વ્યવહાર દક્ષતાનાં મુખ્ય લક્ષણો છે. તે લક્ષણોથી હમેશાં વિમુખ રહેવાને મથી રહેનાર દુર્જનોને વસવાનું ખરું સ્થાન મનુષ્ય સમાજથી દૂર-સુદૂર વેરાન વગડામાં છે.

આ પરથી સ્પષ્ટ થશે કે માનવીએ અગણિત અનિષ્ટો વિના કારણ વ્હોરી લીધાં છે. જે નિયમોથી ઈશ્વર સૃષ્ટિક્રમ ચલાવે છે તદનુસાર આપણું જીવન ગળાતું હોત તો આવી સ્થિતિનું અસ્તિત્વ પણ અશક્ય થાત. પણ આજે તો આપણે વ્હોરી લીધેલાં અને અલ્પ પ્રયાસે નિવારી શકાય તેવાં અનિષ્ટોને હટાવવામાં શક્તિ વ્યય એટલો બધો થાય છે કે વધારે ભવ્ય વસ્તુઓની સ્થાપના કાજે તક પણ મળી શકતી નથી. વળી ઘણી વાર તો છેક નિર્જીવ, અર્થહીન, ગૌણ અને અતાત્વિક વાતો કે વસ્તુઓની નિરુપયોગી અતિ ચિંતામાં પણ તેવોજ ફલ રહિત કાળ ક્ષેપ અને શક્તિ વ્યય થઈ રહ્યો છે.

વિષયની આટલી ચર્ચા પછી એક પ્રશ્ન સહજ ઉદ્ભવશેઃ માનવીની આવી બેહદ 'અવળાઈ' અને સ્વચ્છંદિતાનું મૂળ કારણ શું ? અને સૃષ્ટિના આરંભકાળથી આ વિશે જે ઉત્તર અપાયો કે તે આજે પણ અપાય-અહંકારી વિનષ્ટ થયેલ આત્મા વસ્તુ માનનો કર્તા પોતેજ હોય તેવી રીતે જગતનું તંત્ર પોતાની નિરંકુશ અને મનસ્વી રીતો વડે ચલાવવા ઇચ્છે છે. તે અપાર અહંકાર, લોભ, સ્વાર્થ અને સંસ્કાર હીનતાની અતિશયવિનાના રૂપ રૂપે માનવ જાતિની ભાવિ સ્થિતિ વિશે એક બે જનતુવા જેવી તદ્દન નિરાશાજનક કલ્પનાઓ પણ થઈ ગઈ છે. પ્રખ્યાત જર્મન ફિલસુફ નીત્શીએ એમ માનતો કે માનવી પોતાની નબળાઈ અને દુષ્ટતાથી આખરે એટલો કંટાળી જશે કે આખી માનવ જાતિ એક સામટી આત્મ હત્યા કરીને સર્વ દુઃખનો અંત આણશે અને એમ કરીને, કોઈક વિશેષ સારી જગવ્યવસ્થા માટે ઈશ્વરનો માર્ગ સરળ બનાવશે. મી. બર્નાર્ડ શોની માન્યતા આથી કાંઈક જુદી છે. તેઓ એમ કહે છે કે પરમેશ્વર પોતેજ હજી અપૂર્ણ છે અને પૂર્ણતા પામવાને પહેલેથી યત્ન કરી રહેલ છે. એ હેતુ પાર પાડવાના સાધન તરીકે તેણે શરૂઆતનાં મહા સર્પો, વાનરો ઇત્યાદિ જાતિઓથી પૃથ્વી વસાવી. પરંતુ વખત જતાં એ જાતિઓ હેતુ સિદ્ધિ માટે નિરુપયોગી લાગતાં તેનો બહુધા સંહાર કરી

નાંખવામાં આવ્યો અને તેમને સ્થાને મનુષ્ય સૃષ્ટિ વસાવવામાં આવી હવે, અમુક વર્ષોની અજમાયશ પછી જો ઇશ્વરને એમ લાગશે કે મનુષ્યની નીચતા પોતાને પૂર્ણતાના પંથમાં નડતર રૂપ છે, તો તે માનવીનો એક સામટો સંહાર કરીને કોઇક વધારે સુંદર અને પવિત્ર જાતિથી પૃથ્વી વસાવશે !

આ બધી કલ્પનાઓ ખરી હોય કે ખોટી; પણ તે પરથી એટલું તો સમજાશે કે પરિસ્થિતિ કેટલી ગંભીર થઇ છે અને દિવસે દિવસે કેટલી વધારે ચિંતાજનક અને શોકજનક થતી જાય છે.

—ચાલુ.

—(૦)—




## વ્યાસ, વાલ્મીકી અને હોમર.

મનુષ્ય માત્રનો એ એક સ્વભાવ છે કે પોતાના જ્ઞાન પરિમિત થયેલું જોવાને તે ઇચ્છતો નથી, પોતાની બુદ્ધિ કામ નથી કરી શકતી એમ જ્યારે તેને માલુમ પડે છે ત્યારે તે કલ્પનાનો આસરો લે છે; અને ત્યારેજ કાવ્યનું સૃજન થાય છે, બાહ્યજગત મનુષ્યના અન્તર્જગતમાં પ્રવિષ્ટ થાય છે અને તે એકબીજાનું રૂપ ધારણ કરે છે. જડની સાથે ચેતનનું સંમિલન થાય છે. બુદ્ધિનેજ અવલંબીને રહે છે તેને સૂર્યોદય એક સાધારણ ઘટના છે, તેને મન, હિમાલય માત્ર પર્વત અને મન્દાકિની એક નદીજ છે. પરન્તુ કલ્પના દ્વારા કવિ સૂર્યોદયમાં ઉષા દેવીનું દર્શન કરે છે, હિમાલયમાં ભગવાન શિવનું વિરાટ સ્વરૂપ નિરખે છે અને મન્દાકિનીમાં માતૃમૂર્તિ જોઇને ગદ્ગદ થઇ જાય છે.

પ્રસિદ્ધ અંગ્રેજ લેખક મેકોલે કહે છે કે જ્યાં સંસ્કૃતિ (civilisation) વિકાસ પામે છે, ત્યાં કવિત્વનો હ્રાસ થાય છે. એના કથનનો અર્થ એવો છે કે જ્યાં જ્યાં મનુષ્યમાંથી પ્રાકૃતિક ભાવો નષ્ટ થતા જાય છે અને કૃત્રિમતા આવતી જાય છે-જ્યાં જ્યાં મનુષ્ય પ્રકૃતિનો સંસર્ગ છોડીને સંસારમાં પ્રવેશ કરતો જાય છે. ત્યાં ત્યાં તેનો જીવન-રસ સુકાતો જાય છે-ત્યાં ત્યાં કવિત્વને ખોટ આવે છે અને તે કોઇક ઉચ્ચતર પ્રદેશમાં ઉડી જાય છે. જીવનના પ્રભાત-કાળમાં જગત કોને સુન્દર નથી લાગતું ? એ સમયે તો પવનની સાથે આપણે ક્રીડા કરીએ છીએ, ફૂલોની સાથે મૈત્રી બાંધીએ છીએ. અને પૃથ્વીની ગોદમાં નિશ્ચિંત વિશ્રામ લેતાં સૂઇએ છીએ. તે સમયે ઉદય પામતા સૂર્યની પ્રભા સમાન આપણું જીવન નિર્મલ, સૌમ્ય અને મધુર હોય છે. પરન્તુ જીવનના મધ્યાહ્ન કાળમાં આપણે માટે પ્રકૃતિનું સૌન્દર્ય નષ્ટ પામે છે. સંસારનાં અનન્ત કાર્યોમાં નિરત થઇને આપણે કેવળ વિશ્વના વિષમ સંતાપનો અનુભવ કરીએ છીએ, સૂર્ય કેવું એનું તેજ રહે છે; ભાન ભૂલાઇએ છીએ આપણે વર્ષાકાળ સમયે કાલવ કાદવનો કંઇ પણ ખ્યાલ કર્યા વિના આપણે આકાશની નીચે પૃથ્વીના ગમે સ્થળ પર વિહાર કરતા હતા. બાળકોનાં

ન્હાના ન્હાનાં ઝરણાં કલ કલ કરતાં, હસતાં, નાચતાં, થડકતાં વહ્યાં જતાં ત્યારે આપણે પણ તેમની સાથે ખેલતાં, કૂદતાં અને લેડતાં હતાં પરન્તુ સંસ્કૃતિ પામ્યા પછી-સભ્ય થયા પછી આપણે કાદવ કીચડને ગંદકીનું સ્થાનક માનવા લાગ્યા અને આપણે આપણા સંસારને ન ભૂલ્યા. વાલ્મીકિ અને તુલસીદાસના વર્ષાવર્ણનમાં આપણે આ વાતની યથાર્થતા સ્પષ્ટ જોઇ શકીએ છીએ. બન્ને વિખ્યાત કવિઓ છે, બન્નેએ એકજ વિષયનું વર્ણન કર્યું છે. પરન્તુ વાલ્મીકિના વર્ણનમાં જ્યારે પ્રકૃતિનું યથાર્થ રૂપ દેખાય છે. ત્યારે તુલસીદાસના વર્ણનમાં આપણને સંસારની કુટિલતાનો પરિચય થાય છે. એનું કારણ એજ કે વાલ્મીકિએ તપોવનમાં કવિતા લખી અને તુલસીદાસે કાશી યા અન્ય કોઈ નગરમાં.

કવિતા પર દેશ અને કાળનો પ્રભાવ પડે છે, એ પ્રભાવ તેની કલ્પનાગતિનો બાધક નથી હોતો. તો પણ એટલું તો કહેવું પડશે કે એને લીધેજ કવિની કલ્પના અમુક નિર્દિષ્ટ પથ પરજ વિચરણ કરે છે. હોમર સીતાની કલ્પના નહિ કરી શકે તેમજ વાલ્મીકિ હેલનની સૃષ્ટિ ઉપજાવી નહિ શકે. ભિન્નભિન્ન યુગોમાં ભિન્નભિન્ન ભાવો પ્રધાનતા ભોગવે છે. એકજ દેશના જુદા જુદા યુગોના કવિઓની કૃતિઓમાં પણ આપણે ભિન્ન ભાવોની પ્રધાનતા જોઇએ છીએ તેનું કારણ પણ એજ છે. સભ્યતાના અદિકાળમાં જે કવિઓ થયા હશે તેમની રચનાઓમાં આપણે ભાષાનો આડંબર નહિ જોઇ શકીએ, નિર્મળ જલધારા સમાન તેમની કવિતા સદૈવ પ્રાસાદિક અને વિશદ રહેવાની પરન્તુ ધન અને વૈભવસંપન્ન દેશમાં કવિઓની ભાષાની સજાવટ એથી અધીકજ હોવાની એટલુંજ નહિ પણ એની કવિતાનો વિષય પણ બાહ્ય જગત હોવાનો.

સાહિત્યજ્ઞોએ એવા મુખ્ય મુખ્ય લક્ષણો અનુસાર સાહિત્યના યુગને ત્રણ કાળમાં વહેંચી નાખ્યા છેઃ પ્રાચીન કાળ. મધ્ય કાળ, અને નવીન કાળ. સાહિત્યોમાં નજરે પડે છે. સાહિત્યના મુખ્ય વિષય એજ છે અન્તર્જગત અને બાહ્યજગત ભિન્નભિન્ન યુગોમાં એ બન્નેનો સંબંધ ભિન્નભિન્ન હોય છે. કોઇ પણ યુગ લઇશું તો તે કાળની સર્વ રચનાઓમાં કંઇ કંઇ સમાનતા અવશ્ય હોવાનું પ્રાચીન કાળમાં કવિ બાહ્યજગતને અન્તર્જગતમાં મેળવી દઇ એક નવીન જગતની સૃષ્ટિ રચતો અને ત્યાં દેવતા અને મનુષ્યોનું સંમિલન થતું,—તે સમયે અન્તર્જગત અને બાહ્યજગતમાં ભેદ ન્હોતો રહેતો. પૃથ્વી બંધુપૂર્ણ બની રહેતી, તે કાળ તે વ્યાસ, વાલ્મીકિ અને હોમરનો સત્ય યુગ.

કાવ્યના બે વિભાગ પાડી શકાય કોઇ કાવ્ય એવા હોય છે કે જેને કવિના વ્યક્તિત્વ જુદું નથી પાડી શકાતું. એમાં કવિનોજ આત્મા જડાયલો હોય છે, એવા કાવ્યોમાં કવિ પોતાના પ્રતિભાબળથી પોતાના જીવનના અનુભવો દ્વારા સમસ્ત માનવ જાતિના ભિન્ન ભિન્ન ભાવોને વ્યક્ત કરે છે. પરન્તુ કોઇ કાવ્ય એવાં પણ હોય છે કે જેમાં વિશ્વાત્માનો સંચાર થાય છે તે કાવ્યો મહાકાવ્ય કહેવાય છે અને તેની રચના એવી હોય છે જેથી તે કાવ્ય રચનાર વિશ્વકવિ તરીકે ઓળખાય છે—જેઓ સમગ્ર દેશ અને સમગ્ર યુગના ભાવો પ્રગટ કરીને પોતાની કૃતિને તે માનવ જાતિનું જીવનધન બનાવી દે છે. ગિરિરાજ હિમાલય સમાન તે પૃથ્વીને ભેદીને આકાશ મંડળ સુધી પહોંચ્યા જાય છે. કાળનો પ્રભાવ તેના પર નથી પડતો. તે સદા અટલ ઉભા રહે છે અને તેની કવિતાન્જાહ્નવી અનિચ્છિન્ન કાળ પર્યન્ત લોકોને પવિત્ર કર્યા કરે છે, ભારતવર્ષમાં રામાયણ અને મહાભારત એ બન્ને એવાં મહા કાવ્યો છે. પ્રાચીન ગ્રીસમાં ઇલિયડ અને ઓડિસી પણ એજ

કક્ષાનાં મહાકાવ્યો છે. ભારતવર્ષમાં જે સ્થાન વ્યાસ અને વાલ્મીકિનું છે તેજ સ્થાન યુરોપમાં હોમરનું છે.

વ્યાસ, વાલ્મીકિ અને હોમરનાં વિસ્તૃત જીવનચરિત આપવાનો વિફળ પ્રયત્ન નહિ કરતાં તેમનાં કાવ્યો વિષે વિચાર કરવાનું અધિક સમુચિત કાર્ય આપણે અહીં કરીશું. એ કવિઓના સમ્બન્ધમાં અનેક કિંવદન્તિઓ પ્રચલિત છે. હોમરનાં કેટલાંયે જીવન ચરિત્રો પ્રસિદ્ધ છે. એમાં એકનો લેખક હેરોડોટસ મનાય છે. એ દન્ત કથાઓમાં કવિઓની અસાધારણ વાતોનોજ ઉલ્લેખ કર્યો હોય છે. વ્યાસ વાલ્મીકિ અને હોમરનાં કાવ્યો અલૌકિક છે. તેમની કૃતિઓથી સ્પષ્ટ વિદિત થાય છે કે તેઓ દિવ્ય શક્તિ સંપન્ન હતા ને તેમનાં જીવનમાં મનુષ્ય, અલૌકિકતા જુએ તો તેમાં આશ્ચર્ય પણ શું હોય? કહેવાય છે કે વાલ્મીકિ પ્રથમ અત્યંત ક્રૂર અને નૃશંસ હતો. પણ પાછળથી રામનામનું રટન કરીને તે તપસ્વી બન્યા. જેનાં કાવ્યોમાં કરૂણરસનાં અપૂર્વ સ્રોત વહ્યાં છે તેની ક્રૂરતા પણ જોવા જેવી હશે. રામાયણના વાચનથી ભક્તિનો ઉદય થાય છે, અને એથી પાષાણ હૃદય પણ દ્રવિત થઈ જાય છે. એજ વાતનો ઉલ્લેખ આ કિંવદન્તિમાં છે. ક્રૌંચ પક્ષીના વધથી વ્યથા પામીને એણે શ્લોકની રચના કરી એ વાત પણ વાલ્મીકિ વિષે પ્રસિદ્ધ છે. એવી ઘટનાઓ અસાધારણ છે છતાં અસંભવિત તો નથીજ. તો પણ એ પ્રતીત થાય છે કે એ કિંવદન્તિઓ કવિઓની કૃતિ પર સર્વસાધારણની આલોચના છે. કવિતાની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે એ ઘટના દ્વારા બતાવવામાં આવ્યું છે, મર્ત્ય લોકમાં જીવન અને મૃત્યુની જે લીલા થઇ રહી છે, મનુષ્યના હાસ્યમાં પણ કરૂણ વેદનાનો જે ધ્વનિ ઉઠી રહ્યો છે, ક્ષણિક સંયોગની પછી અનન્ત વિયોગની જે દારૂણ નિશા આવે છે તેથી કવિના હૃદયમાંથી સહસા ઉદ્‌ગાર નિકળી પડે છે; અને તેજ કવિતા છે. જે કવિતામાં વિશ્વવેદનાનો સ્વર નથી તે કવિતા માધુર્યવિહીન છે. એજ ભાવ શેલીએ નીચેની પંક્તિમાં વ્યક્ત કર્યો છે,

Our Sweetest songs are those
That tell of saddest thoughts.

વ્યાસ દેવે હિન્દુ સમાજને ધર્મ અને નીતિની શિક્ષા આપી છે. એમના મહાભારતમાં હિન્દુ સદાચારની સૃષ્ટિ રચાઈ છે, એથીજ એને પંચમ વેદ કહેવામાં આવે છે. પરન્તુ ધર્મ અને નીતિની સૂક્ષ્મ વિવેચના કરનાર વ્યાસજીનું જન્મવૃત્તાંત એવું નથી કે જેને પ્રગટ કરવા લોકો ઉત્સુક થાય. એમના જીવનથી એ સિદ્ધ થાય છે કે જન્મથીજ મનુષ્યનું ભવિષ્ય નિશ્ચિત નથી થતું. હોમર અન્ધ હતા. 'હોમર' શબ્દનો અર્થજ અન્ધ થાય છે. એજ રીતે આપણા સુરદાસજી પણ અન્ધજ હતા. જે વ્યક્તિ જગતનાં બાહ્ય સ્વરૂપનો તિરસ્કાર કરીને અન્તર્ગત સત્યની શોધ કરે છે તેને માટે ચર્મચક્ષુ સર્વથા વ્યર્થ છે. આંખોથી તો આપણે પૃથ્વી પર પૃથ્વીજ દેખીએ છીએ. પણ હોમર નેત્ર વિહીન હતા છતાં પણ તેમણે પૃથ્વી પર સ્વર્ગનું દર્શન કર્યું.

વાલ્મીકિ ભારતવર્ષના આદિ કવિ મનાય છે. એની ગણના મહર્ષિઓમાં થાય છે. હિન્દુ સમાજનાં ઋષિઓનું સ્થાન ઘણું ઉંચું છે, તેમની દેવ તુલ્ય પૂજા થાય છે, તેમનાં કથનનું ખંડન કરવાનું કામ સાહસ નથી કરી શકતું. તેમનાં વચન કદી મિથ્યા નથી થતાં. આદિ કવિની ગણના મહર્ષિમાં થઇ એથી એ સૂચિત થાય છે કે કવિઓ તે સ્થાન પ્રાપ્ત કરે છે જે સ્થાન ઋષિઓને મળ્યું છે. ઉપનિષદોમાં પણ કહેવાયું છે કે 'कविर्मनीषी परिभू स्वयंभू' ઋષિના વચનમાં જે ગુણ

આવશ્યક છે તે ગુણ જો કવિના વચનમાં નહિ હોય તો તેમ આપણે કવિ નહિ કહીશું. અલંકાર, પ્રાસાનુપ્રાસ માધુર્ય વિગેરે કાવ્યના ગુણો કહેવાય છે. પરન્તુ ઋષિઓની કૃતિમાં આપણે એટલાથીજ સંતોષ નહિ પામીશું. આપણે તો એની પાસે તેની આશા રાખીશું જે આપણામાં સ્વર્ગીય ભાવ ભરી દે. ઋષિનું વચન કામધેનુ સમાન આપણી સર્વ વાસનાઓનો અન્ત આણી શકે છે. અને રામાયણના વાચનથી પણ કોઇ વાસના રહી નથી જતી. તેથીજ એને સ્વર્ગની સીડી કહી છે.

રામાયણમાં આદર્શ સમાજનું ચિત્ર છે. એથી કોઇક લોકોને તેની કથા અસ્વાભાવિક છે એમ લાગે છે. પણ તે તેમનો ભ્રમ છે. માનવ સમાજ આદર્શ રૂપમાં કેવી રીતે અવતરી શકે એ રામાયણ બતાવે છે. પૃથ્વી પર સ્વર્ગ શી રીતે અવતરી શકે તે એમાં જણાવ્યું છે. અરવિંદ બાબુ કહે છે તેમ "રામાયણમાં વિશુદ્ધ ને નૈતિક અવસ્થાનું ચિત્ર આપણી નજરે પડે છે. એમાં શારીરિક અને માનસિક બન્ને શક્તિઓનો પૂર્ણ વિકાસ બતાવ્યો છે. સાથે સાથે એ શક્તિઓના સ્વભાવની શુધ્ધતા અને એને શ્રેષ્ટ ધાર્મિક જીવનના કાર્યોની સહાયક બનાવવાની આવશ્યકતા પણ એમા બતાવાઇ છે.

વ્યાસજીએ મહાભારતમા પાર્થિવ શકિતની પરાકાષ્ઠા બતાવીને એની નિસ્સારતા જણાવી છે કર્તવ્યા કર્ય અને ધર્માધર્મનો અતિ સૂક્ષ્મ નિર્ણય એમણે કર્યો છે પોતાના કર્તવ્યક્ષેત્રમાં હોમાઇ જવું એમાજ ધર્મની પરાકાષ્ઠા છે, એવો એનો બોધ છે.

હોમરનાં બે કાવ્યો પ્રસિદ્ધ છે એક ઇલિયડ અને બીજું ઓડેસી પ્રાચીન ગ્રીક ઇતિહાસમાં પ્રસિધ્ધ થયેલાં 'ટ્રોજનવોર' નામનાં યુધ્ધનું સવિસ્તર વર્ણન ઇલિયડમાં છે. એની કથા સંક્ષેપમાં આ પ્રમાણે છે. 'પ્રાચીન કાળમાં એશિઆમાં એક સમૃદ્ધ રાજ્ય હતું. તેની રાજધાની ટ્રોય હતી. તે રાજ્યના અધીશ્વરનું નામ પ્રાયમ હતું. તેનો એક પુત્ર પેરિસ નામે હતો. સ્પાર્ટાના મેનીલાસની સ્રી હેલનને પેરીસ હરણ કરી લાવ્યો. એ અપમાનથી ક્ષુબ્ધ થઇને મેનીલાસે સર્વ ગ્રીક રાજાઓને એકત્ર કરીને ટ્રોય પર આક્રમણ કર્યું. ભીષણ યુધ્ધ જામ્યુ. બન્ને પક્ષના મોટા મોટા વીરો ધરણીએ ઢળ્યા. અન્તે ગ્રીક વીરોએ ટ્રોયને હસ્તગત કર્યું, આ ઇલિયડની કથા છે. ઓડેસીમાં યુલીસેસ નામના એક ગ્રીક નરેશની યાત્રાનું વર્ણન છે.

હોમરની કલ્પનાશક્તિ અતિ પ્રચંડ હતી. એના કાવ્યોમાં વિલક્ષણ શક્તિ છે. મહાકાવ્યોના કથા પરજ ભાર દેવામા આવે છે પણ હોમરે તો ભિન્ન ભિન્ન ચરિત્રો આલેખ્યા અને પોતાના કાવ્યને નાટકનું રૂપ આપ્યું. એક વિદ્વાન સમાલોચક કહે છે કે જો આપણે નાટકકારોમાં હોમરને સ્થાન આપવા ઇચ્છીએ તો તેમાં હોમરને શેકસપીઅરની કક્ષામા મુકવો પડે. આ દ્રષ્ટિથી તેના કાવ્યોની તુલના રામાયણ અને મહાભારતની સાથે આપણે નથી કરી શકતા. પરન્તુ રામાયણ અને મહાભારતની પેઠે હોમરનાં કાવ્યોએ યુરોપમાં એક વિચારધારા ફેલાવી. મનુષ્યના જીવનમાં જે અદ્રષ્ટશક્તિનું પ્રાગટ્ય છે તેનાથી પૃથક્ કરીને તેણે માનવ જાતિને અધ્યાત્મ શક્તિ વિહીન જીવનું દર્શન કરાવ્યું. દ્રૌપદી ક્રિયાશક્તિની અને સીતા વિશુદ્ધિની પ્રતિમા છે. હેલન પાર્થિવ સૌંદર્યની પ્રતિમા છે. તેમ એનાજ પ્રભાવથી ટ્રોય જર્જર થઇ ગયું. હવે આપણે એમની કવિતાના ગુણદોષ વિશે વિચાર કરીએ

કવિતાને માટે અલંકાર આવશ્યક મનાયાં છે. હોમરની ઉપમા વિશે એક સમાલોચકનું કહેવું છે કે હોમરે સૌન્દર્ય વૃદ્ધિ માટે ઉપમાનો પ્રયોગ નથી કર્યો. એ વાતને નિશે

પ્રેમાવેશપ્રાદક અનાત્રયો તો ચમકતા તેમજ ઉપમાદ્વારા તે ઉલ્લેખ કરતાં જેમાંથી કવિત્વશક્તિનો ઉચ્છ્વાસ થાય છે. તેથી જ તેનો પ્રયોગ તેના પ્રભાવ જેટલોજ સ્વાભાવિક લાગે છે. વાલ્મીકિની ઉપમા બહુ સરળ છે, ત્યારે વ્યાસજીની ઉપમામાં એક પ્રકારની નિરંકુશતા છે.

હોમરની કવિતા વિશે મેથ્યુ આર્નોલ્ડ કહે છે કે તેના ત્રણ પ્રધાન ગુણ છે. પહેલો ગુણ તે તેનો વેગ. ગિરિઝરણાં સમાન હોમરનો કવિતાસ્રોત અત્યંત વેગથી વહી જાય છે. એની ગતિ કદિ પણ શિથિલ નથી બનતી. એના છન્દની યોજના પણ એવી છે કે તેથી કવિતાની ગતિ વધુ તીવ્ર બને છે. તેનો બીજો ગુણ તે તેના ભાવોની ભવ્યતા. હોમરની લોકપ્રિયતાનું સૌથી સબળ કારણ એની પ્રાસાદિક કવિતા છે. તેનો ત્રીજો ગુણ તે તેના ભાવોની ઉચ્ચતા—જેથી મનુષ્ય પોતાનું મનુષ્યત્વ વિસરી દેવોપમ બને. મેથ્યુ આર્નોલ્ડનું આ કથન રામાયણ અને મહાભારત વિશે વાપરીએ તો તે અયુક્ત નહિ કહેવાય. એમાં પણ કવિતાની નિર્બાધ ધારા, પ્રાસાદગુણ અને સ્વર્ગીય ભાવો છે.

આદર્શ ચરિત્રના લેખક એ કવિઓનો પ્રધાન ગુણ છે. હોમરે આદર્શ નરનારીઓનાં ચરિત્રો આલેખ્યાં. વ્યાસ અને વાલ્મીકિનાં ચરિત્રો પણ એવાંજ ઉત્તમ છે. પરન્તુ એમના ચરિત્રોની પરસ્પર તુલના નથી થઈ શકતી. હોમરની હેલન, વાલ્મીકિની સીતા અને વ્યાસની દ્રૌપદી ત્રણે અદ્વિતીય નારીરત્નો છે. હેલનના ચરિત્રાલેખનમાં જેવી સફળતા હોમરને પ્રાપ્ત થઈ છે તેવીજ સફળતા વ્યાસ અને વાલ્મીકિને દ્રૌપદી અને સીતાનાં ચરિત્ર ચીતરવામાં મળી છે પરન્તુ કલાની કુશળતાનો વિચાર નહિ કરીએ તો રામ અને સીતાનાં ચરિત્રો સર્વોત્તમ છે,

રામાયણમાં રામચંદ્ર અને સીતાનાંજ ચરિત્રો પ્રધાન પદ ભોગવે છે. અન્ય ચરિત્રોની સૃષ્ટી તો એના ચરિત્રોને પ્રૌઢ બનાવવા માટેજ થઇ છે. રામચન્દ્ર પુરુષોત્તમ છે. લોકમર્યાદાના એ સંરક્ષક છે—સત્યવ્રત છે, શૂરવીર છે. એમનામાં દેવદુર્લભ ગુણો છે. પરન્તુ રામમાં આજ ગુણો હોત તો કદાચિત આજે મનુષ્યોના હૃદય મન્દિરમાં એમનું સ્થાન રહેત નહિ. એમના ચરિત્રની વિશાળતા અને ભવ્યતા જોઇને લોકો વિસ્મય મુગ્ધ બની જાય છે. છતાં તે ગુણો લોકોને પોતાનાં કરી લેતા નથી. આજે રામચન્દ્ર ઇશ્વર તુલ્ય મનાય છે. એમનાં નામ માત્રનું સ્મરણ કરીને નીચ મનુષ્ય પણ ભવસાગરની પાર ઉતરી જાય છે. આ ભક્તિભાવ એનાં અલૌકિક ચરિત્રોનું પરિણામ નથી; પરન્તુ એના લૌકિક ચરિત્રોનુંજ એ પરિણામ છે. એમના વિશાળ મહિમાથી આનંદ ઉપજી શકે છે—પ્રેમ નથી ઉપજતો. રામચન્દ્ર ઇશ્વર હતા પણ એ આવ્યા હતા મનુષ્ય-રૂપમાં. એમનામાં માનવ ગુણો હતા એ પુત્ર હતા, ભાઇ હતા ને ત્યાગી પણ હતા. એમણે મનુષ્યોના સુખ દુઃખ અને આશા નિરાશાનો અનુભવ કર્યો હતો. જે પુરુષ રાજરાજેશ્વર છે તે દરિદ્રોની ઝુંપડીના અનુભવો નથી લઇ શકતો. પરન્તુ રામચન્દ્રે દારિદ્ર્યનું પણ ચાખ્યું હતું. રાજસિંહાસન પરથી નીચે ઉતરી દરિદ્રતાને પણ આલિંગન દીધું હતું. ઝાડનાં વલ્કલ પહેરીને ભયંકર જંગલોમાં એઓ ઘૂમ્યાં હતા અને તેવીજ અધમ પુરુષો પણ એમની પાસે જવાનું સાહસ કરતા હતા. તુલસીદાસે રામચન્દ્રના ચારિત્ર્યમાં એમની ચરિતનું આપણને વારંવાર સ્મરણ કરાવ્યું છે, એની કંઇ પણ આવશ્યકતા નહોતી સાચું કહીએ તો એથી રામચરિત્રમાં કેટલાક દોષો આવી ગયા છે. સીતાવિયોગની વ્યથાથી પીડિત થઇ રામચન્દ્રજીએ જે વિલાપોદ્ગાર કાઢ્યા છે તે વાંચીને હૃદય દ્રવીભૂત થઇ જાય છે. એમાં તુલસીદાસજીએ કરુણ રસનો સ્ત્રોત વહાવ્યો છે તેથી આ પ્રસંગો વાંચી કોઇપણ વાચકની આંખમાંથી આંસુ ન પડે એ

સંભવિત નથી. પરંતુ એવે સ્થાને તુલસીદાસજી તરતજ કહી દે છે કે 'એ તો ઇશ્વર છે-નરલીલા કરી રહ્યા છે-એને સુખ દુઃખ શાનાં?" એવે સમયે હૃદય હતાશ થઇ જાય છે. આવું જ્યારે તુલસીદાસજી આપણને કહે છે ત્યારે આપણને લાગે છે કે રામ આપણાથી ઘણાજ દૂરે ચાલ્યા ગયા. કૌશલ્યાની પેઠે આપણે પણ હાથ જોડીને કહીએ છીએ કે 'ભગવન્, તમે તમારું નિજસ્વરૂપ અમને નહિ બતાવો. ઇશ્વરનું રૂપ ધરીને તમે અહીં ન આવો. તપસ્વીરૂપમાંજ તમે અમને દર્શન દ્યો.' આવીજ રીતે ધનુષ્યભંગ સમયે સીતાના હૃદયમાં આશા અને નિરાશાનું જે દ્વંદ્વ મચે છે એથી હૃદયસ્પન્દન ક્ષણભર રોકાઇ જાય છે. પરંતુ જ્યાં તુલસીદાસજી આપણને સ્મરણ કરાવે છે કે સીતાજી તો જગજ્જનની છે ત્યારે આપણી ઉત્કંઠા નાશ પામે છે. કારણ કે ત્યારે તે આપણાથી ઘણાંજ દૂર હઠી જાય છે. ત્યાં ક્ષુદ્ર મનુષ્યોના ક્ષુદ્ર ભાવો પહોંચી શકતા નથી. વાલ્મીકિએ રામચન્દ્રજીની ઇશ્વરતાપર ભાર નથી મૂકયો. મનુષ્યરૂપમાં લાવીને એમણે રામનું ચરિત્ર આપણ મનુષ્યો માટે સુગમ કરી દીધું છે. સીતાજીનાં ચરિત્રચિત્રણમાં એમને ઘણીજ સફળતા મળી છે. એવું દિવ્ય ચરિત્ર બીજા કોઇ કવિએ નથી આલેખ્યું. એજ કારણને લીધે હજારો વર્ષો વીતી ગયાં તો પણ વાલ્મીકિનું મધુર ગાન ભારતનાં નરનારીઓના કર્ણમાં આજે પણ ગૂંજી રહ્યું છે. પ્રાચીન અયોધ્યા નાશ પામ્યું છે પરન્તુ હિન્દુસમાજના હૃદયમાં રામાયણમાંનું અયોધ્યા આજે પણ જીવતું જાગતું છે. સંસારમાં હિન્દુ જાતિનું જ્યાં સુધી અસ્તિત્વ રહેશે ત્યાં સુધી તેમનાં હૃદયમાંથી રામાયણનો પ્રભાવ ઘડીભર દૂર થઇ શકશે નહિ.

માનવજાતિ સર્વત્ર એકજ છે; તોપણ દેશ અને કાળનાં કારણોને લીધે એ અનેક ખંડોમાં વહેંચાઇ ગઇ છે. મનુષ્યોને એક બીજાથી છૂટા પાડનાર આ વ્યવધાનથી બચાવવા, એ ઉદ્દેશ ધર્મની પેઠે સાહિત્યનો પણ છે. જો એમ થઇ જાય તો આપણે પૃથ્વીપર સૌંદર્યનું યથાર્થ સ્વરૂપ જોઇ શકીએ ખરા; પરન્તુ આપણે જોઇએ છીએ કે એ ભિન્નતા દૂર થવાને બદલે ઉલટી વધતીજ રહી છે. ધાર્મિક ક્ષેત્રમાં કોઇ મહાત્માએ જ્યારે માનવજાતિને એક કરવાનો પ્રયાસ કર્યો ત્યારે તેની ચેષ્ટા થઇ એટલુંજ નહિ પરંતુ તેથી સંસારમાં ભેદભાવ વધારનાર એક બીજા નવાજ પન્થનો જન્મ થયો. જગત્‌માં જેટલા મત અત્યારે પ્રચલિત છે તે સર્વનો પ્રારંભ એ ઉદ્દેશથીજ થયો હતો. તો પણ આપણે જોઇએ છીએ કે દુનિયામાં પરસ્પર દ્વેષ અને ઘૃણાનો ભાવ ફેલાયલો છે. પરન્તુ સાહિત્ય ક્ષેત્રમાં એ સ્થિતિ નથી. અહીં તો કોઇ પણ મહાન્ આત્માનો અભ્યુદય થવાથી દ્વેષ કે ઘૃણાને સ્થાને પ્રેમ અને સહાનુભૂતિનો ભાવ જાગૃત થાય છે. સર્વે લોક પરસ્પર મળે છે અને પોત પોતાનાં સારા તત્વોની અદલાબદલી કરે છે. અને એવી રીતે પોતાનું મમત્વ છોડીને મનુષ્યત્વ ગ્રહણ કરે છે. સાહિત્યમાં લેવડ-દેવડનું એ કાર્ય અત્યંત શાંતિથી થાય છે, ભારતે યુરોપને શું દીધું તથા કેટલું લીધું એ વિષયનું અનુસન્ધાન કરવાનું કામ પુરાતત્વવેત્તાઓનું છે. આપણે તો એટલુંજ કહીશું કે સમસ્ત સાહિત્ય વિશ્વસાહિત્ય છે. અને તે સમસ્ત માનવ જાતિનાં કલ્યાણાર્થે નિર્માયું છે. ટેમ્સ, ગંગા, મિસીસિપી વિગેરે નદીઓના ઉદ્ગમ ક્યાં ક્યાં થયા હશે પરન્તુ અન્તે તો તે સર્વ આવીને મહાસાગરમાંજ જઇ મળે છે. તેમ વ્યાસ વાલ્મીકિ અને હોમરનો જન્મ જગતમાં જુદે જુદે સ્થાને થયો હતો પરન્તુ તેમની કાવ્યધારાઓ તો એક અનન્ત વિશ્વમાં વહીને પૂર્ણતાનો લાભ મેળવે છે. *

મનુભાઇ કલ્યાણજી દેસાઇ.

---

* હિંદી સરસ્વતી પરથી અનુવાદ

ઉભયમાં ઉપરોક્ત મર્યાદાનું ઉલ્લંઘન જોઇએ તેથી વધુ પ્રમાણમાં થયું છે. હાસ્યને બદલે ઘૃણા જાગે છે.

હાસ્ય-અપ્સરાઓનું વળી સામાન્ય નિરીક્ષણ કરતાં આપણને કંઇક બીજુંજ આશ્ચર્ય માલુમ પડે છે. કેટલાક હાસ્ય-અપ્સરાઓ સપ્રયોજન આલેખાયલા માલુમ પડે છે, તો કેટલાક માત્ર હાસ્ય ખાતરજ નિષ્પ્રયોજન આલેખાયલા માલુમ પડે છે. કેટલાકનું કહેવું એમ થાય છે કે-પ્રયોજન, આશય જે કહો તે હાસ્ય વિધાનમાંજ; હાસ્ય વિધાનત્વ-સિવાય અન્ય કંઇ પ્રયોજનની જરૂરજ નથી. કેટલાક એમ કહે છે કે:-હાસ્ય-વિધાનત્વ એ તો જાણે લેખકનું અમુક પ્રકારે આલેખવાનું માનસિક વલણ: માનસિક વલણ બીજા પ્રકારનું હોત તો તેજ અપ્સરાનું વિધાનત્વ કંઇક બીજા પ્રકારમાંજ દૃશ્ય થાત. અપ્સરા પસંદ કરવામાં; અપ્સરાનું આલેખન કરવામાં પ્રયોજનની ખાસ જરૂર છે. प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते । 'હાસ્ય મંદિર'માંનાજ હાસ્ય-અપ્સરાઓ તરફ નજર કરતાં સામાન્યતઃ સર્વ હાસ્ય અપ્સરાઓ સપ્રયોજન આલેખાયલા માલુમ પડે છે; માત્ર એકાદ બે નિષ્પ્રયોજન જેવા લાગે છે, પરંતુ તેમાં પણ કંઇક બારીક નજરથી જોતાં કંઇક ક્ષુદ્ર પ્રયોજન માલુમ પડે છે.

સપ્રયોજન આલેખાયલા હાસ્ય અપ્સરા હાસ્ય નથી ઉપજાવતા એમ તો નથીજ. હાસ્યરસમાં કંઇક ક્ષતિ પહોંચાડે છે, એમ પણ નથીજ. એથી વિરુદ્ધ એમ કહીએ તો પણ ચાલશે-કે તેમાં, પ્રયોજન જ્ઞાત થતાં કંઇક વધુ કાંત, મનોજ્ઞતા લક્ષ્ય થાય છે, કેટલાક હાસ્યપ્રદ પ્રસંગો પ્રત્યુત્પન્નમતિ, આકસ્મિક હોય છે-તેમાં પ્રયોજન નજ જણાય; પરંતુ જે હાસ્ય-અપ્સરા હાસ્ય ઉપજાવવાની ખાતરજ પ્રથમથીજ પૂર્ણ વિચાર કરીનેજ આલેખાયલા છે-તેમાં પ્રયોજન ન જણાય એ કંઇક આશ્ચર્યપ્રદ છે, દૃષ્ટાંત તરીકે એકાદ સભામાં માત્ર હાસ્ય ઉપજાવવાની ખાતર એક મહાશયને પ્રથમથીજ કહેવામાં આવેલુ હોય; સમય આવતાં તે મહાશય ઉભા થાય-અને અસંબદ્ધ વાર્તાલાપ કરે. આ હાસ્યજનક તો થવાનુંજ-બધાને તે હાસ્ય તો કરાવવાનોજ; પરંતુ સુજ્ઞ શ્રોતાના હૃદયમાં આ મહાશયની, તેમના હાસ્ય અપ્સરાની તુલના કેવી થવાની!!? મુખ્યત્વે કરીને પૂર્ણ નિર્ધારિત હાસ્ય-અપ્સરામાં પ્રયોજનની ખાસ જરૂર છે, અને તદ્વિહીન તેવા અપ્સરા મૂર્ખતા દર્શક છે-એમ મારું ધારવું છે, આ સંબંધમાં મને એક પ્રસંગ યાદ આવે છે: તે નીચે પ્રમાણે:-

વડોદરા કોલેજમાં The Bombay Students Federation (Baroda Branch) નો વાર્ષિક મહોત્સવ હતો. તેના કાર્યક્રમમાં રમત-ગમત-વિભાગ પરત્વે-હસવાની 'શરત'-હતી ક્રમાનુસાર આ શરત આવી અને દશ ઉમેદવાર આવ્યા: એક, બે અને ત્રણ: હસવાની ક્રિયા શરૂ થઇ. આ શરતમાં હસવાનું કારણ કંઇ ન હતું-હસે શા પર, ક્યા પ્રકારે! હાસ્યની શરત-એટલે હસવું પણ હાસ્ય કૃત્રિમ, અસંબદ્ધ. આવાંજ હાસ્ય પૂર્ણ વિચારીત નિષ્પ્રયોજન હાસ્ય અપ્સરાથી થાય છે. ઉદાત્ત પ્રકૃતિને તેના પર તિરસ્કાર છૂટે છે: મધ્યમ પ્રકૃતિ તેમાં પોતાના અનૌચિત્યથી રાચે છે: અને નીચ પ્રકૃતિ તુરંગમર-છાછરા સ્વભાવે પેટ પકડીને હસે છે. સારાંશ કે પરોક્ષ રીતે સાબિત કરી શકાય તેમ આવા નિષ્પ્રયોજન હાસ્ય અપ્સરાઓ અધોગતિ સૂચક અને અધોગતિપ્રદ છે; અને ત્યાજ્ય છે.

હાસ્યપ્રદ વૃત્તિ-પ્રવૃત્તિનું વળી સામાન્ય અવલોકન કરતાં એમ જ્ઞાન થાય છે કે-હાસ્યનું ઉદ્ભવ-સ્થાન ચાર પ્રકારનું છેઃ- (૧) ચેષ્ટા, (૨) વાણીવ્યવહાર (૩) આક્ષેપન અને (૪) ચેષ્ટા વાણીવ્યવહાર.

ચેષ્ટાઃ-અમુક હાવ ભાવથીજ, અમુક આંગિક ચાળા ચસકાથીજ-કંઇ પણ બોલ્યા સિવાય જે હાસ્ય જન્મે છે-તેને આપણે 'ચેષ્ટાપ્રદ' કહીશું,

વાણી વ્યવહારઃ-કેટલાંક હાસ્ય માત્ર વાણી-વ્યવહારમાંથી જન્મે છે. અમુક પ્રસંગે અમુક વાણી, અમુક બોલ, અમુક પ્રસંગે એવાં આશ્ચર્યકર, એવા અપૂર્વ, એવા અદ્ભુત-લાગે છે તેથી હાસ્ય જન્મે છે. આમ જે હાસ્ય જન્મે છે-તેને આપણે 'વાણી વ્યવહારપ્રદ'-કહીશું. આ પ્રકારમાં 'નર્મયુક્ત વાક્ચાતુર્ય (wit), 'મર્મ હાસ્યરસ' Huomur આદિ હાસ્ય-અંતરાઓ આવી શકે છે-આવી જાય છે.

આક્ષેપનઃ—આક્ષેપપ્રદ જે હાસ્ય થાય છે, તેને આપણે વાણીપ્રદ વા ચેષ્ટાપ્રદ ન કહી શકીએ; ચેષ્ટાવાણી વ્યવહારપ્રદ પણ ન કહી શકીએ. આમાં રાત આક્ષેપનપ્રદ જે સ્થાયિ ભાવે તેનાવીકર હાસ્ય જન્મે છે, આ પ્રકારમાં 'આક્ષેપ' (Lampoon) 'ઢોંગઢોંગ' (Caricature) 'પરિહાસમય અનુકરણ' (Parody) આદિ આવે છે, આ પ્રકારને આક્ષેપનપ્રદ કહીશું.

ચેષ્ટાવાણી વ્યવહાર-કેટલાક હાસ્ય અન્તરા એવા છે કે-જેમાં નહિ કે એકલી વાણીથી વા નહિ કે એકલી ચેષ્ટાથી-પરંતુ વાણી અને ચેષ્ટા ઉભયથી હાસ્ય જન્મે છે, આવા હાસ્ય રસના લીંબા અન્તરાઓને આપણે 'ચેષ્ટાવાણીવ્યવહારભૂત' કહીશું.

આ અન્તરાઓનું નિરીક્ષણ કરતાં કેટલાક પ્રસંગોપાત્ સ્વાભાવિક હાસ્ય-વૃત્તિને લઇને બહાર નીકળી પડતા માલમ પડે છે; ત્યારે કેટલાકનો આવિર્ભાવ પૂર્વ વિચારીત હોય છે. હાસ્ય રસનો જમાવ કરવાનેજ તેની સફલતા પ્રથમથીજ થયલી હોય છે, પ્રથમ પ્રકારને આપણે 'સાહસિક' અને બીજા પ્રકારને આપણે 'પૂર્વ વિચારિત' કહીશું,

સામાન્યતઃ સાહસિક હાસ્ય નિષ્પ્રયોજન હોય છેઃ પૂર્વ વિચારિત હાસ્ય હરહંમેશ સપ્રયોજન હોવાં જોઇએ-સામાન્યતઃ હોય છેજ. જ્યાં આમ તે નથી હોતાં, ત્યાં તે લેખકની મૂર્ખતા દર્શક ઉદ્ગાર હવાને લાગે છે.

આટલા સામાન્ય વિવેચન પછી ઉપરોક્ત વિભાગનું પૃથક્કરણ આપવું ઠીક લાગે છે-અને તે નીચે પ્રમાણેઃ-




(અપૂર્ણ)

નટુભાઈ.

# કાર્લ માર્ક્સ.

અનુવાદક:—જ્યોત્સ્ના શુક્લ.

કાર્લ માર્ક્સનો જન્મ ઇ. સ. ૧૮૧૮ ના મે મહિનાની ૫મી તારીખે ત્રેવ્ઝ ખાતે થયો હતો, તેનો બાપ આગેવાન યાહુદી વકીલ હતો. તે ઘણો સ્નેહવાળો ને સુશિક્ષિત માણસ હતો અને અઢારમી સદીના ફ્રાન્સના આગળ વધેલા વિચારો ધરાવતો હતો, ૧૮૨૪માં પ્રશિયન સરકારે હુકમ બહાર પાડ્યો કે સઘળા યાહુદીઓએ ખ્રિસ્તી ધર્મની દીક્ષા લેવી, ને જે ન લે તેને કોઇ પણ સરકારી ઓધ્ધો ધરાવવા દેવો નહીં. કાર્લ માર્ક્સનો પિતા સ્વતંત્ર વિચારનો હોઇ વૉલ્ટેરનો શિષ્ય હતો છતાં પોતાનો ઓધ્ધો છોડી દઇ કુટુંબને પાયમાલ કરવા કરતાં આ હુકમને તાબે થવાનું તેણે વધારે પસંદ કર્યું. કાર્લ માર્ક્સની માતા હંગેરિયન વંશની ડચ યાહુદી હતી તેના તેના વડવાઓ મોટા પંડીત હતા.

નાની ઉમ્મરથીજ કાર્લ ઉત્તમ મગજ શક્તિ બતાવવા લાગ્યો ને સારે ભાગ્યે તેની માનસિક ખીલવણી માટે હરકોઇ પ્રકારનું ઉત્તેજન તેમજ તક તેનાં મા બાપ તેને આપી શક્તાં.

તેનો બાપ તેને રાસિન ને વૉલ્ટેર વાંચી સંભળાવતો, ફ્રેન્ચ સાહિત્યનાં જાણીતાં પુસ્તકોનો તેને પરિચય કરાવતો; અને પોતાના ભવિષ્યના સસરા પાસે તે હોમર અને શેક્સપિયરને ચાહતાં શીખ્યો. મજુર વર્ગ તરફની કાર્લ માર્ક્સની ઉંડી સહાનુભૂતિ તેમજ તેનો ઉથલપાથલ કરવાનો જુસ્સો એ ખાલી લાગણીનાં કે અંગત દુઃખના નહીં, પણ શુધ્ધ તર્ક, અંતર દર્શન તેમજ અભ્યાસનાં પરિણામ હતાં. છતાં એ શુષ્ક તત્વજ્ઞાની, વ્યક્તિત્વ વગરનો વૈજ્ઞાનિક, કે એકલવાયો ઇતિહાસનો અભ્યાસી તો ન્હોતોજ. તેના બધા અંગત મિત્રોના કહેવા પરથી તેમજ તેના આખાં જીવન પરથી જણાય છે તેમ તેનાં સમકાલિન ડાર્વિનની પેરે તે કોઇ અમુક વિષયમાં પારંગત નહોતો પણ એક અદ્ભુત વ્યક્તિ હોવા ઉપરાંત માનુષિક પ્રેમી, ઇચ્છાઓ વાસનાઓ તેમજ ખામીઓ વાળો મનુષ્ય હતો. સાહિત્યની દિશામાં તેના પ્રથમ પ્રયત્નો કવિતા લખવાના હતા તે નોંધ લેવા યોગ્ય છે. એની પુત્રી એલિયાનોર જણાવે છે કે 'શાળામાં તેના સહાધ્યાયીઓ તેને ચાહતા તેમજ તેનાથી ડરતા—ચાહતા કારણકે છોકરવાદી ભર્યાં તોફાન કરવાને તે હંમેશા તૈયાર હતો ને ડરતા કારણકે એ તીખી, ટીકાત્મક કવિતા લખતો ને પોતાના દુશ્મનોને હાંસીને પાત્ર ઠરાવતો. જીવનના અન્ત સુધી તે કવિતા, કળા ને સંગીતનો ભક્ત રહ્યો, હોમર, ડાન્ટે, શેક્સપિયર, સર્વાન્ટિસ, ગેટે, શેલિ તથા પુશ્કીન તેના માનીતા લેખકો હતા, તેના બચપનના ઉત્ક્રાન્તિવાદી જર્મન કવિઓ હેઇન, ફ્રેલિગ્રાથ, વીર્હ્ટનો તે અંગત મિત્ર હતો, માર્ક્સ આસરે અડધો ડઝન ભાષાઓ જાણતો, ને ઉંચા 'પ્રકારનું' ફ્રેન્ચ તેમજ અંગ્રેજી લખી શકતો. તેમજ વૈજ્ઞાનિક પ્રગતીમાં ઘણો રસ લેતો.

આ બધું જણાવીએ છીએ તે એટલું બતાવવાને કે સામાન્ય રીતે મનાય છે તેમ માર્ક્સ માત્ર સૂક્કો-અર્થ શાસ્ત્રી નહોતો.

૧૮૩૬માં તે પિતાની ઇચ્છાથી બર્લિન યુનિવર્સિટિમાં કાયદાનો અભ્યાસ કરવા માટે ગયો પણ ત્યાં એનું જોઇએ તેવું ચિત્ત 'ચોંટ્યું' નહીં. એને ફીલોસોફીનો શોખ વળગ્યો અને કુટુમ્બીઓની નારાજી વચ્ચે તે ફીલોસોફીનો અઠંગ અભ્યાસી બની રહ્યો દરમ્યાન એને ઘણા મ્હોટા માણસો સાથે ઓળખાણ થયું જેઓ પછી જીવનમાં એની સાથે મતભેદ પડ્યા છતાં એની બુદ્ધિ અને કરવાના શક્તિની કદર કર્યા વિના રહેતા નહીં. તે સમયે એની જ્ઞાનની આકાંક્ષા બળવત્તર થઇ રહી હતી. સિવાય એની કાર્ય કુશળતા અને તુલનાત્મક

શક્તિ ઇત્યાદિ પ્રશંસા પાત્ર હતાં. ૧૮૪૨માં તેણે યુનિવર્સિટીના ફીલોસોફીના અધ્યાપક થવાનો વિચાર કર્યો; પણ તેના એક અનુભવિ મિત્રની સલાહથી એ વિચાર પડતો મૂક્યો, તેજ વર્ષે તે લોક પક્ષ તરફથી નવા નીકળેલા એક પત્રનો તંત્રી થયો. તે સમયે એની ઉમ્મર ૨૪ વર્ષની હતી. એના તંત્ર પર સેન્સરની બાજુ નજર રહેતી, જો કે અધિકારીઓનો રોષ ખમીને પણ સેન્સરો ઘણા લખાણ તરફ આંખ મિંચામણાં કરતા એ સેન્સરોને ધમકી અપાતી વારંવાર નવા માણસો બદલાતા પણ તેનું કંઈ ફળ આવતું નહીં; આખરે બર્લિનની સરકારે આ ફીતુર અટકાવવાને એક ફક્કડ અને ખાંડી લાયક ઉપાય અજમાવ્યો.–તે પત્રને પ્રસિદ્ધ થતું અટકાવ્યું!

તે સમયે એ કૈંક મુશ્કેલ સંજોગોમાં મૂકાયો હતો. એની સમજ પ્રમાણે ભટકતા મજૂરો, અને વેપાર તથા સંરક્ષણ વિગેરે જરૂરી બાબતો પર ધ્યાન આપવાની–ચર્ચા ચલાવવાની બહુ જરૂર હતી; આખરે તેણે અર્થ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો.

એજ અરસામાં માર્ક્સ પોતાની બાળપણની સોબતી જેની વોન સાથે લગ્નગાંઠથી જોડાયો. તે અતિ ચંચળ અને સુશિક્ષિત સ્ત્રી હતી, આવો મદદગાર સાથી મેળવવા માટે માર્ક્સ ખરેખર ભાગ્યશાળી હતો–લગ્ન સમયથી મૃત્યુ પર્યંત તે નિશ્ચલતાથી તેના સુખ દુઃખની સમભાગીણી થઈ રહી હતી. તેઓની અન્યોન્ય તરફની ગાઢ પ્રીતિ અનન્ત અને અખંડ હતી. ૧૮૮૦ની પાનખર ઋતુમાં જેની મિજાજના વશ હતી, અને માર્ક્સ પણ કોઈક જાતની બિમારીથી હેરાન થતો એક બીજા ખંડમાં સૂતો હતો. તે સમયનું વર્ણન કરતાં તેઓની પુત્રી એલિયાનોર લખે છે કે: "તે દિવસ હું કદિ પણ ભૂલી શકીશ નહીં–જ્યારે પિતાજી સવારમાં પોતાના ખંડમાંથી બ્હાર નીકળ્યા અને માતા પાસે જઈ શકે એટલી શક્તિ મેં તેમનામાં જોઈ. ફરી એકવાર તેઓ મળ્યાં; માંદગીમાંથી ઉઠેલાં, કરચલીવાળાં–વૃદ્ધાવસ્થામાં વૃદ્ધ સ્ત્રી-પુરુષ નહીં;–નવયૌવનાંકિત પ્રણયીઓની જેમ તેઓ ફરી એકવાર મળ્યાં."

વર્તમાન પત્ર બંધ થયા પછી માર્ક્સ અને તેની પત્ની પેરિસ ગયાં. ત્યાં માર્ક્સને ફ્રેડરીક એન્જેલ્સ સાથે પરિચય થયો અને તેઓ બન્ને રાજકીય અને સાહિત્ય વિષયોમાં સમભાવી હોવાથી અંગત મિત્રો બન્યા. આટલા વખતમાં માર્ક્સ અર્થવાદના પોતાના ખ્યાલની પ્રાથમિક લક્ષણરેખાઓ આંકી હતી. જ્યારે એન્ગલ્સ ઘણો વખત ઔદ્યોગિક પ્રવૃત્તિનાં પારણાં જેવા ઇંગ્લાંડમાં રહ્યો હતો તે ઇંગ્લાંડની ઔદ્યોગિક દશાની વ્યવહારિક સ્થિતિનો અભ્યાસ કરીને એજ અનુમાન પર આવ્યો હતો. આ રીતે એ બન્નેએ એકબીજાની અપૂર્ણતા પૂરી અને જે કાર્ય અશક્ય તો નહીં છતાં પાર પાડવું ઘણુંજ મુશ્કેલ હતું તેમાં સહકારને બળે સફળતા મેળવી શક્યા, આ પછી તેઓનો સંબંધ દરરોજનો થયો; કાંતો તેઓ કાગળ લખતા અથવા અંગત મુલાકાત લેતા. તેઓનો સાહિત્ય વિષયક અંગત વ્યવહાર કેટલો ગાઢ અને કેવો રસ ભર્યો હતો તે Bebel and Bernstein એ થોડા વર્ષ પર જર્મનિમાં પ્રગટ કરેલા તેઓએ એક બીજાને લખેલા પત્રોના ચાર પુસ્તક પરથી જાણી શકાય છે. માર્ક્સ ઘણે ભાગે પોતાનાં કામને લગતા સિદ્ધાંતો શોધવાનું તથા તેનો અભ્યાસ કરવાનું કાર્ય કરતો, જ્યારે એન્ગલ્સ ઘણુંખરું તે સિદ્ધાંતો અમલમાં મૂકવાનું તથા ખાસ કરીને તેને લગતા વિચારો ફેલાવવાનું તેમજ વિરોધીઓ સાથે વિવાદમાં ઉતરવાનું કાર્ય કરતો. એન્ગલ્સનાં જણાવવા પ્રમાણે તેઓ જે કંઈ લખતા કે જે કંઈ વિચારનો પ્રચાર કરતા તે પોતપોતાની વચ્ચે ચર્ચા વગર કદિ પણ કરતા નહીં. –અપૂર્ણ.

એકાન્તી વાતચીત કરી જતા. કેટલાક આગળ પડતા વીરો મને મદદ કરવાને બહાને મારી મહેર-બાની શોધતા; કેટલાક રસિકો નનામાં પત્રો લખી તેમના અંતરના ભાવો પ્રગટાવતા.

અને આ બધું શા માટે ? કારણ કે મારો ધણી મરી ગયો; ને મારાં સાસરીઆંએ મને જંપીને રહેવા દીધી નહિ.

આ બધાંનું ભાન મને ધીમે ધીમે થયું: પણ દયાશંકરે પહેલો પાઠ શીખવ્યો હતો એટલે બાકીના પાઠ સહેલા થઈ પડ્યા.

[૨]

મેં ધાર્યું હતું કે સાસરીઆંથી છુટી પડી અને સ્વતંત્ર બની એટલે હવે નિરાંતે રહેવાનું જ રહ્યું; પણ આ ધારણા માત્ર પંદર દિવસ જ ટકી.

થોડા દિવસમાં મને એકલતાનું અકળામણ શરૂ થયું. સાસુ નણંદને જેઠાણીની તીખાશની યાદ ઓછી થતી ગઈ; અને તેમના સહવાસ વગર કાંઈક બેચેની ઉત્પન્ન થઈ. જેમ જેમ મારી નાનકડી દુનિયાની ક્રૂરતા મને જણાતી ગઈ, તેમ તેમ સસરા ને જેઠે મારે માથે ધરેલા છત્રની ગેરહાજરી પણ સાલવા લાગી.

જ્યારે મારી દુનીયાએ મારે માટે રચેલા ભયંકર બજારની કાંઈક સમજ મને પડતી ગઈ ત્યારે મારા મનની વેદના શરૂ થઈ. હરિણીનો પ્રાણ લેવા ચારે દિશામાં ઘાતકો ફેલાઈ રહ્યા હોય ને તે નિરાધાર હરણીની જે દશા થાય તેવી મારી થઈ.

સમજ પડતાં હું સ્તબ્ધ બની; પછી થોડો વખત ક્રોધગ્રસ્ત રહી; પણ ક્રોધની નીષ્ફળતાનું ભાન આવતાં મનોવેદનાનો પાર રહ્યો નહિ મારા પર હું કાળ કાઢવા લાગી. ક્યાં જવું; શું કરવું, કોની મદદ માંગવી તે પણ સુઝયું નહિ,

મારું મન આમ અસ્વસ્થ રહેતાં હું લોકોની વાતને વર્તણુકમાં અપમાન જોવા લાગી; અને જેમ બને તેમ તેમનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવા લાગી. પણ એ પ્રયત્ન કરવો સહેલો ન હોતો. વિધવા તરીકે ભાગ્યે બહાર જવાય એમ નહોતું; બીજાની સાથે વાતચીત થઈ શકે એમ નહોતું. અને મારો પોતાનો કારભાર ચલાવવા માટે મારે બીજાની મદદ માંગવી પડતી. અને જેની મદદની જરૂર પડતી તે મારો દુશ્મન છે એવી ધારણાથી મારી મુંઝવણ, મારી નિરાશા ને મારું દુઃખ વધતાં જતાં,

દશ દિશામાં હું મદદ, સહાનુભૂતિ ને સ્નેહની વાટ જોયા કરતી; પણ જ્યાં ને ત્યાં મારે માટે નિરાશાજનક નિર્જનતા શિવાય બીજું નહોતું. ને આ સ્થિતી કદી પણ બદલાવાની નથી એ સ્પષ્ટ દેખાતું ગયું.

મારું સ્વાતંત્ર્ય માત્ર નામનું જ રહ્યું: સંસારે મારી આસપાસ આગદીલી છતાં જોખમી જાળીએ ભરી લઈ પાંજરું બનાવ્યું હતું. અને મારા પાંજરામાં હું રીબાઈ રીબાઈ મુંઝાવા લાગી. હું દિવસે ભારે હૈયે ફરતી, રાતે રડતી અને ત્રાસદાયક સ્વપ્નાં અનુભવતી.

ઘણી વખત દુઃખમાં પરમેશ્વરની પ્રાર્થના કરતી; કાલી કાલીને તેને કહેતી કે આ દુઃખ-માંથી મને છોડવ. ઘણી વખત તો ઇશ્વર તરફ ક્રોધ થતો મારે માટે શા સારું આવું દુઃખ સર્જ્યું ? મેં શું પાપ કર્યાં ? મેં શો વાંક કર્યો ? આ ઇશ્વરનો ન્યાય ? અને આ તેની દયા ?

આ દુઃખથી મારું કાળજું કઠણ થતું ગયું; ને દુનીયા સાથે દારૂણ યુદ્ધ કરવાની શક્તિ

મારામાં વધતી ગઇ. ઉમર અને અનુભવ એ વધતાં દુનિયાના ફેલ, નિર્દોષ ને ફસાવવાની ગરીબને રંજાડવાની યુક્તિઓની પણ સમજ પડતી ગઇ.

કોઇક દિવસ તો મારા હૃદયમાં એવો ક્રોધ વસતો કે હું દાંત પીસતી, મુઠીઓ વાળતી, કલાકના કલાક સુધી ભયાનક જગદમ્બા બની દુનિયાને મારા ખપ્પરમાં લેવાની ઇચ્છા રાખતી.

વખત જતો ગયો પણ પરિસ્થિતિ બદલવાનાં કાંઇ ચિન્હ દેખાયાં નહિં. અને સંસાર પાંજરું તોડવાની મારી ઇચ્છા ફરીથી પ્રબળ થઇ. મને આખો દહાડો થયા કરતું કે હું શું ક કે જેથી મારી નિરાધારી જાય—આ એકલવાયાંથી બચું—અને બીજાની માફક સુખ અનુભવું; ક જાઉં કે જ્યાં આવો ઘાતકી સંસાર ન હોય, આવાં પાપી નરનારી ન હોય, જ્યાં નિર્દોષ હૃદય આનંદ અનુભવું. દિવસને રાત આ ઝંખના વધતી ગઇ.

મારા આત્માને પાંખો ઉગવા લાગી. સાંસારિક મર્યાદા છોડી બહાર ફરવા, લોકો જોડે ઓળખ કરવા, સંસારના લ્હાવા લેવા, મન ગમતી મોજો માણવા મન ઝુરી રહ્યું. અને કોને માટે, શા સા આ કેદખાનું ભોગવવું—એ સવાલનો જવાબ જડ્યો નહિં. દુનીયા બહુ કરશે તો ગાળો દેશે ન્યાતીલાઓ ન્યાત બહાર મુકશે, સંબંધીઓ ત્યાજ્ય ગણશે; પણ અત્યારે શું નહોતું થતું ?

આખી દુનિયા મને દુઃખી કરવા તેનાથી થાયતે કરતી હતી. છતાં શું મારે ગુલામગીરી માથું નમાવી, શ્વાસ રૂંધી, દુઃખ સહાજ જવું ? આવા વિચારો આવતા, ને મારું હૈયું તોફા કરી રહેતું કોઇ રીતે આ ગુલામગીરીમાંથી નાસી છુટવા, કાંઇક નવો જીવન ક્રમ શરૂ કરવા મ એક પગે થઇ રહેતું.

આખરે મારે શું કરવુ તેનો વિચાર કરવા હું બેઠી અને ઘણો વિચાર કરી મેં નિશ્ચ કર્યો કે બધા બંધો ધીમે ધીમે છોડી નાંખવા અને બને તો કોઇની મદદ લઇ ભણવા માંડવુ હું અજ્ઞાન હતી અને માનતી કે મનને ગમશે તે કરીશ તો દુનિયા શું કરશે; પણ મને તે ભયંકર પ્રતાપનું હજુ ભાન નહોતું.

૭

સંસારે મને અસ્પર્શ્ય ગણી મુકી હતી, પણ રખેને મારૂં માથું સુશોભિત થાય તો મારા પ માથેથી અસ્પર્શ્યતાની મુદ્રા જતી રહે તેથી દર અઠવાડીયે મને માત્ર હજામનો સ્પર્શ થતો.

હિન્દુ સંસારે શોધેલી રીબવવાની અનેક રીતોમાં આ એક હતી. જેણે એનો સ્વાદ ચાખ્યો નથી તેને એની ખુબીઓની ખબર પડે એમ નથી.

એક નાજુક, કોડીલી, ભાવભરી બાળકીને બધાથી અછુતી કરવી; તેને સંસારના લ્હાવા લેવા દેવા; ઘણી છોકરાંનો તેનો અધિકાર છીનવી લેવો; તેને કુટુંબમાં ને ન્યાતમાં હડધુત કર કરવી—આ બધાં દુઃખો હું સહું તો ખરા. પણ દર અઠવાડીયે એક નીચ હલકી વર્ણના પુરૂષ આગળ માથું નમાવી, તેને હાથે વાળ ઉતરાવવા એ દુઃખ આગળ બીજા દુઃખનો હીસાબ રહેતો નહિ. કોઇ કેવા ઘોરને રાક્ષસે હૃદયમાં આ યુક્તિ સુઝી હશે, અને કેવા નીચ ને કઠોર હૃદયો આ રીત અમર કરવા મથતાં હશે તે મારાથી વર્ણી શકાતુ નથી. શું આ રીત જાગતી રાખવામાં સમાયલી મરદોની મરદાઇને બૈરાંઓની સુકુમારતા ! કેઇ વખત તે આવવાની આનાકાની કરતો, કોઇ વખત પોતાની ફુરસદે આવી પજવતો, કોઇ વખત કાંઇક ટીખળ કરી આંખમાં પીડાનાં આંસુ આણતો. તે આવે તેના બે દહાડા પહેલાં હું ત્રાસતી, તેના આવી ગયા પછી બે દહાડા તેના સ્પર્શના સ્મરણે કમકમા આવતાં.

મેં મારું સ્વાતંત્ર્યયુદ્ધ શરૂ કરવાના પહેલા પગલાં તરીકે હનુમાનને બોલાવવો બંધ કર્યો. ચંદર હાડાંમાં આ ખબર પડતાં ચારે તરફ હલાનણ સળગ્યો. અવાર નવાર આવતી પ્રોશણે મારું ઘર તજ્યું ને પોતાનાં છોકરાં આવતાં પણ બંધ કર્યાં; જે પાડોશીઓ ઘરને ખૂણે મારે માટે બોલતાં તેણે કૂણીઓ વચ્ચે મારાં ચીંથરાં ફાડવા માંડ્યાં. મારા માબાપનાં સગાંઓએ મોઢે મહીં ગળો ભાંડી. ફળીયામાં ને ન્યાતમાં હાહાકાર થઈ રહ્યો.

હું એકની બે થઈ નહિ. વાત વધીને મારે સાસરે પહોંચી. ત્યાંથી સંદેશા આવ્યા, પણ મેં ગણકાર્યો નહિ. મારાં સાસુ આવ્યાં ને મને સમજાવી, ધમકાવી; પણ હું ડગી નહિ. કોઈ કહેતા મારે આબરૂ સમાલવી જોઈએ; કોઈ કહેતા મારો ધણી નર્કમાં જશે. કોઈને લોકલાજ સાચવવામાં મહત્તા દેખાતી; કોઈને પૃથ્વી રસાતાલ જાય તેનો ડર લાગતો. "શા માટે?" હું બધાને પૂછતી પણ મારો સવાલ નિરુત્તર રહેતો. અને મેં જાણે કેવું ય ઘોર કર્મ કર્યું હોય તેમ બધા ગુસપુસમાં માં દીંગ થઈ જતાં.

વાદવિવાદમાં હું બધાંને પહોંચી વળતી: પણ પાછળ મને બધા ડામ દેતા તે મને ચમચમતા. અને તે ઉપરાંત કેટલાક બદમાશોએ મને ડરાવવાનો પ્રયાસ શરૂ કર્યો. રાતના મારા છાપરાપર ઢેફાં ને બારીએ કાંકરા નાંખવાના પ્રયોગો શરૂ થયા. આવી વખતે બીકથી મારું હૃદય પાછું હઠતું; ને મારો જુસ્સો ઓસરી જતો. હું રડતી, માથાં કુટતી, કોઈ ઉપાય યોજવા તરફડીયાં મારતી, અને ઘણી વાર સંસારનું સામ્રાજ્ય સ્વીકારી, તેના અમાનુષી જુલમને તાબે થવાનું મન થતું. પણ સવાર પડતાં હિંમત પાછી આવતી અને આંસુઓ સુકાઈ જતાં: અને છેવટે પારકેથી નિજ ઢાંકવાનો નિશ્ચય દૃઢ થતો. આ યુદ્ધમાં ભય તો ઘણો હતો છતાં મને રસ પડ્યો, અને સંસારનાં નાનાં મોટાં દુઃખો વિસરી ગઈ. આ વિસરેલાં દુઃખો ફરી અનુભવવા કરતાં, આ યુદ્ધ જારીજ રાખવાનું ગમ્યું.

[૬]

જ્યાં ન્યાતે બેસવાની વાતો ઉડવા લાગી, કે મારા સસરા સળગ્યા, અને હું રહેતી હતી તે ગામ આવ્યા. તે સાત પેઢીના ન્યાતના પટેલ હતા. અને મેળાવડામાં, જમણવારમાં તે ઉદમણે તેનો ઓરડો પહેલો હતો. તેના ઘરમાં આવું બંડ થતાં, એમના મેળાના મુખીઓ હચમચવા માંડ્યા. અને જો ન્યાત એમને ન્યાત બહાર મુકે તો એમનું શું શું થઈ જાય એવે ભયે તે મને વારવા આવ્યા,

તે પાકા હતા, એટલે મારી પાસે જાતે ન આવ્યા પણ એક મારી વૃદ્ધ સગીને મોકલી.

માનકુંવરકાકી ઘરડાં ને ડહાપણવાળાં હતાં. તેણે છોકરા છૈયાં પરણાવી, સંસારમાંથી નિવૃત્ત થઈ પરમેશ્વરનું ભજન કરવા માંડ્યું હતું; અને પોતાની સચ્ચાઈથી ને મદદથી તે અનેકની ભીડ ભાંગતાં એમ અમારા ગામમાં કહેવાતું.

તે મને મળવા આવ્યાં અને હું યુદ્ધ માટે સજ્જ થઈ. પણ તેનું મીઠું, કોમળ હાસ્ય જોઈ મારી સજ્જતા કાંઈક જતી રહી. મેં પાટલો આપી તેમને બેસાડ્યાં.

"બેટા" તેણે કહ્યું "તારા સસરાએ મને મોકલી છે,"

"એનો હું જાણી ગઈ. તમે શું કામ તસ્દી લીધી ? તમે કહાવ્યું હોત તો આવત."

"બહેન ! તેં આ બધું શું કામ માંડ્યું છે ? જો" તેણે આર્દ્ર હેત ભર્યા હાસ્યથી કહ્યું. "હું કોઈ ધમકાવવા આવી નથી. પણ તું ડાહી છોકરી છે. ઘરને ખોટું લાગે એવું શા માટે કરે છે ?

પણ લાગ્યું હતું કે દુનિયા સાથે યુદ્ધમાં હારી જઈ તેના કરતા આમ નાસી છુટું તો ખોટું નહિ. અને આમ કરવાથી હું ગુલામગીરી ફરીથી સ્વીકારવાને ક્યાં બંધાતી હતી.

મેં કબુલ કર્યું; ને બીજે દિવસે મને મહાયોગી મહારાજને ત્યાં લઇ જવાનું માનકુંવરબાઇએ વચન આપ્યું.

## પ્રકરણ ૭ મું.

## મહાયોગી મહારાજને શરણે

[૧]

મહાયોગી મહારાજની ખ્યાતિ એવી પ્રસરી હતી કે ગામે ગામ તેના શિષ્યો જડતા; અને જૈનસમાજના ઉદ્ધાર માટે તે અવાર નવાર તેમનું આતિથ્ય સ્વીકારી, જુદે જુદે ગામે જતા. આમ ફરતાં ફરતાં મારા સસરાને ઘેર, હું હતી ત્યારે એક વખત મહારાજ આવ્યા હતા, અને મારે સાસરે તેમની પધરામણી થઇ હતી. તે વખતે તેમની સાથે અનેક સ્ત્રી પુરુષો હતાં અને તેઓ બધાં એવાં આનંદમગ્ન દેખાતાં હતાં કે તેમનો આનંદ એકલી જીંદગી કરતાં અત્યારે વધારે મોહક લાગ્યો.

અત્યાર સુધી ધર્મનું આશ્વાસન કે મહાયોગીનો આશ્રય શોધવાનો વિચાર પણ મને ન આવ્યો કારણકે મારૂં મન સંસારના અનુભવ લેવા તલસતું હતું. માત્ર શાન્તિ શોધતું ન હોતું. અત્યારે મારૂં મન બદલાયું ન હોતું. મારે શા માટે સંસારના લ્હાવા ન લેવા એ વિચારો મને સહાય થતા તો કરતા, એકપણ વર્ષના સખત અનુભવે મને દુનિયાની એવી કડવી ઓળખાણ કરાવી હતી કે તેના તરફ ક્રોધ અને તિરસ્કાર પેદા થયાં હતાં; અને સંસારના લ્હાવાનો મોહ કાંઇક ઓછો થયો હતો. તેમજ તે મને સદાયે અપ્રાપ્ય રહેવાના એવું પણ કાંઇક ભાન થવા લાગ્યું હતું. ફક્ત માત્ર સ્વાતંત્ર્ય મેળવવા હું મથતી હતી. મારી હાલની પરિસ્થિતિમાં તે મળવું એવું અશક્ય લાગતું હતું. અને મારી એકલતાથી અને ન્યાતીલાઓએ કરેલા જુલમથી હું એવી કાયર થઇ હતી કે મહાયોગીના આશ્રમમાં મને વધારે સ્વાતંત્ર્ય ને સુખ મળશે એમ ચોક્કસ લાગ્યું. મનમાં એવી પણ અસ્પષ્ટ આશા થઇ આવી કે મહાયોગી મહારાજના પ્રતાપથી જો હૃદયમાં શાન્તિ મળે તો જેમ તેમ કરી શાન્તિથી બાકીની જીંદગી ગુજારૂં.

આમાં અનેક દૃષ્ટિબિન્દુથી મને માનકુંવર કાકીની યુક્તિ પસંદ પડી.

[૨]

બીજે દિવસે સાંજના મારૂં ઘર માનકુંવરકાકીના મોટા છોકરાને સોંપી, હું અને માનકુંવર કાકી જે શહેરમાં મહાયોગી મહારાજનો આશ્રમ હતો ત્યાં આવ્યાં, અમે રાતના એક માનકુંવર કાકીના સગાને ઘેર ઉતર્યાં, અને સવારે ૮ વાગે આશ્રમમાં ગયાં.

તે આશ્રમ શહેરના આગળ પડતા ભાગમાં એક જૂની પણ વિશાળ હવેલીમાં હતો; અને અત્યારે ત્યાં મોટો ઉત્સવ હોય તેમ લોકોની આવ જા દેખાતી હતી. દરરોજ અને ખાસ કરી અગીયારસે આસપાસના ગામથી હજારો માણસો મહાયોગી મહારાજના પવિત્ર પાદપંકજ સ્પર્શી પવિત્ર થવા આવતા-હજારો રૂપીયાની ભેટ તેમના ચરણમાં મુકાતી અહિંયા અનેક તેમના ભક્તો તેમની સાથે રહેતા, તેમની સેવા કરતા, અને તેમની સેવાનો બદલો જરૂર સ્વર્ગે સદા જશે એવી શ્રદ્ધા રાખતા.

આ આશ્રમનો આગલો ઓરડો તેમનાં પ્રવચનો માટે વપરાતો. ત્યાં વિશ બારીઓ વાટે ત્રણ દિશાથી હવાને અજવાળું આવતાં. ચારે ભીંતે ટાંગેલી ભક્તિનો વિજય દર્શાવતી અનેક છબીઓ અને જુનું કોતરકામ તે ખંડને રમણીય બનાવતાં. એક ખુણે મુકેલું સુખડનું સિંહાસન પ્રેક્ષકને મંદિરની ભવ્યતાનું ભાન કરાવતું. અત્યારે આ ખંડમાં પાંચસો, સાતસો સ્ત્રી પુરૂષો આવી ગયા હતાં. અને હજુ લોકો આવતા હતા.

મહારાજની સાથે અનેક ભક્તો રહેતા હતા, તેમની સેવા કરતા હતા, અને તેમનો બોધ જરૂર સ્વર્ગે લઈ જશે એમ માનતા. આ બધા સિંહાસનની આસપાસ બેઠા હતા. તેમાંના એક જણે માનકુંવર કાકીને જોયાં, એટલે આગળ આવી અમને સિંહાસન પાસે લઈ જઈ બેસાડયાં.

મહાયોગી મહારાજના ક્રમમાં કદી પણ વિષયનો ફેર પડતો નહિં. કદી ઘડીયાળ મોડી વહેલી થતી પણ મહારાજની નીયમિતતાનો નિશ્ચય રહેતી. આ વાત મારા કાનમાં માનકુંવર કાકીએ કહી અને સાડાઆઠનો ટકોરો થયો.

ટકોરો થતાં સામેનાં બારણાં ખુલ્યાં, ને મહારાજ આવ્યા. મેં મહારાજનાં ઘણાં વખાણ સાંભળ્યાં હતા પણ તેને મહેરે જોતાં વખાણ ઓછાં લાગ્યાં

તેને આવતા જોઈને તેની વ્યક્તિ મને સકારણ લાગી. અતિશય ચરબીના કદરૂપાપણા વિના તેનું શરિર જાડું સીધું ને ચળકતું હતું; હતું કદાવર ને ઘાટીલું પણ એક સ્નાયુની કોરશ દેખાતી નહિ. તેનું મોઢું જાણે બુદ્ધિને સિદ્ધિના તેજે હોય એમ ઝળહળાટ થતું હતું. આંખોમાં એક અમીઝર્યું ને શાન્ત તેજ ચમકતું હતું. ઉમરે છેતાલીસ વર્ષ થતાં ને ત્રીશ વર્ષના લાગતા. તે નાહી ધોઈ, ચંદનથી ચર્ચિત થઈ, સફેત રેશમની કફની પહેરી, રૂપેમઢેલી પાવડીપર ચડી હાથમાં ભગવતગીતા લઈ પગે પડતા ભક્ત જનના ટોળામાંથી જાણે દ્વારકાની રાજ સભામાં ભગવાન ગોવર્ધનધારી હોય તેમ આવ્યા ત્યારે સભામાં અજબ શાન્તિ પ્રસરી રહી અર્ધચણુમાં આપો આપ ભક્તિ વેગ પછ, અનુયાયીઓ દિગ્મૂઢ બની આ દીવ્ય મૂર્તિ નિહાળી રહ્યા જ્યારે તેમના સુંદર દાંત દેખાય તેમ તેણે હસીને આશીર્વાદ દીધા ત્યારે બધાએ સાચ્ચિદાનંદનો સ્વાદ ચાખ્યો

આ તેજસ્વી વ્યક્તિને જોઈ મારા પણ દુઃખી ને અકળાયેલા અંતરમાં શાન્તિ સ્ફુરી, મને પણ લાગ્યું કે આને ચરણે મારી અશાન્તિ વામ્યા વિના નહિ રહે.

મહારાજ બેઠા અને ફરીથી મીઠું, રૂપેરીનું કડીયેલ ચાંદી એવું એક હાસ્ય ભક્તજનો તરફ, જાણે કોઈ અણીદીતનો ધનાઢ્ય ભીખારી તરફ પૈસો ફેંકે તે ઔદાર્યથી ફેંક્યું. બે પાર્શ્વજનોએ પંખા ચલવ્યા એક બે ભક્તજનોએ આગળ આવી તેને ચંદન કર્યું ને તેની ઉતારી આરતીનાં અર્ચા સમાજનોએ લીધી ને નવ વાગે પ્રવચન શરૂ થયું.

હું તો સ્તબ્ધ બની મહારાજ સામું જોઈ રહી. તેની વાતચીત, પ્રવચન, તેનું હરેક વચન હૃદયમાં ઉતારી રહી મહારાજના મુખમાંથી મીઠી જ્ઞાન પ્રવાહ નીકળ્યો, અને ગીતાજીની સાનને પકડી ગયો.

તે શુદ્ધ અને સ્પષ્ટ ગુજરાતી સંસ્કૃતથી ભોલતા; અને તેમાં સંસ્કૃત, ઉર્દુ નેમજ બીજી ભાષાના શબ્દો આવતાં થોડી થોડી વારે પ્રવચનમાં નાના ટુચકાએ, ભક્તો અને શ્રોતાજનો પેટ પકડી હસતા, કોઈ બેહુરાન પ્રસંગોનું હૃદયભેદક વર્ણન આવતું ને બધાની આંખો સજળ થતી,

મહારાજનો સંસ્કારી અવાજ નદીના પ્રવાહની માફક ઘડીમાં શાન્ત, ઘડીમાં ઉછળતે, ઘડીમાં ધીમે ધીમે મધુરાં સ્વરે આગળ વધ્યો.

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## જીવન-વિકાસ.

જૂદાં જૂદાં વિજ્ઞાન શાસ્ત્રોમાં જે જે સિધ્ધાંતો છે, તેમાંના ઘણા ખરા માત્ર વિજ્ઞાન શાસ્ત્રીઓનેજ કામના છે અને તેઓજ તે સ્હમજી શકે છે. પણ સર્વ પ્રકારના વિચારકો, તત્ત્વવેત્તાઓ, ધર્મજ્ઞો વિગેરેના મન ઉપર ઉંડી છાપ પાડી શકે અને તેઓના વિચારોને ફેરવી નાંખે તેવા સિદ્ધાંતો તો માત્ર વિજ્ઞાનમાં ગણ્યા ગાંઠયાજ છે. ગઇ સદીનો મ્હોટો સિદ્ધાંત જીવન વિકાસ (Evolutiontheory) નો હતો. ત્હેનો જન્મ દાતા ઇંગ્લંડનો પ્રખ્યાત વૈજ્ઞાનિક ચાર્લ્સ ડાર્વિન હતો.

વિચાર શકિતવાળા દરેક મનુષ્યને હવે ડાર્વિનના સિદ્ધાંતમાં સંદેહ નથી રહ્યો ત્હેનાં પુરાવાનાં પ્રમાણો અગણિત સંખ્યામાં મળ્યાં છે અને હજી પણ મળતાં જાય છે. પણ આપણે તો હજી રૂઢિ ગ્રસ્તજ રહ્યા છીએ. જે વિચારો આપણા પૂર્વ લોકે આપણને આપ્યા તેને જોયા જાણ્યા વિના ગળી જવાની આપણને ટેવ પડી છે. આપણે તો એમજ માનીએ છીએ કે પૃથ્વી ઉપર પ્હેલાં પાણી હતું, ત્હેમાં એક સોનાનું ઇંડું આવ્યું, ત્હેમાંથી શેષશાયી ભગવાન પ્રગટ થયા, ત્હેમની નાભિમાં કમળ ઉગ્યું, તે કમળમાં બ્રહ્મા આવી વસ્યા અને તેમને એકદમ પૃથ્વીને એક સાથે સર્વ પ્રકારનાં પ્રાણીઓથી ભરી દીધી. આ સિદ્ધાંત આપણા પુરાણનો છે. તે માટે પુરાવાઓ માંગતા નથી કારણ કે જે વાત પુરાણમાં લખેલી હોય ત્હેના પુરાવા માંગવા એ પાપ છે, એમ આપણે સ્હમજીએ છીએ.

ડાર્વિનના સિદ્ધાંતને પૂરેપૂરો સ્હમજવા માટે તો, તેણે પોતે લખેલી ચોપડી 'ઓરિજિન ઓફ સ્પીશીઝ' વાંચવાની જરૂર છે. પણ તે સિદ્ધાંતની ટુંકી રૂપરેખા માર્ચ માસના 'માઇ મેગેઝિન'માં પ્રગટ થયેલા 'નેચર ઇઝ એન ઓપ્ટિમિસ્ટ' નામના લેખ ઉપરથી ઠીક મળે છે.

"પૃથ્વીને આપણે હાલ જે સ્વરૂપમાં, મનુષ્ય પ્રાણી અને વનસ્પતિથી વસાયેલી જોઇએ છીએ તે સ્વરૂપમાં આવતાં ત્હેને ઓછામાં ઓછાં દસ કરોડ વર્ષો તો થયાં છે, એમ ભૂસ્તર શાસ્ત્રીઓ કહે છે. [illegible]

કૃષ્ણપક્ષની કોઈ અંધારી રાત્રે દેવનાં તેજ સમો ઓપતી દૂધગંગાને તો તમે જોઈ હશે. તે ગંગા, અગણિત નાના મોટા આવેલા તારકસમૂહની બનેલી છે. તેવા તારકસમૂહને નિહારિકા અથવા નેબ્યુલા કહે છે. આપણી પૃથ્વી પણ જ્યારે સૂર્યમાંથી જુદી પડી અંતરિક્ષમાં ભમવા લાગી (જૂઓ 'ચેતન'માં પ્રગટ થયેલો 'મંગળગ્રહ'નો લેખ) ત્યારે તેવાજ નેબ્યુલાના રૂપમાં હતી, અને અતિશય વધુ ઓક્સી હાઇડ્રોજન' વિગેરે વાયુઓની બનેલી હતી. પછી તે વાયુઓના મિશ્રણથી તેમાં હવા પાણી બન્યાં, અને તે સૂક્ષ્મમાંથી સ્થૂલ સ્વરૂપમાં આવવા લાગી. વધારે સ્થૂલ સ્વરૂપમાં આવતાં જમીન બંધાવા લાગી અને ખંડો તથા મહાસાગરોનું બંધારણ થયું. પૃથ્વી હવે જીવોના વસવાટ માટે યોગ્ય થઈ ચૂકી હતી.

આ પ્રમાણે કુદરતે જ્યારે પ્રાણીજીવનના સત્કાર માટે સઘળી તૈયારી પૂરી કરી ત્યારે દુનિયામાં પહેલીજ વાર જીવ ઉત્પન્ન થયા, અને કુદરતના ઇતિહાસમાં એક નવું પ્રકરણ શરૂ થયું. તે જીવોની પ્રથમ ઉત્પત્તિ પાણીમાં થઈ, એટલે કે તે વખતે જમીન ઉપર તો ઝાડી વનસ્પતિજ ઉગતી શરૂ થઈ હતી.

પાણીમાં ઉત્પન્ન થયેલા કેટલાક જીવો સાહસિક હતા. પોતાના પાણીની બહાર બીજું કાંઈ છે કે નહિ તે જોવાનું તેમને મન થયું અને તેઓ પાણીની બહાર જમીન ઉપર આવવા લાગ્યા. પહેલાં તો તેઓ પાણીના વહેણને ટેવાઈ ગયેલા હોવાથી જમીન ઉપર ટકી શકતા નહિ, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ જમીન તેમને અનુકૂળ થવા લાગી અને વનસ્પતિનો ખોરાક ખાઈ તેઓ જીવવા લાગ્યા. આ પ્રમાણે પ્રાણી જીવનના બે વિભાગ પડ્યા,–જલચર અને ભૂચર.

આજ દિવસ સુધી આ જીવોના શરીર તદ્દન અશક્ત હોતાં. તેઓ ઘણુંજ સૂક્ષ્મ ટપકાં જેવા હતા. જ્યારે તેમના બે વિભાગ પડ્યા ત્યારે તેઓને વધારે શક્તિ અને સ્ફૂર્તિની જરૂર જણાવા લાગી અને તે સંઘરી રાખવા કોઈક પ્રકારની વસ્તુનો પણ તેમને ખપ પડ્યો. કુદરતે તેમની માગણી સ્વીકારી અને તેઓને વધારે બળવાન અને ઉદ્યોગી બનાવવા માટે શરીરને તો મોકલ્યું, પણ સાથે સાથે મૃત્યુને પણ પાઠવ્યું. કારણ કે હજી સુધી મૃત્યુ શું તે આ જીવોને ખબર ન્હોતી. મૃત્યુની કિંમત આપી તેમણે શરીર ખરીદ્યું. પણ ખરીદી એ કરવા જેવી હતી. કારણ કે જ્યારે પ્રાણી જીવને એ વિકાસ કરવા માંડ્યો, તે વેળાં મૃત્યુ ઘણીજ નજીવી વસ્તુ લાગે છે. કાગળ ઉપર આ બધુ લખતાં વાર નથી લાગતી, પણ કુદરતને તો આ સ્થિતિએ આવતાં લાખો વર્ષો થયાં હતાં.

કુદરતના ઇતિહાસમાં હવે એક યાદગાર દિવસ આવ્યો. તે દિવસથી પ્રાણીએ અને વનસ્પતિએ પોતપોતાનાં જુદાં જુદાં સામ્રાજ્યો સ્થાપ્યાં. આજ સુધી વનસ્પતી અને પ્રાણી એક સરખાંજ હતાં, તે બન્ને વચ્ચે ઓળખવું ઘણું મુશ્કેલ હતું. આજે જીવન વૃક્ષને બે શાખાઓ ફૂટી, એક પ્રાણી શાખા અને બીજી વનસ્પતિ શાખા. એ દિવસને યુગો વીતી ગયા.

પછી પ્રાણીજીવનના વિકાસનું એક નવું પગથું બંધાયું. એક પ્રાણીને પાછળથી બીજું પ્રાણી આપ મેળે ફૂટતું અને છૂટું પડી જતું. આ રીતે નવાં પ્રાણીનો જન્મ થતો. પણ આથી તે જન્મ આપનાર પ્રાણીને ઘણું દુઃખ થતું, અને ઘણી વાર તો તે મરી પણ જતું. હવે કુદરતે નવો માર્ગ ગ્રહણ કર્યો. જન્મ આપનાર પ્રાણીમાં તેણે બીજ ફૂટવાને એક કોષ મૂક્યો. હવેથી પ્રાણીમાં બે જાત થવા લાગી,–નર અને માદા. બચ્ચાનો જન્મ ઈંડામાંથી અને માદાના પેટથી એમ બે પ્રકારે થવા લાગ્યો.

કુદરતના આ પગલા સાથે પૃથ્વી ઉપર એક મહાન બનાવ બન્યો. તે દિવસથી નર અને માદાએ પોતપોતાના કામની વ્હેંચણી કરી નાખી. માદાએ બચ્ચાને સંભાળવાનું અને ઉછેરવાનું માથે લીધું. નરે પૃથ્વી ઉપર ભમી જરૂર પડે તો બીજા પ્રાણીઓ જોડે લડી કુટુંબના પોષણાર્થે ખોરાક લાવવાનું પસંદ કર્યું. તે દિવસે પ્રેમ અને ઇર્ષ્યા બન્ને એક સાથેજ ઉત્પન્ન થયાં. નર અને માદા વચ્ચે પ્રેમ બંધાવા લાગ્યો અને તેઓ પોતાનાં બચ્ચાં પ્રત્યે વ્હાલ દેખાડવા લાગ્યાં. જુદાં જુદાં કુટુંબોમાં ખોરાકીની જરૂરને લીધે ઇર્ષ્યા ઉત્પન્ન થઈ અને તેથી એક જીવ બીજા જીવને મારવા લાગ્યો. પણ આ ઇર્ષ્યાયે જરૂરની હતી, કારણ કે હવેથી પ્રાણીઓના મ્હોટા વર્ગ પડવા લાગ્યા; અમુક વર્ગનાં પ્રાણી બળવાન થવા લાગ્યાં, બીજાં નબળાં થયાં, અમુક ભોક્તા થયા બીજાને ભક્ષ્ય થવું પડ્યું.

# મનન અને વિવેચન.

*"Truth for God's sake lest men believe a lie."*

## વિદ્યાર્થીઓ સમક્ષ નરસિંહરાવનું મંગલ ભાષણ.

એલ્ફીન્સ્ટન કૉલેજના ગુજરાતી મંડળની સ્થાપના સમયે રા. નરસિંહરાવ દીવેટીઆએ આપેલું મંગલ ભાષણ એ નામે પ્રસિદ્ધ થએલા માર્ચ માસના "વસન્ત"માં છપાયું છે. વક્તાએ પોતે ભાષણને અને તેને "વિચ્છિન્ન વ્યાખ્યાન" કહ્યું છે, પરંતુ અમે ધારીએ છીએ કે તે વિશેષણમાં હકીકતના કથન કરતાં વિનય વિશેષ છે. ઉપરાંત પ્રસ્તુત વ્યાખ્યાનમાં તેમણે જે મુદ્દાઓ ચર્ચ્યા છે, આપણા સાહિત્ય જ્ઞાન વિશે જે વિચારો દર્શાવ્યા છે તથા, તેમના પોતાના દ્રષ્ટિબિંદુથી વાસ્તવિક અને આવશ્યક એવી જે થોડીક ટીકાઓ સમકાલીન ગુજરાતી સાહિત્યના તથા સાહિત્ય જીવનના કેટલાક અંગો પરત્વે કરી છે—તે સર્વ ધ્યાનમાં લેતાં તેમના વ્યાખ્યાનને માત્ર પ્રાસંગિક ઘટના તરીકે ગણવું એ યોગ્ય લાગતું નથી. અને આ કારણથીજ, ભાષણ પ્રસિદ્ધ થવાને કેટલોક કાળ વીત્યા છતાં તેની સવિસ્તર નોંધ લેવાનું, અને જે જે મુદ્દાઓ ચર્ચાસ્પદ જણાયા છે તે વિશે વિવેચન કરવાનું કાર્ય અસ્થાને નહિ ગણાય એમ અમે માનીએ છીએ

૧

પ્રસ્તુત મંગળ ભાષણ તરુણ વિદ્યાર્થીઓના મંડળ સમક્ષ અપાયું હતું. તે વાત સહુથી પહેલું ધ્યાન ખેંચે છે કે તેવે પ્રસંગે વક્તાએ શું કહેવું જોઈએ અને શું નહિ કહેવું જોઈએ તે વિશેની લાંબી ચર્ચા આપવા અમે ઇચ્છતા નથી, પરંતુ એટલું તો વારંવાર લાગ્યા વિના રહેતું નથી કે નરસિંહરાવે જે જે વચનો માર્ગદર્શનના કે વ્યાવહારિક ઉપયોગિતાના હેતુથી ઉચ્ચાર્યાં છે તે સર્વમાંથી પ્રેરણા કે પ્રોત્સાહન કરતાં અતિસાવધાનતા, શુષ્ક ઉપદેશ અને નિરર્થક ભય-ચિંતા વધારે સ્પષ્ટ રૂપમાં સંભળાય છે. યુવાન હૃદયની અસ્ફુટ શક્યતાઓનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તેને કેમ સિદ્ધ કરવી તે ઉત્તેજક શબ્દોમાં વર્ણવવાને બદલે તેમણે યુવાનોની મર્યાદાઓ અને અપૂર્ણતાઓ પર એટલો બધો ભાર વિના કારણ મૂક્યો છે કે, તેમણે શુદ્ધ નિષ્ઠાથી આપેલા તે બોધની અસર પણ ઊંડી કે વ્યાપક કે ચિરસ્થાયી થાય એ અસંભવિત લાગે છે. "લોકપ્રિય" ભાષણકારની માનીતી રીતિ ગ્રહણ કરીને તેમણે તરુણોને કૃત્રિમ ઉત્સાહથી ઉશ્કેરી મૂકવા એવી નકામી અને અવળી સલાહ આપવા અમે તત્પર થયા છીએ એવો અમારા કથનનો અર્થ નહિ થાય એમ આશા છે. એવા કાર્ય માટે જે અમુક પ્રકારની યોગ્યતા અને સામગ્રી જોઈએ તે નરસિંહ-

ટીકા કરે તે નિરર્થક અને લક્ષ્યહીનજ નીવડે. બીજું એ પણ ધ્યાનમાં રાખવાનું કે નિઃસત્વ માસિકોનો સંસ્કારી પ્રજાની ઉંચી રસવૃત્તિ ઘાત કરી શકે. તેવી રસવૃત્તિ આજની ગુજરાતી પ્રજામાં હજુ પણ ખીલી ન હોય તો તેવી સ્થિતિ ઉપજાવા દેવાની જવાબદારી તેવા સાહિત્યકારોને શિરે પડશે; જેઓએ લોકજન સાથેનો સંપર્ક અટુપા તજી દઇને પોતાના સ્વરચિત એકદંડીઆ મહેલોમાં રહેવાનું પસંદ કર્યું છે, અને તેવી રીતે, પ્રજાતત્ત્વના વિકાસનો રોધ કરે તેવું પરદેશભક્ત સાહિત્ય છેલ્લાં પાંત્રીસેક વર્ષ દરમીઆન આ પ્રાન્તમાં વસાવ્યું છે. આ ઘટના તે સાહિત્યકારો કરતાં તેમની આસપાસના વાતાવરણને અને તે વખતનાં દેશકાળને વધુ અંશે આભારી છે એ હકીકત અમારા ધ્યાન બહાર નથી. પરંતુ હાલની સ્થિતિ માટે ફરીઆદ કરવાનો ઓછામાં ઓછો હક કોઇને પણ હોય તો નરસિંહરાવ અને તેમના સમકાલીન ગુર્જર વિદ્વાનોને છે. કેમકે પાંત્રીસ પાંત્રીસ વર્ષ સુધી 'નવીન કવિતા'નો રસ આ પ્રાન્તમાં રેલાયા છતાં, અને વીસત્રીસ વર્ષ સુધી "વસન્ત" અને "સમાલોચક" જેવાં માસિકો અહિં ચાલતાં હોવા છતાં, આ ઇસુના વર્ષ ૧૯૨૧માં પણ જ્યારે એક પ્રતિષ્ઠિત સાક્ષર ફરીઆદ કરે છે કે આપણે ત્યાં યોગ્યતાહીન તંત્રીઓ પાકે છે અને કાચી બુધ્ધિના લેખકો પણ બહુ પાકે છે,—ત્યારે આ બેમાંથી એક વાત સ્વતઃસિધ્ધ હોવી જોઇએઃ કાંતો, (૧) સાડાત્રણ દશકા સુધી પ્રાંતના સાહિત્ય નાયકોએ જે માર્ગે ગુજરાતી સાહિત્યને દોર્યું તે માર્ગ પ્રધાન અંશે અસ્વાભાવિક, અલ્પદ્રષ્ટિથી પ્રેરાયલો અને ગંભીર દોષોથી ભરેલો હોવો જોઇએ અથવા તો, (૨) ગુજરાતી પ્રજા એટલી રસવિમુખ, બુધ્ધિદારિદ્ર્યવાળી અને કૃતઘ્ન હોવી જોઇએ કે સાક્ષરોના અવિરત, અસાધારણ, ભગીરથ પ્રયત્નો છતાં કુશળ તંત્રીઓ કે સમર્થ અને પ્રભાવશાળી લેખકોને તે સારા પ્રમાણમાં ઉત્પન્ન કરી શકી નહિ. આ બેમાંથી ક્યા મતને સ્વીકારવો એ વાચકોની ન્યાયવૃત્તિ અને વિવેક બુદ્ધિ પર છોડીએ છીએ.



# પ્રાસંગિક નોંધ.

### આજનો સંસાર અશાન્ત શાથી?

### કવિ ન્હાનાલાલની મર્મગામી મીમાંસા.

[તાઃ ૨૩-૧૦-૨૧ ને દિવસે મુંબાઇ પ્રાર્થનાસમાજના આશ્રય નીચે ડ્યાસના ચલાવતાં કવિ ન્હાનાલાલે દલપતરામે ધર્મ દ્રષ્ટિએ સમકાલીન જગતનું અને તેની અશાંતિનાં કારણોનું જે મર્મગામી અવલોકન કર્યું હતું તેનો સાર એક શ્રોતાજને પોતાનાં ટાંચણોને આધારે નીચે પ્રમાણે લખી મોકલ્યો છે.]

અંગ્રેજ કવિ ટેનિસને પોતાના સમયના જગતની અધોગતિ જોઇને પોતાના એક કાવ્યમાં કહ્યું છે કે આ દુનિયાં સર્વ શક્તિમાન પ્રભુએ નહિ પણ કોઇક 'lesser gods-ઊણી શક્તિવાળા ન્હાના ન્હાના દેવોએ રચી હોય તેવું લાગે છે. આજની દુનિયાં ને પણ એ જ વર્ણન લાગુ પાડવાનું કેટલીક વાર મન થાય છે. આજે સર્વત્ર દુનિયાં ખંડેર જેવી દશામાં છે. બબ્બે વર્ષથી મહાસંગ્રામ પૂરો થયો કહેવાય છે છતાં આજે ક્યાંઇ પણ શાંતિ કે સ્થિરતાનાં દર્શન થતાં નથી તેનું કારણ શું? એક યુધ્ધ પૂરૂં ન થાય ત્યાં બીજું, અને એક હડતાળ માંડ પૂરી

થાય ત્યાં બીજાના જાણકાર વાગે-આ સ્થિતિનો અર્થ શો ? ધરતીકંપ થયા પછી તે પ્રદેશ અસ્તવ્યસ્ત થએલો જણાય તેવો આજના જગતનો દેખાવ શા કારણથી છે ? મહાયુદ્ધ આરંભીને જગતના રાજપુરૂષોએ જાણે શેષનાગનું મસ્તક ડોલાવ્યું; પણ આજે ત્હેને પાછું સ્થિર કરવાની શક્તિ તેમનામાં કેમ નથી જણાતી ? આપણા દેશમાં પણ સર્વત્ર અસંતોષ અને અશાંતિ શા કારણથી પ્રસરી રહ્યાં છે ?

આ સર્વ પ્રશ્નોનો ઉત્તર એટલો જ આપી શકાય કે ધર્મને ત્હેના ઉચ્ચ સિંહાસન પરથી પદચ્યુત કરવાને લીધે આ દશા થઇ છે આજથી ચાર સૈકાપર યૂરોપના વરિષ્ઠ ધર્માધિકારી પોપની સત્તા તોડીને "રેફર્મેશન" શરૂ થયો ત્યારથી, અને આપણા દેશમાં સે.એક વર્ષ ૧૨ શંકરાચાર્યોની સત્તા ઉવેખીને આપણા "રેફર્મેશન"નો આરંભ થયો ત્યારથી, આજની સ્થિતિના બીજ નંખાયાં. તે વખતથી માનવીએ ધર્મના ખાલી સિંહાસન પર "પોલીટીક્સ-રાજ્યનીતિ"ની સ્થાપના કરવા માંડી. મધ્યકાળની ધર્મભાવના તૂટવા સાથે યૂરોપમાં એવો વખત આવી લાગ્યો કે આઠ દહાડે એકાદ વાર દેવળમાં પ્રાર્થના માટે જવાય કે ન જવાય, પણ પાર્લામેંટમાં તો હમ્મેશાં કલાકના કલાક વીતાડયા વિના ન જ ચાલે ! આપણા દેશમાં પણ ત્રણે કાળની સંધ્યા અને પાંચ વારની નિમાઝ એ હવે બહુ વિરલ થયાં છે. જે "થીઓક્રસી ધર્મયુક્ત રાજ્યભાવના" હોલી રોમન એમ્પાયર સાથે સંકલિત હતી અને જેને સાચવી રાખવા ઇંગ્લંડમાં ઓલીવર ક્રોમવેલે પોતાના પ્યુરીટન પંથ દ્વારા યત્ન કર્યો હતો તે આમ નષ્ટ થવા લાગી. મુસલમાનોની ખીલાફતમાં પણ તે જ થીઓક્રસીની ભાવના છે; પણ અમલની ખીલાફત પણ છિન્ન ભિન્ન થવા લાગે તેમના જીવનમાંથી એ ધર્મતત્ત્વ કમી થયું.

ત્યાર પછી, જગતના ઇતિહાસમાં મ્હોટા ફેરફાર કરનાર અને ધર્મભાવનાને વિશેષ શિથિલ કરનાર બનાવો ઓગણીસમી સદીમાં બન્યા. કુદરતનાં તત્ત્વો પર અનુભવે પ્રભુતા મળતી ગઇ તેમ તેમ વરાળ, વીજળી અને વાયુને લગતી શોધખોળો-આગગાડી, આગબોટ, વીજળીના-તથા બીજાં યંત્રો, વિમાન, ઇત્યાદિ થઇ. તે શોધોને લીધે સુખસગવડનાં સાધનો અત્યંત વધી પડ્યાં; અને એડીસન જેવા મહા બુદ્ધિમાન પુરુષો પણ તે વધારામાં ઉમેરો કરવામાં આયુષ્ય ગાળી નાંખવા લાગ્યા. જગતની ઉંચામાં ઉંચી બુદ્ધિઓ તે સુખ પૂરવાના કામમાં રોકાઇ રહેવાથી અનેક અનિષ્ટો જન્મ મળ્યો "પ્લુટોક્રસી-ધનવાનોની સર્વોપરિ સત્તા" સ્થપાઇ અને પરિણામે ધર્મભેદ શરૂ થયા. સાથ સાથે નૈતિકવાદ અને સામ્રાજ્યવાદનો પણ વિકાસ થવા લાગ્યો અને જાતીય ઉંચ નીચના તથા ગોરી પ્રજાઓના સહજ પ્રભુત્વની (White man's Burdon) ભાવના પ્રચારમાં આવી. આ વિવિધ પ્રકારની સ્થૂલ પૂજામાં પ્રજા પ્રજાનાં સર્વોત્કૃષ્ટ મનુષ્યો રમ્યાં પડ્યાં રહેવાથી માનવ પ્રગતિના માર્ગ શોધવાનું અશક્ય થઇ પડ્યું.

અર્વાચીન માનવીએ 'સુખ' શબ્દને ત્હેના એરીસ્ટોટેલીઅન અર્થમાં વાપર્યો હોત તો આવી દુર્દશા ન જ થાત. પણ તેણે તો સુખની અંધપૂજા જ માંડી. આધુનિક સુખશોધક અર્થશાસ્ત્રના સિદ્ધાન્તે ઇન્દ્રિયલાલસાને એટલી હદ સુધી પહોંચાડી નાંખી કે યમનિયમ, બ્રહ્મચર્ય, તપશ્ચર્યા, વૈરાગ્ય પ્રાયશ્ચિત, એ સર્વેને દરી કઢાડીને મનુષ્યો તુચ્છકારવા લાગ્યા. ધર્મની આવી [illegible] અને પાલકી ઉપેક્ષાને લીધે આજે સ્થળેસ્થળ આત્માના મહેલો ને મન્દિરો નહિ પણ પડી ભાંગેલાં ખંડેરો દ્રષ્ટિગોચર થાય છે.

આ ઉપરાંત ગત સદીમાં વિજ્ઞાન અને ધર્મ વચ્ચે પણ જબરો ઝગડો ચાલ્યો. વિજ્ઞાનની શોધોમાં જ્ઞાન અતિશય ઝડપથી વધવાથી સહુ કોઈ તેનાં સત્યોનેજ જીવનમાં પ્રધાન પદ આપવા લાગ્યાં. તે વલણથી વિરુદ્ધ જનાર યુરોપમાં તે વખતે એકજ પુરુષ જેમ્સ માર્ટીનો (૧૮૦૫-૧૯૦૦) હતો. તેણે પુકારી પુકારીને કહ્યું કે વિજ્ઞાનનાં સત્યો છેક નિરૂપયોગી તો નહિ પણ ધર્મસત્યો કરતાં ગૌણ તો છેજ. ધર્મ એ માત્ર એકજ વસ્તુ સિદ્ધ અને પરમ છે. આજે હવે સર ઓલીવર લોજ જેવા વિજ્ઞાન શાસ્ત્રી પણ માર્ટીનોના તે અભિપ્રાય સાથે સંમત થાય છે; પરંતુ યુરોપી પ્રજાનો સામાન્ય માણસોનો વર્ગ મ્હોટો સમુદાય તો હજુ પણ વિજ્ઞાનનેજ જીવનમાં શ્રેષ્ઠ પદવી આપે છે!

આ પ્રમાણે, ટેનિસનના "ન્હાના ન્હાના દેવો" એમ સૃષ્ટિ ઘડી હોય તેવો ભાસ થાય છે. તે ન્હાના દેવો કોણ? સત્તાન્ધ અને મદાન્ધ બનેલા કૈઝર, ઝાર, ડાયર ઓડવાયર એ સઘળાઓ તે પ્રકારના દેવો છે. 'મહા મનુષ્ય-superman"ની ભાવના પ્રસારનાર નીટશે તેમનો ગુરૂ થાય. તેમણે પોતાનુંજ ધાર્યું કરવાનો મનસુબો કરીને પોતાની સ્વાર્થી રીતો પ્રમાણે દુનીઆને ઘડવાનું મિથ્યા મંથન કર્યું. હાલનું ધર્મવિહીન જીવન તેવાઓનેજ આભારી છે. કેમકે તે પ્રભુ સંકેતના વિરોધીઓ છે. સંસારાકાશમાં ધૂમકેતુઓ સમા તે આવે છે અને આપણા જીવનની સુઘટિત ગ્રહમાળાઓમાં તોફાન મચાવીને અદ્રશ્ય થાય છે. પ્રગતિ માત્રના તે દુશ્મનો છે અને સર્વ પ્રકારના વિપ્લવોનાં કારણ રૂપ બને છે.

પશ્ચિમના કેવળ જડવાદી ઉદ્યોગ જીવનથી ઘેલી બનીને આપણે પણ જો આજથી સાઠેક વર્ષથી તેમની એમને એમ નકલ કરવાનું શરૂ કર્યું ન હોત તો આપણે ત્યાં આજની ઉપરાઉપરી દુકાળો અને અવ્યવસ્થાઓ આવત નહિ.

ઉપર આલેખેલ ઓગણીસમી સદીની ઘટનાઓને પરિણામે વિશ્વબન્ધુત્વની પુરાતન ભાવનાનો લોપ થવા લાગ્યો; તે એટલે સુધી કે, પ્રજાઓના મહા મંડળ (League of Nations) સમક્ષ જ્યારે જાપાને એવો ઠરાવ મુક્યો કે રંગભેદ વિના સર્વ દેશોની પ્રજાને સમાન પદવી આપવાનું સિદ્ધાંત મહા મંડળે સ્વીકારવું જોઈએ, ત્યારે તે ઠરાવને યુરોપી પ્રજાઓએ ઉડાવી નાંખ્યો! અને બહાનું એવું આપવામાં આવ્યું કે તે ઠરાવની તરફેણમાં જે બહુ મતિ થઇ છે તે ઓછી છે સર્વાનુમતેજ તે પસાર થવો જોઈએ! આ વર્તન યુરોપ વાસીઓએ ગત સૈકામાં ખીલવેલા સંકુચિત અને એક પક્ષી પ્રજાવાદ (nationalism)નું પરિણામ છે, તેઓ નથી સમજતા કે વ્યક્તિવાદની માફક પ્રજાવાદ પણ અમુક હદ સુધીજ સાચો અને ઉપયોગી છે; સત્‌ની સીમા ઓળંગ્યા પછી એ બન્ને હાનિકારક છે. સ્વતંત્રતાનો સર્વ શ્રેષ્ઠ સિદ્ધાંતજ એ છે કે વ્યક્તિઓ તેમ પ્રજાઓએ બીજાને હાનિ કર્યા વિના આત્મવિકાસ સાધવો જોઈએ. જો પ્રજાઓ આ સમજે નહિ તો માનવ બન્ધુત્વની, internationalismની મહાન અને ભવ્ય ભાવના શી રીતે ફેલાવી શકે? એ ભાવના ગીતાજીમાં કહેલ અશ્વત્થ જેવી છે. સમસ્ત માનવ જાતિ એક મહા વૃક્ષ સમાન છે. તેનાં ફૂલ પાંદડાં જોડે લડે, પાંદડાં ડાળીની ઈર્ષા કરે અને થડ જોડે અણબનાવ રાખે એ કેમ ચાલશે? જ્યાં સર્વ અંગ ઉપાંગોમાં એકજ રસ વહી રહ્યો છે ત્યાં તેવો વિસંવાદ શી રીતે પ્રગતિ કે વિકાસ સાધી શકે? સંવાદશીલ અભ્યુદય કાજે સર્વ અંગોનો સમન્વય આવશ્યક છે. તેવો અભિન્નત્વ ભાવ લાવીને, આપણે હમણાં ભજનમાં ગાયું તેમ સર્વ ભૂત પ્રાણીઓ નિર્વૈર થઇ શકે એમ ... જગતને સનાતન ધર્મ સિંહાસનેથી પદભ્રષ્ટ કરેલાં સત્ય અને પ્રેમને પુનઃ ત્યાં સ્થાપન કર્યા સિવાય જગતનો ઉદ્ધાર અશક્ય છે. જગતનાં સઘળાં ક્ષેત્રોમાં આજકાલ રાજ્ય સત્તાને પ્રાધાન્ય મળે છે તેને

સ્થાને ધર્મસત્તાને મળવું જોઇએ; અને તે આદર્શ સિદ્ધ કરવા માટે પ્રાચીન કાળમાં જેમ ભારતના ધર્મોપદેશકો પૃથ્વીના દેશદેશમાં ધર્મ ભાવના પ્રસારવા અને સુદ્દઢ કરવા નીકળી પડતા, તેમ આજે પણ આપણા સંતમહન્તોએ ખંડેખંડે આર્યાવર્તની પ્રસિદ્ધ પુણ્ય ભાવનાઓના પ્રચારનું કાર્ય ઉપાડી લેવું જોઇએ છતાં ભાવના ઉત્તરે અને આ કાળમાં અત્યંત સુગમ થએલ સુખ સામગ્રીઓ પરત્વે તેમનું શીખવાનું છે. દેશમાંના કેટલા સ્થાપનાર ગવર્નરરાજ કરતા, વૈભવની મહત્તા ગ્હેતા છતાં નિર્લેપ ચિત્તવૃત્તિ રાખનાર જનકવિદેહી પરમ અન્તે ઘણું ઉંચું પદ ભોગવે છે. આજે આપણા જેમ બીજાઓએ તે ભાન વિસરે નાખ્યો છે અને તેથીજ આજે એવા પ્રભાવશાળી માર્ગદર્શકોની અગત્ય છે જેઓ યુરોપને, અમેરીકાને, ઓસ્ટ્રેલીઆને અને ભૂલા પડેલા આપણને પણ એ મહા સત્ય સમજાવશે કે મનુષ્ય જીવનમાં શુદ્ધ ધર્મ ભાવનાઓજ શ્રેષ્ઠ છે અને વ્યવહાર દુનિયાદારી રાજ્ય સત્તા એ સર્વ ગૌણ છે તેવી રીતે ધર્મનો પુનઃ ઉદય થશે અને ક્ષણિક એક તરફ સુખ પૂજાની ઘેલછા નાશ પામશે ત્યારેજ આજનું ડામાડોળ થઈ રહેલું જગત ઠાળે પડશે અને ઉત્તરોત્તર અધિક વિકાસ સાધીને ઇશ્વરના હેતુ પાર પાડવામાં સહાયરૂપ થઇ શકશે



આવતા અંકમાં ચૈતન્ય ને નેહ રંગ.

# લેખોનો અનુક્રમ.




આ માસિક સુરત નવાનપુરી બાગ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દ ઉંઘાભાઈ નાયકે છાપ્યું, અને મહુભાઈ લાલભાઇ ઉગરસાદીઆએ સુરત, ગોપીપુરા સનાડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રગટ કર્યું

વર્ષ ૨ જું.] જુલાઈ ૧૯૨૧. [અંક ૨ જો.

# ચેતન

## અંતિમ આશ:

:(સાદમાં ચાલશે):

એક જ અંતિમ આશ,
જીવનની
એક જ અંતિમ આશ!

ગ્લાનિ ભર્યાં દર્દી નયનોને
ક્યાંય નહિ ઉલ્લાસ
'એકલ શાંત રહું અંધારે'
એક જ આતમ નાદઃ જીવનની.

કેમ અશાંત અધીર અરેરે!
જનમંડળ સામાન્ય
ડગલું એક જ દૂર જવાનું
સમય અનંત મહાનઃ જીવનની.

કોઈ ભલે ન પિછાને દિલને
મળે ન દર્દ ઇલાજ
એકલ રહેવું: કાંઈ ન કહેવું:
ઝીલવો આતમ અવાજઃ જીવનની.

નેને લંચું ચેતન ચળકે ને,
દેખું દૂર ઉજાસ
આશ નહિ–નિરાશ નહિ–
મારો યશસૂનો આત્મવિકાસ
એ એક સનાતન છાપઃ જીવનની.

ગોંડલ:
૯–૭–૨૧.

ગૌરીશંકર ગોરધનરામ જોશી.

# જૂનાં પરિચિત મુખડાં.*

અનુવાદક—મનુ ત્રિવેદી.

મુજ બાળપણના દિવસમા,
આનંદી શાળાકાળમા,
મારે રમતના ગોઠીઆ, વળી વર્ગમા મિત્રો હતા,
એ સૌ ગયા, નવ કો રહ્યુ, જૂના પરિચિત મુખડા

મુજ જીવનમા હતું હાસ્ય કે,
પીતો સુરા હુ મોજથી,
મુજ હૃદયસાધ્યા મિત્ર સૌ સાથે હુ મોજ ઉડાવતો,
એ સૌ ગયા, નવ કો રહ્યુ, જૂના પરિચિત મુખડા.

મે એકને અતર દીધુ,—
સૌન્દર્યની મૂર્તિ હતી,
તેના વસાયા દ્વાર સૌ, આંખી ન તેની લઇ શકુ,
એ સૌ ગયા, નવ કો રહ્યુ, જૂના પરિચિત મુખડા

મારે ભલો એક મિત્ર છે,
રે ! મિત્ર એવા ના મળે,
કૃતઘ્ની જન જ્યમ મિત્રને અણચિન્તવ્યો છોડી દીધો,
ત્યાગી ગયો હુ ચિતવા જૂના પરિચિત મુખડા

હુ ભૂતની માફક ભમ્યો,
મુજ બાળપણના સ્થાનમા,
પૃથ્વી લાગી રણ સમી મારે રહી જે કાપવી
નાપવી એ શોધતા જૂના પરિચિત મુખડા

મુજ હૃદયના પ્રિય મિત્ર ઓ !
મુજ બાંધથીય વધુ પ્રિય !
માત પિતાના ગૃહ મહીં નાને ન તું જન્મ્યો સખા ?
આવી રહી વાતો હવે કની પરિચિત મુખની.

થોડા જણા ગુજરી ગયા,
ને કેટલાક ત્યજી ગયા,
થોડા ઝુંટાવી કો ગયુ, સઘળા હવે ચાલ્યા ગયા,
એ સૌ ગયા, નવ કો રહ્યુ, જૂના પરિચિત મુખડા

---

* Charles Lambના 'The Old Familiar Faces' એ કાવ્યનો અનુવાદ

# પ્રિયતમનાં પુનર્દર્શન.

પ્રીતિરસે ભરપુર, પ્રીતમને દીઠો મ્હેં દૂર !
દીઠો'તો પ્હોર તેથી મળવા પ્રીતમને
હતું તલપતું ઉર:
પ્રીતમને દીઠો ત્યાં દૂર ! ૧.

નયન હતાં મુજ થાક્યાં નિહાળી પન્થ,
મળવાને કન્થને આતુર:
પ્રીતમને— ૨.

એવે સુણ્યો શબ્દ સરોવરમાંયથી,
પરખ્યો પ્રીતમનો સૂર:
પ્રીતમને— ૩.

સલિલની લ્હેરપર, કમળને પાંદડે,
બંસી બજાવતો મધુર:
પ્રીતમને— ૪.

જળને હિન્ડોલ હતું કમળ એ ડોલતું,
ત્હેનાપર ડોલતો ચતુર:
પ્રીતમને— ૫.

અધર અડાડી હતી બન્સી એણે અનુપ,
અજબ હતું પ્રેમનૂર:
પ્રીતમને— ૬.

વિરહતણું ગીત એ હતો આલાપતો,
સુણી બની હું ઘેલીતૂર:
પ્રીતમને— ૭.

ત્હેણે ગાયું ગીત ગાયું મ્હેં સ્નેહથી,
પૂર્યો પ્રીતમ ઘરે સુર:
પ્રીતમને— ૮.

પ્રેમતણો આમ થાતાં સાક્ષાત્કાર,
પ્રકટ્યા ત્યાં સ્નેહના અંકુર:
પ્રીતમને— ૯.

જાણું નહિ ક્યાર આવ્યો સમીપ પણ,
ચાંપ્યું મુજ ઉર સાથ ઉર:
પ્રીતમને— ૧૦.

જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

# અકબરનું સ્વપ્ન.

( અંગ્રેજ કવિવર ટેનિસનના કાવ્યનું અનુગાન—આગળ ચાલુ. )

(" Well spake they brother etc. ")

## ૪–પ્રભુકીર્તિનાં આત્મ ગુંજન.

" તારો ભાઈ ઇશને જો સ્તવે છેઃ
ત્યાં ફેંકીની પ્રેમ-ભક્તિ વહે છે !
તારા ગાને, સર્જને જેમ ગાજે:
આત્મા ગુંજે, જ્યાં પ્રભુ કીર્તિ રાજે !

" પ્રભુ ! કીર્તિ ત્હારી ગહન જ વિવેકે ય દિસતી !
સુવિધાઓ ન્હેતી તુજ સ્વરુપ પૂર્ણાશજ પ્રતિઃ
દિસે અંધારે એ વિજન રણુરેતી લઇ જતીઃ
શકિયે ના બોલી પ્રણયપદ કક્કો તુજ કરી !

" આત્મગતિ પ્રભુ જાણેઃ નતે, ન પ્રભુ, માનવી !
પ્રતિ પન્થી કહેઃ—મારી સદ્દગતિ ! ને જ અન્યની.

" ગુલાબ શું કમલને " ફુલતું ન !" કહેશે ?
"હું એક રાય !" સરુને ત્યમ તાડ શું કહે ?
કેરી, કલિંગ ફુલ, ફેંકી પદે, શું કહે કેઃ—
"હું એક છું પ્રભુ રચ્યું, ધનુ લોગ અર્થે ?"

"પ્રભુનું એક ચૈતન્ય, સર્વ વિશ્વે, વહી રહ્યુંઃ
નાડિયે, નાડિયે, કેવું થડકે એક એ નર્યું ?

"પ્રત્યેક તારક કહેઃ—હું જ એક સ્વર્ગ !"
ચીકે ન જાણ્યું અહ સંગીન શીદ ગર્જે ?
જો ! જ્યોત તો અગાહળે સ્થળ સર્વમાં જે—
પૂજા પ્રણાલી મનુની—રચી સર્વમાં તેહ"

* * * (આગળ ચાલુ)

—સલિલ.

# યુવરાજની પધરામણી.

મા, આપણા દ્વાર આગળ થઇને યુવરાજ નીકળવાના છે;—આજ સ્હવારે હું મ્હારૂં કામ કેમ કરી શકું ?

મ્હારી વેણી મ્હારે કેમ ગૂંથવી. એ તો મ્હને બતાવ. મ્હને કહેને, મ્હારે કયાં વસ્ત્રાભૂષણ સજવાં ?

મા, આમ નવાઈ પામીને મ્હારી સ્હામે તે શું જોયા કરે છે ?

એ તો હું સારી પેઠે જાણું છું કે યુવરાજ મ્હારી બારી સ્હામે આંખીને જોવાના યે નથી; હું જાણું છું કે આંખના એક પલકારામાં એ મ્હારી નજર આગળથી પસાર થઈ જશે; ફકત દૂર વાતાવરણમાં વિલીન થતો વેણુનો સૂર દૂર—સુદૂરથી ડચકાં ખાતો ખાતો મારી તરફ આવશે.

પણ યુવરાજ આપણા દ્વાર આગળથી પસાર થશેજ, અને હું તો એ ક્ષણને માટે મ્હારાં ઉત્તમમાં ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરીશજ.

મા, યુવરાજ આપણા દ્વાર આગળ થઇને નીકળી ગયા. પ્રભાતનાં સૂર્ય—કિરણ ત્હેના રથમાંથી ઝળકતાં મ્હારા તરફ આવતાં હતાં.

મ્હેં મ્હારા મુખપરથી ઘુંઘટ દૂર કર્યો; મ્હારી ડોકમાંની હીરાકંઠી ખેંચી કહાડીને મ્હેં ત્હેમના માર્ગમાં ફેંકી.

પણ મા, આમ સાનંદાશ્ચર્ય પામીને મ્હારી સ્હામે તે શું જોઇ રહી છે ?

એ તો હું સારી પેઠે જાણું છું કે તેણે મ્હારી હીરાકંઠી ઉચકી ન લીધી, હું જાણું છું કે એ તેના રથનાં પૈડાં તળે કચરાઈ ગઇ હતી અને ધૂળપર ફકત એનાં રક્તવર્ણાં ચિહ્નોજ પડયાં રહ્યાં છે; અને કોઇને યે ખબર નથી કે મ્હારી એ ભેટ શી હતી, અને કોને માટે હતી.

પણ યુવરાજ આપણા દ્વાર આગળથી પસાર તો થઇજ ગયા, અને મ્હેં પણ મ્હારા હૃદયપરનું રત્ન તેના માર્ગમાં ફેંકયુજ. *

બચુભાઇ રાવત.

---

* રવિ બાબુ કૃત 'ગાર્ડનર'માંથી.

નસીબદાર મળ્યો. ભાવીને મોકો મળ્યો. આખરે નસીબદાર—ઈશુ ખ્રીસ્ત મળ્યો તેમ મારી ખોજમાં મારા બુલંદ કિસ્મતે તે મધુરીનાં પુનઃ દર્શન કરવા તક મળી. અચાનક મારી દૃષ્ટિ નીચે પડેલા જરીથી ભરેલા ગુલાબી રૂમાલ ઉપર પડી. તરતજ દોડી ઉંચકી લઈ મારા હોઠો પર તે દાબ્યો. જેમ નિર્દય સૈયાદ—બાવરી બાગમાંથી બુલબુલને પકડી પાંજરામાં કેદ કરે છે અને ગોફણ મળનાં તીર માફક નાઠસે છે તેમ હું રૂમાલ આપવા દોડતો હતો કે તે ચિનચોર, હા હું ભુલ નથી કરતો તે વખતે મારૂં દિમાગ, શાંત હતું, મારૂં હૃદય કાબુમાં હતું, તે મારી સમીપ આવી. તમને તે વખતના આનંદનું શું ખ્યાલ કરે. તે મૃગલોચની કોમળ કંઠે મુસ્કુરાઈ બોલી, "જનાબ, આપે તકલીફ લઈ મુજ નાચીજ પર અહેસાન કર્યું." આ મોકો મળતા મેં હસી જવાબ આપ્યો, "સાહેબા, આપ જ્યારે એને અહેસાનજ માનો છો તો એહેસાનનો બદલો વાળવો એ દરેક ઇનસાનની ફરજ છે."

આ કટાક્ષથી તે સુંદરી લજ્જીત થઈ જવાબ ન આપી શકી. હું વધુ વાર દિલપર કાબુ ન રાખી શક્યો. બદનમાં ઝનઝનાટ પેદા થઈ. એને મારા ભુજ પાશમાં ખેંચી, એના દિવ્ય ઓષ્ઠો પર મુહર ચોઢ્યા. તે વખતે સ્વર્ગનું સુખ પણ તુચ્છ હતું. બસ, હોઠો ખસવાજ ન ચાહતા હતા. પણ એવામાં બહારથી કોઈ કમ્પેનને અવાજ દીધો, "રહેમાનરૂશા, કેટલીવાર? રૂમાલ મળ્યો કે નહિ?" મારી અનિચ્છાએ એને છોડવી પડી. તે ગઈ. મને મારી સ્થિતિનું ભાન ન રહ્યું. મારા મિત્રો પાછા આવ્યા અને પ્રશ્ન પૂછ્યો, "કેમ, બશીર, આ તાજની શિલ્પકળાથી મુગ્ધ થઈ તમારા ભાવિ પત્નિનું સ્મરણ આમજ જગવશો?"

અફસોસ, તે લોકો ક્યાંથી જાણે કે બશીરે ઈકસીર—પારસનો સ્પર્શ કર્યો છે. તેની યાદથી બસ બેભાન બનું છું, રોમેરોમમાં વીજળી જેવો તનમનાટ થાય છે. ભલે, સમાજ મારે માટે હજારો કલ્પના કરે, હું તો મારા અહોભાગ્યનું વર્ણન કરીશ. મારી જીંદગી માટે એજ સુખ સ્મૃતિ બસ છે.

---

પોતાનું "કર્તવ્ય" બજાવતી વેળા તેઓ ઘણી વાર સમસ્ત માનવ જાતિના મહા વડીલને ભૂલી જતાં જણાયા છે. તેઓમાંના કોઈકોઈ સાચી નિષ્ઠાથી અને શુદ્ધ હેતુથી આવું વર્તન ચલાવતા હશે એ હું સમજી શકું છું; અને તેથી જ અહિં સ્પષ્ટ કરી દેવા માગું છું કે આ ટીકાઓ વૃદ્ધત્વની સંસ્થા સામે થાય છે. અપવાદ રૂપ અને નિર્દોષ વૃદ્ધ વયની વ્યક્તિઓ સામે નહિ. વૃદ્ધત્વની સંસ્થા એવી ચીજ છે કે તેમાં કદાચ તેમ કોઈક વાર સોળ વર્ષના માણસનો પણ સમાવેશ થઇ શકે. વૃદ્ધત્વ કે યૌવન હૃદયનો વિષય છે, શરીરનો નહિ, એ કથનની સાબીતી તરીકે રવીન્દ્રનાથ જેવા નિત્ય યુવાનનું દૃષ્ટાંત આપી શકાય.

આ વૃદ્ધત્વની સંસ્થાએ જગતના જન્મકાળથી જેટલો કેર વર્તાવ્યો છે અને જે જે ઉચ્છૃંખલ અત્યાચારો માનવીના પરમ પવિત્ર ગૌરવ પર કર્યા છે તેની પાપકથા વર્ણવી જાય તેમ નથી. આજના જગતની અસ્તવ્યસ્ત નિરાશાજનક અને નરક સમાન સ્થિતિ કરવાની જવાબદારીમાંથી તે વર્ગ, અને જે પૂર્વજોની કાલાતીત જીવન રીતિ તે વર્ગે અંધપણે પોષ્યા કરી તે પૂર્વજો મુક્ત થઇ શકે તેમ નથી. તે જીર્ણ અને પ્રાણ-રહિત જીવનરીતિ તેમને પોતાને પોતાના સમય માટે ભલે સર્વોત્કૃષ્ટ અને સર્વાંગસુંદર લાગી; પરંતુ યુવાનોના ઉત્કર્ષાભિલાષી આત્મા પર પણ તેની તેજ જીવન ભાવના અને જીવન વ્યવસ્થા તેવાજ રૂપમાં બળાત્કારે અને મારીઠોકીને વળગાડવામાં આવે છે ત્યારે તો તે આચરણ આચરનારાઓને પ્રભુદ્રોહી કહેવા એ એક સાવ સાદા સત્યનુંજ કથન છે કારણ કે પ્રભુ પ્રગતિનો પ્રેમી છે, આ વર્ગનો દ્રોહી છે. જ્યારે હોય ત્યારે યુવાનોની સાહસવૃત્તિને રોકવાનો યત્ન કરવો, જે પ્રશ્નો સાથે તેમનો જીવન પર્યંતનો સંબંધ છે. તેની ચર્ચામાં તેમની મરજી સરખી યે ન પૂછવી તેની મરજી દાબાવવાનો સહેજે પ્રયાસ થાય તો ભયત્રાસ વરતાવીને યુવાનોને દબાવી દેવા ને ફફડાટ પાડવા, તેમના ભેજામાં જાણે ભૂસું ભર્યું હોય અને પોતાના ભેજામાં ડહાપણનાં સ્વાદિષ્ટ પકવાન્નો જ ભર્યાં હોય તેવી રીતે તેમના વિચારોને સાંભળવા પણ નહિ અને ગમે તે રીતે, ગમે તે ભોગે, પોતાનો કક્કો ખરો કરીને ઉભાં રહેવું, તથા આવી બીજી અનેકાનેક સત્તાંધ રીતો વડે તરુણોનાં દેવદીધાં માનવગૌરવને એક ઘડીકમાં કોડીની કિમ્મતનાં કરી નાંખવાં-આ સઘળી અધમ પ્રવૃત્તિઓના-આદરનાર અને ઉત્તેજનાર માણસો પ્રભુદ્રોહ નથી કરતા તો બીજું શું કરે છે? તેઓ ઇશ્વરની દૃષ્ટિમાં નિર્દોષ છે એમ કયા વિચારશીલ માણસથી કહી શકાશે? શરીરની ઉંમરને જ લીધે 'મ્હોટેરા' ગણનાર આવા માણસોને માટે યુવાનોનાં પુણ્યવંતું, પ્રેરણા-પિયાસુ હૃદયોને માનવૃત્તિ પણ ક્યાંથી રહે? અને જેટલી રહે તેટલી પણ ઉપલકજ હોય, અંતરનાં ઉંડાણમાંથી ઉગેલી ન હોય. ગૃહજીવનના અને સમાજ જીવનના જુદે જુદા ત્રાસદાયક જુલમોને લીધે સળગેલો અસંતોષનો અગ્નિ અત્યારે યુવાન હૃદયોમાં ધુંધવાઈ રહ્યો છે; જ્વાળા-મુખીની માફક ફાટીને એ વિનાશ કે વિપ્લવનો કારણ ભૂત થાય ત્યાર પહેલાં તેને છાંટીને શાંત કરવા જેટલું મુત્સદ્દીપણું આ તેમ જ ઇતર દેશોના સમાજ સૂત્રધારોમાં રહ્યું હશે તો જ નવા યુગના પુણ્ય પ્રભાતને કૈંક પણ સહર્ષ સત્કારવા તૈયાર થયો ગણાશે. તે યુગના પૂરા લાભ લેવા માટે યુવાનો કરતાં વૃદ્ધોમાં વધારે સુધરવાપણું છે એમ લાગ્યા વિના રહેતું નથી. વડીલો સારા હોત તો બાળકોના કે યુવાનોના નરસાપણા માટે ફરિયાદ કરવાનું કારણ જ રહેત નહિ. આ વચન અરુચિકર છે પણ હકીકતો પ્રત્યેક પગે તેને પુરવાર કરી રહી છે.

વ્યવહાર પૂજકોની આ આક્ષેપાવલિના ઉત્તરમાં એટલીજ વ્યવહાર સિદ્ધ વાસ્તવિક બનેલી હકીકત ટાંકવાની છે કે, માનવીના સ્વભાવને "બદલવા"ના નહિ પણ ત્હેની અણખીલી કળાઓને ખીલવવાના આવા યત્નો આજ પહેલાં ઇતિહાસમાં અનેક વાર થયા છે અને ઓછેવત્તે અંશે સફળ પણ થયા છે, તે તે યુગોની નિષ્ફળતાનાં કારણોને ધ્યાનમાં રાખીને આજે અધિક વિજય પ્રાપ્ત કરવાનો છે, તેમ થતાં જે અપૂર્વ, સાચો સંસ્કારી નવમાનવી અવની પર અવતરશે ત્હેના તાત્વિક લક્ષણોનું કિંચિત દર્શન આ પ્રમાણે થઈ શકેઃ–

તે નરોત્તમ જીવનના સહુયે પ્રસંગોમાં-કુટુંબ વહેવાર, સાંસારિક સબંધ, કામધંધો, રાજકાર્ય સર્વમાં સામાન્ય રીતે જગતંત્ર ચલાવનારાઓ-કેવળ દુનિયાદારીનું એક તરફી દૃષ્ટિબિન્દુ ધારી તે શ્વાનખોરી (cynicism) નહિ આદરે, પણ ભાવના પ્રધાન વ્યવહાર દૃષ્ટિથી વર્તશે. આજ સુધીના ઘણાખરા ભાવના ભક્તોએ સૌથી ગંભીર ભૂલ એ કરી કે પૃથ્વીવાસીઓને અણઘટતી રીતે તુચ્છકારીને બોમપા જ વિકર્યા કર્યું. એ વખતના પ્રત્યાઘાતરૂપે ઉપર ઉલ્લેખી તે શ્વાન વૃત્તિ જન્મ પામી કેમકે મનુષ્યો ભાવના દર્શીના દેખીતા પરાજયથી પોતાની જડવૃત્તિતાને વધુ કેળવતાં શીખ્યા. પણ ખરું જીવન જીવવા માટે ઉચ્ચ લક્ષ્ય, મનોરથ તેની સાથે નિર્મળ, ન્યાયગમ્ય વ્યવહારપણાનો સમન્વય આવશ્યક છે. આ સ્થિતિમાંથી પરિણમતું સમતોલન એ નવમાનવીનું મહત્વનું લક્ષણ છે. તે લક્ષણ વિશેષ વિકાસ પામીને સ્થિર થતું જશે તેમ તેમ મનુષ્યોની અન્તર્દષ્ટિ ( vision ) ઉઘડશે, અને એ રીતે પ્રમાણબુધ્ધિ કેળવાતા આજના અગણિત નિરર્થક ક્લેશો શમશે; નિર્માલ્ય અને ધૂળ જેવી વસ્તુઓ પાછળ ઘેલા બનવાની ટેવ પણ દૂર થઇ શકશે.

નવયુગમાં સંસ્થાઓને તેમનું યોગ્ય સ્થાન આપીને સાધનરૂપે જ ગણાશે. માનવ પ્રગતિનો સઘળો આધાર તેમની પર જ રાખવાની મૂર્ખાઇ કોઇ નહિ કરે. તેમના અંધ પૂજા કે અતિદાસત્વ નહિ-થાય. જડતા ત્યાં મૂળ ઘાલીને મનુષ્યોનું ચેતન હરી લે ત્યાર પહેલાં સંસ્થાઓની યોગ્ય, સ્વાભાવિક મર્યાદા સમજનારા સ્ત્રી પુરૂષો તેમાં ચૈતન્ય પ્રભાવ ચાલુ રાખવાના અને જમાવવાના સફળ પ્રયત્ન કરશે.

વૃધ્ધ યુવાનનો સંબંધ જે આજે મહદંશે એક પક્ષે સત્તાન્ધતા અને સ્વાર્થ બુધ્ધિ તથા બીજે પક્ષે વિવેકહીન દાસત્વ અને કૃત્રિમ વિનયના પાયા પર રચાયલો છે તેમાં મહાન મૂળગત-પરિવર્તન થશે-થવાની જરૂર જ પડશે, જો માણસમાં માણસાઇ રહેવા દેવી હોય અને તેની માણસ તરીકે કાંઇ પણ કિંમત સ્વીકારવી હોય તો. તે સંબંધમાં બંને પક્ષે સહીષ્ણુ, સુયોગ્ય સમભાવની, સ્વાતંત્ર્ય અને સાચા વિનયની, બુધ્ધિમત્તાની અને સંપૂર્ણ સંસ્કારિતાની છાપ પડી-રહેશે. આજની જેમ જુવાનોની જીંદગીનો સોદો તે યુગમાં નહિ થઇ શકાય તેમનો ઉપયોગ ધનોત્પાદક અને સંતાનોત્પાદક યંત્રો તરીકે કરનાર વડીલ નામી વડીલોને દાના હોવાનો દાવો કરનાર તે નાદાનોને તેમની બેહદ, બેશરમ ઉચ્છ્રંખલતા અજમાવવાની છૂટ લેશમાત્ર પણ નહિ રહે. બંને વર્ગ મહાન સમાનતાની ભૂમિકા પર રહીને પરસ્પરનું અંતર પીછાણ, નહિ કે પોત પોતાની નિરંકુશ સ્વચ્છંદતાને રમાડવા ઉત્સુક રહેશે.

ટુંકમાં નવયુગનો મહા મનુષ્ય એટલે સંસાર ધર્મને સર્વગ્રાહી દૃષ્ટિથી પીછાનાર સંસારયોગી. યોગસાધનાનાં ઉચ્ચ તત્ત્વોને આજ સુધી વ્યક્તિઓએજ નિજ જીવનમાં જીવી બતાવ્યાં છે. પણ આપણો નરોત્તમ તો તે તત્ત્વોને સામાન્ય માનવજીવનમાં અવતારીને સિધ્ધ કરી દેખાડશે. નિત્ય જીવનમાં પળે પળે, મનોરથ અને વ્યવહારના સુન્દરતમ મિશ્રણરૂપ આ સંસાર યોગ સાધવા આતુર અને યત્નશીલ રહેશે. અખંડ, ઓજસ્વિની સ્વાતંત્ર્યજ્વાલા હેને ઉરે જાગશે; હેનાં નિર્મળ નયને અદ્ભુત જ્ઞાનપ્રકાશ ફેરી રહેશે.x મનુષ્ય જીવનનું જે પરમ લક્ષ્ય, પ્રભુનાં દર્શન નહિ, પ્રભુત્વનાં સંવેદન, હેને તે નિરંતર દૃષ્ટિ—સમિપ ધારશે, અને સ્વજીવનમાં હેને સિદ્ધ કરીને માનવ પ્રગતિને હેના સત્ય, અતૂટ, ઉન્નત માર્ગે દોરશે.

વિ. ક.

---




(૨)

## પ્રાચીન મન્દિરો: શ્રી અરવિન્દ ઘોષ.

ચિદંબરમ તા. ૫-૧-૨૧.

સ્નેહીવર્ય હીરાલાલ,

આજ એક કાગળ તમને બીડ્યો છે. આ કાગળ ચિદંબરમ સ્ટેશનના વેઇટીંગ રૂમમાં બેઠો બેઠો લખું છું. ગયા કાગળમાં મદ્રાસના પ્રવાસનું વર્ણન લખતાં અધિવાર, શ્રી. અમરદાર, અને ગોકરેટોની કોન્ફરન્સ વિષે ઉલ્લેખ કીધો હતો. તે બધી બાબતો ઉપર નવરાશ હોય તો ઘણું લખી શકાય, પણ ઉડતા પંખી જેવા મારા પ્રવાસમાં તેવી નવરાશ ક્યાંથી મળે! જેમ ચિત્રકાર રંગો પૂરીને આખું સંપૂર્ણ ચિત્ર બનાવવાને બદલે માત્ર સ્કેચ આલેખી સંતોષ માને તેમ હું પણ મારી impressions નો સામાન્ય ખ્યાલ આપી સંતોષ લઉં છું.

અહિં અમારો છેલ્લાં બે વર્ષનો એક મદ્રાસી ઘરાક છે તેને પહેલી વાર મળવાનું બન્યું. તેના પરિચયથી મારા વેપારમાં મને ઘણું જાણવાનું મળ્યું. એટલુંજ નહિ પણ બીજી રીતે પણ મને આનંદ થયો. તે મેટ્રીક સુધી ભણેલ છે પણ તેનામાં મેં બહુ ઉંડી સંસ્કારિતા અનુભવી. વેપારમાં બહુ ધમાલ કે તૃષ્ણા નહિ. સાદું જીવન તેથી થાય એટલી કમાણીથી પણ સંતોષ માને, તદુપરાન્ત શંકરના અદ્વૈતવાદનો તે ઉપાસક લાગ્યો. તે એક વિદ્વાન બ્રાહ્મણને ગુરૂ તરીકે માને છે. તેની પાસે નિરન્તર તે અભ્યાસ કરે, નવરાશના વખતમાં તત્ત્વજ્ઞાનના પુસ્તકો વાંચે. આવો

---

x "With flame of Freedom in his soul,
With light of knowledge in his eyes."

—*Simonds.*

માણુસ વેપારી વર્ગમાં મળવો દુર્લભ! ઝરીના વેપારીને લગતી કેટલીક ઓરીઓ જોઇ, કેટલાક વેપારીઓ ને મળ્યો. આ બાજુ ઝરીનો ઉપાવ બહુ છે પણ અમો મુંબઇના વેપારીઓનું આ બાજુના વેપાર વિષે કેટલું અજ્ઞાન છે તેની અહિં આવ્યા પછીજ ખબર પડી. અમુક માલ બહુ ચાલે છે એમ સમજીને અમે મુંબઇમાં કેટલોક સંગ્રહ કર્યો છે તેનો અહિં ખપજ મળે નહિ. બીજું સ્વદેશી ઝરી બનાવવાની અહિં પહેલ વહેલી ફેકટરી જોઇ. તે જોતાં મને બહુજ આનંદ થયો. એક મદ્રાસીએ આ હુન્નર શિખવામાં ઘણી મિલ્કત ગુમાવી છે. અત્યારની ઉથલ પાથલના કારણે તે ફેક્ટરીવાળાએ એટલુ ગુમાવ્યું છે કે તેની ફેક્ટરીના સંચા અને મકાન સિવાય તેની પાસે કાંઇ નથી રહ્યું અને તેથી ફેક્ટરી તદન બંધ રહે છે. આ માણસને પંદરથી વીશ હજારની જરૂર છે લીમીટેડ કંપની કરવા પણ તૈયાર છે.

મદ્રાસ શહેર મને મુંબઇથી વધારે ગમ્યું. શહેર મોટું ખરૂં છતાં મકાન કે માણસનો એવો ભરાવો નહિ. બે માળનું મકાન ભાગ્યેજ દેખાય. શહેરની ખાશીઅત એવી કે ભુખા પડવાનો બહુ સંભવ નહી સમુદ્ર તટતો બહુજ સુન્દર. હિંદુસ્થાનના બીજા કોઇ પણ શહેરને આવો તટ નથી. મદ્રાસ શહેર પૂર્વાભિમુખ સમુદ્ર કિનારે વસેલું છે. કિનારે કિનારે માઇલના માઇલ સુધી ઝીણી ચોખ્ખી રેતી કોઇ ઠેકાણે કીચડ નહિ કે ખરાબો નહિ અને સમુદ્ર પટ તો આપણા મુંબઇથી જુદીજ જાતનો. સમુદ્ર પટ એકદમ ઉંડો લાગે અને આખો સમુદ્ર પટ જોતાં ધરાયજ નહિ.

મદ્રાસમાં બે પ્રાચીન મંદીર જોયાં. એક પાર્થસારથીનું અને બીજું કાપાલેશ્વરનું. બહુજ મોટાં, બાંધણી સારી અને ભવ્ય, પણ મૂર્તિ જે ભાગમાં આવેલી હોય ત્યાં બહુજ અંધારું, અને ધીને લીધે ચીકાશથી ભરેલું. પાર્થસારથિ એટલે કૃષ્ણ. તેની મૂર્તિ પ્રચંડ છે, કાપાલેશ્વર તે શંકર-તેનું તો શિવલિંગજ છે. આગળ પ્રવાસમાં જે મોટાં મંદીર જોવાના છે તેની આ તો શરૂઆતજ હતી

અહિં મ્યુઝીયમ, જાનવરખાનું તથા જીવતી માછલીઓનો સંગ્રહ ત્રણે બહુ જોવા લાયક છે. મ્યુઝીયમમા સર્પોનો સગ્રહ તથા ધાતુ તેમજ પથ્થરની વિવિધ પ્રકારની મૂર્તિઓનો સગ્રહ બહુજ ધ્યાન ખેંચે તેવો છે. જાનવરખાનામાં ઓરંગ ઉટાંગ અને હંસ પહેલીવાર જોયાં. મત્સ્ય સંગ્રહનું તો પત્રમા વર્ણન થાયજ નહિ. આખી દુનિયામા આવા બીજા બેજ છે. મ્યુઝીયમ ની બાજુએ લાઇબ્રેરીનું મોટું મકાન છે, લાઇબ્રેરી માટે આવું ભવ્ય મકાન અને પુસ્તકભંડારોની ગોઠવણી હજુ સુધી મારા જોવામા આવેલ નથી.

મદ્રાસથી પહેલી તારીખે અમે કાંજીવરમ્ આવ્યા આ તો તદન અજાણ્યું-શહેર અને ઓળખાણ વિનાનું હતું. આ લોકોની તામીલ ભાષા આપણને આવડે નહિ તેથી અગવડ પડયાજ કરે ઘણી વખત ચેષ્ટા અને નિશાનીથી સમજાવવું પડે એક રાત્રે આવ્યા, ધર્મશાળામાં ઉતર્યા. માઇશોર સરકારી હાઇસ્કુલના વીશેક વિદ્યાર્થીઓ પણ તે નિશાળ તરફથી મુસાફરીએ નીકળેલા તે અહિંજ ઉતર્યા સાથે સુતા. આ વિદ્યાર્થીઓને બહુ ઓછી ચીજોથી ચલવી લેતા જોઇ મને આનંદ થયો. તેઓ કે. ટી શાહને સંભારતા હતા.

કાંજીવરમમા બે મોટાં જાણીતા મુખ્ય મંદિર છે. એક વિષ્ણુકાંચી, બીજું શિવકાંચી. શહેર-પાધડી-પને ત્રણ માઇલ લાંબું છે. વિષ્ણુકાંચી એક છેડે, શિવકાંચી બીજે છેડે. વિષ્ણુકાંચીમા મંડપ છે. તેની કારીગીરી રચના, ગોઠવણ પત્રમાં વર્ણવી શકાય નહિ. નજરે જુઓ તોજ

ખ્યાલ આવે. નાનો સરખો મંડપ છતાં બે કલાક સુધી જોયા કરો તોપણ સંતોષ ન થાય અને જોવાનું પૂરૂં પણ ન થાય. થાંભલે થાંભલે આશ્ચર્યમાં ગરકાવ કરે તેવી અનેક મૂર્તિઓ જોયાજ કરો. શિવકાંચી પણ ઘણું મોટું અને ભવ્ય મંદિર છે. આ મંદિરના થાંભલા રાણકપુરથી પણ વધી જાય છે. આખી બાંધણીજ જુદી જાતની ગગનચુંબી ગોપુરો, દરેક મોટા મંદિર સાથે જોડાએલ સુન્દર સરોવર, પતાકાસ્થંભ જુદી જાતનો, થાંભલાની રચના પણ નવીનજ તરેહની અહિં કામાક્ષીનું મંદિર છે તે પ્રમાણમાં છે. ત્યાં શંકરાચાર્યની મૂર્તિ જોવા જેવી છે.

કાંજીવરમથી ૭મીએ તારીખે નીકળી રાત્રે બાર વાગે પોંડીચેરી આવ્યા. મારી સાથે લગભગ ચારસો રૂપીઆના કસબના સેંપલ છે. પોંડીચેરીમાં દાખલ થતાં આ માલ રજીસ્ટર ન કરાવીએ તો પાછા ફેરતાં દશ ટકા જગાત આપવી પડે. આની મને ખબર નહિ. સદભાગ્યે એક મદ્રાસી વેપારી સાથે હતો તેણે ચેતાવ્યો અને હું બચી ગયો. અહિં જેને ત્યાં ઉતર્યો તે પ્રાંસળ (કાઠીયાવાડ) ના અહિંના જાણીતા વેપારી છે. તેમનું નામ ભોલ જયારામ ઇશ્વર. હું બીજાની ઓળખાણ લઇને ગયો હતો છતાં તેઓ એ મારૂં જે આતિથ્ય કીધું તેનાથી હું બહુજ પ્રસન્ન થયો.

પોંડીચેરીની બાંધણી બહુ ધ્યાન ખેંચે તેવી છે. પોંડીચેરી સમુદ્ર કિનારે પુર્વાભિમુખ આવેલું છે. સીધા સીધા રસ્તા. આડો અવળો રસ્તો ન મળે, ભુલા પડાયજ નહિ. બધી ગલીઓથી એવી રીતે બાંધેલું છે કે સૂર્યના ઉત્તરાયણ દક્ષિણાયનની ઘરમાં બેઠાં ખબર પડે. અહિં બોટમાં બેસી કરીને સમુદ્રની ઉપર ફરવાની બહુ મજા છે. અહિં એમડન આવેલી; પોંડીચરી ઉપર સર્ચલાઇટ નાંખેલી. સવારના ૭ વાગ્યા સુધી રહેલી. ઘણાએ જોયેલી. સમુદ્રની અંદર ઘણે સુધી પુલ છે; તેવો હિંદુસ્થાનમાં બીજે નથી. તે પુલને છેડે જઇએ એટલે આપણને એમ લાગે કે આપણે કોઇ સ્ટીમર ઉપરજ છીએ. આ ઠેકાણે મેં સૂર્યોદય જોયો તેથી થયેલો આહ્લાદ શી રીતે વર્ણવું ?

અહિં અરવિંદ ઘોષ રહે છે તે તમે જાણો છો. હું તેમને મળી આવ્યો. અહિંનો ફેરો સફળ થયો. એક મહા પુરૂષનાં દર્શન થયાં. સાંજના ચાર વાગ્યે ગયેલો, મારૂં નામ મોકલ્યું. "આર્ય" ના ગ્રાહક તરીકે મને ઓળખ્યો. મને બોલાવ્યો. બહુ સુન્દર મૂર્તિ, દાઢીથી વધારે શોભે છે. પ્રથમ પરિચયમાં વાત તો બહુ શું થાય ? તે ઉઘાડે શરીરે બેઠેલા. તેમનું શરીર બહુ કૃશ લાગ્યું. તેમની સામે બે બંગાળીઓ બેઠેલા. તે તેમના શિષ્ય જેવા લાગ્યા. મારો તેમને મળવાનો તેમણે ઉદ્દેશ પૂછ્યો. મને તેમના દર્શન સિવાય અન્ય કાંઇ ઉદ્દેશ હતો નહિ. "આર્ય" નો હું ગ્રાહક છું એમ સમજી મને તત્વ વિચારને લગતાં પુસ્તકોમાં પ્રીતિ હોવાનું કારણ પૂછ્યું. મેં તેમને કાંઇક ઉપદેશના વચનો સંભળાવવા વિનંતી કરી. તેમણે કહ્યું કે મારે કોઇ ઉપદેશ આપવાનો છેજ નહિ. પોલીટીક્સ વિષે તેમના વિચારો જાણવા વિનંતી કરી તે બાબતમાં પણ લગભગ તેવોજ ઉત્તર મળ્યો. હું મોડરેટની કોન્ફરન્સમાં ગયેલો તે વિષે થોડીક વાતચીત થઇ અને મારો તેમની સાથેનો પુણ્ય સમાગમ સમાપ્ત થયો.

પોંડીચેરીમાં મારા વેપારને લગતી અણધારી કેટલીક ખબરો મળી. બે ત્રણ ફ્રેંચ સાહેબોનો પરિચય થયો. અહિં મને અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચેનો તફાવત બરોબર સમજાયો. ફ્રેંચો ઘણો કરીને ઘેરાઇ ગયા મળતાવડા, હસમુખા, અને સરળ કે આપણને બહુજ આનંદ થાય. કંટાળો આવે નહિ, ગર્વ નહિ, વેપાર સમજાવે. તેમજ સગવડ કરી આપે. અને સાચી સલાહ

આપે. વળી તેઓ તામીલ તેલુગુ સારી રીતે જાણે. આમને જોતાં તેમજ પોંડીચેરી જોતાં એમ આપણને થયા વિના ન રહે કે અંગ્રેજો કરતાં ફ્રેંચ આપણને વધારે સારી રીતે સમજી શકે. ડુપ્લેનું પુતળું જોયું. તેનું પીડેસ્ટલ આખું સુન્દર ઇન્ડીયન સ્થાપત્યનું. મેદાનમાં શોભાનાં મોટાં થાંભલાં મુકેલાં તે પણ તદ્દન ઇન્ડીયન પ્રાટના. પોંડીચેરીમાં ફ્રેંચને કમાણી નથી. દર વર્ષે રૂ. નવ લાખ મોકલે છે ત્યારે હિંદુસ્થાનના મુલકો ફ્રેંચ સાચવી શકે છે.

અહિંથી ચિદંબરમ્ આવ્યા. ત્યાં ઘણું મોટું એક મંદિર છે. તેમાં મુખ્ય મૂર્તિ નટેશ (શંકર)ની છે. શંકરના લિંગને બદલે મૂર્તિની પુજા થતી જોઇને મને ગમ્યું. વિષ્ણુનું પણ સાથેજ મંદિર છે. આખું મંદિર બહુ જગ્યા રોકે છે.

આ બાજુનાં મંદિરો ખાસ જોવા લાયક. બહુ ભવ્ય પણ ઘણી વખત બીવણું લાગે. નાની મોટી કોરેલી તેમજ છુટી મૂર્તિઓનો પાર નહિ અને તેમાં ઘણી તો અદ્ભુત અને ભાવપૂર્ણ, પણ મંદિરનું વાતાવરણ બહુ સારૂં નહિ. આખા મંદિરમાં ઘણે ઠેકાણે બહુ અંધકાર હોય. પારેવાંને કાનકડિયાંનાં તો મોટાં નિવાસ ગૃહ—થી બહુ છુટથી વપરાય. મંદિરના કેટલાય ભાગોમાં વર્ષોનો કચરો ભરેલો હોય, દુર્ગંધ જ્યાં ત્યાં આવે (ઘી તેમજ પારેવાની ચરકની) વળી મંદિરના દરવાજા મંડપ વિગેરે સુંદર હોય પણ જ્યાં મુખ્ય મૂર્તિ અથવા લિંગ હોય ત્યાં અંધકાર ભરેલો, ભીન લપસણી, હવાનો લગભગ અભાવ, અને ઘડી ઠરવું ગમે નહિ.

મદ્રાસ આસપાસનો તેમજ નીચેનો પ્રદેશ બહુજ રમણીય. સંસ્કૃત પુસ્તકોમાં જે વર્ણનો (થીએ છીએ તેનો ખરો અનુભવ તો અહિંજ થાય. પ્રદેશ બહુ રસાળ; અહિં દુષ્કાળને કોઇ ત(ણે) નહિ! મોટે ભાગે ચોખાનો પાક, નાળીયેરીનાં વનનો પાર નહિ ટ્રેનમાં બેઠાં બેઠાં જુઓ ( વન, અરણ્ય, જંગલો તેમજ નાના મોટાં તળાવ, સરોવર, નદિ નાળાંની પરંપરા ચાલ્યાજ (ક)રે. તળાવોમાં ઘણે ઠેકાણે કુમુદો ભરેલાં હોય આ બધું જોતાં 'કાદંબરી'નું સ્મરણ વારંવાર (થ)યા કરે છે.

મદ્રાસીઓ પહેરવેશમાં સાદા જરૂરિયાત બહુ ઓછી, બહુ નરમ તેમ કાંઇક બીકણ. (વે)પારમાં આડી પીઠે ફરી જાય તેવા, પણ બીજી રીતે સારા. આ બાજુએ ચોરી, લુંટફાટ કે ધૂર્તતા સંભળાતીજ નથી દેખાવમાં બહુ કાળા અને રૂપ એવું કે વાલી સુગ્રીવ, અને હનુમાન યાદ આવે. હું તો આ લોકોને **સુગ્રીવવંશી** તરીકેજ ઓળખું! આજ એક આકાર જોયો અને મને વિભીષણ યાદ આવ્યો. આમ છતાં આ જાતિમાં પણ refined type છે. ઘણી સ્ત્રીઓ તદ્દન ગોર વર્ણી નહિ પણ નમણી અને સૌમ્ય મુદ્રાવાળી જોવા મળે. રશના-કટિમેખલાનું સંસ્કૃત પુસ્તકોમાં વર્ણન બહુ આવે છે. મારવાડી બાઇઓ કંદોરો પહેરે છે તે જોઇને આપણને ઘણી વાર આશ્ચર્ય થાય છે કે આમાં તે સંસ્કૃત કવિએ શું સૌન્દર્ય જોયું હશે! પણ અહિંની સ્ત્રીઓમાં કેટલીક કુલીન ધનિક સ્ત્રીઓની કેડે મેં જે સોનાના કંદોરા જોયા તે જોઈ મને રશના સૌન્દર્ય સમજાયું. આ મેખલા તે સોનાના પતરાની ઇંચ દોઢ ઇંચની પટ્ટી હોય અને તેની કોરે ઘુઘરીઓ બાંધેલી હોય અને તે સ્ત્રીઓ પટાની માફક કટિ ભાગ ઉપર તંગ આવી જાય તેમ તે પહેરે છે.

ચિદંબરમથી કુંભકોણમ્ આવ્યા. ધર્મશાળામાં ઉતર્યા. વેપારીઓને મળ્યા અને કુંભેશ્વર, રામસ્વામી, ચક્રપાણિ અને સારંગપાણિ એ પ્રમાણે ચાર મુખ્ય મંદિરો અને કાવેરીમાંથી વહેતી શાખા નદીના ઘાટ જોયાં. આ બધાના વિગત ભર્યા વર્ણન શા કરૂં? એક વાર આવી જોઈ

જવાં જેવાં છે. અહિં એક સ્થાનકવાસી બંધુ મળી ગયા તેણે અમારી બહુ સારી ભક્તિ કરી. કુંભાકોણમ્‌થી તાંજોર આવ્યો રાત્રિના સાડા અગિયાર વાગે. ધર્મશાળામાં જગ્યા નહિ તેથી પરશાળમાં સુઇ રહ્યા-સવારના ઓરડી મળી. આ ધર્મશાળા બહુજ સુંદર અને સગવડ વાળી છે. એક દિવસ એક રૂમનું ચાર આના ભાડું લે છે.

તાંજોરનું સુપ્રસિદ્ધ મંદિર જોયું, રચનામાં plan માં પહેલાનાં મંદિરોથી ચઢિયાતું લાગ્યું. અહીં નંદિ એક પથ્થરનો છે. આવડો મોટો નંદિ કે આવડો મોટો પથ્થર જોયો નથી. અહિં શંકરના મંદિરમાં સર્વત્ર દક્ષિણાં મૂર્તિની મૂર્તિ હોય છે. ચિદંબરમમાં જે મૂર્તિ જોઇ તે બહુ સરસ હતી જેરતીના મંદિરનું symmetrical planning જોતાં મોતીશાની ટૂંક યાદ આવે છે.

તાંજોરનાં છેલ્લા રાજાની રાજ્યધાનીના અવશેષો તેમજ તેના મહેલનું ખંડિયેર પણ જોવા જેવું છે. આ મહેલમાં પ્રાચિન હસ્ત લિખીત પુસ્તકોનો મોટો જાણીતો સંગ્રહ છે. તમે અહિં આવો તો તમને બહુજ ઉપયોગી સાહિત્ય મળી શકે. એક મેં સચિત્ર હસ્તલિખિત ઋગ્વેદની પ્રત જોઇ તે ખરે ખર મનોહર હતી.

ગઇકાલે રાત્રે અહિં (ત્રીચીનાપોલી) આવ્યો. અહિં હું મુંબઇના જાણીતા વેપારી મંગુમલ જેસીરામ ને ત્યાં ઉતર્યો છું. કાઠની ઓળખાણના કાગળે તેઓએ મને પોતાના દુકાને ઉતાર્યો છે અને મારી સારી સંભાળ લીધી છે, સવારના વહેલા અહિં ભજનમંડળીઓ હારમોનિયમ અને તબલા સાથે સુંદર સ્વરે ગાતી ગાતી નીકળે છે, તે સાંભળતાં અને તે પણ અરધા જાગતાં અને અરધા ઉંઘતાં-આપણને ગંધર્વ ગીતની ભ્રાન્તી થાય છે.

ત્રીચીનાપોલી ત્રણથી ચાર લાખની વસ્તીનું શહેર છે તેની લગભગ મધ્યમાં 'મલયકોટિ' નામની ટેકરી છે. તે એક ટેકરી મોટી મોટી શીલાઓની બનેલી છે. ચાઇનીઝ પીક્ચરમાં જેવા ટેકરા ટેકરીના દેખાવ ચીતરેલા હોય છે તેવીજ આ ટેકરી છે. તે ટેકરી ઉપર એક ઘણું વિશાળ મંદિર છે અને ટોચ ઉપર ગણપતિનું મંદિર છે. ટોચ ઉપરથી ચોતરફ તદ્દન સપાટ પ્રદેશ હોવાથી બહુ દૂર સુધી નજર પડે છે. આખું ત્રીચીનાપોલી, ટેકરી ઉપરથી સરસ લાગે છે. એક બાજુએ કાવેરીનો પટ દશ્યને મનોહર બનાવે છે. દૂર શ્રીરંગમ્ વૈષ્ણવોની યાત્રાનું મોટું ધામ નજરે પડે છે. પ્રાતઃકાળ કે સૂર્યાસ્ત સમય આ ટેકરી પરથી જોવામાં બહુજ મજા આવે.

શ્રીરંગમ્ ત્રીચીનાપોલીથી બે માઇલ દૂર છે. કાવેરીનો પુલ ઓળંગવો પડે છે. શ્રીરંગમ્‌ના મંદિરને સાત કીલ્લા છે. તે ગઢની અંદર મોટી બજારો, પોળો, વિગેરે આવેલાં છે. આ રીતે આ મંદિર બહુ જગ્યા રોકે છે. શ્રીરંગમ્ પ્રભુ તે વિષ્ણુની શયન મૂર્તિનાં દર્શન. ત્રીચીનાપોલી આવનારે શ્રીરંગમ્ જરૂર જોવું જોઇએ. શ્રીરંગમ્ ગામને છેડે જંબુકેશ્વર મહાદેવનું પણ બહુજ વિશાળ જોવા લાયક મંદિર છે.

આવતી કાલે ડીંડીગલ જવું છે. ત્યાં તો વેપાર સીવાય બીજું કાંઇ જોવાનું નથી. ત્યાંથી મદુરા અને ત્યાંથી ધનુષ્કોટિ રામેશ્વર જઇશ તે વિષે હવે પછી.

તા. ૮-૧-૨૧
ત્રીચીનાપોલી

તુમારો
પરમાનંદ.

# ગ્રન્થ-વિવેચના.

## પૃથિવી વલ્લભ.*

"પૃથિવી વલ્લભ" એ, એકેકની પૂર્ણ વિરોધી એવી બે "પ્રબલ ઇચ્છાશક્તિઓના દારુણ દ્વંદ્વ યુદ્ધ" ની કથા છે. મનુષ્ય હૃદયની બે મહાઊર્મિઓ, વૈરાગ્યવૃત્તિ અને વિલાસવૃત્તિ, એ બેની વચ્ચે પહેલાથી છેલ્લા પાના સુધી અખંડ, આવેગભરી રસાકસી ચાલે છે. કલ્પનારચિત ચિત્રપટ પર એ યુદ્ધના પ્રસંગો એક પછી એક પસાર થતા જાય છે તેમ તેમ વૈરાગ્યભાવનાનો પરાજય વધુ વધુ સ્પષ્ટ અને અનિવાર્ય બનતો જાય છે; અને, વિલાસભક્ત વિજેતા આદિથી અન્ત લગી દુશ્મનોના હાથમાં બંદિવાન પડેલો હોવા છતાં, અને આખરે પણ તેજ સ્થિતિમાં મૃત્યુને ભેટતો હોવા છતાં, પોતાના વ્યક્તિત્વના દૈવી પ્રભાવથી, અતુલ બુદ્ધિબળથી અને અગાધ આત્મશક્તિથીજ પોતાની જીવનભાવના સિદ્ધ કરે છે.

અવન્તીનાથનાં આ પ્રભાવ અને મહત્તા લાગે છે એટલાં સ્થૂલ કે ક્ષણજીવી નથી. જેનાં "અંગેઅંગમાંથી દિવ્યતા ઝરતી" હેના આત્મામાં અને જીવનમાં કોઇક એવાં તત્ત્વો રમી રહ્યાં હતાં જેનો સંયોગ વિશ્વની મહાવિભૂતિઓમાં યે ભાગ્યેજ નજરે પડે છે. જીવનનું માત્ર ઉંડામાં ઉંડું નહિ પણ સર્વગ્રાહી રહસ્ય જે તપસ્વીઓને પણ સાંપડે નહિ તે મુંજને સાંપડ્યું છે. આનું કારણ તેની અભંગ હાસ્યરસજ્ઞતા. મૃણાલવતીમાં તે નહોતી તેથી જ તેણે મુંજ સાથે બાથ ભીડવાની ધૃષ્ટતા કરી. મૃણાલના સ્વભાવમાં આસ્તે આસ્તે પરિવર્તન થયું ત્યાર પહેલાંના હેના ચીતરેલા, જડ વૈરાગ્યનો જે ઉપહાસ કર્તાએ કર્યો છે, તેથી, અતિ સાધુતાના રોગથી પીડાતાં કેટલાક માણસો કદાચ ચ્હીડાયાં હશે તેવાં માણસોને કથાના ઉત્તર ભાગની મૃણાલવતી અધમ અને પતિત પણ લાગી હશે. પરંતુ સંસારનાં દુઃખ માત્રનું નિવારણ હાસ્યરસજ્ઞતા, તે જો તેમનામાં અને તેમની અભિજ્ઞતા દૈવી [illegible] તો તે સર્વને પણ મુંજની માફકજ ઉત્કૃષ્ટ જીવન ભોગવવાની કુંચી હાથ લાગત. તેમ [illegible] વૈરાગ્યની અતિશયતા અને અન્ધ પૂજા પણ ટળી જાત.

"Religion and Sex" એ પુસ્તકના એક આલોચનકારે થોડા વખત પર લખ્યું હતું કે, "Perverted or unsatisfied sexuality has been at the root of much of the world's emotional piety." આ ન્યાયે, મૃણાલની સહજ વિષયેચ્છા પણ અતૃપ્ત રહીને વિરૂપિત થયા પછી, ઉભરાતી ભક્તિરૂપે તો નહિ પણ, જડ, નીરસ વૈરાગ્યરૂપેજ ઠરી હતી. આ વૈરાગ્ય સાચો અને પ્રેમયુક્ત હોત તો એકને બદલે સાત સાત પૃથિવી વલ્લભો પણ હેને ચલિત કરી શકત નહિ: પણ મૃણાલના બીજનું વૈરાગ્યના મૂળ વાસનાના અસ્વાભાવિક દબાવમાં; સ્વાર્થમાં અને સત્તાલોભમાં જ છે. હેણે મુંજને જોયો નહોતો સાં

* "પૃથિવી વલ્લભ." લેખક: કનૈયાલાલ માણેકલાલ મુનશી. મૂલ્ય રૂ. ૧-૮-૦.

સુધી આ કૃત્રિમતા ઉઘાડી પડી નહિ,—ત્યાં સુધી તેલંગણની રાજ્યવિધાત્રી સહુને સંસારવિરક્ત સાચી તાપસી જેવીજ લાગ્યા કરી. અને પ્રલોભનની શરૂઆત પછીનો હેનો વિનિપાત પણ એવો ક્રમિક અને સૂક્ષ્મ છે કે મૃણાલવતીને પોતાને પણ ઘણા વખત સુધી તેનું ભાન થતું નથી. સ્વારી જોવા જવું કે નહિ અને મુંજને મળવા જવું કે નહિ એ પ્રશ્નો ઉકેલતી વખતનાં તેનાં આત્મગુંજનો તેની સ્વવંચનાનાં ઉત્તમ દૃષ્ટાંતો છે. "ત્યારે શા માટે તે જોવા જાય ? તરત પ્રેરણા થઇ—કારણ સ્ફુરી આવ્યું. તે પોતે આ દેશના રાજ્યકારભારની વિધાત્રી હતી; તે આવે પ્રસંગે અદૃષ્ટ રહે તો વિધાત્રીના ધર્મથી ભ્રષ્ટ થાય." આ કારણ હેને પોતાને લાગે છે એટલું "શુદ્ધ" હોત તો તે સૂઝ્યા પહેલાંની અસ્થિરતા અને અકળાટનું કાંઇ પ્રયોજનજ નહોતું. પણ પોતાની સર્વદેશી પૂર્ણતાના ગર્વથી ચકચૂર થએલી આ ઉગ્ર તાપસીને પોતાની નિર્બળતા કે આત્મવંચના સૂઝી શકે તેમ નથી.

તે ગર્વને ગાળી નાંખતાં અને હેને હેના મનુષ્યત્વનું ભાન કરાવતાં મુંજને કશો શ્રમ પડતો નથી. "પ્રસંગે પ્રસંગમાંથી, પળેપળમાંથી" રસ ખેંચનાર રસેશ્વર રંગભૂમિપર આવતાં વાત જ શુષ્ક વૈરાગ્યની ઉપાસિકાનો—ઉદ્ધાર કે પ્રપાત જે કહો તે શરૂ થાય છે. મુંજના પહેલા જ હાસ્યબાણ સાથે "એકાએક નિર્મળ આકાશમાં રવિ ઉગે તેમ મુંજનું સુંદર મુખ જોઇ, મૃણાલ બધું ભૂલી ગઇ—માત્ર જોઇ જ રહી." આ અર્ધજાગ્રત બેભાનીની મૂર્ચ્છા ભાગે, જ વળી રહે છે ત્યાં તો સંયમધર્મની પરમ સેવિકા, રૂપમુગ્ધ વિલાસનો કાન મરડી નાંખીને, ગર્જે છે: "જુઓ ! મ્હને કેમ કાંઇ નથી થતું ?" પોતાના મનની સ્થિતિનું વિપરીત પ્રદર્શન થવાનું શરૂ થતાં જે સ્વવિરોધ અને અકળામણ મૃણાલના મગજને ઘૂમાવવા લાગે છે તે આલેખતાં કર્તાની હાસ્યરસજ્ઞતાને ખેલવાનો અત્યંત અવકાશ મળે છે. તે હાસ્યરસ કેટલાક સ્થળે એટલો સૂક્ષ્મ અને માર્મિક છે કે ભોળા મનનાં માણસો હેનું લક્ષ્યબિંદુ કદાચ સમજી પણ ન શકે. પોતાની સરી પડતી વૈરાગ્ય ભાવનાને ઝાલી રાખવા ફાંફાં મારતી મારતી મૃણાલ જે આત્મગુંજનો આદરે છે તે વખતનાં હેની વ્યગ્ર મનોદશાનાં વર્ણનમાં રહેલી કટાક્ષટીકામાં હાર્દગામિતા સાથે કળાન્તર પણ એટલું જ પરિપૂર્ણ છે. આવી મનોદશા, પ્રથમ મેળાપ પછીના પ્રકરણ "દયા" માં અને કાષ્ઠ પિંજરમાંથી મુંજે યુક્તિપૂર્વક સાધેલા વિજય પછીના પ્રકરણ "ફરી એક વાર" માં સર્વોત્તમ રીતે વ્યક્ત થાય છે. તે પ્રકરણોમાં મૃણાલવતીના સ્વભાવની એક બીજી કળા પણ ઉઘડતી દૃષ્ટિગોચર થાય છે. "અધમ" "પાપી" અને "દયા ને પાત્ર" અવન્તીનાથ ના આત્માને ઉગારવાની હેની પ્રબળ, સન્નિષ્ઠાયુક્ત ઇચ્છા આ પ્રકરણોમાં તરી આવે છે. પણ, "કોણ કોને શીખવે ?" એ સત્તરમા પ્રકરણમાં પરિસ્થિતિ એટલી હદ સુધી બદલાય છે કે "ચંડાલ" અને "નરદ" પૃથ્વીવલ્લભ મૃણાલવતીના પુણ્યશીલ હાથ પર ચુંબનનો અમૃતમય ડંખ દેવાની ધૃષ્ટતા કરે છે ! શિક્ષા તરીકે તેને "સર્પ" નો હાથ ડસાવવામાં આવે છે. પણ તે નથી ચીસ પાડતો કે નથી કરગરી પડતો; "અરે તમ્હારી ! આટલેથી જ તમ્હે રાજી થાત એમ જાણ્યું હોત તો ક્યારનો હું હાથ આપત." ઇશ્વરી મહા તત્ત્વોની માફક એ નિર્બન્ધ અને અસ્પર્શ્ય છે. હેના નિસ્સીમ, સર્વવ્યાપક, અનિવાર્ય પ્રભાવનું કારણ પણ એ જ છે.

જગત્માં ખ્યાતિ પામેલા સઘળા જ મહાપુરુષો પણ એક જ પ્રકારના નથી હોતા. કેટલાકને બળજબરીથી મહત્તા વળગાડવામાં આવે છે; કેટલાક પોતાની પરિમિત શક્તિઓ શ્રમપૂર્વક ખીલવીને મહત્તા સાધે છે, અને સાચા, સર્વશ્રેષ્ઠ મહાપુરુષોની મહત્તા જન્મ સિદ્ધજ હોય છે.

મુંજની મહત્તા આ ત્રીજા પ્રકારની છે. તે મૃણાલની માફક કષ્ટ વેઠી વેઠીને મહાન્ થવા મથતો નથી; તેનાથી મહાન્ થયા વિના રહેવાતું જ નથી. અત્યંત બળવાન કોઇક દૈવ શક્તિઓએ માલવરાજ મુંજરૂપે અવતરવામાં ધન્યતા માની લાગે છે. હેની શાન્તિ યોગીઓની નિશ્ચેષ્ટ શાંતિથી સ્હડીઆતી છે. સરિતાપ્રવાહ જેવી હેની પ્રસન્નતા અસ્ખલિત અને અખૂટ છે, હેની વાક્પટુતા બૃહસ્પતિનું સ્મરણ કરાવે છે. જાણે ભવસાગર તરી જઇને મોક્ષની પરિપૂર્ણતામાં હમણાંથીજ મ્હાલતો હોય તેવી રીતે તે જીવનને અવલોકે ને અનુભવે છે. આ કારણથી જ જે ભયાનક મોત બીજા લોકો કંગાળીયતભરી ભીરૂતાથી મર્યા હોત તેને તે હસતે મુખે, રમતો રમતો ભેટે છે. આવી પૂર્ણ વિકસિત શક્તિઓનો પ્રતાપ એજ હેની દુર્ધર્ષતાનું મૂળ છે તે મહાજ્વાલાની સમીપ આવનાર એકેક એક પતંગીઉં ન્હાનું કે મ્હોટું તેમાં હોમાવાનું જ. શિશુપાળ દૈત્ય હોવા છતાં શ્રીકૃષ્ણને હાથે મર્યો માટે જ સ્વર્ગમાં જાય તેમ અત્યુગ્ર, ભયંકર વૈરાગ્યથી નિષ્ઠુર, હૃદય હીન, અમાનુષ સમી બની રહેલી તેલંગણની રાજ્યમાતા મુંજ સરખા પૃથ્વી વલ્લભને હાથે વશ થઇ અને હેના ભવ્ય વ્યક્તિત્વના પ્રચંડ અગ્નિમાં અહંતા માત્ર મેં હોમી શકી. માટે જ પોતાની મનુષ્યતા પુનઃ પ્રાપ્ત કરીને સંસારમાં સ્વર્ગ અનુભવીને સદ્ભાગી થઇ શકી રોમે રોમે જીવનના રસ પી રહેલા પૃથ્વી વલ્લભની વલ્લભતા હેના વિશાળ, ગહન હૃદયમાં ઉછળતી રસ સાગરના અમૃતથી જ પોષાય છે. તે વલ્લભતાથી સાંપડતી શક્તિઓને લડાવવામાં હેને બેહદ આનન્દ પડે છે, તે આખરે મૃણાલને નમાવે છે તેમાં પણ તેનો પ્રાથમિક હેતુ તેવી અસામાન્ય માનિની પર પ્રભુતા મેળવવી એ નથી જણાતો; કેમકે પ્રભુતાનો સ્વાદ તો અત્યાર સુધીમાં તેણે એટલો બધો ચાખ્યો હતો કે વિશેષની ઇચ્છા ભાગ્યે જ હોય. પણ પોતાની બલિષ્ઠ વૃત્તિઓ અને શક્તિઓને નિરંકુશપણે ભમવા દેવાની અને તેના ભ્રમણમાંથી મળતો આનંદ લૂંટવાની હેને ટેવ જ પડી હોવાથી, મૃણાલ જેવી મત્ત સ્ત્રી પર તેમને અજમાવવામાં હેને ઓર લ્હેજત આવે છે.

જનસમાજે પોતાની સગવડ અને સંભાળની માટે જે નીતિનિયમો બાંધ્યા છે તે આ સ્વેચ્છા-વિહારી ભ્રમણને બાંધકર્તા થઇ શકતા નથી. નીતિની સામાન્ય ભાવના સાથે મુંજે એવો સંપૂર્ણ અને સુદૃઢ અસહકાર કર્યો છે કે "સ્વર્ગ કે નર્કની મ્હને પરવા નથી પણ હમણાં અનુભવું છું તેથી સ્વર્ગે વધારે સુખ નથી, ને નર્કે જતા તે ઓછું થવાનું નથી,"—એમ કહેતાં હેને સ્હેજે સંકોચ થતો નથી 'હેનું અધીનૂ મન' એવું છે કે " આનંદ સમાધી અનુભવતાં કદીયે કલંક હોય નહિ કે ભ્રષ્ટ થવાય નહિ. એનો તપની મહાસિદ્ધિ" સિદ્ધાંત જનતાના અનુકરણ માટે કેટલો હિતકર છે તે પ્રશ્ન જુદો છે; પરંતુ, સીઝરથી માંડીને નેપોલીયન અને તેની પછીના ભૌતિક બળના સર્વ મહાજકોએ પણ તેને જ જીવનના આદર્શ તરીકે સ્વીકારવામાં મનુષ્યજન્મનું સાર્થક માન્યું છે એ ઐતિહાસિક સત્ય નોંધવાની જરૂર છે. તેના વર્તન અને વર્તનમાં કેવળ પશુબળને જ પ્રાધાન્ય મળે છે, એમ માનવું બુન ભરેલું છે. તેમાં કાચું, જંગલી પશુબળ નથી એટલું જ નહિ પણ જે સ્થૂલ બળ વપરાય છે, તે પણ બુદ્ધિ પ્રભાવથી અને ચમત્કારીત વ્યક્તિત્વથી સમૃદ્ધ થયેલું હોય છે. નીતિમત્તાથી નિરાળા એવા આત્મબળની કલ્પના અને તેનું અસ્તિત્વ શક્ય હોય તો તેવું બળ પણ મુંજમાં અને નેપોલીયનમાં છે. જે વિભૂતિઓએ ધરા ધ્રુજાવી અને ભલભલાઓને હથેળીમાં રમાડ્યા તેમનામાં આત્મબળ ન હોય એ કેમ સંભવે? એટલું ખરું કે આત્મબળના પણ ભિન્નભિન્ન પ્રકારો સ્વીકારવાની જરૂર છે. અને પ્રકૃતિ તે સર્વ પ્રકારને પોતાના અકળ હેતુઓ સિદ્ધ કરવાને સાધન તરીકે વાપરે છે.

—અપૂર્ણ.

# સાહિત્ય અને સાહિત્યકાર.

## ઓમરની કવિતા.

લેખક: મનુ ત્રિવેદી.

જગતના આરંભકાળથીજ લોકશાહીનો દોર જબરો છે. એ લોકશાહીની અવકૃપાને પામેલો માણસ જે અંધકારમાં પડે છે તેમાંથી સૈકાઓ પછી પણ તેને કોઇ ઉદ્ધાર કાઢે તો તેનું મહાભાગ્ય! ઓમર ખય્યામ બિચારો ભલો માણસ હતો. જીવન, મૃત્યુ, પ્રભુ, વગેરેને લગતા મહાન પ્રશ્નો એણે જાતે વિચાર્યા ને એ વિચારણાને અંતે જે જે જવાબો એ મેળવી શક્યો તે નિખાલસપણે જગતને જાહેર કરવાની એણે હિંમત કરી! એ ખુલાસા પરાપૂર્વથી ચાલી આવેલી માન્યતાઓથી વિરુદ્ધ હતા; એ જવાબોમાં લોકોને માન્ય એવા ધર્મના સિદ્ધાંતોથી ઉલટી વાત હતી: ને લોકોને એની ખબર પડતાંજ ઓમરને ઘોર અંધકારમાં નાંખી દેવામાં આવ્યો!

સાત સૈકાથી વધારે વખત સુધી અંધકારમાં સબડ્યા પછી એડવર્ડ ફિટ્ઝજિરાલ્ડ નામના આયરિશ કવિએ તેનાં 'રુબાયત' નામનાં પ્રખ્યાત કાવ્યનું અંગ્રેજીમાં ભાષાંતર કરી ઓમરને પ્રકાશમાં આણ્યો. 'રુબાયત'નાં અંગ્રેજી ભાષાંતરની પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૮૫૮માં પ્રકટ થઇ. માત્ર અઢીસેંજ નકલો છપાવવામાં આવી હતી તે પણ પાંચ શિલિંગ પરથી એક પેની જેટલો ભાવ ઉતારી નાંખ્યો ત્યારે ખપી. પણ ડાન્ટે ગેબ્રિયલ રોઝેટી, સ્વિનબર્ન વગેરે મહાન લેખકોના હાથમાં એ પુસ્તક આવ્યું ને તેમને લીધે લોકોનું ધ્યાન એના તરફ દોરાયું. એ પુસ્તકની બીજી આવૃત્તિ માટે માંગણી થઇ ને થોડાજ સમયમાં એની ખ્યાતિ અમેરિકા સુધી પ્રસરી ગઇ. અમેરિકાના લોકો ઓમરની કવિતા પાછળ ગાંડા થઇ ગયા ને અમેરિકામાં એક વખત એવો પણ આવ્યો કે જ્યારે ઓમરની 'રુબાયત'નાં વખાણનારાં માણસો એક બીજાના સંબંધમાં આવતાં તરતજ ગાઢ મિત્રો થઇ જતાં!

'રુબાયત' ચારસો લીટીનું સુંદર અદ્ભૂત કાવ્ય છે. એમાં શરૂઆતથી તે અંત સુધી જન્મ, મરણ, જીવન, વગેરેને લગતા પ્રશ્નો ઘણીજ મોહક રીતે ચર્ચાયા છે ને એ ચર્ચાને પરિણામે ઓમર જીવન કેમ ગાળવું તેના ચોક્કસ નિર્ણય પર આવે છે. એ નિર્ણય ઘણાને સ્વીકાર્ય ન લાગે એ સંભવિત છે, પણ તેથી 'રુબાયત'ની એક અદ્ભૂત, મોહક કાવ્ય તરીકે કદર કરવામાં કોઇનેજ વાંધો ન હોઇ શકે.

મનુષ્યજીવન વિષે બે મુખ્ય માન્યતા જગતમાં પ્રચલિત છે. એક કહે છે કે મનુષ્યજીવન એ ઇશ્વરની લીલા છે, મનુષ્ય ઇશ્વરનોજ અંશ છે, અને અંતે સહુ કંઇ ઇશ્વરમાં સમાઇ જવાનું છે. બીજી માન્યતા એવી છે કે મનુષ્ય વિશ્વનો ઘણો ક્ષુલ્લક અંશ છે. એ શા માટે જન્મ્યો,

'વહાલી' નસિબદેવી સાથે કોઈ રીતે ગોઠવણ કરીને આ ગંદી ભેજભાગ ઘટનાને આપણે આપણા હાથમા લઈ શકીએ તો એના ચૂરેચૂરા કરી નાખી આપણી ઇચ્છા પ્રમાણે એને ફરીથી ન ઘડીએ ? '

આ લીટીઓ એનુ ખરૂ હૃદય આપણી આગળ રજુ કરે છે, એ વાચી આપણને લાગે છે કે એ પણ બિચારો આપણા જેવીજ લાગણીઓવાળો સામાન્ય માણસ હતો, ને ત્યારે આપણે એને ચહાવા લાગીએ છીએ

આખા વિશ્વની ઘટનામા મનુષ્ય ઘણો ક્ષુદ્રતર અંશ છે પણ એના પોતાના મનથી તો એ બધુજ છે. જીવનની છેલ્લી ઘડીઓ સુધી એને એક આશા રહે છે કે થોડો વખત પણ હુ લોકોને સાભરીશ, કોઇક વાર, પ્રસંગોપાત પણ મારે માટે આસુના બે ટીપા પાડશે' આ આશાજ મનુષ્યનુ આખુ જીવનઘડતામા સહાયભૂત થાય છે, એ આશાજ ઘણાને જીવનના સુપથે દોરે છે ઓમરને પણ એવી આશા હતી, ને પોતાના કાવ્યના અન્તે એ ગાય છે

Ah, Moon of my Delight who know'st no wane,  
The Moon of Heav'n is rising once again  
How oft hereafter rising shall she look  
Through this same Garden after me—in vain!

'મારા આનન્દના અક્ષય ચન્દ્ર' આકાશનો ચન્દ્ર ફરી એકવાર ઉગે છે તે જો હવે પછી ભવિષ્યમા કેટલીયે વાર ઉગીને આજ બાગમા એ મને શોધશે—ને મને નહિ દેખે!'

And when Thyself with shining Foot shall pass  
Among the Guests Star-scattered on the Grass  
And in thy joyous Errand reach the Spot  
Where I made one—turn down an empty Glass!

'અને તારાઓની પેઠે ઘાસ પર વેરાયલા મીજમાનો વચ્ચે થઇ તારા પ્રકાશિત પગલાથી તુ જ્યારે પસાર થાય, ને શરાબ પાવાનુ તારૂ આનન્દદાયક કાર્ય બજાવતા હુ બેઠો છુ ત્યા તુ આવી ચઢે—ત્યારે એક પ્યાલુ ત્યા ઢોળી દેજે!'

દારૂ નિષેધના આ જમાનામા દારૂના પીવના પીપ ઢોળી દેવાને અમે તૈયાર છીએ પણ તે તારે ખાતર નહિ, દારૂ પ્રત્યેના અમારા અણગમાને લીધે, તારે ખાતર તો, ઓ કવિ! અમે અમારા હૃદયનો પ્રેમ ઢોળીશુ'

---

## પ્રેમી–મુસાફરને:

મુસાફર! તુ મારી પાસ આવ ને મારા આ નિર્માલ્ય દિલનો ભાગીદાર બન, ને મારા દિલના દર્દને તારામા તુ સમાવી લે ને પછી ઇશ્કના પેલા શરાબખાનામા જે શરાબ વહે છે તેની બે જામ પ્યાલીઓ કે જેથી તુ ને હુ આ દુનિયાના દર્દથી છુટા થઇ તે ઇશ્કના સુખમા ભળી જઇએ.

—હાફિઝ

# કોનો વાંક!

**એક આત્મકથા.**

લેખક:
**કનૈયાલાલ માણેકલાલ મુનશી.**

## પ્રકરણ ૭ મું.

## મહાયોગી મહારાજને શરણે.

( ગયા અંકથી ચાલુ. )

[ ૩ ]

વિષય " **नियतं कुरु कर्मत्वं** " હતો; અને થોડા વખત એના પર થતા શાસ્ત્રીય વિવેચનમાં મને રસ ન પડ્યો. પણ પછી તો જાણે પ્રવચન મારેજ માટે હોય એમ લાગ્યું.

" કેટલાક લોકો–વિદ્વાન પણ કુંઠ બુદ્ધિના–પાશ્ચાત્ય કેળવણીથી સંસ્કારચ્યુત થઈ કર્મ કરવા માગે છે–પણ નિયત–શાસ્ત્રવિહિત નહિ: આપણાજ શહેરમાં સમાજ ઉદ્ધારવાનો પ્રયાસ થોડા કાલ થયાં શરૂ થયો છે. સંસાર તો સુધારવો છે; પણ શાસ્ત્રની મદદ લેવી નથી. તેમને ઘર તો બાંધવું છે પણ સ્થાપત્યનાં નિયમો સ્વીકારવા નથી; સમુદ્ર તો તરવો છે પણ નાવનો ત્યાગ કરવો છે. અને આ રેતીનો બંગલો બાંધવાનો પાયો સ્ત્રીઓના સ્વચ્છંદ પર રચવા તેઓ માગે છે. શું મુર્ખાઈ! અથવા સંતોષાય પણ

**न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ।**

પ્રચંડ તરંગોથી ભયંકર બનેલો દરિયો પણ તરાય; વિફરેલો નાગ પણ મસ્તક પર રાખી શકાય; મહા મહેનતે સસલાંનું શીંગ પણ હાથ આવે–પણ ભર્તૃહરિ મહારાજ કહે છે કે **न तु प्रतिनिविष्ट मूर्खजनचित्तमाराधयेत् ।**

સ્ત્રી એ સંસારતારિણી છે; જગતઉદ્ધારિણી છે; પણ જગદમ્બાનો અવતાર છે. તેના આચાર ને વિચાર પર બ્રહ્માન્ડનો આધાર છે–તેના સ્વચ્છંદથી પ્રલય કાલ પાસે છે. માટેજ મનુમહારાજ કહી ગયા છે:

**" न स्त्री स्वातन्त्र्यमर्हति "**

મારૂં હૃદય ઉછળી રહ્યું. મહારાજ મારે માટે બોલતા હોય એમ લાગતું હતું. ઘડી ભર હું પણ મારા વિચારો ભુલી મહારાજના સૂત્રોની સત્યતા જોઈ રહી.

"પણું આપણા સ્વચ્છંદી સમાજઉદ્ધારકો સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવા એકે પગે થઇ રહ્યા છે; અને એમ સમજે છે કે વિધવાઓના પુનર્લગ્નમાં આ સ્વાતંત્ર્ય સમાઇ ગયું છે, પણ તેઓ વિસરે છે-મહાકવિ કલાપીનું મંત્ર "છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કંઈ."

"શાસ્ત્રે કરેલો વિધવાવિવાહનો નિષેધ સકારણ છે. ક્યાં તો સમાજમાં વિધવાઓ રહેવા દો, કે નહિ તો, કુમારિકાઓ રાખવી પડશે. વિલાયતની હાલ સ્થિતિ છે તે આપણી થશે. સંસારમાં દુઃખ તો છેજ; પણ મોટું દુઃખ છોડી નાનું દુઃખ સ્વીકારવામાં જ વિવેક બુદ્ધિ જણાય છે.

નારી નિંદા નહિ કરો, નારી રત્નની ખાણ,
તેમાં સૌ પેદા થયા, ધ્રુવ પ્રહ્લાદ સમાન.

પણ જો વિધવાવિવાહ પ્રચલિત થાય ને સમાજ અપરિણીતાઓથી ઉભરાય તો શી દશા થાય ? ક્યાં તો ખાણમાંથી રત્ન ન નીકળે-કે ક્યાં તો તેમાં પથ્થર પાકતા થાય. અર્જુને ગીતાજીમાં કહ્યું છે તેમ-

"अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ १"

જ્યારે આ શ્લોકોનું તાત્પર્ય મહારાજ સમજાવી રહ્યા ત્યારે મારા મગજ પર નવું આવરણ પડ્યું અને મેં કેવા ઘોર વિચારો કર્યા હતા તેનું મને ભાન થયું હોય એમ લાગ્યું. પણ તેમણે આગળ ચલાવ્યું.

---

૧ અધર્મે ઘેરતાં થાય દુરાચારી કુલસ્ત્રીઓ;
સ્ત્રીઓ દુષ્ટ થતાં, કૃષ્ણ! જન્મે છે વર્ણસંકર.
કુલને કુલઘાતીને નાંખે સંકર નર્કમાં;
પડે જ તેમના પિતૃ લોપાતાં પિંડ તર્પણ.
વર્ણસંકરકારી આ દોષથી કુલઘાતીના
ડુબે છે જાતિ ધર્મો, ને કુલ ધર્મોય શાશ્વત.
કુલ ધર્મો ડુબ્યા જેના, તે જનોના જનાર્દન !
સદાનો નર્કમાં વાસ, થાય એમ સુણ્યું છે.

(ન્હાનાલાલ)

"પૂર્વે એક સ્ત્રીરાજ્ય હતું ત્યાં કુંવારી કન્યાઓ રાજ્ય કરતી. ત્યાંની રાણી કુમારિકા હતી; ત્યાં સૈનિકો પણ કુમારિકા હતી. તે રાજ્યમાં મહાગુરુ મત્સ્યેન્દ્રનાથ વિચર્યા; અને જે તપસ્વી ઉર્વશી ને મેનકાથી ન ચળ્યા તે સ્વચ્છંદી કુંવારિકામાં ફસાયા ને યોગભ્રષ્ટ થયા.

"આ કારણથી ત્રિકાલજ્ઞ મહર્ષિઓએ કન્યાને અપરિણીત રાખવાનો નિષેધ કર્યો છે. અને જો કન્યાઓને અપરિણીત ન જ રહેવા દેવી હોય, અને વર્ણાશ્રમની પવિત્રતા જાળવવી હોય, તો વિધવાને પરણતી અટકાવવી જોઇએ. આ બધાં રહસ્યો સમાજશાસ્ત્રથી અણજાણ ખીચારા સમાજ–ઉદ્ધારકોને ક્યાં જોવાની પરવા છે?

"અને આ બધા કરતાં વિધવાની સ્થિતિમાં જે વિમલતા છે તે શામાં છે? નિશ્ચલ તપ તપતી તે માતાઓ તો અવનિનો આધાર રૂપ છે. તેજ ખરી પુણ્યશાળી છે, તેજ ખરી વેદાન્તી છે. તેમની કુટુંબજાળમાં એક કુટુંબ નથી–પણ આખી વસુધા છે. તેમને એક ઘરનાં આંસુ લુંછવાનાં નથી પણ આખી દુનિયાનાં દુઃખ વિસરાવવાના છે. અને તેની એકતાનતા સગાવહાલાં સાથે નથી, પણ આખા જગત જોડે છે, અવિનાશી પ્રભુ જોડે છે.

"સંસારીનું સુખ કાચું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરીએ રે.
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએ રે.
પરણ્યું તો પ્રીતમ પ્યારો; અખંડ સૌભાગ્ય મારો;
રંડવાનો ભય ટાળ્યો રે.
મીરાબાઇ બલિહારી, આશા મને એક તારી;
હવે હું તો બડ ભાગી રે.
મોહન તારા મુખડાની માયા લાગી રે."

મહારાજની ગાવાની કલા પણ અદ્ભૂત હતી: અને આ પદ પુરું કરતાં તો છેલ્લી લીટી સ્વરોએ ઉપાડી લીધી.

[૪]

સાડાનવનો ટકોરો થતાં પ્રવચન પુરું થયું. મહારાજે હાથ લંબાવી આશીર્વચન ઉચ્ચાર્યું "ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ"

શ્રોતા જનોએ નિસાસો મુક્યો. શબ્દ જાળનો જાદુ પુરો થતાં તેમની જાણે જીવન દોરી તુટી ગઇ હોય એમ લાગ્યું. ત્યાં બેઠેલી વિધવાઓના મુખ પર વિજય તેજ છવાઇ રહ્યું હતું. અને સધવાઓના હૃદય આવા પ્રભુ જીવનના લ્હાવા લેવાની તક ગઇ જાણી ખિન્ન થયલાં હોય એમ લાગ્યાં. હું પણ મારા ગાંડપણ તરફ તિરસ્કારથી જોઇ રહી. અને મારું ભાગ્ય આડું ન હોત તો મને આ ભૂમિકા પર વગર મહેનતે લઇ આવ્યું તે યાદ આવતાં પલવાર મારું હૈયું ગર્વે ઉભરાઇ રહ્યું.

બહેનોએ મહારાજને ફરીથી હાર પહેરાવ્યો ને તે ઉઠીને અંદરના ખંડમાં ચાલ્યા ગયા. લોકો

નિબરાતના વાગ્યા માત્ર અમારા જેવા કેટલાક પાછળ રહ્યા, કારણ કે નવથી દશ સુધી મુમુક્ષુઓને મહારાજ એકાન્તમા મળતા અને તેમના મનનુ સમાધાન કરતા

બારણા આગળ ઉભેલો પાર્શ્વક માનકુંવરકાકીને ઓળખતો હતો, એટલે તેમનો વારો તરતજ આવ્યો. મહારાજનો હુકમ એવો હતો આ વખતે એકજ માણસ અંદર જઈ શકે એટલે હું બહાર ઉભી રહી થોડી વારે તે પાછા નીકળ્યા, અને મને અદર જવા સૂચવ્યુ'

આવા તેજસ્વી મહાત્માનો પુણ્યદાયી સમાગમ લેવા જતા હું ગભરાઇ, અત્યાર સુધી મન વાચાને કર્મથી કરેલા પાપો યાદ આવ્યા, વિધવાઓને માટે નિમેલા પ્રભુમય જીવનના શિખરેથી હુ કેટલી નીચી પડી હતી તેનુ ભાન થયું. અંદર જવું કે ન જવુ એવી શકા ઉભી થઇ પણ હવે ના કહેવાય એમ નહોતું એટલે ગભરાયેલા હૃદયને લીધે ગુગળાતી હું બારણામા પેઠી ને પાછળ બારણું બધ થયું.

હું બંધ બારણા આગળ સ્તબ્ધ બની ઉભી રહી. સામું પાટલા પર પદ્માસનવાળા મહાયોગી મહારાજ બેઠા હતા, અને તેણે મને પાસે આવવાનું નિમંત્રણ માત્ર ચક્ષુઓથીજ કર્યું.

મહારાજના નયનો ગંભીર, તેજસ્વી, સત્તાવાહી હતા—અત્યારે તેમા ચમકારો અજબ હતો. તે જોઇ હુ કોણ હતી, હું શા કારણે અહિયા આવી હતી તે બધુ ભુલી ગઇ, મારો પ્રાણ જાણે આકાશમા પેલા બે તારાઓ તરફ ઉડતો હોય—આકર્ષાતો હોય એમ લાગ્યુ

" બેસ, બહેન " ધીમેથી મહારાજે કહ્યું.

બોલ્યા વગર હું પગે પડી ને બેઠી

" શું દુઃખ છે ? " તેણે મોહાગભર્યા અવાજે પુછ્યુ " સચ્ચિદાનંદ તારા જેવાને દુ:ખી થવા નથી મોકલતા "

મારા દુ:ખ સબધી સવાલ થતા મહાત્માની આંખોએ પ્રસારેલી ઇંદ્રજાળમાથી હું ઝબકીને છુટી.

" મહારાજ ! મારું દુખ કહ્યુ જાય એમ નથી "

" કહેવાની જરૂર નથી " તેણે ધીમેથી કહ્યુ " મારાથી કાંઇ અજાણ્યુ નથી. તુ બાળ વિધવા છે, મગેન્દ્રાને દુ ખી છે, પુરૂષોની અધમતાની ભોગ થઇ પડી છે. અત્યારે નિરાધાર બની આશ્રય ઢુંઢે છે "

" હા ! પ્રભુ ! મહારાજ ! " મે ચકિત થઇ કહ્યુ " આપ સર્વજ્ઞ છો એટલે વધારે શુ કહુ ! મારૂ દુ ખ ક્યારે શમશે ? કે આખી જીંદગી રવાની રવાનીજ મરવાની ? "

" જ્યારે તુ પાપથી વિમુક્ત થશે ત્યારે દુ ખ વામશે. "

" પાપ ! મે શુ પાપ કર્યું ?" મે પુછ્યું.

" જન્મ જન્મના ત્યા પાપ "

મહારાજને પણ અન્યાય કરતા જેને માટે કજગાયનો ગુસ્સો ફરીથી સતેજ થયો—અને તેનો ભાફ જતો રહ્યો. મેં હિમતથી કહેવા માડ્યું "મહારાજ ! આપ પણ પાપ કહો છો ? મે શુ પાપ કર્યું—ક્યારે કર્યું ? આઠ વર્ષે પરણી ને પછી નવ મહિને રાંડી. હું પરણી તેમા મારો શો

ક્યાંથી-વર આવ્યો તેની ખબર નથી. કેવો હતો, ને કેવે મોતે મુવો તેનું ભાન નથી. છતાં દોષ-પાપ મારૂં ! લોકો તો પાપનાં પુતળાં છે-ગમે તે કહે. પણ આપ આવું શું કહો છો ?

મહાત્મા મારૂં બોલવું સાંભળી ધીરજથી હસ્યા. "વૈધવ્યને દુઃખ શા માટે ગણે છે ?"

"ત્યારે બીજું શું ? તમે હમણા કહી ગયા કે વૈધવ્યમાં વિમલતા છે; પણ મને એ બધું ખાલી ડહાપણ લાગે છે" મને એમ લાગ્યું કે આ દયાળુ મહાત્મા આગળ બેધડક હૃદયની ઉર્મિઓ ઠાલવવામાંજ મુક્તિ છે. "ખરૂં જોતાં તો એમાં તો અનહદ દુઃખ દેખાય છે. મારે નશીબે શા માટે એ દુઃખ જડાયું અને મારે એ શા માટે મૂગે મોઢે વેઠયા જવું ?"

મહારાજના મોંઢા પર મારી હિંમત જોઇ કાંઇ અજાયબી પ્રસરી; પણ તરત તેણે મીઠાશથી કહ્યું "એ દુઃખથી પુનિત થઇ દુનિયાનો ઉદ્ધાર કરવાની તક મળે માટે."

આ સૂત્રોમાં મને કાંઇ મારા સવાલોનો ઉત્તર દેખાયો નહિ. મેં તેની સામુ જોઇ કહ્યું "મારે દુઃખ વેઠી પુનિત નથી થવું. મારે સુખ જોઇએ છે. તેનું કેમ ? સૌભાગ્યવતીના શોખ માટે મારી રગેરગ તલસે છે. મારા ધણી સાથે ફરૂં, બોલું, હસું-રોના ને મારા લાડકોડ પુરા કરૂં-મારૂં ઘર કરી તેમાં રાણી થઇ મહાલું-મારાં છોકરાંને છચોક રમાડું ને ઉછેરૂં-આ બધું મારે જોઇએ છે. મારે દુઃખના ખોટા, શુષ્ક લ્હાવાથી શા માટે સંતોષ માનવો ?"

"પરણી લેથી" શાન્તિથી, ટોળ કરતાં મહાત્મા બોલ્યા.

"એક અણુજાણ્યા છોકરાનો પાંચ પલ હાથ પકડયાની ગુનેહગારી કરી તેમાં ?" મેં ગુસ્સાથી પુછ્યું ને કલ્પાંત કરી કહ્યું "મરજો મારાં માને બાપ કે કાચી વયે મને ગરદન મારી."

"બાઇ ! દુઃખી થવાનો આ પહેલો રસ્તો. ગઇ વાત સંભારવી નહિ. નકામો ઉદ્વેગ થાય."

"મહારાજ ! ઉદ્વેગ શમાવવા અનેક પ્રયત્નો કર્યા; પણ સંસાર કયાં કોઇને જંપીને બેસવા દે છે. વ્રત કીધાં, ને સાંભરીયાંનું વહિતરૂં કર્યું-પણ ઘડીભર કોઇએ ઠરવા દીધી નહિ. આખરે મેં નક્કી કર્યું કે જે સંસારે સુખ નહિ આપ્યું તે સંસારને તાબે થવું નહિ. હું પણ માણસ છું. જુવાનીનું લોહી મારી રગેરગમાં ઉછળે છે. મારે કુલટા નથી થવું પણ સ્વાતંત્ર્ય ભોગવવું છે; મારૂં જીવન મારે હાથે કેળવવું છે."

"પતિ વિના કેમ કેળવશે ?"

"કોઇ પરણનાર મળશે તો. તેમ-નહિ તો મારે પોતાને હાથ."

"કોઇ પરણનાર મળ્યો ?"

મહારાજની શ્રદ્ધા આકર્ષે એવી મીઠી રીતથી મારા હૃદયનાં દ્વારો ખુલતા માંડયાં. "ના. એક જણ ફસાવવા આવ્યો હતો; પણ તેની દાનત પરણવાની નહોતી. દુનિયા વિશાળ છે. કોઇ મળશે, તો કોઇ પુરશે."

"છોકરી ! આ સંસારમાં ફરીથી ઘર માંડીને રહેવાની ઇચ્છા રાખવી એ ભ્રમ છે. તને પરણીને સુખી કરનાર કોઇ નહિ મળે ?"

"કેમ ?" મેં ચકિત થઇ પુછ્યું.

" તું ઓછી અનુભવી છે-આપણા સંસારની રચના વિચિત્ર છે. મળશે, તો કોઇ ઓછો મળશે. તેના કરતાં વૈધવ્ય સારૂં લાગશે.

"નહિ મળે તો પણ હું સુખ ભોગવીશ. પરણવામાંજ બધું સુખ સમાયું નથી. પણ આવા ક્રુર સંસારની ગુલામ હુ રહેવાની નથી..."

"તે હું કયાં કહું છું, થોડો વખત મારૂં માને તો તને સુખ પણ મળશે ને સ્વાતંત્ર્ય મળશે"

"કેવી રીતે ? "

"મન મારવાથી. તેજ બાંધે છે, ને છોડે છે."

"તે કેમ મરાય. દશ વર્ષ બહુ ફાંફાં માર્યા" મેં કહ્યું.

"પણ ત્યારે તું સંસારમાં હતી; હવે તેને તીરે ઉભી છે ગભરા નહિ, હું રસ્તો બતાવીશ"

"આપ તો સમર્થ છો. પણ મારૂં મન સંસારી છે, લીપ્સાવાળું છે. આપનો બોધ નિરર્થક જશે."

મહારાજ જરા હસ્યા "બાઈ ઉતાવળી થા માં. તું કોની સાથે વાત કરે છે તેનું તને ભાન નથી. બહાર લોકો આવે છે, પ્રવચન સાંભળે છે, ને ઘેર જાય છે, પણ મારા પ્રભાવનો ખ્યાલ તેમને આવતો નથી. તું સંસારી છે, દુઃખી છે, અકળાયલી છે. હું યોગી છું, આનંદ સ્વરૂપ છું. થોડા દિવસમાં તું સુખી ને સંતોષી થશે તારામાં બુદ્ધિ છે, હિંમત છે. તું હજારમાં એક છે. તુંજ અસાધ્ય સાધી શકશે."

મહારાજના શબ્દો વધ્યા જતા હતા પણ તેની આંખો પાછી નિશ્ચલ થઈ ગઇ હતી હું પાછી દિંગ્મૂઢ થઇ ગઇ, મારૂ ભાન જવા માંડયું. મારૂં માથું ચકર ચકર ફરવા લાગ્યું. મારી નજરે તેની મૂર્તિ વધારે તેજસ્વી ને પડછંદ થવા માંડી, પળે પળે મોટી થતી તેની આંખોમાં અખિલ વિશ્વ સમાયું હોય એવો ભાસ થવા લાગ્યો.

તેની સામું જોવા ઘણી મહેનત કરી, પણ તેની આંખોનું તેજ મારાથી નહિ સહેવાયું. મેં આંખો મીચી. મને લાગે છે કે બે પળ હુંએ ભાન રહી.

મારા કાન પર મહારાજનો શાન્ત સ્વર ફરીથી અથડાયો "મોહન ! માનકુંવર બાને મોકલ"

હું ઝબકીને સાવધ થઇ ને બીજી પળે માનકુંવર કાકી આવ્યાં.

" માનકુંવર બા !"મહારાજે તેને કહ્યું "આ છોકરીની વ્યથા હું સમજ્યો છું. એને સુખી કરજો. સચ્ચિદાનંદ કરશે તો એ સુખી થશે. તમે સુખેથી જાઓ."

માન-કુંવર કાકીએ પ્રણામ કર્યા ને મહારાજે તેને આશીર્વાદ આપ્યા.

"મોહન !" મહારાજે પાર્શ્વકને કહ્યું "આ બાઇને ૧૨માં આશ્રમમાં લઈ જઇ રાખ" હું મૂગે મોંઢે નમન કરી, મોહન સાથે બહાર નીકળી.

# પ્રાસંગિક નોંધ

## રણજિતરામ જયંતિ.

( "ચેતન" માટે ખાસ. )

જયંતિ શબ્દને ગુજરાતમાં રૂઢ કરનાર સ્વ. રણજિતરામ વાવાભાઇ મ્હેતાની ચોથી જયંતિ જેઠ શુદ ૧૪ (એમના અવસાનની દેશી તિથિ) તા. ૧૯મી જૂનને દહાડે અમદાવાદમાં પ્રેમાભાઇ હોલમાં શ્રી. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવના પ્રમુખપણા હેઠળ ઉજવાઇ હતી. એ પ્રસંગે સ્વ. રણજિતરામ વિષે બે શબ્દો કહેવા માટે એમના ગાઢ પરિચયમાં આવનાર શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા નડિયાદથી આવ્યા હતા.

શ્રી. ચન્દ્રશંકરે એમની મીઠી અને રસભરી વાણીમાં સ્વ. સાથેના પોતાના સંબંધનો પાયો મંડાયો તે પ્રસંગથી માંડીને એમના અવસાન સુધીના દશબાર વર્ષના ગાળામાં એમની સાથે ગાળેલા સ્નેહજીવનનાં કેટલાંક સ્મરણો વર્ણવ્યાં હતાં. સાધારણ રીતે જયંતિ જેવા પ્રસંગે વ્યાખ્યાનો ગંભીર ને પ્રૌઢ ભાવભરી ભાષામાં અપાય છે. એવે સમયે વાતાવરણ ભારે ભારે હોય છે. શ્રોતાજનો ભારેખમ થયા હોય છે. રસ જમાવવાને માટે સહેલા ને તેજસ્વી શ્રી. ચન્દ્રશંકરે આ પ્રસંગને વધારે રસમય ને સચોટ બનાવવા માટે પોતાનું વ્યાખ્યાન બહુ રમૂજી ભાષામાં આપ્યું. પણ એમની એ રમૂજ હદ ઉપરાંતની હોવાને લીધે મૂળ પ્રસંગને યોગ્ય સચવાતી જોઇતી ગંભીરતાને કંઇક અંશે અન્યાય થયો હતો. (તે એટલે સુધી કે વ્યાખ્યાનને અંતે જ્યારે સ્વર્ગસ્થની અવસાન વેળાનું અતિ કરૂણ ચિત્ર એ અત્યંત આર્દ્ર ભાષામાં ચીતરી રહ્યા હતા અને શ્રોતાઓનાં હૃદય પીગળી ગયાં હતાં તે સમયે કરૂણતાના ચિત્રમાં એમનાથી રમૂજનો એક શબ્દ વપરાઇ ગયો હતો; કે જે તદ્દન અસ્થાને અને અરૂચિકર થઇ પડ્યો હતો.) એમનું વ્યાખ્યાન હદ ઉપરાંત રમૂજી હતું. મુખ્ય વ્યાખ્યાનકર્તાની એ રમુજ અને પાછળથી પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં કરેલું કેટલુંક વિષયાંતર—એ બે વાતો બાદ કરતાં, આપણી જયંતિનું કાર્ય એટલું તો સાંગોપાંગ રીતે પાર ઉતર્યું ને એમાં એટલો તો રસ પડ્યો કે 'બે કલાક ક્યાં ગયા એ જણાયું નહિ.'*

પાછળથી ઉપસંહારમાં પ્રમુખશ્રીએ જણાવ્યું તેમ શ્રી ચન્દ્રશંકરે શ્રોતાજનો સમક્ષ રણજીતરામ વિષેનાં પોતાનાં સ્મરણો કહેતાં એવડી કથા કહી સ્ત્રી-મેવડાં ચિત્રો દોર્યાં હતાં. એક

---

* આટલો બધો રસ દોષયુક્ત અને અસ્થાને મનાયલી રમુજને આભારી તો નહિ હોય? વળી પ્રસંગને "રસમય ને સચોટ" બનાવવા માટે જ વ્યાખ્યાતાએ હાસ્ય રસ અકુદરતી રીતે આરોપ્યો હોય તેમ માનવા કરતાં આ પ્રશ્નને જરા જુદા દ્રષ્ટિબિન્દુથી અવલોકતાં તેમને વિશેષ ન્યાય મળશે. પોતાના વ્યાખ્યાનની આવી અસર વિશે સમજણ આપતાં રા. પંડ્યાએ આ ચાર વિશેષણો અમારી સમક્ષ વાપરેલાં "Human, humourous, realistic and anecdotal." અને તેથી, રણજીતરામ સાથેના પ્રસંગો જે રૂપમાં બનેલા તેજ રૂપમાં તેમણે વર્ણવ્યા એટલે રીતે કહેલી રમુજ વિષયગત હતી. કેવળ વ્યાખ્યાગત નહોતી એમ જણાય છે.—આ વિષય પરત્વે અન્ય અંકોમાં પણ ચર્ચા જામેલી હોવાથી આટલો ખુલાસો આવશ્યક માન્યો છે.—અમિ.

રણજીતરામનું અને બીજું એમનું પોતાનું; પણ સ્વર્ગસ્થનું ચિત્ર પૂજ્યભાવ, પ્રેરકતા અને મમતા ભરી લાગણીની પીંછી વડે અને પોતાનું નમ્રતાની પીંછી વડે.

એમણે કહેલી સંસ્મરણની વાતોના બધાજ પ્રસંગો અહીં નથી આપ્યા. જેટલા ઉપયોગી ને સચોટ જણાયા છે તેટલાજ આપ્યા છે. અને તે બધા બને ત્યાં સુધી શ્રી ચન્દ્રશંકરના શબ્દોમાંજ (ગ્મુજ બાદ કરીને) પણ ટુંકામાં સાર રૂપે આપવા યત્ન કર્યો છે, અલબત્ત, અક્ષરશઃ તો નહિજ.

"મુંબઇમાં સ્વ. ગોવર્ધનરામભાઇ અંતકાળ હતા તે સમયે (ઇ. સ. ૧૯૦૬–૭ માં) મારે રણજીતરામ સાથે પ્રથમ ઓળખાણ થયું. ગોવર્ધનરામભાઇનો મંદવાડ ગંભીર થતો જતો હતો. અને એ હવે નહિ બચે એમ સૌને લાગવા માંડ્યું હતું પણ પ્રો ગજ્જર બધાને હિમ્મત દેતા. એક મ્હાડે પ્રો. ગજ્જરે કહ્યું કે પ્રૉ. સાંકળચંદ શાહ અંતકાળ માંદા હતા તે વખતે ડૉ. બ–એ એમ ને ચમત્કારિક દવા આપી ચમત્કારિક રીતે સાજા કર્યા હતા. આપણે પણ એ ડૉ. ને બોલાવી દવા કરાવી જોઇએ. પણ એ ડૉક્ટર ને બોલાવવા કોણ જાય? કોઇ એમને જાણતું ન હતું. એ સમયે રણજિતરામ ત્યાં હતા. એમણે કહ્યું: હા. હું એ ડૉ.ને વિષે જાણું છું. હું હમેશાં ફરવા જાઉં છું ત્યાં રસ્તામાં એમનો બંગલો આવે છે. આમ કહીને એમણે એ ડૉ. વિષે એટલી માહિતી આપી જાણે 'એનસાઇક્લોપીડિયા' માંનું લખાણ' આપણે ફરવા તો રોજ જઇએ છીએ, અને એ વખતે રસ્તામાં ઘણાયે ડાક્ટરો, વકિલો કે એન્જિનિયરોના બંગલા આવતા હશે, પણ એ બંગલાઓમાં વસનારાઓમાંના એકાદ વિષે કોઇ આપણને કંઇક માહિતી પૂછે છે તો આપણે નથી કહી શકતા. આમ ઘણીયે વાર બને છે. સ્વ. રણજિતરામની અવલોકન શક્તિ ને નિરીક્ષણ શક્તિ એટલી ઝીણી ને તીવ્ર હતી કે એમના જીવન માર્ગમાં આવતી પ્રત્યેક વસ્તુનું એ બની શકે તેટલું જ્ઞાન મેળવી લેતા."

"ઉપલા બનાવ પછી ગોવર્દ્ધનરામભાઈ તો ગુજરી ગયા. અમારો સંબંધ દિવસે દિવસે વધતો ગયો. એ સમયે સ્વદેશ સેવાનો પવન દેશમાં વાતો હતો. વિજ્ઞાન શાસ્ત્રમાં જોડાઇ, તેમાં કંઇક નવીન શોધખોળ કરીને દેશને ઉપયોગી થઇ જઇએ એવા ઉત્સાહ ને આશાથી હું પ્રો. ગજ્જરની લેબોરેટરિમાં દાખલ થયો. હું ત્યાં પ્રયોગો કરતો ત્યારે રણજિતરામ આવતા. પ્રયોગો પ્રયોગોને ઠેકાણે–ચૂલા ઉપરજ–હોય અને હું ને રણજિતરામ એક બાજુએ બેસી અનેક પ્રકારના પ્રસંગો ચર્ચી જતા. ગૂજરાતમાં સ્વદેશાભિમાન કેમ પ્રકટાવવું, ગૂજરાતમાં કેવી સંસ્થાઓ સ્થાપવી, નવું ને મદદ બગગત કેમ થાયુ–વગેરે વિષયોપર વાતો ઉપર વાતો રણજિતરામ કર્યેજ જતા.

"એ વખત મુંબઇમાં બીજી સાહિત્ય પરિષદ ભરાવાનો હતો અને શ્રી. હકોરલાલની ઑફિસમાં એની તૈયારીઓ થતી હતી. એ પરિષદમાં સાયન્સ ઉપર એક નિબંધ વાંચવા માટે તૈયાર કરવાનું મને રણજિતરામે કહ્યું. મેં કહ્યું: 'અરે! પણ સાયન્સ ઉપર લેખ લખું? અને તે હું?!' એમણે કહ્યું: 'હા; તમેજ એ લખી શકશો.' પ્રો. ગજ્જર પાસેથી તેને માટે વિષય અને સાધનો મેળવી લેજો. પ્રો. ગજ્જરને આ વાત કરી, એટલે એમણે તો એમની આખી લાયબ્રેરી બતાવી દીધી ને કહ્યું કે 'આ બધી ચોપડીઓ રહી; એમાંથી મરજી પડે તે લઇ જાઓ, વાંચીને વિષય દપજાવી કાઢો.' મેં તો સાયન્સ વિષે ઘણુંજ ઓછું—બલ્કે બિલકુલ નહિ—વાંચેલું કે જાણેલું; એટલે એવડી મોટી લાયબ્રેરીમાંથી વિષય પસંદ કરવો એ તો મોટી મુશ્કેલીની વાત થઇ પડી! આ વખતે રણજિતરામ મ્હારી કુમકે આવ્યા. લાયબ્રેરીમાંથી એમણે પચીશ ત્રીસ પુસ્તકો ચૂંટી

કાઢી મને આપ્યાં. અને એ વાંચી જઈ તે પરથી એક નિબંધ ઉપજાવી કાઢવાનું કહ્યું. સાયન્સનું પણ એ એટલું વાંચતા. એમનો અભ્યાસ અતિ વિશાળ અને સર્વદેશી હતો. એમનું વાંચન એટલું વિસ્તૃત હતું—એમનું જ્ઞાન એટલું બહોળું હતું, કે ગમે તે વિષય વિષે એમની પાસેથી પૂરતી માહિતી મળી શકે."

"પ્રેરણા પાનાર, નવો ઉત્સાહ ને નવું બળ રેડનાર, કાર્યનાં પ્રદેશમાં ઝૂમવા માટે જોમ પ્રકટાવનાર એમના જેવો જબ્બર કોઇ નહિ. ઉગતા લેખકોને મળી સૂચનાઓ કરતા, વાંસો થાબડતા ને તેને ઉત્સાહથી ભરી મૂકતા. છપ્પો નિબંધ મેં તૈયાર કર્યો ત્યારે એમણે જે અભિપ્રાય આપ્યો, તે આત્મશ્લાઘા થવાની બ્હીકે અહીં નથી જણાવતો, જો કે એમાં એટલી કીમતતા ન હતી, તો પણ નવા કાર્યપ્રદેશમાં પડનારાઓની પીઠ થાબડવાની એમની રીતનું એ પરથી મને તો બહુ ભાન થયું. એક દહાડો એમણે મને કહ્યું: 'ચન્દ્રશંકર! મારે તમારાં કાવ્યો તમારી સાથે વાંચવાં છે.' અમે એમ્પ્રેસ બાગમાં ગયા. મેં એમને એ વાંચી-ગાઇ સંભળાવ્યાં. એમણે કહ્યું: 'મને આ બધાં ગમે છે; તમે આનો સંગ્રહ છપાવો તો!' પ્રેરણા સીંચનાર તો એ એવા હતા, કે એમની સાથે વાતો કરીને છુટા પડયા પછી આપણને જાણે એમજ થાય કે કંઇનું કંઇ કરી નાંખીએ."

"પોતાને ઉત્તમ લાગે તે અને નવા લેખકોની નવી કૃતિઓનો પ્રચાર કરવાને તો એ મિશનરીની દ્રઢતાથી કામ કરતા. એક દહાડો, એ હાથમાં 'વસંતોત્સવ' લઇને મારે ઘેર આવ્યા. એ વખતે કવિ ન્હાનાલાલનું એ પુસ્તક તુરતમાંજ બહાર પડેલું, ને એમની નવીન શૈલીની નવી કૃતિ ગુજરાતમાં પહેલવહેલીજ પ્રસિદ્ધ થયેલી. ન્હાનાલાલની એ પ્રકારની કૃતિઓ એમને બહુ ગમતી અને એનો પ્રચાર એ બહુજ આગ્રહથી કરતા. હું એ વખતે કાયદાનું વાંચતો હતો. મારે ઘેર આવી મને નીચે બોલાવીને કહ્યું: 'ચન્દ્રશંકર! બોલો, શું વાંચશો? વકીલાતનું કે વસંતોત્સવ?' મેં કહ્યું: વળી, વસંતોત્સવ શું?' એમણે મને એ બતાવ્યું, એનો આશય વિસ્તારથી સમજાવ્યો. એ પ્રતિ મારૂં મન લલચાવ્યું, પોતે જાતે એ વાંચી બતાવ્યું અને મને એનો રસ લગાડવા પોતાનાથી બન્યું એટલું કર્યું."

"પૂનામાં પટણી સાહેબના સેક્રેટરી તરીકે એ હતા, ત્યારે હું ત્યાં હતો. અમે બન્ને દરરોજ મળતા અને સાથે ફરવા જતા. એમનામાં બે ખાસિયતો હતી. એક તો એ કે એ ખૂબ વાતો કરતા. અને બીજું એ ખૂબ ચાલતા. ફરવા નીકળે એટલે એ ચાલ ચાલ કર્યાજ કરે, ને વાતો કર્યેજ જાય. કેટલા માઇલ ચાલ્યા તેનો હિસાબ નહિ. પૂનામાં ચોમાસું બહુ રમણીય હોય છે. ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય ત્યારે એમનું મન થાય કે ભલે કપડાં ભીંજાય, પણ આમાંજ ફરવા જઇએ.' અમે બન્ને ઘણીવાર આમ સાથે ફરવા ગયેલા. એકવાર ફરવા નીકળ્યા. આઠ માઇલનું મોટું ચક્કર માર્યું. આખે રસ્તે એમની વિવિધ વાતો તો ચાલીજ. કેમ્પની મિલિટરી વ્યવસ્થા; રસ્તામાં આવતા ગરનાળાનું બાંધકામ; વચ્ચે વચ્ચે જણાતા કુદરતના સૌન્દર્યની રમણીયતા; પેશ્વાના વખતના રાજદરબારની વાતો; વગેરે વિષયપર સંપૂર્ણ વિવેચન અને ટીકાઓ એ ચાલતાં ચાલતાં કર્યે જતા હતા. એવામાં એ એકદમ અટક્યા અને મને પૂછ્યું: 'ચંદ્રશંકર, તમને અથાણાંનો શોખ ખરો કે?' મેં હા કહી. એમણે ફરી પૂછ્યું: 'તમે કહો જોઇએ, તમે કઇ કઇ જાતનાં અથાણાં જોયાં-ચાખ્યાં છે?' મેં યથાશક્તિ જાતો ગણાવી-વર્ણવી. એમણે પણ એ વિષે થોડી માહિતી કહી અને પછી બોલ્યા: 'તમે 'અથાણાં' ઉપર 'સુન્દરી સુબોધ'માં એક લેખ

લખો તો ?' થોડેક ચાલ્યા એટલે વળી બીજો પ્રશ્ન પૂછ્યોઃ 'તમે કાઠિયાવાડમાં ફર્યા છો ?' મેં કહ્યુંઃ 'હા.' 'ત્યારે, ત્યાંનાં મકાનો તો જોયાં હશે.' આમ વાત કરતાં કાઠિયાવાડ, ગૂજરાત, ઉત્તર હિંદ વગેરે દેશોનાં ઘર, તે બાંધવાની વ્યવસ્થા, તેમાં રહેવાની સગવડો, તથા અગવડો તે દરેકના ઘાટ, તથા તે બધામાં દરેક વાતે ઉત્તમ કયા,–તે વિષે, અનેક વાતો એમણે કરી નાખી. ખૂબ મુદ્દા એમણે એ વિષયપર ચર્ચ્યા, થોડાજ દહાડા પછી મેં 'સુન્દરી સુબોધ' માં 'ગૂજરાતની ગૃહવ્યવસ્થા' એ વિષય ઉપર એક નનામો લેખ પ્રકટ થયેલો જોયો વાંચો પરથી, માલુમ પડ્યું કે એ અમારી તે દહાડાની વાતચિતને પરિણામે રણજિતરામેજ લખેલો હતો."

"ઇ. સ. ૧૯ ....માં અમારે સાથે મુસાફરી કરવાનું થયું. અમે લખનૌ ગયા. ત્યાં કેટલા મકાનો ને સ્થળો જોવા લાયક છે તેની વિગતવાર માહિતીના તો એ જાણે મને અવતાર જ લાગ્યા. દરેક મકાનનો ઇતિહાસ, તેના સ્થાપત્યનો પ્રકાર, તેની અંદરની કલા વિષે વિવેચન, વિગેરે બાબતોની વિગતવાર ચર્ચા ( તે એટલે સુધી કે એ બાંધવા માટે પત્થર ક્યાંથી લાવ્યા હતા તેની પણ માહિતી ) એટલી તો ઝીણવટથી એ કરતા કે એમનું જ્ઞાન જોઇને આશ્ચર્યજ થતું."

"યમુનાના કાંઠા પર ફરતા ફરતાં એમણે કહ્યું 'ચન્દ્રશંકર' આ સ્થળે આપણા વ્હાલા ક્રાતુડાએ પોતાની ખસરીના સૂર રેલાવ્યા હતા; આજ સ્થળે મોગલ સલ્તનતનો ઉદય ને અસ્ત થયો. આજ સ્થળે અત્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ચિહ્ન રૂપ કાળા ધુમાડાના ગોટા ફૂંકતી મીલો ઉભી છે." આમ ભાવવાહી રીતે બોલતાં બોલતા એમણે યમુનાનો ઇતિહાસ શરૂઆતથી તે અંત સુધી બહુ ઝીણવટથી વર્ણવ્યો.'

'કાનપૂરમાં અમે ગયા તો ત્યાં કેટલાક ગૂજરાતીઓ વસતા હતા તેની ચોક્કસ સંખ્યા તથા તેમના ધંધા રોજગાર વગેરેની રણછોડરામને ખબર ! અને સાથે લઇ એ બધાને તે મળવા ગયા અને વાતો કરી. લખનૌની બજારો સાંકડી કેમ છે; તેના વિસ્તારી ખુલાસા એ કરતા. દરેક સ્થળ, દરેક મકાન, દરેક ગલીકુચી વિષે ઐતિહાસિક પાયાદાર હકીકતો એમની વાતો દ્વારા અવિરત પ્રવાહ હતે.'

એમની શાંતિ અખંડ હતી. એમની સ્વસ્થતા ને ગંભીરતા અજબ હતી. એકવાર એમના પત્ની ચિતાભરીરીતે બિમાર હતા. મને એ વાતની ખબર નહિ, એટલે હું તો એમને ઘેર ગયો ને એમણે વિવિધ વિષયો પર વાતચીત શરૂ કરી. એ વખતે સાહિત્ય પરિષદ ભરવાની તૈયારી થતી હતી. તેથી સાહિત્ય પરિષદની, અને બીજી અનેક પ્રવૃત્તિઓ ને હીલચાલો, અનેક વ્યક્તિઓ અને અનેક પ્રસંગોની વાતો એમણે ઘરમાં મન્દવાડ હોવા છતા શાંતિ, ગંભીરાઇ અને પૂર્ણ રસથી કર્વાજ કરી. એવામાં મેં અચાનક અંદરથી ચીસ સાંભળી. મેં પૂછ્યુંઃ રણજિતરામ, આ શું ? કોઇ માંદુ છે ?' એમણે કહ્યું, 'હા, મારાં પત્ની બિમાર છે.' મેં કહ્યું: 'પણ આમ !' એમણે જવાબ આપ્યોઃ 'હા; જરા વધારે બિમાર છે' હું તરતજ ઉઠ્યોને બોલ્યોઃ 'અરે, ભલા માણસ ! મને પહેલાંથી કહેવું તો હતું. તમે તો હજુ પેર સ્વસ્થતાથી વાતોજ કર્યાં કરો છો !' એ બોલ્યાઃ 'પણ અંદર બીજા, બધાં છે ને ? તમે જાઓ નહિ; મારે હજી બીજી ઘણી વાતો કરવી છે'

"એમનું હૃદય વિશાળ હતુ–મમતાથી ભર્યું ભર્યું હતુ. પણ ઉપલક નજરે જોનારને એ એવા ન લાગતા. કોઈ પણ પ્રસંગમાં એ જાણીજોઇને આવવાનો તો પ્રયત્નજ ન કરતા. એ

નાળિયેર જેવા હતા. બહારથી અતડા, એકલશૂરા ને ઓછા બોલા; પણ જેમને એકવાર, એમના વિશાળ હૃદયમાં પ્રવેશવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થતું તેમને એ બહારથી અતડા ને ઓછાબોલા લાગતા નાળિયેરની અંદરની મીઠાશ અને રસભરી મૃદુતાનો અત્યંત મધુરો અનુભવ થતો. એમની સાથે હળીમળી ગયેલાઓ સાથે એ રમુજી પણ હતા. પણ બહારથી જોનાર કોઇ પણ માણસ કદિપણ ન માને કે રણજિતરામ રમુજી હોય."

"એમણે રાત નથી જોઇ, દહાડો નથી જોયો, અરધી રાત્રે-ગમે ત્યારે તમે એમને કામ માટે-બોલાવો, અને એ બાંહ્ય ચઢાવીને તૈયારજ હોય. ગુજરાતને માટે-ગુજરાતની ઉન્નતિને માટે કામ કરવાની એમની ધગશ અનેરી હતી. ગુજરાતને એક અને અતુલ કરવામાં, એમાં જેમ પ્રકટાવવામાં, ગુજરાતની પ્રજા હિંદમાં છાતી કાઢી ટટ્ટાર ઉભી રહે એવી એને બનાવવામાં રણજિતરામના પ્રયત્નો ધીમા અને અદૃશ્ય પણ સતત ને અડગ હતા."

બચુભાઇ રાવત.

---

## બે સાહિત્ય ભક્તોની જયન્તિ.

ગયા બે માસ દરમીયાન ગુજરાતે પોતાના બે આદર્શ રૂપ સાહિત્ય ભક્તોને સ્મરણાંજલિ આપી છે. જુન માસની શરૂઆતમાં રણજિતરામનું ચોથું સંવત્સરી હતું. તેને અંગે અમદાવાદમાં અને બારીમાં જાહેર સભાઓમાં સાહિત્યાનુરાગીઓએ સમયોચિત વિવેચનો કર્યાં હતા. આવા પ્રસંગોએ સ્વર્ગસ્થના આંતર જીવનની જે વિવિધ કથાઓ પ્રકાશમાં આવતી જાય છે તે પરથી, જેઓને તેમનો અંગત પરિચય સાંપડેલ નહોતો તેમને રણજિતરામના પ્રભાવશાળી વ્યક્તિત્વનો, અને અમીરી આત્માનો વધુ વધુ સ્પષ્ટ ખ્યાલ આવતો જાય છે; અને, તેમના સમાગમમાં આવેલા એવા કેટલાક પ્રૌઢો હજુ પણ તેમનું મૂલ્ય ઓછું શા માટે આંકતા હશે એ સમજવું મુશ્કેલ છે. જુલાઇની ૭મી તારીખે મિ. એ. કે. ફૉર્બસના જન્મ દિવસને સો વર્ષ પૂરાં થયાં. તે તારીખે પ્રેમાભાઇ હૉલમાં તેમની છબિ ખુલ્લી મૂકીને સાહિત્ય રસિક ગુજરાતીઓએ તેમનાં તરફનું પોતાનું ઋણ ફેડવાનો સ્તુત્ય અને યથાશક્તિ યત્ન કર્યો છે. તે પ્રસંગે રા. દેરાસરવાળા શ્રીએ વિદ્વત્તાયુક્ત અને રસપ્રદ ઐતિહાસિક વ્યાખ્યાન આપ્યું હતું. મિ. ફૉર્બસના જીવનની રૂપરેખા દોરતાં રા. રમણભાઈ નીલકંઠે તેમના વિદ્યાનુરાગ અને ઉમદા સ્વભાવ વિશે સંક્ષેપમાં ઉલ્લેખ કર્યો હતો. તેમનું જે વિસ્તૃત અને સંપૂર્ણ જીવનચરિત "રાસમાળા"ના પ્રથમ ભાગને આરંભે મૂકાયલું છે. તેમાંથી ગુજરાત સાહિત્ય રસિકો મિ. ફૉર્બસના વ્યક્તિત્વની, ગુજરાત પ્રત્યેના તેમના પ્રીતિભાવની અને તેથી પ્રેરાઇને તેમણે આ પ્રાન્ત માટે ઉઠાવેલા વિરલ પરિશ્રમની પિછાન કરી શકશે. મનઃસુખરામ જેવા પ્રૌઢ મિત્ર અને લેખકને હાથે લખાયલું તે ચરિત આપણા શિષ્ટ સાહિત્યનું એક અણમોલ રત્ન છે. અને વાંચક સમાજમાં તે વિશેષ પ્રચાર પામે તો આ સમયમાં ખાસ ઇચ્છવા જોગ છે કારણ કે, મિ. ફૉર્બસ જેવા દૃષ્ટાંતરૂપ 'સીવીલીઅનો' આજકાલ સર્વથા અલભ્ય હોવાથી, જે દેશના ચોગઠા એક પુરુષની અસુયા લેન અને મનનીય કારકીર્દિ પરથી વર્તમાન માટે આદર્શ અને ભવિષ્ય માટે આશા ઉત્પન્ન થાય છે.

---

## આભાર સ્વીકાર.

ત્રિમાસિક ઉદય વર્ષ ૧ લું અંક ૧ લો તંત્રી બુદ્ધદાસ પરમરાજ વકીલ પ્રકાશક જૈન યુવકોદય મંડળ, રાધનપુર. નોર્થ ગુજરાત. વાર્ષિક લવાજમ ૧-૪-૦

સંવત્ કુમાર ગુરુજીવન ત્રિમાસિકની ભેટ પ્રયોજક વેણીલાલ આર. પરેખ "શરમાળ" કિંમત ૦-૬-૦

શ્રી સૌરાષ્ટ્ર ઉદય પુસ્તક ૧ લુ અંક ૧ લો સં ૧૯૭૭ અષાઢ તંત્રીઓ. જમનાદાસ ગો. શાહ અને ગોપાળદાસ ન. શાહ બી. એસ. સી.

પ્રકાશક શ્રી દશા સોરઠીઆ યુવક મંડળ તથા વોલંટીયર કોર તરફથી વંદ્રાવન ગે. ગેટ મુલ્ય વાર્ષિક રૂા. ૨-૦-૦ હિંદ બહાર રૂા. ૩-૦-૦

ઉદેશ નિયમાવલી ઉપરથી જ્ઞાતિની "ઉન્નતિને લગતા વિષયો નિષ્પક્ષપાતપણે ચર્ચી જ્ઞાતિનાં અભ્યુદયનું પોષણ" કરવાનો જણાય છે. તંત્રી લેખમાં કેળવણીનો પ્રચાર કરવા જણાવ્યું છે. "પૂર્વજોની બધી કૃતિઓ સસ્કૃતિ છેજ નહિ અને યુવકોને હમેશા ઉચ્છૃંખલ કહેવાય નહિ," એ ઉપરથી નિષ્પક્ષપાત રીતે સુધારાવિષયક ચર્ચાઓ માટે તંત્રીઓ પાના ખુલ્લાં મુકે છે મી. વિભાકરનો તરત આવતો લેખ ધ્યાન ખેંચે છે. એઓ આ જમાના યોગ્ય એક મનુ ભગવાનની અપેક્ષા રાખે છે જે વાસ્તવીક છે. એમણે કલ્પેલાં જ્ઞાતિઓનાં ચાર ભવિષ્યોમા ચોથુ કલ્પી શકાય તેમ નથી અને ફક્ત રૌખિને અનુકૂળ સ્મૃતિ માટેજ લેખક રજુ કરે છે એમણે આધુનિક સુધારકનું ચિત્ર આલેખ્યું છે જે વસ્તુ સ્થિતિ એના ખરૂં છે, પણ કેવળ સુધારકો પર આક્ષેપ મુકવો યોગ્ય નથી. સ્વતંત્ર વિચાર શક્તિ એટલી હદ સુધી સમગ્ર પ્રજામાં ખીલી ન હોય તો પછી સુધારક શુ કરી શકે? એમ છતા પણ આવા પ્રકારની ટીકાની જરૂર છે કારણ જાતિ સિવાય, શુભ ભવિષ્ય આવી શકે નહિ, જે ઐક્ય સાધતાં રાષ્ટ્રનું પ્રગતિમય ઐક્ય અવશ્ય હોવુ જ જોઇએ. ગણમા જે સંપૂર્ણ વિકાસ જરૂરનો છે તે કોઇ પણ રીતે વર્ણાશ્રમ યોજી મેળવી શકાય નહિં એ વિભાગો પણ બીનકુદરતી છે. તેથી થતુ નુકશાન વ્હોરી લેવુ પડે અને વળી ભવિષ્યમાં અત્યારના જેવી સ્થિતિ ફરી ફરી ઉપસ્થિત થાય. History repeats itself but it is also teaches a lesson ગણની જરૂરીયાતના પ્રમાણમા જે વિભાગો વખતો વખત પડી રહેવા જોઇએ તે બીજી કોઇ પણ રીતે થઇ શકે નથી. દરેક મનુષ્યનો વિકાસ કુદરતી રીતે થવાજ કરવો જોઇએ Saitro તરીકે લેખ ઉપયોગી છે. આ ઉપરાંત બીજા લેખો તથા કામની કેટલીક પ્રવૃતિઓનો હેવાલ પણ છે વોલંટીયર કોરના ઉદ્દેશો; મોટા અક્ષરે "જ્ઞાતિ સેવા" ન્હાના અક્ષરે "જાહેર સેવા." અલબત્ત એમ તે માર્ગે પરોપકારી કાર્ય થાય અને યુવકમાં કરજ અને સેવાની ભાવના કેળવાય એ સ્તુત્ય છે તો પણ મોટા અક્ષરે 'જ્ઞાતિ સેવા' છાપી નહન સંકુચિત હેતુ વાચક રાખવા અગર યુવક આગળ ખડો કરવો ઉચિત નથી સાથી ઉત્તમ તો ફક્ત જાહેર સેવા એવું જ હોવું જોઇએ તેના માણસોમા કેવળ જ્ઞાતિજ ઉપયોગી છે એવો ભાવ પેદા કરવો ન જોઇએ

---

સ્વતંત્ર બાળ શિક્ષણ: લેખક રા. ગિરિજાશંકર ભ. બધેકા. પ્રકાશક, ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ. (અવલોકન હવે પછી)

ગરવી ગુજરાત સચિત્ર માસિક વર્ષ ૧લું અંક ૧લો.

નિર્ઝરિણી. કાવ્ય સંગ્રહ લે ખુશાલદાસ બોટાદકર (અવલોકન હવે પછી)

ચિત્રો: (૧) મહાત્મા ગાંધી (૨) મહમદઅલી અને શૌકતઅલી: સાઇઝ; અનુક્રમે ૧૫×૨૦ અને ૧૦×૧૮. ચિત્રશાળા પ્રેસ. પુના સીટી.

માનસ તરંગાવલિ: લેખક ચત્રભુજ ભગવાનજી મોદી. મુલ્ય આના ૭ પોસ્ટેજ જુદું.

ત્રણ આવૃત્તિ સુધીની આવક લેખકે શ્રી ચાતુર્વિધ મોઢ જ્ઞાતિના બાળકોને વિદ્યાદાનમાં મદદ રૂપે આપવા જણાવ્યુ છે. કાવ્યોના વિષયોની વિવિધતા સારી છે ભાષા સરળ છે તેમજ ભાવો સરળ પણ સારી રીતે ઉચ્ચારાયા છે પ્રેરણાના અંકુરા જડી આવે છે અને લેખક કહે છે તેમ એ હૃદયના ઉભરા છે એ લાગી આવે છે.

D. L. U.

# જીનતાન




જીનતાન-ઉલટીને તરતજ બંધ કરે છે.
જીનતાન-પાચનશકિત માટે અકસીરછે.
જીનતાન-શકિત માટે એના જેવી એક
પણ ચીજ નથી.

આખો વખત ખોં ખોં કરનારા-
ઓએ જીનતાનનો તરતજ
ઉપયોગ કરવો.

જીનતાન-ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને
માટે જીનતાનનોજ ઉપયોગ કરે છે.

જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ
સ્વાદ આવે છે, અને મોઢામાંથી દુર્ગંધ દુર કરવા માટે
જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

**જીનતાનનું એક પડીકું આજેજ ખરીદો.**



| | | |
|---|---|---|
| નાનું પેકેટ | .... | .... ૦-૧-૦ |
| મધ્યમ કદનું પેકેટ | .... | .... ૦-૪-૦ |
| મોટું પેકેટ ફેન્સી પીલ ટેસવાળું | | રૂ.૧-૦-૦ |

સોલ એજન્ટસ, **જીનતાન એજન્સી**

(જી. આર ચોખળ)
જુમા મસજીદ, મુંબઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચેછે.

## લેખોનો અનુક્રમ.



આ માસિક સુરત બરાનપુરી ભાગળે ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ભૈક્ષાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા ... શેરડિયાવાડમાં આવેલી પોતાની ઑફિસમાંથી પ્રકટ કર્યું.

ચેતન

# એ પુષ્પ.

એ પુષ્પ સૌરભ ભર્યું ગયુ હા ન્હીલાઇ
ફેલાવીને સુરભિ ત્યાં સુરદેશમાંની;
હાવાં ય દષ્ટિ થકી ના છવિ દૂર થાય
કર્ણે પીંધેલ અમી ના હજીયે ભૂલાય.

જો કે ગયું કુસુમ એ પ્રભુના પદાબ્જે
હૈયું સદા ચરચરે રડી યે જવાયે;
એ મોહપાશ સમજું પણ ના છૂટાય
ગ્લાનિ મહા હૃદયમાંહિ અનુભવાય.

આપ્યું પ્રભો લઇ લીધું પણ હા પ્રભુએ.
હા, યોગ્યતા નવ હતી મમ રાખવા એ;
દેવાધિ દેવ સઘળું કરતા જ ન્યાય.
હા, અશ્રુઓ તદપિ ચક્ષુ વિષે ભરાય.

ઓ ઈશ ! માફ કરજે અસહાયતા તું,
આ અશ્રુઓ સરી જતાં યદિ પાપ થાતું;
નિવારી હું ન શકું આજ અસહ્ય શોક
તેથી જ નાથ ! વહતાં દૃગ અશ્રુ ઓઘ.

વિવિત્સુ.

# પ્રિય! પ્હેરો હોંસે આ હાર.

(લાવણી.)

પ્રિય! પ્હેરો હોંસે આ હાર,
કીધો મ્હેં હોંસે તૈયાર          પ્રિય!–

વ્હેલી ઉઠીતી, વ્હેલી નાહીતી, વ્હેલી ગઇતી બ્હાર;
છોડ છોડથી પુષ્પો ચૂંટી, ગૂંથ્યો હોંસે હાર.          પ્રિય!–

કુંળાં કુંળા આ ફૂલ છે, વ્હાલા! કુંળા કુંળા સુવાસ;
કુંળું કુંળું આ દિલ દેનારૂં–કુંળા કુંળા નાર.          પ્રિય!–

ફૂલયેલાને ફૂલયેલી શા દે બીજા ઉપકાર?
હોંસે ફરે હું લેજો હોંસે, રસિયા ભોગવનાર!          પ્રિય!–

મૃદુના પુષ્પો છે સૃષ્ટિના, પુષ્પો સૃષ્ટિ–મીઠાશ,
સૃષ્ટિના સત્ત્વના પુષ્પો–પુષ્પો સુખ–વિલાસ.          પ્રિય!–

પારેખનો બંગલો
નડિઆદ.
તા. ૧૮–૬–૨
ચન્દ્રમોહન ... ડિ. પંડયા.

---

# મોરઘાટ ચ્હડતાં પૂર્ણિમા.

ગમનગતિ ધીમી ગાડીની અહીંથી જરા પડે
દગવિષયમાં ચિત્રો શાંશાં ગિરિવરનાં ચ્હડે
જગ પર બધે શાન્તિ શાન્તિ સુધા વરસ્યા કરે
રજત મય ગાલીચો વિશ્વે પ્રભાકર પાથરે.
જ્યમ જ્યમ ફરી ગાડી સ્થાનો ઉંચાંજ ગૂણાં કરે
ત્યમ ત્યમ નીચે સૃષ્ટિ જાણે નવાં વસનો ધરે;
તરુવર બધાં ઝૂકે શાન્તિ સુધારસ પી અને
હરિત મધુરી શોભા આજે નવી દિસતી વને.
ગગનમહીં સૌ કાળાં અભ્રો નગે શું રમી રહ્યાં
જુગ જુગ તણી જૂની વાર્તા રસેથી કહી રહ્યાં.
નિરવ સઘળે જાણે વાર્તા રસે સહુ લીન છે
જુગ તણી કથાના ભાવે આ બન્યાં સહુ દીન છે.
ધવલ ઝરણાં રંગે રહામા નિલા ગિરિરાજને
મૃદુ ઝરણથી નીચે વ્હેતાં–અદૃષ્ય થતાં–વને
નહીં સ્વર કુસૌ પંખીડાંનો ન પવન તણો અહીં
સુરવર તણી સૃષ્ટિ ભાસે, મનુષ્ય તણી નહીં.

—કુમાર.

# આંખ્યોમાં આંસુ.

ઍની આંખ્યોમાં હતાં આંસુ
પિયુથી પડતાં જૂદીઃ
ઍની આંખ્યોમાં હતાં આંસુ !

મોતી તણી એ સેર
જાણે હતી તૂટતી,
કે અમિબિન્દુ ઝરતો સુધાંશુ ?

બાળા હતી બાળેવેશ,
પિયુ જતો'તો પરદેશ;
કહે "પાછાં ભેગાં ક્યાર થાશું ?"

ત્હમે ગાયેલ ગીત
ગાતી હતી હું નિત્ય,
પાછાં હવે ક્યાર ગાશું ?

અધુરૂં રહે સંગીત,
કહો પ્રાણ, ક્યાંની રીતઃ
પ્રણય બન્સી ક્યાર વાશું ?

વરેલીને હું આમ,
જાઓ છોડી ન પ્રાણ !
સ્નેહસુધા ક્યાર પીશું પાશું ?

પતિ—વિધિ નિર્મિત આ વિયોગ,
થશે પુનઃ સ્નેહયોગ;
શોભે નહિ આંખ્ય આંસુ !

વિરહ તણું એક વર્ષ
પ્રિય ! વીતાડશો સહર્ષ;
આપો વિદાયહવે જાશું.

પિયુના આ બોલ મુગ્ધ,
સુણી થઈ બાળા સ્તબ્ધ;
મુખથી વદે "નાથ ! આ શું !"

જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

# "અકબરનું સ્વપ્ન."

(અંગ્રેજી કવિવર ટેનિસનનાં એ કાવ્યનું ગુર્જરી અનુગાન—આગળ ચાલુ.)

(ગઝલ) **૫—શાહીફરમાન** (But our Ulmaa)

ઉલ્મા પરંતુ આપણા લીલે બિછાને બેસતા,
નાપાક કાફરને રીબાવવા તદબીરોજ વિચારતા.
પિંજર-પૂર્યાં શાની પશુ જેવા, મને, ખૂબ, ખિજવતા,
પિંજર કરે સંકોચ, ત્યમ વિકરાળ વધુ વધુ ઘુરકતા!
નવાઇ શી પછી તો મ્હેં બજાવી દાંડી ફરમાવ્યું:—
"ખુદાને ખલ્ક છે પણ પાક ફતરો!" એમ સમજાવ્યું!
"ખુદાઇ આપણા ઇકબાલજ દરબારે;" દરેકે દીન—
"ક્રિયા-તત્વો સરલ ચર્ચે: ઝૂકાવે ત્યાં મઝબ મુસ્લીમ!"
"ભલે, ચાખે સૂવરનું માંસ, કે દારૂ પી લે આદમ;"
પીછાને એ બધા: "**મ્હારે જીવનમાં તો ખુદા હરદમ!**"
સૂણું પણ ત્યાંજ ઘૂઘવતી ભરતી ન્હાનાજ દરિયામાં:
ન અલ્લાનાં અવાજો એ! મહાસાગર ખરો એના!
લોક-ધર્મો ત્યજાવીને મ્હારૂં માન્યુ મનાવું તો?
ન છાજે શાહને એ દો: રાજ્યારંભ વિમાસું જો!

---

**૬—રોશની—**(I hate the rancourtec o-o-o sun of our Islam.)

એ જ્ઞાતિ ધર્મવેરને ચાહું કદી ન હું!
દિલને ગમે ત્યમ બંદગી આદમને કરવા દઉં:
પર ધર્મિઓનાં ક્ષેત્ર ધન કદીય લઉં ન હું!
દર ધર્મનીતિના પીરોને, વઝીર મિત્ર કરૂં:
એ નામ નિજ ધર્માંધ કેરૂં: અવગણુંજ હું!
કુરાનને તલવાર જોઇ ચકિત હું રહું:
ખ્રીસ્તી અને ખૂન થંભ ન્યાળી કમકમું ચહું!
"અલ્લા જ ઇસુ!" ધર્મગ્રન્થ એમને લખ્યું:
મરિયમ સુત ઇસુ ખ્રીસ્ત પયગમ્બરે કહ્યું:
ગોઆન ખ્રીસ્ત પાદરીએ તેજ સૂચવ્યું!
"પ્રભુ બાલકો પરસ્પરે પ્રીતિ વરો સહુ:"
"તમ દુઃખના દેનારને સુખી ચહો સહુ!"
ઇસ્લામના નુરથી વધુ પવિત્ર જે ગણું—
એ રોશની જોને, સખે! ન તિમિર ત્યાં રહ્યું!

(આગળ ચાલુ)

—જન્મ લલિત.

# કવિ.

"આહ કવિ! સ્હાંજ પડતી જાય છે; ત્હારા વાળ સફેદ થતા જાય છે. ત્હારા એ એકાન્ત વિચાર નિમગ્નતામા ભવિષ્યનો સંદેશ તું સાંભળે છે?"

"સ્હાંજ પડી ગઇ છે," કવિએ કહ્યું "અને હું કાન માંડીને બેઠો છું, કારણ કે ગામડામાંથી વખતે, કોઇ મ્હને બોલાવે; જો કે મોડું તો થઇજ ગયું છે.

વખતે, કોઈ આમ તેમ ફરતાં યુવાન હૃદયોનું મિલન થાય, અને આતુર આંખોની ઢેલડીઓ તેમની શાંતિ તોડવાને, અને તેમની વતી બોલવાને મને વિનવે, તેની હું રાહ જોઉં છું

હું જો જીવન કાંઠે બેસીને મૃત્યુ અને તેની પારનો વિચાર કર્યા કરું, તો પછી તેમનાં એ આવેશભર્યાં ગીત કોણ ગૂંથે એવું છે? સમી સ્હાંજનો તારલો અદૃશ્ય થાય છે.

પ્રશાન્ત નદિતટપરની ચિતાની જ્વાલા ધીમે ધીમે હોલવાતી જાય છે. ક્ષિણ થયેલા ચન્દ્રના તેજમાં-ખંડિયેરના ચોગાનમાં શિયાળવાં એક સાદે રડી રહ્યાં છે.

મૃત્યુલોકનાં બંધનોમાંથી મુક્ત થવાનો જો હું બંધ બારણે યત્ન કરવા બેસું, તો પછી ઘર ત્યજી ભટકતો કોઇક રાત્રિદર્શન કાજે, અને નીચી મૂંડીએ અંધકારનો સમસમાટ સાંભળવા કાજે અહીં આવે, તો એના કાનમાં જીવનના રહસ્ય-મંત્રો કોણ ફુંકે એવું છે?

મ્હારા વાળ ધોળા થતા જાય છે એ તો એક નજીવી બાબત છે.

આ ગામડામાં સૌથી ન્હાનો ગણો તોયે હું અને સૌથી વયોવૃદ્ધ ગણો તોયે હુંજ છું

દુનિયામાં, મધુર અને સરળ હાસ્ય હોય છે કેટલાકને, તો કેટલાકના નયનમાં ચપળ તેજ ચમકાર હોય છે.

કેટલાંકનાં આંસુ ધોળે દહાડે ઉભરાઇ આવે છે, તો કેટલાકનાં આંસુ શોકનાં આવરણ તળે ઢંકાયલાં હોય છે.

એ બધાયને મ્હારો ખપ છે. ભવિષ્યના જીવન પર વિચાર કરવાનો મ્હને અવકાશજ નથી. હું તો ન્હાના સાથે ન્હાનો ને મ્હોટા સાથે મ્હોટો. મ્હારા વાળ સફેદ થયા તેથી શું થઇ ગયું?

( રવિ બાબૂના 'ગાર્ડનર'માંથી ) **બચુભાઇ રાવત.**

---

# એમજ.

તે રમ્ય રાત્રિ! તે મનોહર સ્વપ્ન! અહાહા પ્રભુ!

પણ રે હત ભાગ્ય! તે રાત્રિયે વિતી ગઇ, તે નિદ્રાયે ઉડી ગઇ, ને તે સ્વપ્નયે-હે શું? તે સ્વપ્નયે ઉડી ગયું? —એમજ

એમજ. સ્વપ્ન સૃષ્ટિની તે સુખ સરિતા સુકાઇ ગઇ, પ્રીતિ વૃક્ષની ડાળો પર ઝુલતાં ઝુલતાં કોઇ દુષ્ટે ધક્કો માર્યો.

જગત્ આમ કેમ કરતું હશે?

રે ઇર્ષ્યા! સ્વપ્નનાં સ્મરણો સાંભળતાંયે જગત બ્હીએ છે!

વસંત? ક્યાં છે વસંત? એ તો સ્વપ્ન હતું. ગ્રીષ્મની મધ્યાહ્ને જ્વાલા સળગે છે આજ તો તે સ્વપ્નયે નથી. રાક્ષસી જાગૃતિ આવીને સ્વપ્નની સમાધિનો ભંગ કરાવે છે! જાણે જાગૃતિના ભયજનક અંધકારમાં સ્વપ્નની સ્મૃતિ છુપાઇ જતી ન હોય, તેમ! પણ હું તો એ અંધકારમાંથીયે એને શોધી કાઢું છું. એ રાક્ષસી જાગૃતિની મને શી દરકાર છે? હું તો એ દુષ્ટ જાગૃતિનેજ નિદ્રા માનું છું! સ્વપ્ન સિવાયનું બીજું બધુંએ અસત્ય છે! ખરેખર? હાસ્તો.

હાસ્તો. તે રમ્ય રાત્રિ! તે મનોહર સ્વપ્ન! અહાહા! પ્રભુ! તે સ્વપ્નનું સ્મરણ! અહા! આખું વિશ્વ એ સ્વપ્નમય થઇ જતું હોય. સ્વપ્નમાં ડુબી જતું હોય એમ લાગે છે! શું? વિસ્મૃતિનો સૂર્ય અસ્ત પામ્યો?—એમજ.

જ્યોત્સ્ના શુક્લ.

# પ્રલયકાળનું જગત્.

## —તે, હું ને ભક્તસંઘ—

[ લખનારઃ—" પ્રેરિત " ]

જગતના એક પ્રલય કાળે હું જીવતો હતો. હાસ્યનાં ફુલ ખીલી ચીમળાઇ ખરી ગયાં હતાં અને નિરાશામાં આંસુના સમુદ્ર ભરાઇ જઇ ઝાંઝવાના જળ જેવા થઇ ગયા હતા. તેવે કોઇ પ્રલય કાળે હું જીવતો હતો.

જુનું દુઃખ સાંભરી આવે તેમ આકાશમાં સ્હાંજે ભૂતકાળ જેવા લાગતા પશ્ચિમમાંથી એક રણશિંગુ ફુંકાયું. રણશિંગાના સ્વરે સમુદ્ર મોજાંનીજ હોડીઓ મોજાંનાંજ વહાણો ફેંકવા લાગ્યાં. રાખ જેવું આકાશ અને રાખ જેવો સમુદ્ર મનુષ્યનું ચેતન લઇ લેતાં હોય એમ વિકરાળ સ્વરૂપ ધરવા લાગ્યાં. મહાભારતની લડાઇએ બાણુની શય્યા ઉપર કેટલાક ભીષ્મ સૂતા હોય એમ વેગળે કેટલાંક પૂરો આત્મા જતો રહેતાં ભીષ્મના જડ શબ જેવા પડી રહ્યા હતા. હેવે કોઇ પ્રલય કાળે હું તો જીવતો હતો.

મ્હારી તો આંખ્યોજ જુદી હતી. મ્હારે એક સખી છે. તે અગાસીમાં સ્હવારે રોજ તુલસીનું પાન લેવા જતી. તુલસીનુ પાન લેતાં તો લતા જેવી એ લચી પડતી. જગત્ બ્હાવરૂં થઇ હેને નિરખતું પણ સૌજન્ય, સાધુતા અને પવિત્રતાનાં હેનાં કંકણ ખખડતાં એટલે જગત્ નીચું ઘાલી ભોંય ખણતું. આજે મ્હારી સખીએ ઇન્દ્રભુવનમાંથી ભપકને પૃથ્વીને પાટલે ઉતારી [illegible] નાખી દીધે છે. તુલસીનાં પાન તો આજે ય તોડે છે પણ પાન તોડતાં દૃષ્ટિનું કિરણ અને કંકણનો ખખડાટ જગતને જાણી જોઇને તંદ્રામાંથી જગાડે છે. એ જાગતું એ તંદ્રાથી વસમું ન હોય તો સારૂં. એ જાગતુ નહી પણ જાગરણ જેવા પ્રલય કાળે જીવનની એક ભેખડે હું ઉભો રહ્યો હતો.

વેગળે લતામંદિર હતું. ત્હાં પૂજારીઓ ઘણા હતા તો કોક ખરો ભક્ત અંદરના ઘુમ્મટની બ્હાર જ પોતાના ભાગ્ય સારુ અટકી રહ્યો હતો. મૂર્તિને પેલા પહેરાવનાર ઘણા પૂજારીઓ હતા પણ કેટલાક ભક્તોની દૃષ્ટિ તો આંખ્યો ઉપરજ ઠરી હતી. ઘણા ભક્ત પૂજારીઓમાં રા...... જૂની નાગરશી સંસ્કૃત થયલી પાઘડીવાળા ગભીર તેજથી દીપતા એક ભક્ત પણ હતા. પાઘડી એ હેમને મન ને મ્હારે મન મર્યાદા, ડહાપણ, બુદ્ધિ—બહુ ઉર્મિ નહી—પણ વિવેચકને માટે પૂરતી—એ બધાનું ન્હાનું સરખું પણ જરા અવઘડ ચિહ્ન છે. એ પાઘડી અને ખેસની હદ ઓળંગી કદી હેમનાં બુદ્ધિ ચાતુર્યને સમતોલતાને એ જવા દેતા નહી. એ ખેસ અને એ પાઘડીની વચ્ચે મ્હારૂં મન ચશ્માંમાં ઘણી વખત પડી રહે છે. કોઇ અવનવી પણ ડહાપણ ભરેલી કલ્પના જમણા હાથની આંગળી ચશ્માના ખુણાને અડકે કે તરત મંદિરની જગતની આંતર દૃષ્ટિએ પડતી. આ ભક્તની આગળ પાછળ પણ ભક્તની બહુ નજીક નહી પોશ ધરી કેટલાંક બાળકો ગાન કરતાં ને અમૃત સમી કલ્પનાને ઝીલી લેતાં અને નિરંતરનો આસ્વાદ લેતાં. પાઘડીની નીચે જગતનાં દરદોની કાળી દીસની અમૃત સમી અકસીર દવાઓ ભરાઇ રહી છે. તે કોઇ વખત પાછળથી દૃષ્ટિએ પડે

છે. મન્દિરને અપવિત્ર કરવા કોઇ શુરવીર વિદેશી શત્રુઓ અહીં આવતા પણ બ્રહ્મ તેજથી ભીની ભકત દૃષ્ટિ નીચું જ જોઇ રહેતી. એ શત્રુઓ સ્થળને અપવિત્ર કરે તો પણ આશીર્વાદ આપવાનો સમય ચૂકતી નહી. બ્રહ્મજ્ઞાન થયા પછી હૃદયને ક્ષાત્ર ધર્મથી ઉછળાવવાનો વિધિ હેમને માંન્ય નથી. એહૃદય શૌર્યના ખડ્ગથી ખેલી શકે એમ નથી પણ કોક વખત ભકતના સંઘમાં ધક્કા લાગે તો પણ ખમી લે છે, છતાં એ બ્રહ્મભીની આંખ્યોમાં અમી અને હૃદયમાં આંનદ વરસી રહ્યાં છે.

પાસે બીજા કેટલાક પાતળા શા એસ વગેરનાં નવી શોધ ખોળ પ્રમાણે માથાનો પાછલો ભાગ ઢાંકનારા સહૃદયી ભકત છે. એ મોટા ભકત જાદુગર છે. દૂર દેશોમાં પોતાના વતનની ભક્તિ ગાય છે, ભજન કરે છે, અને નારદ શું હસે છે. વળી કોઇક આકાશમાંથી કેટલીક વસ્તુ ખેંચી લાવ્યો છે, ને મંદિરમાં ચન્દ્રની કોર્ય ઉપર બેસી ઉષા સાથે રમે છે. કોઇ ભકતો ગદ્દા છે, કોઇ જાડા છે. કોઇ વીણામાં ફુલ ગુંથે છે, કોઇ કાન ધરી કશું સાંભળી રહ્યો છે. હેવા હેવા ભકતો ફાવે ત્હારે ભજન ચલાવે છે. એ પૂજારીઓ કાંઇ એક સરખું જ ગાતા નથી. ઘુમ્મટની બહાર પૂજારી થવા કેટલાક તલપી તરવરી રહ્યા છે. કોઇ નિરાશ થઇ ભકત સંઘની સ્હામે લડાઇ જાહેર કરી બ્હાર ઓટલે તારી પણ નિરાશ થઇ બેઠા છે. બે જણે આજે રાસ માંડ્યો છે. એકે સસલું થઇ પેલા બ્રહ્મજ્ઞાની કરતાંય મ્હોટું રૂપ લીધું છે. બીજાએ જરા મર્કટ વિદ્યા માંડી છે. મર્કટ થઈ ચટાપટા લગાવી કેસરીનું રૂપ લીધુ છે. આ પ્રલય કાળે મર્કટ સસલાનો જ રાસ હોય ને. સમુદ્રનાં વધતાં મોજાં એ મંદિરેય પહોંચશે. હાવે પ્રલયકાળે મ્હારી ચેતના જતી રહેતી હતી.

આજે પ્રલય ધમસાણો જેવાં કાળાં પાણી અશ્રદ્ધાનું જગતના ઉત્થાનમાં શંકાનાં પડ ઉપર પડ નાખી પોતાનો પટ મ્હોટો ને મોટો કરતાંજ જાય છે. આમ જમણે શ્વેત ગંગા ઉછળી રહી છે. દૂર દૂરના ઘાટ ઉપર બેસી શ્વેત ગંગાનું નિર્મળ ગીત ગાતો કોઇ અલૌકિક જગન્નાથ પ્રવાહને પોતા તરફ ઉછળાવે છે. પ્રલય કાળે પેલાં શ્વેત અને પેલાં કાળાં પાણી સ્હામ સ્હામાં અફળાશે. કોઇ ચિત્રવિચિત્ર યુવાનો કાળાં પાણીના આચમન કરી આવી કાદવ કચરો ભેગો કરી લાવી કાંતો પેલા ગાયકને કે કાંતો પેલી શ્વેત ગંગાને મલિન કરવા વેગળા ઉભા ઉભા પણ ચારે પગે થઇ રહ્યા છે. કાદવ નાંખીને પણ શ્વેત ગંગા તરફ પોતાની પૂજ્ય બુદ્ધિ બતલાવે છે.

કિનારે ખડખચડા પત્થરે બેઠો બેઠો હું બધુંય જોતો હતો. એ પૂલ, એ સખિની અગાશી, એ મંદિર, એ સાધુ, એ બધું ગળવા લાગ્યું. સમુદ્રનાં મોજાં છેક હેઠળ સુધી અફળાવા લાગ્યાં. સ્હામુ એક ગળતી ટેકરી જેવું એક મોજું જોત જોતજોતામાં મ્હને તાણી ગયું. મનમાંથી તેમ દૃષ્ટિમાંથી બધું વિરમવા લાગ્યું. વધુ ને વધુ વિશ્વ ભૂતકાળમાં તણાવા લાગ્યું. વિશ્વની સ્વપ્ન સૃષ્ટિ થઇ ગઈ.

* *

ધીમે ધીમે ચંદ્ર શું કોઇ કિરણ આંખમાં પેસી કંઇક ઠંડુ તેજ કંઇક પેસું પીડે લગવા માંડ્યું. જરીક મ્હારી આંખ ઉઘડીને મીંચાઇ. ત્હેના ભીના ગાલ, ત્હેની પાછળ કાળા કેશ અને પાછળ ગન્ધ જેવો ચન્દ્ર લપાઇ રહ્યો હતો.

# જગત્.

લેખકઃ—મનુ ત્રિવેદી.

રાત્રિના અંધકારમાં હું રસ્તા પર ઉભો હતો ત્યારે તેણે આવીને મને કહ્યું: 'ચાલો, મારે ઘેર, આપણે મઝા કરીએ!'

નિદ્રામાં પડેલા જગતને આ યાચનાનું અસ્પષ્ટ શ્રવણ થયું. બારીઓ બધી ફડાક દઇને ઉઘડી ગઇ ને નિદ્રામાંથી જાગી ઉઠેલા બધા લોકો અમારી તરફ જોઇ રહ્યા.

સંસારનાં બળવાખોરો સમાં અમે બે ઘેર ગયાં અને જગત્ હેબક ખાઇ ગયું!

ધુમ મઝા ઉડાવવામાં અમે મશગુલ હતાં ત્યારે બ્હાર કોલાહલ થવા લાગ્યો, ને ઘરનાં બારણાં જોરથી ઠોકાયાં.

અમે બારીએ ગયાં ત્યારે ગગન ભેદી ગર્જના થઇ કે 'બ્હાર નીકળો!'

હસતાં હસતાં અમે સહુને પૂછ્યું: 'અનીતિજ દેખી રહ્યાં છો?' પણ ઉત્તર ન મળ્યો.

ટોળું હઠીલું હતું: અમારા ઘરને આગ લગાડવામાં આવી; થોડાજ સમયમાં અગ્નિની જ્વાળાઓથી ઘર આખું ઘેરાઇ ગયું.

અમે પાછલે બારણેથી બ્હાર નીકળી ગયાં. ઘર ભસ્મશાત્ થઇ ગયું.

'કમળો થયો હોય તેની આંખે બધું પીળું દેખાય, તેથી બીજા રંગોએ બ્હીવાનું નથી, તેઓ પીળા નથી, થઈ જતા' એવું કંઇક અમે ગાયું અને એકબીજાંની સામે જોઇ હસ્યાં.

પક્ષીઓ પોતાના માળામાંથી ઉતરી આવીને અમારૂં હાસ્ય તારાઓ પાસે લઇ ગયાં ને આકાશમાંના સર્વ તારાઓ એક સાથે ચમકવા લાગ્યા.

---

# ગુજરાત—એક દૃષ્ટિપાત.

પણ અરે? ગુજરાત ત્યાં ક્યાં છે?

જગતનો મહાસમારંભ ભરાય ને જુદજુદી પ્રજાઓને આમંત્રણ અપાય તો કોઇ કહેશો, ગુજરાત ત્યાં ક્યાં હશે? ભવિષ્યનો ઇતિહાસકાર ઇતિહાસ કોતરવા બેસશે, કોઇક ધુની ચિતારો જુદા જુદા રંગો વડે પ્રજાઓના ચિત્રો દોરશે કે મનુષ્ય કર્મનો હિસાબ રાખનાર ફિરસ્તો સરવૈયું રજુ કરશે ત્યારે કોઇ કહેશો કે ગુજરાત ત્યાં ક્યાં ઉભશે? રૂદનરાતી આંખે એમ કહેવાનો શું પ્રસંગ નથી કે ઓ ભલા ચિત્રકાર! ગુજરાતને ચિતરતાં ત્હારી પિંછી જરા આછે રંગે ચિતરજે, ઓ ભલા! ઇતિહાસકાર! ત્હારૂં કોતરકામ જરા ધીરૂં ધીરૂં કરજે ને ઇશ્વરી ફિરસ્તાઓ તો ક્યાં એમ માને એવા છેજ?

એમ સાંભળ્યું છે કે મહારાષ્ટ્રની પ્રજા એટલે ભેખડો જેવી અડગતા; રાજપુતો એટલે શૌર્યની કાન્તિ; બંગાળી એટલે બુદ્ધિ બળ ને પરદેશી એટલે સાહસની જીવન્ત મૂર્તિ; ગુજરાતમાં આજે દેશ સેવ નાં તો જૂથ જામ્યાં છે કોઇ કહેશો કે ગુજરાત એટલે?

વિશ્વ એક સહાયકારી મંડળ છે. ત્હેની એક પ્રજા બીજી પાસેથી કંઇક લે છે ને ત્હેને કંઇક આપે છે—મનુષ્ય દંપતી પેઠે જુદીજુદી પ્રજા અન્યોન્યની ખોટ પૂરી પાડે છે. યૂરોપ ને અમેરિકાનું

વિજ્ઞાન શિખી એશિયા ત્હેમને વેદાંતનું દુધ પીવડાવે છે; મુસલમાનોના ઝનુનના ઝમકારા ઝીલતું ભારત ત્હેના રૂદ્ર આત્મા પર આર્યત્વનાં અમી છાંટા નાંખે છે; જાપાનના હુન્નર ઉદ્યોગનાં બદલામાં હિન્દ ત્હેને ધાર્મિક ચેતન બક્ષે છે; આ ખંડ ખંડ ને દેશ દેશનાં યુગલ છે. પ્રાન્ત પ્રાન્તમાં યે એવાંજ યુગલ હોવાં જોઇએ. મહારાષ્ટ્રની અડગતા, બંગનું બુદ્ધિબળ ને રાષ્ટ્ર ચેતન, મુસલમાની ઝનુન ને ઉત્તર હિંદનું રસિક પૌરૂષ એ હિંદનું અણમોલું ઝવેર છે. એ સર્વને ઝીલતાં ઝીલતાં અન્યને આપણું કાંઇ બક્ષવું એ ગુજરાતનો પ્રાથમિક ધર્મ છે. ગુજરાત બીજાઓને શું આપશે?

કહે છે વસંત તો બધેય આવે છે પણ વન કુંજના વસંતની બ્હાર તો ઓરજ છે. અમ્હારી ગુણીયલોનું પણ એવુંજ છે. गेहे गेहे जंगमा हेमवल्लि । પણ ગુજરાતની ગુણીયલ તો નથી, મહારાષ્ટ્રમાં, બંગાલમાં કે ઉત્તર હિન્દમાં. એજ ગુજરાતીઓનું આશ્વાસન છે. કોઇ સ્વર્ગદેવતા ખંડખંડ ને પ્રાન્ત પ્રાન્તથી, સૌ કોઇનું હીર ઉધરાવે તો એ વિના ગુજરાત બીજું શું આપશે? અમ્હારા સાતજથરા ગુજરાતીઓ જગતના મહા સમારંભમાં આજે અમ્હારી ગુણીયલોથીજ શોભે છે!

—ને ગુજરાતનું કિશોર મંડળ? પણ સબુર! કાળાકાળા ભયંકર પડદાઓ ભલે ભૂત ને વર્તમાનને વિંટી લે. ખરેજ! ગુજરાતનું ભવિષ્ય તો એવું નથીજ. અસ્તુ!

બટુ ઉમરવાડિયા.

---

# રાષ્ટ્રીય શિક્ષણ
## અને
# ગુજરાતી સાહિત્યઃ

રાષ્ટ્રીય ચળવળને માત્ર સાહિત્ય દૃષ્ટિબિન્દુથી જોતાં બે વાત નજર આગળ આવ્યા વિના રહી શકતી નથી. ઘણી વખત કહેવામાં આવતું કે ગુજરાતીમાં, સઘળા વિચારો દર્શાવી શકાય એટલી શબ્દની સમૃધ્ધિ નથી અને તેજ કારણથી ગુજરાતીને જોસ વિનાની ભાષા ગણવામાં આવતી. છેલ્લા વર્ષમાં 'નવજીવન' મા જે તદ્દન સાદી અને છતાં અત્યંત જોસદાર ભાષા વપરાણી તે ઘટનાથી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા એક અગત્યનો બનાવ બનવા પામ્યો. આજ પહેલીજ વખત સિધ્ધ થયું કે બળ ભાષામાં નથી; જે હૃદયમાંથી ભાષા આવે છે તે હૃદયનું બળ ભાષામાં સાથેજ જન્મે છે. ગુજરાતી સંસ્કૃતમય કરી સાહિત્યના એક અગત્યના હેતુ–પ્રજાજીવનનો વિકાસ–તરફ આજ દિવસ સુધી સાહિત્યકારોએ લક્ષ ન આપ્યું. આજે તદ્દન સાદી ભાષાએ અદ્ભૂત શબ્દ ગાંભીર્ય સાથે જે સનાતન વીર્ય પ્રજામાં રેડ્યું એ વાતથી એમ સિધ્ધ થયું કે ગુજરાતી ભાષામાં જોસ છે; ભાષા વાપરનારમાં હૃદય બળ ન હતું. તદ્દન નિષ્પક્ષપાત રીતે, માત્ર સાહિત્યના વિકાસ તરફ દૃષ્ટિ રાખીને કોઇ પણ કહી શકશે કે નવજીવનની સાદી ભાષામાં જે અદ્ભૂત સામર્થ્ય પ્રગટ્યું અને જે કામ આજ વર્ષો થયાં ચાલતી રહેલી ચર્ચાને અંતે ઘણા સાહિત્યકારોથી ન થઇ શક્યું તે કામ–ભાષાને લોકપ્રિય બનાવવાનું–મહાત્મા ગાંધીએ ઘણા થોડા વખતમાં સિધ્ધ કરી બતાવ્યું. રાષ્ટ્રીય પ્રગતિનું, આ સહજ અને ગૌણ કાર્ય હતું. કોઇ દેશની ભાષામાં ઉમદા વિચારો

ને અદ્‌ભુત સામર્થ્ય, સ્વતંત્રતા વિના જન્મવાં મુશ્કેલ છે. રાષ્ટ્રીય શિક્ષણના કાર્યમાં, સાહિત્યકારો અને સાક્ષરોએ, શા માટે ભાગ લેવો જોઇએ એનો આ જવાબ છે, ગુજરાતીના સારા વાંચનારાઓ જાણે છે કે ગુજરાતીમાં હજી કોઇ સર્વદેશી ગ્રંથકાર થયો નથી, ગુજરાતી ભાષામાં જે કામ કાર્લાઇલ અને એમર્સને અંગ્રેજી સાહિત્યમાં કરી ગયા તે કામ કોઇએ કર્યું નથી. ગુજરાતી ભાષાના કોઇ પણ ભક્તે પ્રજાજીવનને તદ્દન જ નવીન ચૈતન્યનો સ્ફુલિંગ દર્શાવ્યો નથી.

એનું એક કારણ ચોક્કસ છે કે, ગુજરાતી સાહિત્યમાં રાષ્ટ્રીય દ્રષ્ટિબિન્દુથી કામ કરનાર કોઇ વિરલ સાહિત્યકારની હજી સુધી ખોટ જ છે. રાષ્ટ્રને માટે જ્યારે લગભગ બધી ભાષામાં, માનવકર્તવ્યના ઉત્તમ આદર્શો સાથે કારુણ્યની છાંટ મીલાવી, જન્મભૂમિ માટે કાંઇ ને કાંઇ લખાયું છે, ત્યારે, ગુજરાતીમાં એકાદ અપવાદ સિવાય એવું હૃદયસ્પર્શી મધુર સંગીત જ નથી. રાષ્ટ્રીય શિક્ષણનો સમગ્ર ભાર સાહિત્યકારોએ ઉપાડવાની એટલાજ માટે જરૂર છે કે સાહિત્યના વિકાસનું એ અત્યંત યોગ્ય સ્વરૂપ છે. સાહિત્યમાં નવીન ચૈતન્ય આવવાનો અને સાહિત્યોદ્ધાર થવાનો પણ તેમાં જ પુષ્કળ માર્ગ છે. જે જે સાક્ષરો 'ગુજરાતી સાહિત્ય પરિષદ'માં ભગીરથ યત્ન કરી રહ્યા છે, તેમણે આ સાહિત્યનો પ્રજાજીવન ઘડવાનો પ્રયત્ન વિચારવા જેવો છે.

અંગ્રેજી સાહિત્યમાં જ્યાં જ્યાં અદ્‌ભુત સામર્થ્ય પ્રગટ્યું છે ત્યાં ત્યાં છાપાની છાપ કરતાં કોઇના ચાલતા હૃદયની આખી છાપ પડતી હોય તેવું લાગે છે. ગુજરાતીમાં પ્રજાનું રાષ્ટ્રીયજીવન કેળવી શકે, એવું સાહિત્ય વિરલ છે. અને કોઇ પણ પ્રજાનું સાહિત્ય, જ્યાં સુધી પ્રજામાં રાષ્ટ્રીય સંસ્કાર ન હોય ત્યાં સુધી, સર્વદેશી નહિ બને. સર્વદેશી સાહિત્ય માટે અથવા શેકસપીઅરનો જન્મ માટે જે વાતાવરણની જરુર છે, તે વાતાવરણ જ રાષ્ટ્રીય જીવન વિના અશક્ય છે, માણસનું મન યાંત્રિક ધમાલમાંથી સાદા અને સ્વતંત્ર જીવન તરફ ન વળે, ત્યાં સુધી, જરુર મેઘદૂતનો પેલો મયુરને કંકણના ઝંકારથી ગેલ કરાવતી સ્વચ્છ આંગણામાં બેઠેલી હિંદુ રમણીનો શ્લોક, સમજ્યા વિના જ રહેવાનો. એવું બધું ભાષાંતર નકામું છે. કારણ કે એ ભાષાંતરમાં વાતાવરણ જ આવે નહિ. ગુજરાતમાં કાલિદાસને જન્મ લેવરાવવો હોય તો ગુજરાતી સાક્ષરોએ ત્રણ વાતની તૈયારી રાખવી: કાલિદાસને યોગ્ય માતા: કાલિદાસને યોગ્ય વાતાવરણ: અને કાલિદાસને યોગ્ય શિક્ષણ આ એક વાત સૌ કોઇ કબૂલ નહિ કરે કે હાલના ગુજરાતી ગ્રંથકારોના પુસ્તકોનું દ્વિતીય મુદ્રણ ભાગ્યે જ થાય છે. જે સડો મૂળ પ્રજાજીવનમાં જ છે તે સડો કાઢયા પહેલાં, ગુજરાતી સાહિત્યના સાક્ષરોના સર્વ યત્ન નિષ્ફલ થાય તેમાં નવાઇ નથી. પછી રા. નરસિંહરાવનો નૂપુર ઝંકાર કે રા. ન્હાનાલાલનું જયા જયન્ત કે રા. કેશવ હર્ષદ ધ્રુવનું વનવેલીનું નવીન સ્વરુપ પચીશ પચાસ પંડિતો વચ્ચે વંચાય એમાં નવાઇ નથી! સાહિત્યને રાષ્ટ્રીયબિંદુથી જોવાનો આ યત્ન આપણી ભાષામાં નવીન હશે, પરંતુ સમૃધ્ધ ભાષામાં એ જ દ્રષ્ટિબિંદુથી કામ લેવાય છે. કાલિદાસનું લખાણ નિરર્થક છે જો કાલિદાસને કોઇ ન વાંચે તો. કાલિદાસને વાંચનારો વર્ગ ત્યારે જ પેદા થાય કે કાલિદાસે હિંદુ સંસ્કૃતિનું જે વાતાવરણ દર્શાવ્યું છે તે વાતાવરણ કોઇ પણ રીતે પ્રજાજીવનમાં હોય તો. રાષ્ટ્રીય શિક્ષણ એ દેશની સંસ્કૃતિ માટે જે વાતાવરણની જરૂર છે તે વાતાવરણ પેદા કરવાનો સમર્થ પ્રયત્ન છે. એટલા જ માટે ગુજરાતી ભાષાના સમૃદ્ધ સ્વરુપમાં રસ લેતાં સાક્ષરો આ પ્રયત્નને પોતાનો જ પ્રયત્ન ગણે તો સાહિત્યનો ઉદ્ધાર જલ્દી થાય. જેમ ઇતિહાસમાં શિવાજી વિષે આપણે બધું ભૂલ્યા છીએ, તેમ સાહિત્યમાં, પ્રેમાનંદ અને દયારામના આભાસ જેવાં નામો

સિવાય, કંઇ અવશેષ રહ્યું નથી. આટલું જાણ્યા પછી ને રાષ્ટ્રીય શિક્ષણની જરૂરીઆત સ્વીકાર્યા પછી, એવો કોઇપણ માર્ગ નથી કે જે માર્ગે રાષ્ટ્રીય શિક્ષણને દેશ દઇ સાક્ષરો, આ યત્નમાંથી છટકી શકે !

ગુજરાતી સાહિત્ય પરિષદ હજી જે વિચાર કરત તે આજે કર્તવ્યમાં મુકાઇ ચૂક્યું છે. અલબત્ત સાક્ષરોએ આ પ્રયત્નમાં જોડાતાં કેટલોક આત્મભોગ આપવો પડશે, પરંતુ એટલું ચોક્કસ છે કે પછી ગુજરાતી ભાષામાં જોસ નથી એ ફરિયાદ ઉડી જશે ઘણી વખત ભાષા કૃત્રિમ એટલાજ માટે બને છે કે વસ્તુ તદન નિર્માલ્ય હોય છે. મનુષ્ય જે કહેવા ધારે છે તે એણે કર્યું હોય ત્યારે ભાષામાં સાદાઇ સાથે ગાંભીર્ય અને તર્ક સાથે જોસ કોણ જાણે કેવી રીતે મળી જાય છે. શબ્દ અંતે બ્રહ્મનું સ્વરૂપ છે, અને જ્યારે એના આવિર્ભાવ માટે યોગ્ય વાતાવરણ હોય ત્યારે અનંત સમય સુધી ચાલે તેટલું ગુપ્ત ચૈતન્ય તેમાં ભર્યું હોય છે. વિજ્ઞાન જાણે છે કે પરમાણુમાં અત્યંત સામર્થ્ય છે. કારણ કે તે સૂક્ષ્મ છે પરંતુ મૂળ તત્ત્વ છે. ભાષાનું સાદું સ્વરૂપ એ તેનું મૂળ સ્વરૂપ છે. જો ગુજરાતી ભાષાને અનંત સમય સુધી બીજી ભાષાઓ સમૃદ્ધિરૂપ માને તેમ કરવું હોય તો એક જ રસ્તો છે, અને તે રાષ્ટ્રીયશિક્ષણ દ્વારા પ્રજાજીવન ફેરવી, કાલિદાસ કે શેક્સપીઅરના જન્મ માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવાનો.

ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી.

---




## હાસ્ય—નિરીક્ષણ.

પૃ. ૨૯થી ચાલુ.

### ઉત્તમ હાસ્યઃ-

બુદ્ધિ વ્યવહાર, કલ્પના વ્યવહાર અને સંસાર વ્યવહાર—આ ત્રણેયના રાજ્ય નીગ્નીરાળાં છે. નિદાન બુદ્ધિ વ્યવહારની કક્ષાઓનું, કર્મ-કોટીનું નિરીક્ષણ કરીશું-તો આપણને એમ સહજ જ્ઞાત થશે કે—તે વ્યવહારની ગતાગમ માત્ર બુદ્ધિશાળી, સુશિક્ષીત અને ઉદાત્તનેજ પડે છે, અને તેમાંજ તેનું વ્યક્તિત્વ રસપાન કરે છે. માનસિક-તાત્વિક ને ધાર્મિક-વાર્તાવિનોદ કોને પ્રિય હોય છે?- માત્ર ઉપરોક્ત જનનેજ. કારણ આ પ્રકારના વાર્તાવિનોદનું વિનોદત્વ તેમની બુદ્ધિ તેમનું જ્ઞાન સહજમાં લઇ શકે છે, અને તેમની ઉદાત્તતા તેમને આ પ્રત્યે નૈસર્ગિક રીતે પ્રેરે છે. આમ પ્રેરકતા, યોગ્યતા અને કાર્યપરાયણતા—તેમને માનસવિહારી રાજહંસ બનાવે છેઃ આ રાજહંસનું, રસિકતા માનમસરનાં અમૂલ્ય મોતીના મોતીત્વનુંજ રસપાન કરે છે. મોતીના મોતીત્વનું રસપાન તેમને તેમની વિચક્ષણ બુદ્ધિજ કરાવે છે-આ પાન પ્રણાલિ વા રૂઢિબદ્ધ ન હોવાથી આ રસત્વનું રસપાન તેમની બુદ્ધિની ઉચ્ચતા, વિશેષ ઉચ્ચતા અને સર્વોત્તમ ઉચ્ચતાને આભેયભૂત છે ઉચ્ચ સંસ્કૃતિ ઉચ્ચ ભાવના, ઉચ્ચ વાસના. ઉચ્ચ વિચાર, ઉચ્ચ તત્વાલોચન વિગેરે આ બુદ્ધિવ્યવહારનાં, આ બુદ્ધિશાળી, સુશિક્ષીત ને ઉદાત્ત પ્રકૃતિનાં રસસ્થાન છે. આજ રસસ્થાનમાં તેઓ રચે છે—અને રસના રસત્વનું પાન કરતાં જીવનને વિકસાવે છે.

હવે આ બુધ્ધિ વ્યવહારગત રસ-સ્થાનપ્રદ રસપાન માનવજીવનના ઉચ્ચતમ આદર્શરૂપે સર્વથા, સર્વદા અને સર્વાનુમતે સ્વીકૃત થયેલી છે. કારણ પણ તેના સ્પષ્ટ અને સુવ્યક્ત છે. આ પ્રકારનું રસપાન, જીવનજીવન, જીવિત જીવન પ્રભુના ગૃહમાં, પ્રભુની પ્રભુત્વતામાં પ્રવેશ કરાવનાર આગાહીભર અગ્રદૂત, સ્વસ્થ સ્વર્ગપાથેય છે. સારાંશ કે આ પ્રકારનું રસપાન કરાવતા રસવ્યવહારો બુદ્ધિવ્યવહારો, ઉચ્ચ જીવનના ઉચ્ચ આદર્શપ્રદ વ્યવહારો ઉચ્ચતમ છે, અને તદ્દગત વાર્તાવિનોદ, હાસ્યવિનોદ પણ ઉચ્ચ સંસ્કૃતિભર, ઉચ્ચ ભાવનાભર, ઉચ્ચ વાસનાભર અને રસભૂયિષ્ટ હોવાથી ઉચ્ચતમ, ઉત્તમ છે.

(ઉપરોક્ત આદર્શ જીવન, ઉચ્ચતમ જીવન કંઇ સહજ પ્રાપ્ય નથી. પ્રત્યેક માનવ તે ઇચ્છે ખરો તેને માટે મથે ખરો, પણ તેને તે યોગ્યતા અને અધિકાર વિના બહુધા અપ્રાપ્ય થાય છે, તો તેનું ફળ દર્શન કંઇક જુદીજ કોટિમાં, જુદાજ પ્રકારમાં. આ ઉચ્ચતમ જીવન જીવવાનો અધિકાર, યોગ્યતા પૂર્વ જન્મમાં કીધેલ કર્મ વાસનાનાં બંધનથી બધ્ધ છે. હવે આપણા આ જીવનની તેવી યોગ્યતા ને અધિકાર અને આ ઉચ્ચ જીવન જીવવાની આકાંક્ષા આવા માણસના પ્રત્યેક વ્યવહારમાં આ તેની મહત્વાકાંક્ષા, આ તેની ઉદાત્તતા સુત સિધ્ધ હોવાથી અવસ્ય સ્ફોટ તો પામે છેજ, પરંતુ તેનું યથાર્થ વિલસન આ જન્મમાં પ્રાપ્ય કરેલ પ્રાપ્ત કરેલ સુશિક્ષિતતા, સુસંસ્કાર અને સદ્દસંગતિને આધેયભૂત છે. સારાંશ કે–આ જન્મ સિધ્ધ, સુતસિધ્ધ જન્મસિધ્ધતા, આ જન્મપ્રદ ખરાબ સંસ્કાર, ખરાબ સંગત અને માયામોહનાં માયિક આવરણે સ્પષ્ટરીતે દૃગ્ગોચર નથી થતી લક્ષ્ય નથી થતી, છતાં ગૌણરૂપે પણ તેના પ્રત્યેક જીવન વ્યવહારમાં આ તેની સુતસિદ્ધ જન્મસિદ્ધતા પોતાની ચમક ઝબકારો દીપાવે છેજ. હું કોણ અને આ શું? એમ તેને પ્રથમ વ્યવહારોમાં. અને પછીથી પ્રસંગાતીત પ્રસંગો પ્રેક્ષકને પણ એ તે કોણ? અને એ શું? એમ આગાહી કરે છે. સારાંશ કે: આ જન્મસિદ્ધ ઉચ્ચ જન્મસિદ્ધત્વપ્રદ પ્રત્યેક જીવનવ્યવહારનું વ્યવહારત્વ ઉચ્ચતમજ રહે છે–રહેશે. દૃષ્ટાંત તરીકે-પૂર્વજન્મના કર્મવાસનાદિના બળે એક પ્રકૃતિનું આમ પ્રકૃતિત્વ ઉચ્ચતમ આ જન્મે જન્મસિધ્ધ જન્મ્યું; પરંતુ આ જન્મમાં સંસ્કાર, સંસર્ગાદિ અસંસ્કૃત પ્રાપ્ત થયાં–તેના આવરણમાં અંજાયો; મૂઢ બન્યો. આ વખતે વામમાર્ગ–આદિ ખરાબ ને અધમ પણ તેના જીવનવ્યવહારમાં, બુધ્ધિવ્યવહારમા પણ ધાર્મિક યોગગત, ધર્મ ભાવના સ્વરૂપે તેની જન્મસિધ્ધ ઉચ્ચતા સ્ફોટ પામે છે. આ ધર્મભાવનાત્વનું દર્શન પણ ઉચ્ચતમ છે અને આ અધમ માર્ગે ચઢી ગયેલું જીવન પણ આદર્શ જીવન છે!

આ સર્વ વિવેચન કર્યા બાદ હવે આપણે 'ઉત્તમ હાસ્ય' તેને કહીશું કે જેમાં મનોવ્યવહારત્વ કારણભૂતે વ્યાપ્ત જણાઇ આવે છે. હવે આમાં બીજી બાહ્ય ઉપાધિને અમુક સારૂં વા નરસું લેખાય– તે જુદી વાત છે. ઉચ્ચતમ જીવનું જીવનત્વ દૃશ્ય કરનાર વ્યવહાર. વાર્તાવિનોદ; હાસ્ય ઉચ્ચતમ, ઉત્તમ હોય છે– તે આપણે જોયો, અને હવે તેવા હાસ્યને આપણે 'ઉત્તમ' ગણીશું.

હવે સ્થાયિ ભાવરૂપ રહેલો હાસ સાક્ષાત્કારથી પ્રકટ થઇને હાસ્ય રસ રૂપે નિષ્પન્ન થતાં અંગોઅંગમાં બળ પ્રસારી રહે છે. અને વિકાશ ફેલાવી રહે છે. આ બળને વિકાશનું બહિસ્ફોટન તે હસવાની ક્રિયા. આ ઉત્તમ પ્રકારમાં રસવ્યાપ્ત સ્થાન મન-આદિ હોઇ સ્મિત વા હસિત પ્રકારની હાસ્ય ક્રિયા. સ્થાયિ ભાવ રૂપે રહેલા તેને હાસ દૃસ્ય થાય છે.

સંસ્કૃત અલંકાર શાસ્ત્રમા હાસ્ય ક્રિયાના નીચે પ્રમાણે પ્રકાર વર્ણવ્યા છે. "હાસ્યના આત્મસ્થ અને પરસ્થ એવા બે ભેદ કહ્યા છે. આત્મસ્થ (હાસ્ય) (તે) માત્ર વિભાવ ( હાસ્ય ઉત્પન કરનાર કારણ ) જોઇ દ્રષ્ટાને ઉત્પન્ન થાય છે. બીજાને હસતો જોઇને જે વિભાવ ઉત્પન્ન થાય છે. તે હાસ્ય રસને પંડિતોએ પરસ્થ કહ્યો છે. વળી, એ (હાસ્ય) ઉત્તમ જનોને અને નીચ જનોને થાય (તેથી) તેના (એ રીતે) ત્રણ પ્રકાર છે. તેમજ બીજી રીતે છ ભેદ છે. ઉત્તમ પુરૂષમાં સ્મિત અને હસિત હોય એમ પંડિતોએ કહ્યું છે. મધ્યમ નરમાં વિહસન અને ઉપહસિત હોય. નીચમાં અપહસિતે અને અતિહસિત (હોય એમ) કહ્યું છે."

"ગાલ સ્હેજ ફુલે, કટાક્ષો પણ બહુ પ્રકટ ન થાય, અને દાંત દેખાય નહિં—એવો મધુર હાસ તે સ્મિત કહેવાય છે. જ્હાં, આંખ અને ગાલ એ પૂરેપૂરાં ફુલેલાં જણાય અને દાંત કાંઇક જણાય તો તે હસિત કહેવાય. શબ્દ કરતું મધુર કાલગત (સરખા કાળને અંતરે થતું વા કાયગત શરીર કમ્પથી પ્રસરતું) મ્હોં ઉપર રંગ આવ્યો હોય તેવું. સંકોચાયલી આંખોવાળું અને ખડખડ થતું (તે) વિહસિત કહેવાય. ખભા અને માથું નીચાં થાય. આંખોથી બાડું જોવાય, અને નસકોરાં પૂરેપૂરાં ફુલે—એવાં હાસને ઉપહસિત કહેવાય. અસ્થાને થયેલા, આંખોમાં આંસુવાળા, કંપતા ખભા અને કેશવાળા હાસનું નામ શાહઙર્ગદેવે અપહસિત કહ્યું છે. જ્યાં જાડો અને કાનને કડવો લાગે એવો અવાજ થતો હોય આંસુનાપૂરથી આંખો ભરાય ગઇ હોય અને પાસાં ઉપર હાથ કરી વળાતા હોય— એવું હાસ તે અતિહસિત."—(રસગંગાધર.)

નટુભાઇ.

---

## કન્યા કુમારી—શ્વેતબિન્દુ રામેશ્વર.*

ક્લારપન્ટ વેઇટીંગ રૂમ તા. ૨૪—૧—૨૧ સવાર.

**પરમ સ્નેહી હીરાલાલ,**

તમને વિગતવાર એક કાગળ ડીંડીગલથી તા. ૨૦મીએ બીડેલો તે તો મળી ગયો હશે. રામેશ્વરથી એક નાનો કાગળ તથા નટેશની છબી મોકલેલી તે પણ ઘણું ખરૂં મળી ગયાં હશે. તમારો એક કાગળ મદુરા મળ્યો છે. તેમાં તમે 'મદુરા શબ્દની ઉત્પત્તિ તથા આલવાઇ શબ્દનો ખુલાસો માંગ્યો છે. આ બાબતના જાણકાર માણસનો તો યોગ થયો નહિ, પણ સામાન્ય રીતે પુછતાં એમ જાણવામાં આવ્યું છે કે 'મદુરા' 'મધુરા'માંથી નીકળેલ છે. મધુરાનો સંસ્કૃત અર્થ તો તમે જાણો છો. 'આલવાઇ' શબ્દનો મદુરા સાથે આ પ્રમાણે સંબંધ છે. અહિં મીનાક્ષી દેવીનું સુપ્રસિદ્ધ મંદિર છે તે જે ભૂમિ ઉપર બાંધવામાં આવ્યું છે તે આલવાઇ ક્ષેત્ર કહેવાય છે. આલવાઇ ક્ષેત્રનો અર્થ સર્પની—સારા ખરાબ સર્પના—આદર કરે, પાલન કરે, સર્પને પોતામાં સમાવે તેવું ક્ષેત્ર—તામીલ ભાષામાં થાય છે. આથી વિશેષ જાણવા મળ્યું નથી.

અહિં પાંચેક કલાક ખોટી થવું પડે તેમ હોવાથી આ પત્રમાં મારા ડીંડીગલથી અહિં સુધીના પ્રવાસની ઝાંખી કરાવી શકીશ એમ હું ધારૂં છું. પંખી એક ઝાડેથી બીજે અને બીજેથી ત્રીજે ઉડે એમ અમારો પ્રવાસ થવાથી તમને સંતોષ થાય તેવું વિગત ભર્યું વર્ણન હું આપી નહિ શકું છતાં જેમ લખાય તેવું લખી નાંખું છું.

---

* "મદ્રાસ ઇલાકાનો પ્રવાસ" એ શિર્ષક નીચે પ્રકટ થયેલા લેખોનો ત્રીજો હપતો.

છેલ્લા પત્રમાં મદ્રાસીઓ વિષે મેં કેટલુંક લખેલું. આ બાજુએ તેઓના નિત્ય જીવનમાં એક રિવાજ ખાસ ધ્યાન ખેંચે એવો અને આપણે દાખલ કરવા જેવો છે. અહિં સ્ત્રીઓ પ્રાતઃકાળે વહેલી ઉઠી પોતાના ઘરનું આંગણું ખૂબ સાફ કરી પાણી છાંટી અને કેટલેક ઠેકાણે ગાર લીપી તે ઉપર સફેદ પાઉડરથી એવી સરસ આકૃતિઓ આલેખે છે કે, આપણને આશ્ચર્ય થયા વિના ન રહે. કોઇ પણ સાધન વિના માત્ર આંગળીઓથી સપ્રમાણ જાત જાતના આકારો ( Geometrical figures ) નાની નાની છોકરીઓ પણ કાઢે તે જોઇને કોને આનંદ ન થાય? સવારમાં વહેલાં શેરીઓમાં કે મોટા રસ્તા ઉપર નીકળો તો જ્યાં ત્યાં સૌભાગ્યવતી સ્ત્રીઓ કુમારિકાઓ યા વિધવાઓને આ સુન્દર કાર્યમાં રોકાયલી જુઓ. આ રિવાજ આપણે ત્યાં દાખલ થાય તો ઇચ્છવા યોગ્ય છે. આવી રીતે શણગારાયલું ગૃહાંગણ અતિથિનું સુન્દર સ્વાગત કરતું લાગે!

મદ્રાસીઓનો મુખ્ય ખોરાક ચોખા છે અહિં ચોખાનો પાક પુષ્કળ છે. લોકો ઘઉં ખાવામાં સમજે નહિં તેમ મળે પણ નહિં ચોખામાં દાળ નાંખે રાઇતાં નાંખે, આમલી નાંખે અને એમાં બીજા સ્વાદિષ્ટ પ્રવાહી પણ ભેળવે અને સાથે બે ત્રણ શાક કરે. સવારમાં (Breakfast) તરીકે ઉપલા, ધોસા અને ઇતલી નામની ત્રણ વસ્તુઓ ચોખાના લોટની બનાવેલી ખાવાનો આ બાજુ પ્રચાર છે. આ ત્રણે શરૂઆતમાં આપણને ન ભાવે, પણ પછી તો ટેવ પડતાં ભાવવા માંડે છે. આ બાજુ ચાનો રિવાજ નથી. પણ તેને બદલે કૉફી ઘરેઘેર દાખલ થયેલ છે. સ્ટેશન ઉપર ફરો તો પાલ (દુધ) કૉફીની બુમો સાંભળ્યાજ કરો. ખોરાકમાં આમલીનો ઉપયોગ બહુ મરચાં પણ બહુ ખાય તે આપણને માફક ન આવે.

અહિં દરેકના ત્રણે વખત લગ્ન થાય છે. અને ભાગ્યશાળી હોય ત્યાં પાંચ. પહેલાં લગ્ન તો નાનપણમાં આપણે ત્યાં બ્રાહ્મણોમાં થાય છે તેમ થાય. બીજાં લગ્ન તે (Nuptial marriage) આ લગ્ન પછી વર વધુ સાથે રહે અને સંસાર વ્યવહાર ચલવે. ત્રીજાં સીમન્ત લગ્ન મહોત્સવ હોય છે પણ અહિં તે લગ્ન તરીકે ઉજવાય છે. પછી જો દંપતી જીવન પતિની સાઠ વર્ષની ઉમર સુધી લંબાય તો ( Sixty years marriage ) અને તેથી આગળ જતાં એંશી વર્ષ લંબાય તો ( Eighty years marriago ) થાય. આપણે સાઠ અને એંશી વર્ષ લગ્ન થતાં નથી તે આ લોકોનો વ્યવહાર જોઇને દાખલ કર્યાં હોય તો કેમ?

આ બાજુ મદ્રાસની ઉપરના ભાગમાં લોકો તેલુગુ ભાષા બોલે છે. નીચેના ભાગમાં તામીલ બોલે છે. પણ હજી અહિં સૌરાષ્ટ્ર ભાષા છે. સાતસો આઠસો વર્ષ પહેલાં મુસલમાનોના જુલમથી કંટાળીને સૌરાષ્ટ્રમાંથી કેટલાક બ્રાહ્મણો અને અન્ય જ્ઞાતિના લોકો નાસી આવી અહિં વસેલા. આ બ્રાહ્મણો અહિંના મૂળ બ્રાહ્મણોથી હલકા ગણાય છે; કારણ માત્ર એટલું કે તેઓ મૂળ પરદેશના તેઓની સૌરાષ્ટ્ર ભાષામાં અને આપણી ભાષામાં મળતાપણું છે. અહિં બ્રાહ્મણોમાં આયર અને આયંગર બે જાત છે. આયર તે શિવભક્ત અને આયંગર તે વિષ્ણુભક્ત. આ બાજુ બ્રાહ્મણ અને અબ્રાહ્મણ વર્ગો વચ્ચે બહુ મોટા તડ તથા અણબનાવ અને જોવામાં આવે છે. ખાસ કરીને ત્રાવણકોર અને મલબારની બાજુએ બ્રાહ્મણો એટલે Intellectual Aristocracy. બ્રાહ્મણો ભણેલા વધારે અને પોતાની જાતને દુનિયાની બીજી પ્રજાઓથી બહુ ચડિયાતી માનનારા. જો બ્રાહ્મણો ભારી અધિકારી યા દિવાન હોય તો

આખું રાજ્યતંત્ર લગભગ બ્રાહ્મણોથીજ ભરાઇ જાય. આ સામે ખાસે કરીને ત્રાવણકોર રાજ્યમ અબ્રાહ્મણ વર્ગમાં ગણાતી નાયર કોમને મોટો વિરોધ હોય છે. આ નાયર કોમ તે આપણ ગુજરાતમાં નડિયાદ વિગેરેમાં જેવી પાટીદારની કોમ છે તેવી છે. આ નાયરોમાં કેળવણી પણ સારી, સુધરેલા વધારે i e. more westernised અને Social reformsના પક્ષકાર. તેઓ માંસાહારી હોય છે; Devorce માં તેઓ સંમત છે.

મદ્રાસી લોકોનું જીવન બહુ સાદું અને તે કેટલીક રીતે અનુકરણ કરવા લાયક. પોશાકમા ધોતીયુ પહેરે નહિ પણ કડ આસપાસ વીટે છે અને શરીરનો બાકીનો ભાગ ઘણું ખરૂં ઉઘાડોજ જોવામાં આવે. મોટા શહેરમાં સારા લોકો ખમીશ અથવા પહેરણ અને બેસ વાપરે. સ્ત્રીઓનો પોશાક જાડાં હાથના વણેલા વસ્ત્રોનો બનેલો અને ઘેરા લીલા, પીળા લાલ, કાળા રંગના ચટાપટાથી ભરેલો. આ પોશાક આંખને ગમેછે. સુંદર સ્ત્રી હોય તો સુરજમુખી ફુલ જેવી લાગે. આ પોશાકની મનોહરતા ત્રિવેન્દ્રમના સમુદ્ર તટ ઉપર મે વિશેષે કરીને અનુભવી. ત્રિવેન્દ્રમ્ નો સમુદ્ર તટ ઘણોજ રમણીય છે બે ત્રણ માઇલ સુધી સીધો સ્વચ્છ રેતાળ સમુદ્ર તટ અને સમુદ્ર જળ પણ નીલવર્ણ . હું ત્યાં સાયંકાળે પડોચ્યો. સંધ્યા સમયે, વાદળ ભર્યા આકાશમા સમુદ્ર પટ ઉપર લટકી રહેલા સૂર્યની કિરણાવલિની લીલા તો અદ્‌ભુતજ હોય છે. આ તટ ઉપર છુટી છવાઇ સ્ત્રીઓ આ બાજુના પોશાકમાં સજ્જ થયેલી જ્યાં ત્યાં બેઠેલી યા ફરતી હતી. તે બધી જાણે કે વિવિધ રંગી ફુલો અને પાદડાઓનો સમુહ ન હોય તેવી તે રેતાળ ભુમિમાં દેખાતી હતી આ દશ્યની મનોરતા તમે કલ્પી લેશો. આ બાજુ સ્ત્રીઓ જાત જાતનાં બહુ ઘરેણાં પહેરે છે- આપણી બાજુએ એટલા બધાં પહેરવાનો રીવાજ નથી.

હું ડીંડીગલથી તા. ૧૧ મીએ નીકળ્યો ત્રિવેદ્રમ્ તા. ૧૨મીની સવારના પહોંચ્યો તા૦ ૧૧મીની રાત્રિના મારા પર એક અકસ્માત થયો પણ તેથી સદભાગ્યે મને ઇજા થવા પામી નહિ. રાત્રિના દશ વાગ્યે એક સ્ટેશન આગળ મોહનલાલ થર્ડકલાસમાં બેઠેલા ત્યાં ડબામાં દીવા બુઝાઇ જવાથી તે મારૂં લેંપ લેવા આવ્યા. તેમને મે લેંપ આપ્યુ, પણ પોતાના ડબા નજીક જતાં તે ડબો ટ્રેનથી છુટો કરી નાખેલો તેને માલુમ પડયો. મને તેણે જણાવ્યુ અમારો તેમાં સામાન પડયો હતો. તેથી અંધારી રાત્રે અમે બન્ને ડબો શોધવા નીકળ્યા. અમે માત્ર ખમીશ અને ધોતીયા ભેર હતા. મુશ્કેલીએ ડબો મળ્યો; અંધારામાં આથડતાં સામાન હાથ લાગ્યો એક બેડીંગ મેં લીધું, એક કોથળો તેણે લીધો. બેડીંગ લઇને આગળ પડેલા પાટા હું ઓળંગવા ગયો એટલામાં તે બે પાટા વચ્ચે મોટા ખાડો હતો (આવા ખાડા એન્જિનની નીચેથી સાફ કરવા માટે આપણી બાજુએ પણ બે પાટા વચ્ચે ઠેકાણે ઠેકાણે હોય છે) તેમાં હું પડી ગયો. ખાડામાં કીચડ તેમજ ગંદકી. બે ઘડીક સાતમા નરકનો અનુભવ કરી લીધો. સીધો પડેલો તેથી હાથ યા પગ ભાગી ગયો નહિ. મને પડતો જોઇને સીગનલર દીવો લઇને આવ્યો. અને તેણે મારી પાછળ મોહનલાલ પડવા જતા હતા તેને અટકાવ્યા અમે બન્ને સામાન લઇ મુશ્કેલીએ અમારી ટ્રેનમા ચડી બેઠા. આ સાહસ દરમ્યાન ટ્રેન ચાલી ગઇ હત તો અજાણ્યા અપરિચિત ભાષાવાળા દેશમાં અમે જંગી નિર્ધન નિરક્ષર જેવા થઇ પડેલ પણ તેવો અનુભવ અમારા ભાગ્યમાં લખેલો નહિ. ત્રિવેન્દ્રમમા ક્યાં જવું તેની ખબર નહિ. મહારાજા છત્રમ્ (ધર્મશાળા) છે પણ ત્યા તો બ્રાહ્મણોનેજ ઉતરવાનો

અધિકાર. ગાડી વાળાએ ગુજરાતી છત્રમ્ કહ્યું તેથી ત્યાં ગયા અને સ્વસ્થ થયા. અહિં પણ જૈનોને ઉતરવાનો નિયમથી અધિકાર ન હોતો પણ શરૂઆતમાં અમારા જૈનત્વની ધર્મશાળા વાળાને ખબર નહિં અને પાછળથી તો બધું જોઇ લેવાય. તરતજ કન્યા કુમારી કેમ જવાય છે વિગેરેની તપાસ કરી સાડા દશ વાગે મોટર ઉપડતી હતી તેમાં ચઢી બેઠા. ત્રિવેન્દ્રમથી કન્યાકુમારી પંચાસથી બાવન માઇલ છે. ચાલીશ માઇલ મોટરમાં જવાનું પછી ઘોડા ગાડીમાં. મોટરનું ભાડું રૂ ૧)થી ૧ાા. આ બહુ સસ્તુ ગણાય. ત્રિવેન્દ્રમથી કન્યાકુમારી જવાની મોટરના રસ્તાનું શું વર્ણન કરે ? કુદરતી સૌન્દર્ય તો જાણે ઠાંસી ઠાંસીને ભર્યું ન હોય ! કેટલાયે માઇલ સુધી તો નાળીએરી, પપૈનસ ખજુરી અને સોપારીના ગાઢ વનમાંથીજ પસાર થવાનું. તે ઝાડીમાંથી વારે ઘડીએ દૂર રહેલી મલબાર ઘાટની પર્વત માળ ડોકીયાં કર્યાજ કરે અને તે પર્વત માળ પણ એવી સુન્દર લાગે કે જાણે હિમાલયનો કટકો ન હોય ? તે પર્વત માળ ઉપર વાદળો જ્યાં ત્યાં આળોટતાં દેખાય. ઘડિ કાળા વાદળોથી આકાશ ઘેરાઇ જાય; ઘડી સોનેરી તડકો આસપાસના પ્રદેશને ઉજાળે; નદીનાળાં તથા સરોવર જ્યાં ત્યાં આવ્યાં જ કરે. આમા ફરવાની કેવી મજા આવે ! કમળ–ગુલાબી કમળો–થી ભરેલાં સરોવરો અહિં જ પહેલ વહેલાં જોયાં. બાણભટ્ટની કાદંબરી વારંવાર યાદ આવે. કાદંબરીમાં જે વનશ્રીના ભવ્ય વર્ણનો આવે છે તેનો અહિંજ સાક્ષાત્કાર થાય, આ બાજુનું સર્વ કાંઇ કાલિદાસ, ભવભૂતિ અને બાણની મનોસૃષ્ટિનું પ્રતિબિંબ લાગે. લોકોના પોશાક પણ તેવાજ; અહિં મલબારમા ચામડીનો વાન ફરી જાય છે; સ્ત્રીઓ ગૌર વર્ણી જોવામાં આવે છે; પુરૂષો પણ સરસ જોવા મળે. આ બાજુએ જો ફરો તો મહાશ્વેતા, કાદંબરી, ચન્દ્રાપીડ, પુંડરિક, શકુન્તલા, પ્રિયંવદા, કમલિકા, લવંગિકા, મકરિકા, તમાલિકા આદિ સંસ્કૃત સાહિત્યમાં જ્યાં ત્યાં મળી આવતા પાત્રો જોવામાં આવે. કમળ ઘણાં; નાળીયેરનો પાર નહિ; ઝાડવું ડ પુષ્કળ; લોકોનું જીવન સાદું, ધર્મ પરાયણ. કન્યા કુમારી સાંજના બરોબર છ વાગે પહોંચ્યો. સૂર્ય આથમતો હતો, સંધ્યાનુ પ્રકાશપૂર આકાશમાં ભરેલી અભ્રાવલિઓ ઉપર છવાઇ રહેલું હતું; સમુદ્ર ઘુઘવાટ કરી રહેલો હતો અને નજીક તથા દૂર એકદમ સોનેરી દેખાતા સમુદ્ર પટમાં નાની મોટી નૌકાઓ ઝુલી રહેલી હતી. અહિં ભારતવર્ષનો છેડો આવ્યો; અહિંથી અપાર ઉદધિનો આરંભ થયો; અહિં બંગાળાનો ઉપસાગર અને અરબ્બી સમુદ્રનો સંગમ થયો; આ સ્થળનો મહિમા કેમ વર્ણવું ? પૂર્વ કે પશ્ચિમના દેશોમાં સફર કરતા વહાણોને અહિં પ્રદક્ષિણા કરવી પડે અને કન્યાકુમારીને નમન કરવું પડે. ભારતના ઇતિહાસની ચડતી પડતીનો આ મહાસાગર સાક્ષી છે; છતાં તેથી નિરપેક્ષ ભાવે આ મહાસાગર ભારત મૈયાનુ સતત પાદ પ્રક્ષાલન કરી રહેલ છે અને અપૂર્વ ભક્તિ ભાવે નિરન્તર ઘુઘવાટથી ભારત માતાના યશોમય અમર જીવનનું અવ્યાહત ગુણગાન કરી રહેલ છે. આવા અનેક કલ્પનાતરંગોમાં ડુલતા, ઝુલતાં મેં સંધ્યા ગાળી તેમજ રાત્રિ વિતાવી. અહિં બરોબર દક્ષિણ છેડે કન્યાકુમારિનું વિશાળ મંદિર છે અને તેમાં કન્યાકુમારીની અદ્ભુત સુન્દર મનોહર મૂર્તિ છે. અહિં ઉતરવા માટે ધર્મશાળાની સારી સગવડ છે. અહિં ત્રાવણકોર રાજ્યના આસિસ્ટન્ટ એન્જીનીયરનો પરિચય થયો. તેનો એક નાનો બાગ મંદિરમાં ચણતો હતો. તે બહુ રમ્ય પ્રકૃતિનો હતો. અહિંથી સવારના નવ વાગે નીકળ્યા. સાંજે ત્રિવેન્દ્રમ પહોંચ્યા. રાતે પદ્મનાભ સ્વામીના સુપ્રસિધ્ધ મંદિરમાં દર્શન કરવા ગયા. આ મંદિર બીજા મંદિરો કરતાં વધારે ચોખ્ખું અને સારી ઘટનાવાળું છે. અહિં મૂર્તિ શેષ નાગના

ઉપર સુતેલા પદ્મનાભ એટલે વિષ્ણુની છે. મૂર્તિ ચૌદ હાથ લાંબી છે. તેના દર્શન માટે ત્રણ દ્વાર છે. એકમાં મુખકમળ દેખાય; બીજામાં નાભિકમળ અને ત્રીજામાં ચરણકમળ દેખાય. આ મૂર્તિનાં દર્શન માત્ર ઉંચા વર્ગના હિંદુઓનેજ થાય છે. હું તો જૈન રહ્યો તેથી મને દર્શન કરવા દેવામાં ન આવ્યા. આવો ભેદ અહિં પ્રથમજ જોયો. રાજા બહુજ orthodox ધર્મશ્રદ્ધાળુ છે. દિવસનો મોટો ભાગ ધાર્મિક ક્રિયામાં ગાળે છે. અંગ્રેજનો સ્પર્શ થાય તો નાહી નાખે. આ મંદિર તેનુંજ છે. રાજમહેલની બાજુમાંજ છે. રાજા હંમેશાં સવાર સાંજ ઉઘાડે દિલે સર્વ પ્રજા સમક્ષ પદ્મનાભનાં દર્શન કરવા આવે છે. પોતાને પદ્મનાભદાસ કહેવરાવે છે. માથે મખમલની ટોપી ઉપર પદ્મનાભની પાદુકા રાખે છે. શંખ તેનુ રાજચિન્હ છે. પૈસાને અહિં ચક્રમ કહે છે. દિવાન બ્રાહ્મણ છે. વર્ણાશ્રમની દિવાલો અહિં બહુજ ચોક્કસ અને સુરક્ષિત છે. ઓછામાં ઓછા હજાર બ્રાહ્મણો રાજાના રસોડે જમે છે. જે રાતે અમે ત્રિવેન્દ્રમના મુખ્ય મંદિરમાં ગયા તે રાત્રિ મકરસંક્રાન્તિની હતી તેથી રાતે મંદિરમાં મહોત્સવ તથા વરઘોડો હતો. આખું મંદિર તેના દિવાથી બહુ સુન્દર રીતે શણગારવામા આવ્યુ હતું રાજા પોતે ઉઘાડા દિલે વરઘોડાના મોખરે હતો. અહિં અસલ દેશી સરણાઇ, ઢોલ, બંસી વિગેરે સાંભળવાનો લાભ મળ્યો. પાછળ ફુલની પાલખીયોમાં પદ્મનાભની ગરૂડની તેમજ વિષ્ણુની મૂર્તિ હતી. પાછળ બન્ને બાજુએ ૭ ૭ કુમારિકાઓ આપણી આરતિઓ હોય છે તેવી દિપિકાઓ ઉપાડી ચાલતી હતી અને વચમા રાજ્યદિવાન તથા પાછળ સ્ટેટના અધિકારીઓ ચાલતા હતા અને ભજનો ગવાતાં હતાં. કુમારિકાઓ દિપિકાઓ લઇ હારબંધ ચાલતી હતી તે ખાસ ધ્યાન ખેંચે તેવું હતું. તે જોતાં સહેજે પ્રાચીન કાળના રાજદરબારમાં જ્યાં ત્યાં સ્ત્રીઓના પરિચારિકા તરીકેના વર્ણનો સંસ્કૃત સાહિત્યમાં વાંચીએ છીએ તે યાદ આવ્યા વિના ન રહે.

કન્યાકુમારીના સંબધમા એક વાત રહી ગઇ. અહિં ત્રણ દેવીઓનાં ત્રણ મોટાં તીર્થ સ્થાન છે, કામાક્ષીનુ કાંજેવરમમાં, મીનાક્ષીનું મદુરામાં અને વિશાક્ષીનું કન્યાકુમારીમાં. કન્યાકુમારી તેજ વિશાક્ષી આ ત્રણે દેવીઓની કથા બહુ સરસ છે પણ અહિં તે જણાવવાને અવકાશ નથી.

બીજે દિવસે સવારે... .....નુ ઘર શોધી તેમને મળ્યો. કલાકેક બેઠો; બહુ આનંદ થયો સામાન્ય વિષયો ઉપર કેટલીક વાતો થઇ, બહુ સુજન લાગ્યા પણ ગરિબાઇ અને વણીઆતમાં નહિ ફાવવાથી અન્તરમાં પ્રગટેલી ઉંડી નિરાશાથી કંટાળી ગયેલા લાગ્યા. સ્ટેટમાં હવે નોકરીની શોધમાં છે અને થોડા વખતમાં મળશે એમ આશા છે. તે પોતાના સસરાને ત્યાં રહે છે. તે રાજ્યના મોટા અધિકારી છે તેમનો પણ પરિચય થયો. માણસ હુંશિયાર પણ બહુજ orthodox ત્રિવેન્દ્રમમાં મ્યુઝીયમ તથા ઓબઝરવેટરી બહુ સરસ છે. મ્યુઝીયમ જોયુ. ઓબઝરવેટરી જોવા વખત ન મળ્યો સાંજના ત્રિવેન્દ્રમથી ત્રણ માઇલ ઉપર આવેલ સમુદ્રતટ જોવા ગયો. આ વિભાગ બહુ રળિયામણો છે જે વિષે આગળ ઉલ્લેખ કર્યો છે. ત્રિવેન્દ્રમ મને બહુ ગમ્યું. આખું શહેર બગીચામાંજ વસેલું લાગે છે જ્યા ત્યા જાત જાતના ઝાડો દેખાય. ઘર નીચાં અને છુટાં. આપણા શહેરો જેવી ધમાલ કે ગરબડ નહિ આપણને એમ લાગે કે આપણે કોઇ જુદી સૃષ્ટિમા આવ્યા.

ત્રિવેન્દ્રમથી રાત્રે રેલમાં બેઠા. સવારે ગોસંકી નામના સ્ટેશને ઉતર્યા. અહિંથી ત્રણ માઇલ ઉપર કુત્તાલમનો સુપ્રસિદ્ધ ધોધ છે. તે જોવા ગયા આ ધોધનુ સૌન્દર્ય ત્યાં બેઠા કલ્પનામાં આવે તેમ નથી. હું તો જોઇને આશ્ચર્ય ચકિતજ થઇ ગયો. આખા પ્રવાસમા સૌથી સુન્દર અને દિવ્ય સ્થળ

જોયું હોય તો તે આજ. દૂરથી ધોધનો ધરધરાટ આપણને તેના સામીપ્યનું ભાન કરાવે. સદ્‌ભાગ્યે અમે ગયા તે અરસામાં આસપાસ સારો વરસાદ પડેલો તેથી ધોધનો વિસ્તાર બહુ વધેલો હતો. પાંચસો ફીટ ઉંચેથી જોસબંધ જળ પ્રવાહ જમીન ઉપર ધસી આવતાં બે ઠેકાણે વહેંચાય છે. અને તેને લીધે કેટલાય અન્તર સુધી જે શીતળ જળસિકર ઉડે છે તેમાં ભીંજાવાનો આનંદ અપૂર્વ છે. ધોધ એવો સફેદ-નિર્મળ કે આપણને એમ થાય કે આ પાણી નહિ પણ દુધજ પડે છે. આ ધોધ એટલે ઉંચેથી પડે છે છતાં તેની વિશિષ્ટતા એ છે કે તમે તેની બરાબર નીચે ઉભા રહીને નાહી શકો. પાણી તમારા ઉપર ધડધડ પડે છતાં તમને જરાય ઇજા ન આવે, પણ બહુ શાન્તિ અને આનંદ મળે. આ ધોધમાં સ્નાન કરવાથી લકવો, સંધિવા, ગાંડપણ, કોઢ અને ક્ષયરોગ નાશ પામે છે એમ કહેવાય છે. પાણીમાં ઘણી ધાતુઓ હોવાથી બહુ ગુણવાળું ગણાય છે. સ્વાદમાં બહુ મીઠું. આ એકજ પ્રવાહ ત્રણ ટેકરીઓ ઉપરથી અનુક્રમે પડતો હોવાથી તેના ત્રણ ધોધ બનેલા છે. ઘણે દૂર પહેલી ટેકરી ઉપરથી જે પ્રવાહ પડે છે તેને Honey fall કહે છે. આને Honey fall કહેવાનું કારણ એ કે આ ધોધની આસપાસ તેમજ ધોધ અને પર્વતના ગાળામાં ઘણા મધપુડા છે અને તેથી આ પાણી મધમિશ્રિત બનતું આવે છે. પછીની ટેકરી ઉપરથી પડતો ધોધ શંભાદેવી ફોલ કહેવાય છે અને અમે જે ધોધ સમીપ હતા તે કુતાલમ્ ફોલ કહેવાય છે. આ કુતાલમ્‌નો ધોધ જે ટેકરી ઉપરથી પડે છે તેની ટોચે જઇ આવ્યા. જળ પ્રવાહ બે ત્રણ વાર પગે ઓળંગ્યો. એ ટોચ ઉપરનું દૃશ્ય અતિશય રમણીય હતું મેઘદૂતમાં વાદળને ઉદ્દેશીને નીચેની ભૂમિઓનાં જે વર્ણનો કાલિદાસે કરેલાં તેવું અહિં જોવામાં આવે છે આ પર્વત પણ રામગિરિ ન હોય એવી ભ્રાન્તિ થાય છે. આ સ્થળ તીર્થસ્થાન ગણાય છે. અહિં પણ ધોધની બાજુમાં મોટું મંદિર છે. આ મંદિરને અગસ્ત્યના પરાક્રમ જોડે જોડવામાં આવે છે. અગસ્ત્ય ઋષિ અહિં રહેતા એમ કહેવામાં આવે છે. અમે અહિં ધરાઇ ધરાઇને સ્નાન કરતાં હૃદયમાં એવા દૈવી ભાવો તથા વિચારો પ્રગટેલા કે તે શબ્દોમાં જણાવી ન શકાય.

અહિંથી રાત્રે બાર વાગે મદુરા આવ્યા. મદુરામાં ત્રણ સ્થળ ખાસ જોવા લાયક. ત્રિમલ નાયકનો જુનો બંગલો છે. આ બાંધકામ ખાસ જોવા જેવું છે. અહિંના થાંભલાઓ બહુજ મોટા કદના છે. બીજું ટપ્પા ટેંક. આ બહુ મોટું સમચોરસ સરોવર છે. વચમાં બંગલો છે. અહિં વર્ષમાં જુદે જુદે પ્રસંગે મહોત્સવો થાય છે. ત્રીજું મીનાક્ષીનું મંદિર. બધાં મંદિરોમાં સૌથી મોટું અને ખાસ જોવા લાયક. બહુજ સરસ કોતર કામવાળી અનેક મૂર્તિઓ અને ગોપુરો પણ ઉંચાઇ તથા કોતર કામમાં અદ્વિતીય ચાર મોટા દરવાજે ચાર ગોપુર છે. ચારે ગોપુરમાં આખું પુરાણ આલેખાયલું છે એમ કહે છે બાકી આ બાજુનાં મંદિરો વિષે જે ઉલ્લેખો આગળ કરી ગયો છું, તે આને પણ લાગુ પડે છે. મદુરા કસબનું પણ મોટું મથક છે; અહિં બહુ વેપારીઓ છે અને કસબની સારી ખપતી છે મદુરામાં હાલ પ્લેગ ચાલે છે છતાં અમે તો ત્રણ રાત રહ્યા. સદ્‌ભાગ્યે જરાય અડચણ આવી નહિ.

મદુરાથી રામેશ્વર સ્વારી ઉપાડી. હિંદુસ્થાનનો આ બાજુએ ખરી રીતે કહીએ તો મંડપમ્ સ્ટેશને અંત આવે-મંડપમ્ વટાવીએ કે મોટા દરીઆનો પુલ આવે. પૂર્વ દિશાએ Bay of Bengal અને પશ્ચિમમાં Gulf of Mannar આ બંને અહિં મળે છે. પુલ બે માઇલ લગભગનો

છે; અસાધારણ બાંધકામ છે. આ પૂલ ઉપર ચાલતાં બન્ને બાજુએ મોટી મોટી શિલાઓ દેખાય છે. તે રામચન્દ્રે બાંધેલા સેતુના અવશેષે છે એમ શ્રદ્ધાળુ લોકો માને છે. રામેશ્વર ટાપુ છે અને તેનો એક છેડો દરિયામાં ઘણે સુધી લંબાય છે તેને ધનુષ્કોટિ કહે છે. રામેશ્વરના પ્રવાસ દરમિયાન વર્ષા દેવીએ અમારૂં ખુબ સ્વાગત કીધું. રામેશ્વરમાં આવવાની બાલ્ય કાળની ઝંખના આજ પુરી થઇ. આ ટાપુ બહુ રળિયામણો છે. સમુદ્ર કિનારે રામેશ્વરનું બહુ વિશાળ મંદિર છે અહિં એવુ કોતર કામ નથી પણ મંદિરનું planning ઘણું સરસ છે. લંબ ચોરસ મંદિર હોવાથી હારબંધ થાંભલામાંથી પસાર થતાં બહુ આનંદ આવે છે. અહિંના વિશાળ મંદિરોમાં દરવાજામાં દાખલ થવા બાદ મોટી બજારો હોય છે જ્યાં જાત જાતની કારીગીરીવાળી ચીજો, દેવોની છબીઓ અને પુજાની સામગ્રીઓ મળે છે. રામેશ્વરના મંદિરની બજારમાં દરિઆઇ સામાન—શંખ કોડી છીપલા વિગેરે—ની ઘણી દુકાનો છે. એ આશ્ચર્યની વાત છે કે આ સ્થળની પ્રતિષ્ઠા રામચન્દ્રને લીધે છે, છતાં અહિં મંદિરમાં પૂજા મહાદેવની થાય. વાર્તા એમ છે કે રાવણને માર્યા બાદ રામચન્દ્ર સહ કુટુંબ અહિં આવ્યા, અને મહાદેવની પૂજા કરવાની તેમને ઇચ્છા થઈ પણ શંકરનું લિંગ મળ્યુ નહિ. પછી સીતાએ દરિઆઇ વેળુકાનું શંકરનું લિંગ બનાવ્યું અને તેની પૂજા કરી રામચન્દ્રે આત્મ જીવનને સફળ કર્યું. તેજ શંકરની રામેશ્વરના મંદિરમાં પ્રતિષ્ઠા કરવામાં આવી છે એમ કહેવામાં આવે છે. ધનુષ્કોટિ અમે સાંજની ટ્રેનમાં સીલોન મેલમાં બેસીને ગયા. સીલોન મેલ દરિયામાં બાંધેલા પૂલ ઉપર જઇને ઉભો રહે છે અને ત્યાંથી ઉતારૂઓ સ્ટીમરમાં બેસી સીલોન તરફ રવાના થાય છે. અમે આપણા દેશના ઝુંપડાં જેવી ધર્મશાળામાં રાત રહ્યા. પવનનો સુસવાટ આવે અને તાડપત્રીમાંથી રેતી આપણા ઉપર પરે પણ આમાં વસવાનો આનંદ જુદોજ છે. સવારમાં ત્રણ માઇલ ચાલીને ધનુષ્કોટિના પોઇન્ટ ઉપર ગયા કે જ્યાં ભક્તો રત્નાકર અને રામચન્દ્રની પૂજા કરે છે. આસ્થળનું કાલિદાસે રઘુવંશના તેરમા સર્ગમાં અનુપમ વર્ણન આપ્યું છે તે વાંચજો આથી વધારે સારૂં વર્ણન કોઇથી થવુ અશક્ય લાગે છે. કન્યાકુમારી કે ધનુષ્કોટિમાં બીજાં ભૂશિરોથી સૃષ્ટિસૌંદર્યની દૃષ્ટિએ બહુ વિશેષતા છે એમ હુ કહેવા માંગતો નથી પણ આવાં સ્થળો સાથે કાળ કાળની આપણી ભાવનાઓ તથા વિચારોનાં બંધ બંધાયલા હોવાથી આપણો આત્મા આવા સ્થળોએ અપૂર્વ આનંદ અનુભવે છે. અહિં એટલે રામેશ્વરમાં વિશેષ મજા આવવાનું બીજુ પણ કારણ હતું. મારી સાથે મદુરાના અમારા બે ઘરાક વેપારી હતા. બન્ને જુવાનો રસિક હૃદયનાં હતા અને તેમાં એકને બહુ સરસ ગાતાં આવડતું હતું, તેથી તેઓની કંપનીને લીધે અમારો પ્રવાસ સવિશેષ આનંદજનક બન્યો.

રામેશ્વરથી મદુરા આવી ૭ કલાક રોકાઇ ડીંડીગલ આવ્યા. ડીંડીગલ નાનું શહેર છે પણ બહુ ગમે એવું છે. દક્ષિણ દિશાએ શ્રીમલય નામનો પર્વત આવેલો છે. આ પર્વત બહુ રમ્ય દેખાય છે. ત્યાંની હવા બહુ આરોગ્યજનક ગણાય છે. આ બાજુનું તે આબૅરાન કે મહાબળેશ્વર છે. પશ્ચિમમાં એક નાનો પથ્થરનો ડુંગર છે. ડુંગર ઉપર કિલ્લો છે. અહિં આર્કટના નવાબને અંગ્રેજોએ ઘેરો ઘાલેલો અને તેને હરાવેલો. ટકરી ઉપર મુસલમાનોએ જીર્ણવિશીર્ણ કરેલું એક મોટું મંદિર છે.

અહિં આ વખતે અસાધારણ વરસાદ પડેલો છે. અમે ત્રિવેન્દ્રમ જવા જે રાત્રે ડીંડીગલ છોડયું તે રાત્રે ત્રણ કલાક આસપાસ ખુબ વરસાદ પડવાથી, કેટલાક ભાગમાં રેલ ધોવાઇ જવાથી

અમે ડીંડીગલ પાછા આવ્યા, ત્યાં સુધી ડીંડીગલથી ઉપરના ઉત્તર વિભાગ સાથે રેલ ટપાલનો સર્વ વ્યવહાર બંધ થઇ ગયો હતો. હજુ ત્રીચીનાપોલીથી મદ્રાસ જવાતું નથી. ડીંડીગલથી ત્રીચીનાપોલી આવ્યા તે વચમાં બે ફર્લાંગ ચાલી બીજી ગાડીમાં બેઠા ત્યારે અવાયું. અહિં આજ સવારે આવ્યો છું. રાત્રે બેંગલોર પહોંચીશ. મને એમ લાગે છે કે મુંબઇ માર્ગ અનુકુળ થાય છે. જો તેવી ખબર બેંગલોરની ટપાલથી મળશે તો આ કાગળ સાથેજ હું મુંબઇ આવીશ, અને નહિ તો બે દિવસ રોકાઇશ તેથી હવે કદાચ આપણે થોડા વખતમાં પ્રત્યક્ષજ મળીશું. (સમાપ્ત.)

પરમાનંદ.

---

# નટરાજ.

આ અંકમાં મુખપૃષ્ટનું ચિત્ર 'નટરાજ'ની કાંસાની મૂર્તિનું છે. એ મૂર્તિ સતરમા સૈકાથી વધુ જુની છે. આ સુંદર મૂર્તિનાં વખાણ કરવાં નિરર્થક છે—એ એટલી પ્રાણથી સ્ફુરતી છતાં પ્રમાણ યુક્ત છે, એ એટલી ઉદારદાર છતાં સહજ સુંદર—પ્રયત્નરહિત છે. વ્યાવહારિક મનુષ્યને માટે, આમાં પરિચિત વસ્તુઓની સ્પષ્ટ સ્મૃતિ હોવાથી, તેમાં વ્યાવહારિકપણું પણ આવેલું છે. જરૂર આનો મૂર્તિકાર દક્ષિણના મ્હોટાં નગરોના શિવ મન્દિરમાં ઉછર્યો હતો. તે પોતે શિવ ધર્મી હતો, ને તે ધર્મની ક્રિયાઓથી સારી પેઠે જાણીતો હતો. મન્દિર સમીપ થતો દેવદાસીઓનો નાચ તે પ્રતિદિન નિહાળતો. આ તાલબધ્ધ નૃત્ય ને દેવદાસી તથા દેવની ભક્તિની સ્મૃતિ પરંપરાએ તેણે નાચ કરતાં શિવ (નટરાજ) ની ચારૂતા ને સુંદરતામાં પ્રકટ કરી. કારણ કે ધર્મ ને સંસ્કૃતિ, જીવન ને કલા, એ બધાં હિન્દુ સંસારમાં ઓતપ્રોત થયાં છે. જે કલા જીવનને સાંકળી શકે છે તે અસાધારણ સંસ્કારી પુરૂષને હિમ્મત વિનાની હોઇ શકે ખરી? નવી અને અપરિચિત નથી તેટલા માટેજ શું આ કલ્પનાસૃષ્ટિને તે ત્યાગશે?

આસુરી વૃત્તિ ઉપરના વિજયનો આવ સરલ ભાવ આ ચિત્રમાં સ્પષ્ટ જોઇ શકાય છે. મૂર્તિની આસપાસ તેની પ્રતિભાની તેજઆભા રૂપ વિંટળાયેલું સળગતા અગ્નિનું ચક્ર; પોતાની સ્થિતિ સમજાવતાં સાંકેતિક ચિન્હોવાળા ચાર હાથો ફડફડાટ કરી ઉડી રહેલું ઉત્તરીય; ને ગળામાં વિંટળાયેલો સર્પ;—એ બધું એકવાર જુઓ; અને પછી ખ્યાલ કરો કે બાળપણથીજ જાણે ગળથુથીમાં પવાઇ હોય તેમ વારંવાર સાંભળી સાંભળીને શિવની કથા જેના અંતરમાં કોતરાઇ રહેલી છે એવી આર્ય પ્રજાના હૃદય પર તે મૂર્તિ કેટલી સચોટ અસર કરી શકે?

નટરાજની આ મૂર્તિને લગતી બે કથાઓ છે. એક કથા એમ છે કે શિવજીએ નટરાજનું સ્વરૂપ લઇને પોતાની પ્રિયતમા પાર્વતીને રીઝવવા માટે પોતાના દૈવી ડમરૂના નાદ સાથે દેવોની સમક્ષ આ (મૂર્તિમાં જોવામાં આવતું) તાંડવનૃત્ય કર્યું હતું. શિવજીનું ડમરૂ એ વિષ્ણુના શંખની પેઠે પ્રાણરૂપ અને સર્જકશક્તિની સંજ્ઞા રૂપ ગણાય છે.

બીજી કથાનો સાર આ પ્રમાણે છેઃ એકવાર દશ હજાર ઋષિઓ સભા ભરીને વાદવિવાદ કરતા હતા; ત્યાં શિવજી રૂપ બદલીને ગયા. તેમને ઋષિઓ સાથે વાદવિવાદ થયો, તેમાં ઋષિઓ હારવાથી ચીડાયા ને ગુસ્સે થયા; અને તેથી તેમણે દ્વેષબુદ્ધિથી મંત્રબળ વડે શિવજીનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે એક વિકરાળ વાઘ ઉત્પન્ન કર્યો. વાઘે શિવજી ઉપર તરાપ મારી,

પણ તેમણે તો મંદમંદ હસતાં વાઘને પકડીને પોતાના હાથની ટચલી આંગળીના નખ વડે તેનું ચામડું ઉતરડી નાખ્યું; અને તે જાણે બહુમૂલ્ય વસ્ત્ર હોય તેમ ઉત્તરીયની પેઠે એ ઓઢી લીધું. આ પ્રયત્નમાં નાસિપાસ થવાથી ઋષિઓએ ફરીથી એક ભયંકર સર્પ ઉત્પન્ન કર્યો. સર્પ શિવજી ઉપર ધસ્યો; પણ તેને તો એમણે કાંઈ પણ આયાસ વગર પકડીને પોતાના ગળામાં વીંટાળી દીધો. ઋષિઓએ ફરીથી છેલ્લો પ્રયત્ન કરી ત્રિપુર નામનો એક ઠીંગણો, કદરૂપો ને બીભત્સ રાક્ષસ ઉત્પન્ન કર્યો. શિવજીએ તેને પોતાના પગ તળે દબાવી દીધો ને તેના બરડાની કરોડ ભાંગી નાખી તેનો નાશ કર્યો.

આમ, યાજકોની મલિન વૃત્તિઓ જે જે રૂપ ધારણ કરીને આવી હતી તેનો નાશ કરી શિવજીએ તાંડવ નૃત્ય આરંભ્યું. અને બધા દેવો તથા પશ્ચાત્તાપથી પુનિત થયેલા ઋષિઓએ તે આશ્ચર્યચકિત નયને નિહાળ્યું.

આ કથાનું રહસ્ય આપણે આમ ઉકેલી શકીએ:—માનવજાતિની વાસનાઓ-કરાલ-તામસશક્તિ-રૂપી વાઘનું તો તે ચામડું ઉતરડી પોતાના ઉત્તરીય તરીકે રાખે છે; મત્સર-અસૂયા રૂપી સર્પને તે નરમ કરી નાખી પોતાના કંઠમાં માળાની પેઠે ધારણ કરે છે; ને આસુરી શક્તિ રૂપ ત્રિપુરને પોતાના પગતળે સદા દબાવી રાખે છે, અને પછી પ્રભુનું લીલામય નૃત્ય અખંડ ચાલે છે.

D. B.




"પૃથિવી વલ્લભ."

"મૃણાલ ભાન ભૂલી ગઈ—તૈલપનું, નગરજનોનું, લોકલાજનું, ભિક્ષા આપવાનું. પાત્ર હાથમાંથી ફેંકી દીધું. ને દોડી મુંજના બેડીવાળા પગે વળગી પડી.

'ક્ષમા, કરો મહારાજ! પૃથિવીવલ્લભ! મ્હેં તમ્હને જીવતા માર્યા' કહી મૃણાલે મુંજના પગની રજ માથાપર મૂકી."

વિલાસની વૈરાગ્યશીલતાનો નાશ આટલા પ્રબળ પ્રત્યાઘાતથી થતો નથી. તેને આપણે જે છેલ્લી વાર જીવતી જોઇએ છીએ તે વખતે–૨૨ મા પ્રકરણને અન્ત ભાગે–તેના ભાવો આ શબ્દોમાં વર્ણવાયા છે: "તે ગયો, એટલે રસનિધિની વાટ જોતી તૃષાર્ત ચાતકી સમી વિલાસ ચારે તરફ જોઇ રહી."–'તૃષાર્ત ચાતકી,' પગે વળગીને રજ માથે મૂકનાર ઉન્માદિની નહિ.

પણ વિલાસનો પ્રેમ મૃણાલના પ્રેમ કરતાં ઓછો ઊંડો હતો એમ તો નહિ જ. તે હજી શિશુનો હતો, અને વિલાસને પોતાને પણ તે ક્રિયાની અધૂરી જ સમજણ હતી. આ કારણથી જ, રસનિધિ સાથેના હેના શરૂઆતના પ્રસંગોમાં કર્તાને "નવાઇ જેવું કાંઇ," "કાંઇ ન સમજાય એવા કારણથી" એવાં પદો વારંવાર વાપરવાં પડ્યાં છે. વિલાસનાં તે સ્પન્દનો તે હેની નિર્દોષતા અને અનુભવતાનાં જ પરિણામ. એ જ કારણથી તે રસનિધિની "રસિકતા"ની ફિલસુફીમાં પાપ અને કલંક જુએ છે. હેનાં આત્મગુંજનોમાં હેની આ રમ્ય મુંઝવણભરી દશા કર્તાએ આછા, માર્મિક કટાક્ષ સાથે વર્ણવી છે: "રસનિધિએ કહેલી 'રસિકતા'થી તે મુંઝવાઇ. એ તે શું હશે? હેને તે જાણવાનું મન થયું. હેણે મનને મારવા પ્રયત્ન તો કર્યો–રખેને તેમ્હાં કલંક હોય?......પણ તે જાણવામાં શું વાંધો હોઇ શકે? લક્ષ્મીદેવીએ નાટક પણ સાંભળ્યો હતો; હેના પિતા કવિઓ રાખતા હતા. ત્યારે એવા કવિને મળવામાં શું વાંધો?" સહધર્મચારનો કયો પ્રકાર ઉત્તમ છે તે વિશે તેને રસનિધિ સાથે મતભેદ પડે છે ત્યારે પણ, અનન્ય વૈરાગ્ય-ભક્તને છાજે તેમ તે રસ, આનન્દ કે પ્રેમ વિનાના શુષ્ક સહધર્મચારનો જ પક્ષ કરે છે. પણ સઘળી તકરારનો નિર્ણય બેજ વાક્યથી આવી જાય છે:—

"તમ્હે તો બધી ઉંધી જ વાતો કરો છો."

"ના. તમ્હને બધું જ ઉંધું શીખવવામાં આવ્યું છે."

મૃણાલવતીની ચાંપ નીચે ઘડાયલા વિલાસના સારા ય જીવનની અને તે જીવનમાં રસનિધિએ કરેલા સંપૂર્ણ પરિવર્તનની ચાવી પણ એ બે વાક્યોમાંથી જ જડી રહે છે.

મૃણાલની ઇચ્છા વિરુદ્ધ મુંજ પોતાનો પ્રભાવ તે ગર્વિષ્ઠ માનિની પર બેસાડે છે; રસનિધિની મોહિની વિલાસ પર એથી ઉલટી જ રીતે પ્રસરવા લાગે છે. રસનિધિ પોતે પણ શુષ્ક સંસારમાંથી યે રસ ઉપભોગવાને જેટલો ઉત્સુક છે તેટલો આ યુવાન તાપસીને પોતાના પક્ષમાં કરી લેવાને, દેખાઇ આવે તેવી રીતે તો, ઉત્સુક નથી જ. એક સિદ્ધ કલાપૂજકને છાજે તેવી રીતે તે વિલાસ સાથેના પોતાના સંવાદો દ્વારા પ્રેમની અને સુખની ફિલસુફીનો પરોક્ષ રીતે બોધ આપે છે; અને તે અસરકારક નીવડે છે. બંનેના પ્રથમ મિલન પછી "વિલાસ જ્યારે પાછી મંદિરમાં ગઇ ત્યારે પોતે કાંઇ બદલાઇ ગયેલી હોય એવું લાગ્યું; એટલું જ નહિ પણ સૂર્યમાં નવીન તેજ લાગ્યું. ઝરોમાં કાંઇ નવી ખુબીઓ લાગી–અને જપ કરવા બેસતાં જીવ અકળાયો." આ અકળામણ મને–ક્રમને હેની પાસે કાંઇક જોખમ ભરી સરખામણી કરાવે છે: "કવિને જોતાં આલ્હાદ પ્રસરી રહેતો. રાજકુંવરને જોઇ જોનાર ત્રાસતો." એ આલ્હાદ ને ત્રાસ બંને વિલાસના

ભાગમાં લખાયલા હતા. એક બાજુ રસનિધિ સાથેનો હેનો પરિચય વધતો જાય છે, હૃદય પુષ્પની પાંખડીઓ ઉઘડતી જાય છે, તેમ તેમ બીજી બાજુ હેના શાન્ત, સંયમી, સ્વસ્થ "પ્રેમી"ની નિષ્ઠુરતા વધવા માંડે છે. શિવાલયમાં જે એ પ્રસંગે સત્યાશ્રય અને રસનિધિનો અચાનક ભેટો થઇ જાય છે તે સમયે વિલાસના મનમાં શું થતું હશે તે કલ્પી શકાય છે. "તૈલપની ક્રૂરતા અને મૃણાલની સખ્તાઇ એ બન્ને લક્ષણોવાળું લોહી અને શુષ્ક નિયમોએ આપેલી કેળવણી, એ બેના. મિશ્રણથી બનેલા" અકલંકચરિતના ભયંકર સ્વભાવની અસ્પષ્ટ છતાં ઊંડી આગાહી કુમળા હૈયાની વિલાસને તે વખતથી જ થઇ હશે; પણ, આજ્ઞાનુસાર સંવનન કરનાર કુમાર સત્યાશ્રય એક દિવસ પોતાના માથાને ધડથી જૂદું કરવા જેટલો ઘાતકી બનશે એવો ખ્યાલ તો ઉન્મત્તતમ સ્વપ્નોમાં ય વિલાસવતીને કદિ પણ નહિ જ આવ્યો હોય!

આવી નિર્મળ મનની, ગભરૂ, "કાચી કેળ જેવી" પુત્રી પાછળ ઘેલી બનતી લક્ષ્મીદેવી એ કથાનું ગૌણ છતાં ઘણું વિશિષ્ટ પાત્ર છે. હેનું પ્રબળ અને ગૂઢ વ્યક્તિત્વ કથાના મ્હોટા ભાગમાં માત્ર અહિં તહિં ચમકે છે પણ અન્તભાગમાં પૂરેપૂરું પ્રકાશે છે. મહારાણી થવાને સરજાયલી તે વીરાંગના પોતાની એકની એક પુત્રીના ભાવિ હિતને ખાતર પરાધીનતા, અપમાન ને ન્હાનમ સહે છે, પણ પિશાચતુલ્ય કુંવર જ્યારે તે પુત્રીનો વિનાવાંકે શિરચ્છેદ કરે છે ત્યારે માતાના હૃદયમાં બહુ કાળથી ધૂંધવાતો "વિશ્વસંહારક કોપ" જ્વાળામુખીના અગ્નિરસની જેમ ઉકળીને ઉભરાય છે અને ચોપાસ કહેર વરતાવે છે. આ ઘટનાને લગતો પ્રસંગ રા. મુનશીની સબળતમ, લાક્ષણિક શૈલીમાં આલેખાયો છે અને સુરંગમાંના યુદ્ધપ્રસંગ કરતાં પણ વ્હડી જાય તેમ છે. તે યુદ્ધપ્રસંગ પણ ઘણી કલાથી આલેખાયો છે, તો પણ, પ્રતિભાયુક્ત ન હોય તેવા કથાકારને હાથે ય તે લખી શકાયો હોત. પરંતુ, "લક્ષ્મીદેવીએ તૈલંગણ કેમ છોડયું" એ પ્રકરણની ધગશ, ભવ્યતા અને ચિત્રાત્મકતા તો બીજી કોઇ લેખિનીથી અશક્ય જ નીવડે એમ લાગ્યા વિના રહેતું નથી. તે પ્રકરણ પર રા. મુનશીના વ્યક્તિત્વની જેટલી સ્પષ્ટ, સબળ અને સંપૂર્ણ છાપ છે તેટલી આ કથામાં તો અન્ય સ્થળે નથી જ, અને તેમની બીજી કથાઓનાં પણ થોડાં જ પ્રકરણો પર છે.

લક્ષ્મીદેવી સત્તાશાલી અને બુધ્ધિશાલી છે ત્યારે હેનો પતિ મુખ્યાંશે સામર્થ્યશાલી છે પત્નીની હાજરીમાં તે હમેશાં ઝાંખો પડે છે. પણ હેનું હૃદય વિશાળ છે; લક્ષ્મી કડવાશના જેટલા ઘુંટડા પાય છે તે તે શાન્તિથી, ખુશ મિજાજથી કે નામના જ રોષદર્શન સાથે પી જાય છે. વ્યવહારદક્ષ પુરુષ તરીકે તે સ્હમજે છે કે સ્વાતન્ત્ર્યની પુનઃ પ્રાપ્તિ માટે પગલાં ઉતાવળથી ભરી શકે તેમ નથી; અને યોગ્ય સમય આવતા પોતાના અતુલ આનુકૂળનો ઉપયોગ કરીને આત્મનિર્ણયના સિધ્ધાંતાનુસાર સ્વતંત્રતા સાધવામાં પણ તે પાછો પડતો નથી.

પ્રભાવહીન અને પ્રાથમિક વૃત્તીના ભક્ત તૈલપ વિશે ઝાઝું કહેવાનું નથી. મૃણાલવતીમાં અદ્ભુત પરિવર્તન થયું ત્યાં સુધી તેના હાથમાં તે રમકડું બનીને રહ્યો, પણ તે પરિવર્તન પ્રકટ થયું કે તરત બ્હેનના ઉપદેશાનુસાર ખીલવેલી નઠોરતાનો હેની જ પર પ્રહાર, કર્યો. આ કાર્ય હેણે મૃણાલના પતિત આત્માને ઉધ્ધારવા નહિ પણ રાજ્યની પ્રતિષ્ઠાને રક્ષવાના ઇરાદાથી જ કર્યું. હેને અમાપ સત્તાનો પતિ બનાવનાર તરફ સ્હેજે દયા દાખવવાને બદલે હેને રીબાવવામાં

તે આનંદ માને છે. પરંતુ આ ઘટનાને કદાચ મૃણાલના જ પૂર્વકૃત્યનાં Nemesis તરીકે ગણી શકાય: ભાઇના હૃદયમાં પોતે વાવેલ ક્રૂરતાનાં કૌવચનો સ્વાદ હેને જ ચાખવો પડ્યો.

(૨)

"પૃથિવી વલ્લભ"નું વસ્તુ ઇતિહાસમાંથી લેવાંમાં આવ્યું છે પણ તે કથા ઇતિહાસપ્રધાન નથી, માત્ર ઇતિહાસ વિષયક છે. અમુક ઉચિત ઐતિહાસિક પ્રસંગો અને પાત્રોનો ઉપયોગ થવાનું કારણ એટલું જ કે તે પાત્રો ને પ્રસંગોમાં, મનુષ્ય હૃદયની બળવાન લાગણીઓ લડાવવાની પોતાની માનીતી મોજ્જ્શોગવવામાં કર્તાને ઘણી સુગમતા થાય છે. "મુંજ તરફ અનેક નવલકથાકારો આકર્ષાયા છે તેમ હું પણ આકર્ષાયો," પ્રસ્તાવનામાંનું આ કથન સૂચવે છે કે આકર્ષણ માલવ-રાજના સમયમાં નહોતું; હેના અન્તર્ગત વ્યક્તિપ્રભાવમાં હતું. આ પ્રમાણે કથાનો કેન્દ્રસ્થ ઉદ્દેશ ઐતિહાસિક રીતરિવાજોનાં ચિત્રો કે સ્થળ વર્ણનો આલેખવાનો નહિ પણ સર્વકાલિક, સર્વદેશીય હૃદયોર્મિઓનાં રંગણ આલેખવાનો હોવાથી ઇતિહાસતત્ત્વ પાતળું અને જરૂર પૂરતું જ રાખ્યું છે. રા. મુનશીનો મુંજ ઇતિહાસના મુંજથી જુદો પડી આવે છે એ વિવાદનો ખુલાસો પણ આ દૃષ્ટિથી કથાને અવલોકતાં મળી રહે છે.

ત્યારે, "પૃથિવી વલ્લભ" મુખ્યાંશે માનવહૃદયનાં સૂક્ષ્મ અને વિવિધ પરિવર્તનોની કથા છે અને તેથી તેમાં વ્યતિકરને પાત્રાલેખનના સાધન રૂપ બનાવવામાં આવ્યા છે. સફળ અને ઉત્કૃષ્ટ પાત્રાલેખન માટે સાધવામાં આવેલી આ એકાગ્રતા કાંઇક અતિશયતા ધારણ કરતી પણ ભાસે છે. આ દોષને કર્તાની ઉત્કટ કલ્પના અને કલાચાતુર્ય જ ઢાંકી શકે છે; કોઇ ઓછા સામર્થ્ય લેખકના હાથમાં મૃણાલવતીનાં અને વિલાસવતીનાં આત્મગુંજનો અને મુંજ-મૃણાલ તથા રસનિધિ વિલાસના સંવાદો-જે સર્વથી કથાનો અર્ધ ઉપરાંત ભાગ રોકાયો છે તે-નીરસ અને કંટાળો ઉપજાવનાર બની જાત એ નિ:શંક છે. અને રા. મુનશીની કલા છતાં પણ તેમના ટીકાકારોને તે સંવાદો ને ગુંજનો પરથી "આર્મચેર અને લાઇબ્રેરીનું સ્મરણ" થયા વિના રહેશે નહિ. પરન્તુ અંતિમ ૭ પ્રકરણો તે સ્મરણને વિસ્મરણનું રૂપ આપી શકે તેમ છે. તે પ્રકરણોમાંના ઝડપબંધ બદલાતા પ્રસંગો સાહસો, પરાક્રમો, રક્તપાત, એ સર્વથી સત્તાવીશ પ્રકરણ સુધી ચર્ચાયલી રસજીવનની કિલ્લુરીની શાન્તિ અને કાર્ય સ્થિરતાનો ભંગ વળી રહે છે તથા સમતોલતા જળવાય છે.

ગ્રન્થકારની લેખનશૈલીની પરીક્ષા બે રીતે થઇ શકે-કલાદૃષ્ટિથી અને પાંડિત્યદૃષ્ટિથી. ગોવર્ધનરામ જેવા સિદ્ધ સાક્ષરની શૈલી પરીક્ષતી વખતે આ પ્રકારભેદ ખાસ લક્ષમાં રાખવાની જરૂર હોતી નથી, પરંતુ રા. મુનશીના સંબન્ધમાં તે ભેદ આવશ્યક અને ઉપયોગી છે.

"The style is the man" એ ન્યાયે કલાકારનો આત્મા હેની કૃતિમાં આવિર્ભાવ પામે છે. અને તેથી કર્તાની વિલાસપ્રિય, જ્વલન્ત ને પ્રબળ કલ્પનાનો પ્રભાવ તેમની શૈલી પર પણ સર્વત્ર પડ્યો છે. તે શૈલીને સ્વ. હાજીમહમ્મદે એક વાર સીનેમાની ફિલ્મ સાથે સરખાવી હતી. આ ગુણને લીધે અને સંસ્કૃત શબ્દોના ઠીક મિશ્રણ છતાં સચવાયલી સરળતાને લીધે રા. મુનશીની વાર્તાઓ ટૂંક વખતમાં યોગ્ય રીતે જ લોકપ્રિય થઇ શકી છે. વાચકને હેની ઇચ્છાથી કે ઇચ્છા વિરુદ્ધ પણ રસપ્રવાહમાં ઘસડી જતા આ જોમ ઉપરાંત, આ શૈલીની ચિત્રાત્મકતા પણ

ધ્યાન ખેંચે તેવી છે ગ. મુનશીએ પાત્ર કે પ્રસંગનું એક સરસ વર્ણન કર્યું કે તે દીર્ઘ કાળ સુધી આપણી કલ્પના પર મુદ્રાંકિત જ થઈ રહેવાનું. પ્રસ્તુત કથામાં બંદિવાન તરીકે નગરપ્રવેશ કરતા મુંજનું અપ્રતિમ વર્ણન આ કથનનું બહુ સુન્દર ઉદાહરણ છે

સાહિત્ય દૃષ્ટિએ તે શૈલીને અવલોકવાનો યત્ન કરવાની પોતાની યોગ્યતા વિશે આ લેખક કાંઇક શંકાશીલ છે. પણ ભગવાન્ પાણિનિના સ્વર્ગસ્થિત આત્માને વારંવાર નિર્દયપણે દુભવવાની ગ. મુનશીની ટેવ જાણીતી છે–ભવિષ્યમાં વખતે કહેતીરૂપ પણ થઇ પડશે. તે સમર્થ ભાષાશાસ્ત્રીના સમર્થ ગુર્જર વારસ તરીકે નરસિંહરાવ આ ઘોર અપરાધ માટે વાર્તાકારને "ક્ષમા આપી શકે તેમ નથી" એક પણ વિસ્મારી સમાલોચનામાં ગ્રન્થના વ્યાકરણ દોષ પર સૂક્ષ્માતિસૂક્ષ્મ ટીકા કરવાનું નહિ ચૂકનાર સાહિત્યધુરંધર "સાહિત્ય"કારે* પણ ગ. મુનશીના આ સાહિત્યપાપ ઉઘાડાં પાડીને પોતાનું કર્તવ્ય મનમાનતી તૃપ્તિસહિત બજાવ્યું છે સાધારણ વાતચીતમાં પણ આ કથાઓ માટે વાત થાય ત્યારે મ્હારા મિત્રો આ બાબત વિશે ઉલ્લેખ કરીને પોતાને નમ્ર કે ઉગ્ર અભિપ્રાય આપવાની ખાસ કાળજી રાખે છે–આ સર્વ વૈયાકરણી મહાવૈયાકરણીઓમાં મ્હારા જેવાનું સ્થાન ક્યાં? (સંપૂર્ણ)

ક્રિટિક.

---

# લૉટરી.

લેખક —ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

એક દિવસ ઑફીસથી હું ઘેર ગયો ત્યાં મારી સ્ત્રી ચંચળ અતિશય ઉશ્કેરાયલી સ્થિતિમાં ઓરડામાં આમથી તેમ ફરતી હતી. હું અંદર દાખલ થયો એટલામાંજ તેણે પૂછ્યું "પેલી ટીકીટ ક્યાં? એ ટીકીટ ક્યાં છે?"

"કઇ ટીકીટ? શેની ટીકીટ? એવું શું બોલે છે?" મેં પૂછ્યું.

"બસ, એ તો હું ધારતીજ હતી એવું તે આપણા નસિબમાં કોઇ દિવસ હોય પણ ખરૂં! જ્યારે નસીબ ઉઘડ્યું ત્યારે તમે ટીકીટ ગુમાવી!" આવું બોલીને તેણે રડી દીધું.

બારણાં આગળ પડોશીઓના દેખતાંજ રડવું શરૂ થવા માંડ્યો હતો તે અટકાવવા મેં ચંચળને હાથ પકડીને અંદર ખેંચી અને બારણું દઇ દીધું. પછી પૂછ્યું. "પણ તું પહેલાં કહે તો ખરી કે એ ટીકીટ તું શેની માગે છે? નાટકમાં જવાની કે સીનેમેટોગ્રાફની કે ટ્રેનની કે શેની? એકદમ રડવા માંડે એમાં શી સમજણ પડે!"

---

* તે જ અવલોકનમાંજે 'પૃથિવીવલ્લભ'ના અવલોકનમાં લક્ષ્મીદેવીને તેજપરાજ જોડે પરણાવ્યા છે (જુઓ "સાહિત્ય"નો જુનાઇ અંક) આજે તે વીરાંગના ફરી સજીવન થાય તો પોતાના શુદ્ધ સતીત્વ પર કલંક લગાવવા આ આરોપનો કેવો બદલો લે તે કલ્પના કરવા જેવું છે!

—ક્રિટિક.

"અરેરે! હજી તો તમે સમજતા પણ નથી! આપણને લૉટરીમાં બીજું ઇનામ મળ્યું છે-દિવાનખાનાનું ફરનીચર-પણ તમે ટીકીટજ ખોઇ નાખી. એટલે કહેવાથી પણ શો ફાયદો અને રડવાથી પણ શો ફાયદો!"

આ ઉપરથી મને યાદ આવી ગયું. હજી સુધીમાં મેં લગભગ ૫૦૦ લૉટરીમાં પૈસા ભર્યા હશે. કોઇકમાં પહેલું ઇનામ સાત લાખ રૂપિયાનું હતું તો કોઇકમાં પાંચ હજારનું હતું. કોઇકમાં મોટી મોટરકારનું હતું તો કોઇકમાં જીવતા સિંહની જોડીનું હતું. રૂપિયા અને મોટરકારનું તો જાણે સમજ્યા પણ સિંહની જોડી મને મળી હત તો હું શું કરત તેનો વિચાર તો મેં કોઇક વખતે કર્યોજ નહતો. અને મને લૉટરીમાંથી એક પાઇનું ઇનામ પણ મળવાનુંજ નથી એવી મારી ખાત્રી હતી તેથી ઇનામની જાત અને કિંમત જાણવાની હું કોઇ દિવસ દરકાર કરતોજ નહતો.

મારૂં નસીબ લૉટરીની બાબતમાં એટલું બધું હઠીલું છે કે કાંઇ કહેવાની વાતજ નહિ. એક વખત હું મારા ચાર મિત્રોની ચાર અને મારી એક એમ કરીને પાંચ ટીકીટ લઇને ઇનામો ખેંચવાને ગયો હતો. મેં પહેલાં મારા બે મિત્રો તરફથી પડીકાં ખેંચ્યાં- તો બન્નેમાંથી સારાં ઇનામો નીકળ્યાં; એટલે લોભાઇને ત્રીજી વાર મેં મારે માટે ખેંચ્યું તો પડીકું તદન ખાલી! પછી બાકીનાં બે મિત્રોનાં ખેંચ્યા તો પાછા બન્નેમાંથી ઇનામ નીકળ્યાં હતાં!

હું તરતજ બોલી ઉઠ્યો. "એમાં રડવાની કાંઇ જરૂર નથી. મારી પાસેથી ઝીણામાં ઝીણી વસ્તુ પણ કદી ખોવાતી નથી. માત્ર કયે ઠેકાણે મૂકી દેવાઇ છે એજ કદાચ મને યાદ નથી રહેતું." આટલું બોલીને મેં ઝડપથી કબાટો, ટ્રંકો, ઇસ્કોતરાં વગેરે ખોલવા માંડયાં. કોટ પાટલૂનના ગજવાં પણ શોધવાં બાકી નહિં રાખ્યાં. ધીમે ધીમે શોધનું ક્ષેત્ર મોટું થતું ગયું. ચંચળ પણ શોધમાં સામિલ થઇ. આખરે કલાક દોઢેક પછી ટીકીટ રસોડામાં અથાણાના દાબડાઓની રકાબીમાંથી મળી આવી.

અન્ય મનુષ્યોના ભોગે, હરામની મળનાર વસ્તુના વિચારમાં જે તરતનો આનંદ થયો તે શાંત પડતાં મેં આસપાસ નજર કરી જોઇ. અમારી નાની નાની ઓરડીઓમાં નવો સામાન મૂકવાની તલમાત્ર પણ જગ્યા ન હતી. આથી મેં પૂછ્યું: "એ ફરનીચર વેચીને બારોબાર પૈસા ઉપજાવી લઇએ તો?"

"તમારે ફાવે તેમ કરોને. ઘરમાં હમણાં જે ચીથરાં અને લાકડાંનાં ખોખાં પડયાં છે એ શાં ખોટાં છે!" ચંચળના આ જવાબથી, મારા નાટક જોવાના શોખ, સારાં સારાં લુગડાં, સેંટો, સાબુઓ વગેરે વાપરવાના ભોગે મેં ફરનીચરની જે સારી સારી વસ્તુઓ, સારી જાજમ, અને એક આરસીવાળું કબાટ આણ્યાં હતાં તેની આવી કદર થતી જોઇને હું ખિન્ન બની ગયો; પણ સ્ત્રીઓના અતિશયોક્તિ અને કટાક્ષયુક્ત ભાષણોથી હું છેક અજ્ઞાત નહતો એટલે એ વિષે હું વાતવિવાદમાં ઉતર્યોજ નહિં. વાતાવરણ શાન્ત થઇ ગયું અને અમે બન્ને સાંઝના અમારાં ઇનામ પેટે આવનાર ફરનીચર જોવા ગયાં. તે જોતાંજ મારા હાજા ગગડી ગયા. એ ફરનીચર કોઇ રાજમહેલને માટે હતું. મારા જેવા ત્રણ ચાર ઓરડીના બ્લોકમાં રહેનાર માટે હતુંજ નહિ. વાર્ડરોબ (એક પ્રકારનું કબાટ) માં ઘોડા પણ બાંધી શકાય તેમ હતું. મેં ચિંતા કરવાનું

વોડરોબ સ્ટેન્ડ પણ એટલા મોટા પાયા ઉપર રચવામા આવ્યુ હતુ અને સાધારણ રીતે પચાસ માણસની રસોઇ કરવાને માટે વાપરવામાં આવે તેટલું તો તેનું કુંડું હતું. આ સિવાય એક ડ્રેસીંગ ટેબલ શીજલમ હોય અને એસલના વખતમાં આરસા ટીંગાડવામાં આવતા હતા તેવડા આરસાઓવાળું પણ અમારે નસીબે હાજર હતું. આ ઉપરાત ચાર સાદી ગાદીવાળી ખુરશીઓ અને બે મોટી, લગભગ નાના-કદના પલંગ જેવડી, આરામ ખુરશીઓ હતી.

ચંચળ આનંદથી દિવાની બની ગઇ. બધાં આરસામાં પોતાનું મોં જોઇ વળી, અને દરેક ખાનામાં, દરેક વખારામાં પોતે શી શી ચીજો મૂકશે તે પણ તેણે નકકી કરી દીધું. માત્ર એક નાનું ખાનુ તેણે સ્નેહભાવે મારે માટે રહેવા દીધું. ચંચળે તો આ ફરનીચર તેજ રાતે અમારે ત્યા મોકલવામાં આવે તે પ્રમાણે ગોઠવણ કરવા માંડી પણ હું દૃઢતાથી સામો થયો અને આખરે બીજે દિવસે બપોરે આવે તે પ્રમાણે ઠરાવવામા આવ્યું, અને સાથે સાથે મારે પણ ઑફીસમાથી અડધો દિવસ રજા લઇને ઘેર જઇ પહોચવું એવું નકકી કર્યું.

અમે ઘેર ગયાં કે તરતજ ચંચળે આવનાર ફરનીચર ક્યાં અને કેમ ગોઠવવું એ વિષેની તૈયારીઓ કરવા માંડી. જે ઓરડીને અમે ડ્રોઇંગ રૂમ કહેવાની ધૃષ્ટતા કરતાં હતાં તે ૧૪ ફીટ પહોળી અને ૧૪ ફીટ લાંબી હતી પણ તેની ચચળને મુશ્કેલી હતીજ નહિ. તેણે તો તરતજ કહ્યું "જુઓ વાર્ડરોબ અહિ મઝાનુ રહી જશે અને ડ્રેસીંગ ટેબલ આ જગ્યે બરાબર ગોઠવાઇ જશે."

જે થોડુંઘણું ફરનીચર તે ઓરડીમાં હતું એટલાથી તેમા હાલવા ચાલવાની જગ્યા હતીજ નહિં પણ આવી ક્ષુદ્ર હકિકત સ્ત્રીઓના ધ્યાનમા આવેજ નહિં એ દેખીતુ છે.

બીજે દિવસે સવારે જમવામા ખીચડી અને છાશ અને તેમાં પણ ખીચડી લગભગ કાચી એટલુંજ હતું કારણ કે ચચળ અને અમારી ચાકરડી અમારા ડ્રોઇંગ રૂમના ફરનીચરને બીજે કોઇ પણ જગ્યાએ ખસેડવાના પ્રયાસમા ગુંથાઇ ગયાં હતાં. તે ફરનીચર વેચી દેવાની સૂચના મે કરી જોઇ પણ ચચળે તે ઉડાવીજ દીધી. "આપણે કોઇ મોટી જગ્યા લઇએ તો પાછું આવું ફરનીચર આપણને મળે કે?" આ જવાબથી મેં એ વાત છોડી દીધી.

હુ જ્યારે ત્રણ વાગે ઑફિસથી ઘેર પહોચ્યો ત્યારે ફરનીચરનુ ગાડુ આવી પણ પહોચ્યુ હતું. જીજ્ઞાસુ લોકોનું નાનુ સરખું ટોળું ગાડાની આસપાસ ઉભુ હતુ. ચંચળ ઉદ્વેગયુક્ત સ્થિતિમા બારણામા ઉભી હતી.

"અરે અહિં તો પચાતી થઇ છે આપણે શુ કરશું" તે બોલી "વાર્ડરોબ તો અંદર આવતુંજ નથી."

વસ્તુસ્થિતિ એવી હતી કે અમારા નાના સાકડા દાદર ઉપર ચાર મજુરો વોડરોબ સ્ટેન્ડ સહીત ફસાઇ ગયા હતા. દાદરના વળાંક સુધી પણ આ ચાર મજુરો અને આ વોડરોબ સ્ટેન્ડ શી રીતે જઈ શક્યા એ મારાથી સમજાતુ નહતું અલબત્ત, દાદરની આસપાસની ભીંતની સ્થિતિ કંઇ નજરે જોઈ શકાય એવીજ રહી નહતી. દાદરની પાસેના અમારા કુપમાંથી માત્ર વેપનુ ગોળીયું મહીસપાસન રહ્યુ ,, અને, તેપણ પોતાના અસલ સ્વરૂપમાં તો નહિંજ.

જ્યારે ચીલ ઘેરની આ સ્થિતિ થઇ ત્યારે વાર્ડરોબને તો આ દાદર ઉપરથી લઈ જવા યત્ન કરવો એ નકામુજ હતું. મેં અને પેલા ચાર મજુરોએ આ પ્રસંગ વિકાન બાબત

માટે વાડામાં સંભો ભરી અને આખરે એને બારીમાંથી ઉપર લઇ જવાનો યત્ન કરવો એવા ઠરાવ ઉપર અમે બહુમતીથી આવી શકયા. પણ બારી વાટે એને ઉપર ચઢાવવાને સાધન હાજર નહિં હોવાથી વાર્ડરોબ વાડામાંજ તાડપત્રીથી ઢાંકીને રાખવામાં આવ્યું અને મજુરો વિદાય થયા.

ચંચળ તો આનંદથી લગભગ ઉન્માદિની થઇ ગઇ હતી. અમારા સુવાના ઓરડામાં નજર નાખવાથી, યુદ્ધ સમયમાં કોઇ સિપાઇ બચ્ચાના તંબુનું સ્મરણ થતું હતું. કોઇ તદન નકામી વસ્તુની પેઠે મારો પલંગ એક ખૂણામાં જઇ પડ્યો હતો; નવાં ફરનીચરમાંનું ડ્રેસીંગટેબલ અમારા નાના કકેરાનાં એક પૂરાં બારણાંને અંતે તે ઓરડાની એક પૂરી બારીને ઢાંકી દઇને આખા ઓરડામાં અંધકારનું સામ્રાજ્ય પ્રસરાવતું ઉભું હતું, એટલે કકેરામાં જવું એ કેવળ અશક્ય થઇ પડયું હતું. પલંગની આસપાસ ખુરશીઓ એવી રીતે ગોઠવવામાં આવી હતી કે પલંગ ઉપર ચડવું હોય તો પ્રથમ સિંગલબાર કે ડબલબારની કસરતમાં પ્રવીણ થવુંજ પડે!

હું તે દિવસે કેવી રીતે પલંગ ઉપર જઇ પહોંચ્યો એ હવે મારાથી કહી શકાય તેમ નથી, પણ હું ત્યાં પહોંચ્યો ત્યારે મારા શરીર ઉપર કમમાં કમ તેર ઝખમો પડયા હતા. ધોતીયું અને પહેરણ ચીરાઇને લગભગ નકામાં થઇ ગયાં હતાં તેનો નફામાંજ! રાતે પણ ત્રણેક વખત ચંચળે મને કહ્યું: "જરા ઉઠીને જોઇ આવશો? મને લાગે છે કે જો કોઇની નજર પડી તો આપણું વાર્ડરોબ જરૂર ઉપડી જવાનું." મને કહેવાનું તો ઘણું મન થયું કે એવા કોના ભોગ લાગ્યા હોય કે આ વાર્ડરોબનો ભાર વેંઢારે" પણ એથી વાત વધી પડત એટલે મેં એટલેથીજ પતાવ્યું કે "તું એ બાબત નચિંતજ રહેજે. મારો જાન જશે તો પણ હું વાર્ડરોબ ચોરાવા દેવાનો નથી." બીજે દિવસે સવારે મળસ્કામાંજ મજુરો દોરડાં, ઘરેડીઓ વગેરે સામાન લઇને આવી પહોંચ્યાં અને અલ્પ સમયમાં વાર્ડરોબ ત્રિશંકુની પેઠે બારી અને જમીન વચ્ચે અધ્ધર લટકતું રહી ગયું; આસપાસના પડોશીઓ બારીએ ઉભા રહીને આ દૃશ્ય જોઇ રહ્યાં તેમની નિદ્રાનો ત્યાગ થવાથી તેમની લાગણી અમારા પ્રત્યે કાંઇક જુદાજ પ્રકારની થઇ ગઇ હતી. વાર્ડરોબમાં જાણે જીવ હોય અને તેમ છતાં અમે તેને આ પ્રમાણે દોરડાંથી ટાંગીને દુઃખ દેતાં હઇએ તેમ વાર્ડરોબની દયા ખાવાના અને અમને અને મજુરોને ગાળિપ્રદાનથી વધાવી લેવાના પ્રયાસો પણ થયા. બે માણસોએ તો આ વાર્ડરોબ બારી વાટે અંદર જશે કે નહિં એ બાબત શરત પણ મારી. કેટલાકોએ મજુરોને યંત્રશાસ્ત્ર વિશે સમજણ પાડવાનો અને ઘરેડીના દાખલાઓ કહી બતાવવાનો પણ યત્ન કર્યો.

ધીમે ધીમે વાર્ડરોબ બારી સુધી આવ્યું. મજુરો તો કમઅક્કલ હોયજ પણ મારા જેવા દીર્ઘદ્રષ્ટિવાળા પુરુષે પણ આ બાબતનો પ્રથમથી કેમ નિર્ણય નહિ કર્યો હોય એમને સમજાતું નથી. બન્યું એમ કે બારીમાંથી એ વાર્ડરોબ જઇ શકે એમ હતુંજ નહિં. અલબત્ત, બધાં માણસોએ આવી નજીવી બાબતમાં ધમાલ એટલી કરી હતી કે કદાચ હું મારી અપૂર્વ શક્તિનો ઉપયોગ કરતાં વિસરી ગયો હઇશ, કારણ કે શાંતિમય વાતાવરણમાંજ મહાપુરૂષોની શક્તિઓ વિકાસ પામે છે. પણ આ જગતમાં એવી શાંત રીતે અને ગંભીર રીતે વિચાર કરવા દેવાની તક્ક કોણ આપે છે?

વાર્ડરોબ પાછું નીચે ઉતર્યું. ચંચળે લગભગ રડવાની અણી ઉપર આવી જઇને કહ્યું: "ત્યારે આપણે એને નીચેના ઓરડામાંજ રાખીએ; એમાં શું!" મજુરો જ્યારે શ્રમથી એવી સ્થિતિમાં

આવી ગયા હતા કે તેમણે કાંઇ પણ ઉત્તર આપ્યા વિના અને મારી પણ સલાહ લીધા વિના નીચેના ઓરડામાં તેને ઘુસાડી દીધું. સુભાગ્યે તે અંદર પેઠું તો ખરૂં, પણ દાદરના કઠેરાના ડાંગા અને બારણાના ખૂણામાં એવી રીતે ફસાઇ પડ્યું કે તેને તે જગ્યાએથી જો ભીંત તોડવામાં આવે તોજ ખસે એમ થઇ પડ્યું. આખરે તેને તેજ જગ્યાએ વાર્ડરોબને રાખીને, મારી પાસેથી ઠેરવેલા કરતાં લગભગ બમણા પૈસા લઇને મજુરોએ રૂખસદ લીધી. આગલું બારણું તો દેવાઇ શક્યું હતું એટલે અમને ઝાઝી ચિંતા તો રહી નહતી. માત્ર દાદર ઉપર ચડવું હોય તો કઠેરા ઉપર ચઢીનેજ જવાય તેમ હતું! કઠેરા આગળ અમે ટ્રંકો ગોઠવીને કામચલાઉ પગથીઆં કરી દીધાં એટલે તે મુશ્કેલી પણ અમે ટાળી શક્યાં.

જમવાની સ્થિતિ તો એવીજ રહી હતી એટલે જે કાંઇ કાચું કોરું હતું તે ખાઇને હું ઑફિસ જવા નીકળી પડ્યો. સાંજે હું પાછો આવ્યો ત્યારે મને આવકાર આપવા ચંચળ હમેશની માફક બારણા આગળ ઉભી ન હતી એટલે હું પેલી ટ્રંકોના પગથીઆં ઉપર ચડીને દાદર ઉપર થઇને ઉપર ગયો; ત્યાં ચંચળ અને ચાકરડી મારા પલંગવાળા ઓરડામાં આખા ઓરડાને ઘેરીને ઉભેલાં ડ્રેસીંગ ટેબલને પૉલીશ કરવામાં મશગૂલ થઇ ગયાં હતાં. હું જેવો અંદર પેઠો કે તરતજ ચંચળે બૂમ મારી. "જો જો, જો જો! જરા સંભાળ તો રાખો! અમારી આખા દિવસની મહેનત ઉપર ધૂળ વળી જશે. હજી પૉલિશ લીધું છે."

"એ બધું તો ખરૂં પણ જમવાનું લીધું છે કે સૂકું?" મેં જરા હાસ્યથી પૂછ્યું.

"તમે એમ દરેક બાબતમાં મશ્કરી કરો છો તે ઠીક નથી લાગતું. આખો દિવસ મજુરી કરી તેને માટે શાબાશીને બદલે જમવાની વાત લાવો છો! હું અને ચાકરડી તો કાચું કોરું 'ખાઇ' લેવાના છીએ, અને તમારે તમારાં બહેનને ત્યાં આજનો દિવસ જમી આવવાનું છે. આમાં રસોઇનો ટાઇમજ ક્યાંથી મળે?"

"હા, એ યોજના ખોટી નથી. મારાથી આ લીલાં પૉલિશની વાસજ ખમાતી નથી." હું બોલ્યો.

"તમને તો બધી વાતમાંજ ચેનચાળા છે! આ પૉલિશ તો મેં આજે બાર બાટલી વેચાતી લીધી છે. એનો ચળકાટ તો જુઓ!"

જવાબ આપવાની શી હિંમત હોય તે જમવાની દરકાર કર્યા વિના હું સડસડાટ દાદરે ઉતરી પડ્યો. પણ ઉતાવળમાં નવા માર્ગની દિશા ભૂલ્યો અને વાર્ડરોબની સાથેજ જોરમાં અથડાયો. આથી ઉશ્કેરાઇને મેં મોઢામાં ને મોઢામાં વાર્ડરોબને બશેક સાત ગાળો ચોડી કાઢી અને પાછો નવા માર્ગે ઉતરીને બહેનને ત્યાં જમવા ગયો.

* * * * * *

વધારે લખવાની જરૂર છે? મોટાં મકાન માટે અમે શોધ કરવા માંડી પણ ભાડાંના પ્રમાણને લીધે અને તેમાં ફાવટ નીવડવાં નહિ. અનુક્રમે દિવસમાં દાદરથી નવા માર્ગે ઉતરવાની, ડ્રાઇંગ-રૂમને થાળાંના ખાંચા તરીકે વાપરવાની, ડ્રેસીંગ ટેબલને ઓશીકા તરીકે ઉપયોગમાં લેવાની અને વાર્ડરોબને એક નાની ઓરડી તરીકે વાપરવાની અમને ટેવ પડી ગઇ અને તે પ્રમાણે ક્યાં સુધી ચાલત તે હું કહી શકતો નથી; પણ એકાએકજ એક દિવસ

સાંજે હું ઓફીસથી પાછો ઘેર આવ્યો અને બારણું ઉઘાડ્યું ત્યાં મને સર્વ ખાલી ખાલી લાગ્યું. દાદરના નરા માર્ગનો ઉપયોગ કરવાની આવશ્યકતા રહી ન હતી. હું આશ્ચર્ય પામતો ઉપર ચડ્યો ત્યાં ધોબીના પાંજરા તરીકે ઉપયોગમાં લેવાતું વોશ-સ્ટેન્ડ પણ નહિ અને સુવાના ઓરડામાં એક ચક્રવે રાજ્ય ચલાવતું ડ્રેસીંગ ટેબલ પણ નહિ માત્ર ચંચળ હસકો ખાતી પલંગ ઉપર હતાશ વદને બેઠી હતી. પૂછતાં પૂછતાં કારણ જણાયું કે લૉટરી વાળાઓ બધા પૈસા લઇને અને ઇનામો જ્યાંથી લીધાં હતાં તેમને પણ પાઇ પરખાવ્યા વિના પલાયન થઇ ગયા હતા; એટલે ફરનીચરવાળાઓ આવીને અમારૂં ફરનીચર પાછું ઉઠાવી ગયા હતા.

તે દિવસ પછી ચંચળ લૉટરીમાં પૈસા ભરવાની સખત સામે છે અને સરકારે તેમજ ગાંધીજીએ એવી રીતે હરામખોરીને, આળસને અને લુચ્ચાઇને ઉત્તેજન નજ આપવું જોઇએ એમ દલીલથી પ્રતિપાદન કરવા યત્ન કરે છે.×

× અંગ્રેજી ઉપરથી.




## એશીઆઈ હૂણ.

 તા. ૯મી જુલાઇને દિવસે ફાર્બસ સાહેબના શતસંવત્સરીના પ્રસંગે તેમની છબિ પ્રેમાભાઇ હોલમાં ખુલ્લી મૂકતાં સાક્ષરવર્ય કેશવલાલ ધ્રુવે જે સુન્દર સંશોધનમય વ્યાખ્યાન આપણા પ્રાચીન ઇતિહાસના એક વિભાગ વિશે આપ્યું હતું તે "ગુજરાતી પંચ"ના રીપોર્ટ પરથી અહિં ઉતાર્યું છે:—

આપણે યૂરોપના હૂન લોકોને (Huns) ઓળખીએ છીએ; એશીઆઇ હૂણોને નથી ઓળખતા. આટીલાની તવારીખથી આપણે વાકેફ છીએ, પણ મિહિર કોલના જુલ્મથી અજાણ્યા છીએ. અહીં હૂણ લોકોએ જે ત્રાસ વર્તાવ્યો હતો તેથી વાકેફ નથી. અર્દાના હૂણનો કોઇ ગીબન થયો નથી. એમની હકીકત (૧) ચીનાઇ (૨) ઇરાની અને (૩) હિંદી એ ત્રણ ભાગમાં હું વહેંચું છું, અને એ દેશોના ઇતિહાસમાંથી કાંઇક છુટી છવાઇ હકીકતોમાંથી સંકલના અને અનુમાન વડે તેમનો આખો ઇતિહાસ નીપજાવવા ધારૂં છું.

હૂણોને કેટલાક મોગલો માને છે, કેટલાક તાર્તાર માને છે, અને કેટલાક બીજી જાતિના માને છે. ઇસ્વી સન પૂર્વે ચોથા સૈકામાં હૂણ ઉત્તર ચીનના છેવાડા ભાગમાં રહેતા હતા. મુગલીસ્તાનમાં રહેતા ન હતા. તેઓ કાચું માંસ ખાતા, એક સ્થાને રહેતા નહીં; ભટકતા. તેમની આંખો ભી ભરીએ તેવી અને આકૃતિ તિરસ્કાર ઉપજાવે તેવી હતી. ચોથા સૈકામાં તેઓ ચીનની ઉત્તરે રહેતા. તે વખતે ચીન સાત ભાગમાં વહેંચાયું હતું. છ ભાગ એક બાજુ અને સીન નામનો ભાગ બીજી બાજુ એમ વહેંચાયલાં હતાં. બાકીના છ વિભાગોએ સીન વિભાગ ઉપર એકત્ર થઇને ઇ. સ. પૂર્વે ૩૨૧-૧૮ માં સવારી કરી, ત્યારે હૂણે તેમાં ભાગ લીધો. પણ તેમાં સીન વિભાગની જિત થઇ. આ જિતથી ફુમલાઇને સીન વિભાગે

ઇ. સ પૂર્વે ૨૦૪ માં સામ્રાજ્ય સ્થપાયું. તેમનો પ્રથમ સમ્રાટ્ શી-હુવેન ટાઇ હતો. તેનો રાજ્યકાળ યશસ્વી હતો. તેણે ચીનનાં બધાં રાજ્યો તોડી નાખ્યાં, જાગીરદારી તોડી નાંખી, રસ્તા નહેરો વગેરે બાંધ્યાં પણ એક કામ ખોટું કર્યું. તેમનું ઐતિહાસિક સાહિત્ય બધું ફુંકી નાંખ્યું. અને તે ઉપરાંત હૂણ લોકોને તે સમ્રાટે દેશ તજવી મોંગલિસ્તાનમાં હાંકી કાઢયા. અહીં તેઓ એ પછી રહ્યા તેને લીધે ઇતિહાસકો ભૂલ ખાઇને તેમને મોગલ તુખમના ગણે છે ઈ સ પૂર્વે ૨૧૪ માં હૂણોનાથી રક્ષણ સારૂ સમ્રાટ્ શી-હુવેંગ-ટાઇએ ચીનમા મોટી દિવાલ બાંધી. તે કનસુહ સુધી લઈ જઇને કેટલાક વર્ષે પૂરી કરી

ઇ. સ પૂર્વે ૨૦૯માં, ઉપલા સમ્રાટથી હાંકી કઢાયલા હૂણોનો એક રાજા મો ટુન ગાદીએ બેઠો. તેણે જાપાની સમુદ્રથી વોલ્ગા કાંઠા સુધી રાજ્ય વિસ્તાર્યું. મો-ટુનના બાપે ચીનનો જે ઉત્તર છેવાડાનો ભાગ ખોયો હતો તે મો-ટુને જીતી લીધો; બીજી ૨૬ પ્રજાને જિતી, પણ આખા ચીનને સર કરી શકાયું નહિ એના પછી ઇ. સ. પૂર્વે ૧૯૪-૧૭૯ સુધી હૂણો ચીન ઉપર નિષ્ફળ સ્વારી કરે છે, પાછીને ઈ. સ. પૂર્વે ૧૭૦ મા કનસુહના પશ્ચિમ છેડે વસતી યુએચી પ્રજાને હાંકી કાઢી પોતે ત્યાં વસે છે, અને ઇ. સ પૂર્વે ૧૬૦-૧૫૦ મા યુએચી શકોને ખરેડી નરીક કાંઠામા અને તુર્કસ્તાનમા વસે છે.

ઈ. સ. પૂર્વે ૧૪૦ માં તેઓ વક્ષુની ઉત્તરે ઠરીને રહે છે. એ મામલા યુએચીને થ્યાનશાનની પેલી પાર હાંકી કાઢી હૂણ તરીમ કાંઠામાં વસે છે. હૂણ અને શકોનો પરસ્પર સંબન્ધનો ઇતિહાસ ચીન સિવાય યુરોપીઅનો પણ પૂરો પાડે છે રોમ રાજ્યમાં ઇ. સ ૭ માં શહેનશાહ ઑગસ્ટસના વારામા એક નકશો ચીતરાયો. તેમા અસલ Huniscite' લખેલુ. એ નકશો પછીથી ઇ. સ. ૩૬૬-૪૨૦ ના અરસાનાં ચીનાઈ સામ્રાજ્યમા આવેલો તેમાં ઉપર્યું નામ હતું પણ તે છોડીને ઓટોરોકોરાની પાડોશમાં 'Huniscythal' એવું નામ લખવામા આવ્યું છે. યુરોપીઅનો કહે છે તેમ ઇ. સ. પૂર્વે ૭ ની સાલના ઇતિહાસથી માનીએ તો ઈ. સ ૧ ના સૈકામાં હૂણો શકોની સાથે રહેતા. મદ્રાસના પ્રો. કૃષ્ણસ્વામી આયંગરે આ સંબન્ધમાં કેટલીક શોધો કરી છે ઓટોરોકોરા એ નામ આપણા મહાભારતમાં પ્રસિદ્ધ છે. તરીમ કાંઠા પ્રદેશ કાશ્ગર અને કારાકોરમની ઉત્તર કુરુનો પ્રદેશ કહેવાતો. ઉત્તર કુરુના બ્રાહ્મણો સંસ્કૃત શબ્દોનો ઉચ્ચાર હિંદુસ્તાનના બ્રાહ્મણો કરતાં વધારે સ્પષ્ટ રીતે કરતા. આ તરીમ કાંઠામાં હૂણો ઇ સ. પૂર્વે ૧૮૦મા આવ્યા હતા, અને ઇ. સ. પૂર્વે ૮૬ સુધી રહ્યા હતા. આ દરમ્યાન તેમને ચીનની ધુંસરી ઉઠાવવી પડી હતી. મિ આયંગર કહે છે કે ઈ. સ. ના ત્રીજા સૈકામા આવેલું હૂણનુ ટોળું અને તે પહેલાંનાં આવેલાં બે ટોળાં એ બધાંએ એકના એક જ હતાં યુએચી પ્રજા જે ઈ. સ પૂર્વે ૭૦ મા બાક્ટ્રીઆમા વસી હતી તેણે કુશાન અને બામિયન સુધી પાંચ નાની રાજ્ય સ્થાપ્યાં હતા. તેમનું રાજ્ય દમણગંગા સુધી પ્રસરેલુ હતું. ઈ. સ. પૂર્વે ૪૫ માં તેઓ નજરમા આવે છે અને પાનચાઉ નામનો તેમનો સેનાપતિ ખોતન, કુચ, કાશગર વગેરે જીતી લે છે તેઓએ એક બે વખત શક પ્રજાને હરાવી છે પણ રાજ્ય સ્થાપી શક્યા નથી. ઇસ્વીસન પહેલાનાં બે સૈકામાં કુશાન શહેનશાહો પણ બળમા હતા. તેમનો પહેલો શાહ મહાન કનિષ્ક હતો અને છેલ્લો શહેનશાહ અભિમન્યુ હતો આટલી વાત ઇ. સ. પૂર્વેની થઇ હવે ઈ સ. પછીની હકીકત.

## ઉત્તર હૂણ રાજ્ય.

ઇ. સ. ના ત્રીજા સૈકાની મધ્યમાં હૂણને ચીનમાંથી હાંકી કાઢવામાં આવ્યા અને તેઓ બાક્ટ્રીઆ સુધી વસ્યા. કુશાનો તે વખતે નબળા પડ્યા હતા. એટલે હૂણ શકદ્વીપની પાડોશમાં વસવા મંડયા. હૂણનું ને રાજુ એશીઆઇ હતું, યુરોપીય નહીં શક પ્રજાના રાજા એઝાન્સ કિંવા એગેઝીઝને હૂણોએ મારી નાખીને રાજ્ય જમાવ્યું. ખુતલ કિંવા હયથલમાં હૂણોએ લુંટ માટે ધાડ મોકલ્યાં. પણ ઇ. સ ૩૨ માં તેમની સામે હિંદુસ્તાનના ગુપ્ત રાજ્યના પ્રથમ ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યે સ્વારી કરી, સિંધુના સાત મુખ ઓળંગીને બલ્ખિસ્તાનમાં જઇ, ઉત્તર તરફ વળી ખુતલ-બલ્ખનો કિલ્લો જીતી લે છે ને હૂણોને

હરાવે છે, હૂણોની આ હાર પછી તેઓ ૨૫૦ વર્ષ સુધી હિંદુસ્તાનમાં પગ દબાવી શક્યા નથી. ચન્દ્રગુપ્તની હૂણો ઉપરની ચઢાઈનો ઇતિહાસ બરોબર મળતો નથી. ઇતિહાસકાર મિ. સ્મિથ આ ચન્દ્રગુપ્તને બીજો ચન્દ્રગુપ્ત કહે છે પરન્તુ ચાંદ્રદર્શનની સાલવારી, વિચારતાં બીજો ચન્દ્રગુપ્ત નહીં પણ પહેલોજ સંભવે છે. ચન્દ્રગુપ્ત મૌર્ય અને ચન્દ્રગુપ્ત ગુપ્તને ઇતિહાસમાં અન્યાય થયો છે. (અત્રે વ્યાખ્યાનકારે ચન્દ્રગુપ્ત પહેલોજ ચક્રવર્તી તરીકે થઇ ગયો છે. અને હૂણોને તેણેજ હાર આપી હતી એ માટે પુરાવા આપ્યા હતા તથા કનિષ્કના ઉતરાધિકારી અભિમન્યુએ ચાન્દ્રગોમિ નામના યુવકને દક્ષિણમાં મહાભાષ્ય શીખવા મોકલીને તેના અભ્યાસને પરિણામે ચાન્દ્રદર્શન કેમ રચાયું એ સંબંધમાં કવિ માઘના શિશુપાલ વધ અને કવિ બાણના હર્ષ ચરિત્રમાંના શ્લોકો ટાંકીને સાબિત કરી આપ્યું હતું કે યુરોપીય વિદ્વાનો હૂણને હરાવનાર તરીકે બીજા ચન્દ્રગુપ્તને માને છે તેમાં તેમની ભૂલ છે અને ચાન્દ્ર દર્શન લખાયા પછી ચન્દ્રગોમિના શિષ્ય વૃતિકાર વસુરાતે ચોથા સૈકાના પહેલા ચરણમાં એટલે કે ૩૨૦૦-૨૫-૧૫ માં વૃતિ લખેલી હોવાથી તેની સાલવારી પ્રમાણે ચન્દ્રગુપ્ત પહેલોજ હૂણને હરાવનારો હતો) વ્યાખ્યાનકારે ચન્દ્રગુપ્તની ચડાઇ બાલ્હીક એક બલ્ખ ઉપર થયલી જણાવી હતી અને યુરોપીઅનો બાલ્હીકને ભૂલથી પંજાબ કહે છે, એમ કહી, પંજાબ પર ચન્દ્રગુપ્તે સ્વારી કરી હોય તો પાટલિપુત્રથી પુરૂષપુરનો ધોરી રસ્તો મૂકીને દ્રાવિડી પ્રાણાયમની પેઠે સિંધુના સાત મુખ ઓળંગવાનું અને બલુચિસ્તાન જવાનું તેને રહ્યું નહોત એમ કહ્યું હતું. વ્યાખ્યાતાકારે એ વિવેચન દરમ્યાન ખબર આપી હતી કે-મહાભાષ્ય દિપિકાની એકજ નકલ અત્યારે જર્મનીમાં છે. તેનો ફોટો મદ્રાસ સરકારે લેવરાવ્યો છે. આગળ ચાલતાં વ્યાખ્યાનકારે જણાવ્યું હતું કે-ઇ. સ. ૩૫૦ ની સાલમાં ગુપ્ત રાજ્યના પ્રભાવને લીધે હૂણ હિંદુસ્તાનમાં ઉતરી શક્યા નહીં, તેઓએ ઇરાન ઉપર ચડાઈ કરી; ઈરાનીઓ નાસી ગયા, ઇરાનમાં હૂણે યુરોપીય હૂણોના જેવો ત્રાસ વર્તાવ્યો. પણ પારસીક રાજ્યે તે વખતે હૂણને મહાત્ કર્યા. શાહપુરે હઠાવ્યા. થોડો વખત શાન્ત રહી ૪૮૮ માં હૂણોએ ફરીથી ચડાઇ કરી. ઈ સ. ૫૦૩-૫૧૩ માં મરનાર શીરોજના પુત્ર ફેકોબાદે હૂણને હમેશને માટે ઇરાનમાંથી હાંકી કાઢયા. દરમ્યાન હૂણે દક્ષિણમાં હુમલા કર્યા અને ઇ. સ. ૪૦૦ ને આશરે તેમણે ગાંધાર જીત્યો.

ઈ. સ. ૪૫૦ માં તેઓ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા. તે વખતે કુમારગુપ્તે તેમને પરાજીત કર્યા. ૪૫૫ માં સ્કંધગુપ્તે તેમનો નાશ કર્યો. એ સાલમાં કહેવાય છે કે-સ્કંધગુપ્ત તેની માને એવી રીતે મળવા ગયો હતો કે-જેવી રીતે પૂર્વે કૃષ્ણભગવાન કંસનો નાશ કરીને પોતાની માતા દેવકીજીને મળવા ગયા હતા.

ઇ. સ. ૪૯૦ માં તોરમાણશાહે ગાંધાર ખાલસા કરી હૂણને હરાવ્યા. ૪૯૫ માં પંજાબ ખાલસા કર્યું. શાકલ નગરને તોરમાણે સીઆલકોટને બદલે રાજધાની તરીકે સ્થાપ્યું. હૂણો એ વખતે જંગલમાં નાસી ગયા. ૪૯૫ માં તોરમાણ સ્કંધગુપ્તને હરાવે છે. (અહીંથી વ્યાખ્યાનકારે જુદી જુદી ચોક્કસ સાલો આપીને ઠેઠ ઈ. સ. ૫૯૫ સુધીમાં ખુસરૂ નોશિરવાનની મદદથી તુર્ક ખકન ઉત્તર હૂણ રાજ્યનો નાશ કરે છે. ત્યાં સુધીની ઐતિહાસિક સર્વ વિગતો કહી હતી.) છેવટે ૬૦૬ માં ઉત્તર, મધ્ય અને દક્ષિણ-એ ત્રણે હૂણ રાજ્ય નાશ પામ્યાં હતાં. વ્યાખ્યાનકારે છેવટે જણાવ્યું કે-હૂણો આપણી સાથે કેવી રીતે રહ્યા એ હું હવે પછી એક જુદાં વ્યાખ્યાનમાં કહીશ. દરમ્યાન આજના વિષયનું તારતમ્ય એ છે કે-હૂણને યુરોપીઅનો મોગલ કે તાર્તાર કહે છે એ ખોટું છે એમ મેં બતાવી આપ્યું છે. હૂણોના પ્રવાહ ત્રણ હતા પણ તે જુદા જુદા હતા નહીં એમ પ્રો. કૃષ્ણ સ્વામી આયંગર કહે છે તેને હું સંમત થાઉં છું. બાલ્હિક એ પંજાબમાં નહીં પણ બલ્ખ ગણાવું જોઇએ અને હૂણને ૩૨૦ માં હરાવનાર બીજો ચન્દ્રગુપ્ત નહીં પણ પહેલો ચક્રવર્તી ચન્દ્રગુપ્તજ હતો. ચક્રવર્તી તરીકે ચન્દ્રગુપ્ત ગણાય. અશોક નહીં. સાહિત્યના ઇતિહાસની સાબિતીઓથી ચોથાથી છઠ્ઠા સૈકામાં હૂણોને લગતી હકિકત આજના ભાષણમાં મેં આપી છે.

# કોનો વાંક!

## એક આત્મકથા.

લેખક:
કનૈયાલાલ માણેકલાલ મુનશી.

### પ્રકરણ ૮ મું.
### આશ્રમમાં.

[ ૧ ]

મહાયોગીના વ્યક્તિત્વે મારા પર એવી તો ચમત્કારી અસર કરી હતી કે તેની સેવા કરી, તેણે આપવા ધારેલો શાન્તિનો મંત્ર ગ્રહી જીવન વિતાવવાની ઇચ્છા મારા હૃદયમાં થઇ આવી. અને જે પરિસ્થિતિમાં મને મુકવામાં આવી હતી તે પણ એ ઇચ્છાને પોષે એવી હતી.

આશ્રમની હવેલીની બાંધણી એવી હતી કે કેટલાક ખંડો બધાથી નીરાળા હતા. આ ખંડોમાં ઉંચી ભૂમિકાએ પહોંચેલા મુમુક્ષુઓજ યોગાભ્યાસ કરતા એમ મને કહેવામાં આવતું. આવા એક ખંડમાં મને રાખી. તે ખંડની બારીઓ અંદરના વાડામાં પડતી, અને ત્યાં ઘણી અવરજવર હતી નહિં.

મને આ નિર્જનતા ઘણી ગમી. સવારે હું મહારાજનું પ્રવચન સાંભળતી, અને પછીથી એક શાસ્ત્રી મને સંધ્યા કરાવવા અને સંસ્કૃત શીખવવા આવતા. બપોરે મને મન થતું તો આશ્રમના બીજા ભાગમાં બીજા ભક્તો રહેતા ત્યાં જતી. સાંજે ભજનમાં ને આરતીમાં અને રાત નિશ્ચિંત રીતે ઉંઘવામાં ગાળતી. શાન્તિ ને શાતાનું વાતાવરણ મારા હૃદય ને શરીરને પ્રફૂલ્લ બનાવી રહ્યું. મને લાગ્યું કે આ પ્રમાણે જો છ મહિના રહીશ તો જરૂર મારો ઉદ્ધાર થયા વિના રહેવાનો નથી.

ત્રીજે કે ચોથે દિવસે મને એક વિચિત્ર અનુભવ થયો. હું બપોરે ખાઇને મારા ખંડના નાના હિંચકા પર હિંચતી હતી–ને જાણે હું સ્તબ્ધ થઇ ગઇ હોઉં એમ લાગ્યું. બીજીજ પળે મારી નજર આગળ–જાણે સ્વપ્નામાં હોય એમ મહારાજની મૂર્તિ ખડી થઇ. તે આકર્ષક ને ભયંકર લાગતી. તેને જોઇ રહ્યા વિના મારો છુટકોજ નહિ હોય એમ મને લાગ્યું. હું હિંચકો ચલાવતી બંધ થઇ ગઈ. આ સ્વપ્નું દૂર કરવાના મારા પ્રયત્ન નિષ્ફલ ગયા. પાંચ મિનિટ મેં આમ જોયા કર્યું–ને હું ઝબકીને જાગી; મારૂં મન પાછું મારા કાબુમાં આવ્યું.

આવા જાગ્રત સ્વપ્નનો પહેલોજ અનુભવ થયો, પણ તેજ રાતે સુતાં પહેલાં ફરીથી તેવું સ્વપ્નું આવ્યું ને મહારાજને સદેહે મેં જોયા હોય એવું લાગ્યું. હું ગભરાઇ–મને મારૂં મન

નિર્બળ થતું હોય એમ લાગ્યું. મેં મહામહેનતે મહારાજનો વિચાર મનમાંથી દૂર કર્યો; પણ રાત્રે સ્વાભાવિક સ્વપ્નાંમાં મેં મહારાજને જોયા કર્યા. ત્યાર પછી દરરોજ દિવસમાં બે વખત મને આવા પ્રકારનું અનર્થંત સ્વપ્ન આવતું, અને તેને પરિણામે આખો દિવસ મહારાજની મૂર્તિનું ચિંતન મને ક્રમને થયા કરતું. બે ત્રણ દિવસે મને આ અનુભવ અસાધારણ, અને માત્ર માનસિક નિર્બલતાનું પરિણામ નથી એમ લાગ્યું.

[ ૨ ]

સાત આઠ દિવસ આ પ્રમાણે ગયા અને એક જાતનું શાંતાભર્યું વાતાવરણ મારી ચારે તરફ પ્રસરી રહ્યું. એક નવા અનુભવ તરીકે એ પરિસ્થિતિ ખોટી નહોતી, પણ મારું રાજસિક મન આવી કૃત્રિમ શાન્તિથી ઠરે એવું નહોતું. મારી ઇચ્છાઓ ને ઉર્મિઓ ધીમે ધીમે પાછી સતેજ થઇ, અને મને નિયમિતતા ને રસ વીનાના જીવનથી ભરપૂર આશ્રમ એક નવા પ્રકારનો કારાગૃહ લાગવા માંડ્યો,

આ લાગણી પેદા થવાનું મુખ્ય કારણ તો એ હતું, કે આશ્રમના બધા ભક્તો મહારાજ પછાડી ગાંડા થઇ ફરતા ને તેના જીવનમાંજ પોતાનું જીવન સમાવા મથતા પણ મારાથી તેમ થતું નહિ. મહારાજના પ્રભાવશાળી વ્યક્તિત્વ ને સર્વગ્રાહી વિદ્વત્તા જોઈ હું દિંગ બની ગઇ હતી; પણ જે જાતની ભક્તિ બધા આશ્રમનાં સ્ત્રી પુરૂષમાં સ્ફુરી રહી હતી તેવી મારા હૃદયમાં સ્ફુરી નહોતી. અને જોરજુલમથી મારી નજર આગળ ખડી થતી મહારાજની મૂર્તિથી મને ઉલટો કંટાળો થવા લાગ્યો હતો.

આઠમે દિવસે મને મહારાજે બોલાવા મોકલી અને એક નાના પણ સુઘડ ખંડમાં મને એક પાર્શ્વક લઈ ગયો. મહારાજ આવ્યા નહોતા એટલે મને એકલી મુકી પાર્શ્વક ચાલ્યો ગયો.

એ ખંડમાં એક મોટો આરસો ભીતમાં જડેલો હતો. તે જોઇ મને તેમાં જોવાનું મન થયું. ઘણે દિવસે આખા આરસામાં કરતાં, મને મારું રૂપ ઘણુંજ મોહક લાગ્યું. છેલ્લા થોડા દિવસની શાંતાથી મારા મોંઢા પર તેજ આવ્યું હતું; અને મારે માથે ટુંકા ટુંકાવાળનો રચાતો મુકુટ તે તેજને દુઃસહ કરતું હતું. હું આ સૌંદર્ય જોઈ ચકિત થઇ, ને શરમાતી ઉભી રહી.

એટલામાં તખ્તામાં દેખાતા એક ડાઘે મારું ધ્યાન ખેચ્યું. ઘડીમાં તે બિન્દુ કાળું થઇ જતું, ને ઘડીમાં પારદર્શક બની રહેતું. આરસા પાછળ ઉભું રહી, કોઇ તેની કલાઇમાં પડેલા કાણામાંથી મારા તરફ જોતું હતું. મને વહેમ પડ્યો કે કોઇ છાનામાંનાં મારી ચિકિત્સા કરતું હતું, હું ગભરાતી જોઇ રહી.

આરસાની પાછળથી કોઇ ખસી ગયું, અને તે ખસ્યો-ઉઘડ્યો. હું ચકિત થઇ પાછી હઠી. આરસો બારણા પર જડવામાં આવ્યો હતો, અને હવે બારણું ઉઘડતું હતું. મને સમજ નપડી કે મારે શું કરવું. હું કેમે કરી હિંમત રાખી ઉભી રહી.

બારણું બે ચાર આંગળ ઉઘડ્યું, અને તે તડમાં એક સ્ત્રીનું મોઢું દેખાયું. તે મુખ પર રૂપ, તંદુરસ્તી, જુવાની ને ઠસો સ્પષ્ટ દેખાતાં હતાં. તે સ્ત્રીની આંખોમાં ગભરાટ હતો. તેણે અશાન્તિથી આસપાસ જોયું, હોઠ પર હોઠ પીસ્યા ને ધીમેથી કહ્યું, "અહિંયાંથી બચવું હોય તો નાસી છુટ." હું ચિત્ત સ્થિર કરી જોઇ શકું કે જવાબ વાળી શકું તે પહેલાં બારણું બંધ થઇ ગયું. ને

ન સાથે આરસો જડાઇ ગયો. હું એટલી ગભરાઈ ગઇ હતી કે જ્યારે હું સ્વસ્થ થઇ ત્યારે અનુભવ ખરો હતો કે બે પલનાં સ્વપ્નામાં મેળવ્યો હતો તેની ખાત્રી થઇ નહિં. મેં આરસાના યમાં જ્યાં ડાઘ દેખાયો હતો ત્યાં ધ્યાન પૂર્વક જોયું, પણ ત્યાં કાચમાંથી આરપાર દેખાતું હતું.

"નાસી છુટ!" શા માટે? શું અહિંયા કાંઈ દગો છે? મહારાજ જેવા પવિત્ર ગુરૂના આશ્રમમાં મને કોણ ને કેવી રીતે દગો કરી શકે? મને લાગ્યું કે યાં તો આ બધો ભ્રમજ હતો કે કયાં તો એ સ્ત્રી ગાંડી હતી. ગમે તેમ હોય પણ મહારાજ સાથે સાવચેતીથી વાત કરવાનો મેં નિશ્ચય કર્યો.

થોડી વારમાં મહારાજ આવ્યા ને ત્યાં એક હિંચકો હતો તેના પર બેઠા. હું પગે લાગી અને સામું બાંય પર બેઠી.

"કેમ છે? તેણે હસીને મને પુછ્યું."

"ઠીક છે, આપના આશ્રમના નિયમોને અનુસરૂં છું."

"શાંન્તિ વળવા માંડી કે નહિ?" તેણે પૂછ્યું.

"કાંઇક જીવને શાન્તિ છે, પણ સંતોષ નથી."

"તે કેવી રીતે?"

"મને લાગે છે કે આ પ્રમાણે હું રહું તો તમારા આશ્રમના વાતાવરણમાં દુઃખ વિસારે પાડી શકું. પણ હાલ તો એક કેદખાનું છોડી બીજામાં આવી હોઉં એમ લાગે છે?"

"એમ?"

"હા. ત્યાં મારો સંસાર અને અહિંયા તમારા નિયમો-મારી નજરમાં આવે તેમ તો એમાંથી એક કરવા દેતાંજ નથી"

"બાઇ! તારૂં મન સ્વચ્છંદી થઇ ગયું છે"

"મહારાજ ક્ષમા કરો" મેં નમ્રતાથી કહ્યું. "મને દુરાચારનો મોહ નથી; મને ખાસી લાલસા નથી; મને મોજ શોખ નથી. પણ શુદ્ધ હૃદય રાખી. મારી ઇચ્છા પ્રમાણે રહું, હરૂં ફરૂં, ને ભોગવું એ મારે જોઇએ છે. એનો અહિંયા નથી ને ત્યાં પણ નહોતું"

"આ તારો ભ્રમ છે. જે સ્વાતંત્ર્ય ને જે સુખ ભક્તિયોગમાં તને મળશે તેવાં બીજાં કયાંય પણ મળવાનાં નથી. નરસિંહમહેતાને સંતોષ નહોતો? મીરાંબાઇને સ્વાતંત્ર્ય નહોતું? કુંભારાણાને ત્યાં એને સ્વાતંત્ર્યને સુખ મળત ને ગિરિધારીને ચરણે નહિ મળ્યું?"

હું થોડો વખત મુંગી રહી. ને પછી કહ્યું "મીરાંબાઈ ભક્ત હતાં, ગિરિધારી તેના તો હૃદયમાં વસ્યા હતા"

"તું અહિયાં રહેશે તો તારે હૃદયે પણ વસશે."

મેં નિરાશામાં ડોકું ધુણાવ્યું. "મને પરમેશ્વર ક્યાંતો એટલા દૂર લાગે છે કે એવા અન્યાયી લાગે છે કે તેનામાં મને વિશ્વાસ નથી. તો તેની ભક્તિ કેમ થાય?"

મહારાજ મારા સામું જોઇ હસ્યા "થશે. એક નહિં તો બીજે સ્વરૂપે. તારા સંસ્કાર, ને તારા હૃદયને સંતોષે એવે સ્વરૂપે આપોઆપ આવશે. ઉતાવળે આંબા નહિં પાકે. હજુ પંદર

દિવસ રહે. જો ત્યાં સુધીમાં હૃદય નિર્મલ થશે તો જરૂર કોઇને કોઇ સ્વરૂપે તારા હૃદયને શાન્ત કરશે. તારી પાસે ભજનાવલિ છે ?"

હું જવાબ દઉં તે પહેલાં જે આરસો ઉઘડ્યો હતો તેની પાછળ જાણે બંગડી ખખડ્યાનો અવાજ હોય એવો અવાજ આવ્યો. મહારાજનું પણ ધ્યાન ગયું એમ એના મોંના ભાવ પરથી લાગ્યું; પણ તરત તેણે તે તરફથી નજર લઇ લીધી ને બીજી તરફ જોયું.

મેં આરસા તરફ જોયું. મને કાચ પર પેસો હાથ દેખાયો. પેલા કાણાની પારદર્શકતા જતી રહી હતી. પણ હું એ ભેદ નથી જાણતી એમ જણાવવા મહારાજને જવાબ આપ્યો.

"હા, મને આપી છે. પણ"–મેં વાક્ય પુરું કર્યું નહિ; કારણ કે મહારાજનું ધ્યાન મારી વાતમાં નહોતું. તેની આંખ સખત થઇ હતી; તેને કપાળે કરચલી નહોતી છતાં ગુસ્સાનો ભાવ લાગતો હતો. તેણે ભાવવિનાના અવાજે કહ્યું "હવે જા. તારા કાર્યક્રમનો વખત થયો."

આ અજાબ રીતે તેણે વાત અધુરી રાખી તેમાં કાંઇક ભેદ લાગ્યો; અને ભેદ સાથે પેલા આરસાને પણ કાંઇ સંબંધ હતો એમ પણ સ્પષ્ટ લાગ્યું.

[ ૩ ]

હું પાછી ગઇ અને મારો અભ્યાસ, ભજન ને સંધ્યા શરૂ કર્યાં; પણ મને કાંઇ મહારાજ પર વહેમ ગયો. બ્રહ્મનિષ્ટ યોગીના ખંડમાં ઉઘડતો આરસો શો ? તેની પાછળથી નીકળતી સુંદરી કોણ ? તેણે આપેલી ચેતવણી શા માટે ? અને ત્યાં બંગડીનો ખખડાટ થતાં, સ્વસ્થ અને મીઠા મહાત્મા ગુસ્સે શા માટે થયા ? આવા આવા અનેક સવાલો મારા મનમાં તરવરવા લાગ્યા; એ શો ભેદ છે તે કળવા હું ઉત્કંઠ થઇ.

તે દિવસે પણ મારા મગજ આગળ મહારાજની મૂર્તિ–મારી મરજી વિરૂદ્ધ–આવી ને ઉભી. પહેલાં તો મેં તેને ખસેડવા પ્રયત્ન કર્યો; પણ મણ મારા ગાત્ર એવાં શિથિલ ને મારી ઇચ્છાશક્તિ એવી નિર્બલ થઇ ગઇ હતી કે હું નિરાધાર બની તે મૂર્તિ જોઇજ રહી. જ્યારે એ જાગ્રત સ્વપ્ન પાછું અદૃષ્ટ થયું ત્યારે થર થર ધ્રુજતી હું મારા ખંડમાં પડી ગઇ.

તરત મને વિચાર આવ્યો. આ સ્વપ્નાં સ્વાભાવિક નહોતાં પણ મહારાજના પ્રયોગને પરિણામે આવતાં હતાં. મને તેના શબ્દો યાદ આવ્યાઃ "જો ત્યાં સુધીમાં તારૂં હૃદય નિર્મલ થશે તો જરૂર કોઇને કોઇ રૂપે એ તારા હૃદયને શાંત કરશે."

શું આ શબ્દોમાં કાંઇ ગૂઢાર્થ હતો ? શું મહારાજ જાણી જોઇને આવા અનુભવો ભક્તોને કરાવતા હતા કે તેના યોગબલના પરિણામે એમ થતું હતું ? શાં કારણે મહારાજ આમ કરતા હશે ? શું તેનામાં ભક્તિ ભાવ પેદા કરવા કે તેને ગાંડી બનાવવા ? શું મહારાજ પણ બીજા પુરૂષોની માફક નીચ ને અનીતિવાન હતા ? આવા અનેક તર્ક વિતર્કો થયા.

આવો વિચાર આવતાં જ્યારે આરસા પાછળ બંગડી ખખડી ત્યારે મહારાજની મુખમુદ્રા હતી તેનું મને સ્મરણ થયું; ને તેની સ્થિર આંખો, ને સખત મુખરેખાઓ યાદ આવતાં એ કોઇ ભયંકર ને ક્રૂર માણસ હોય એમ લાગ્યું. મને તેના તરફ અણગમો પેદા થયો; અને પેલી અજાણી સ્ત્રીનો બોધ યાદ આવતાં મને કમકમાં આવ્યાં.

હું શા માટે આશ્રમમાં આવી હતી તે ભુલી પેલી સ્ત્રીનું ઓળખાણ કરવા અને મહારાજનો ભેદ જાણવા તલસી રહી. મેં પ્રવચન વખતે ચારે તરફ જોયું પણ કેટલીક સ્ત્રીઓ નીચું ઓઢી બેઠી હતી એટલે પેલી સ્ત્રીનો કાંઇ પત્તો ખાધો નહિ. મેં એક બે સ્ત્રી ભક્તો પાસે વાત કઢાવવા માંડી પણ તેમની ભક્તિ એટલી સરલ અને નિષ્પ્રપંચ હતી, તેમની બુદ્ધિ એવી નિર્મલ ને જાડી હતી કે તેમની પાસે કાંઇ ઝાઝું મળ્યું નહિ.

બીજે દિવસે સાંજે આરતી વખતે હું આળસની મારી મારા ખંડમાંજ પડી રહી ને આ કેટલાકને દિસતા સરલ આશ્રમમાં શું ભરમ હશે તેનો વિચાર કરી રહી. એટલામાં મારી જે બારી નીચે વાડામાં પડતી હતી તેમાંથી એક કાંકરો આવી મારા પગ આગળ પડ્યો. તે કાંકરે એક ચીઠ્ઠી બાંધેલી હતી. મેં ચીઠ્ઠી છોડી સાંજના આછા આભાસમાં નીચે પ્રમાણે વાંચ્યું:

" અભાગિણી નાર—

અહિંયા તારે માથે મોટો ભય ઝઝુમે છે. તેમાંથી બચવું હોય તો જતી રહે."

કાગળ કરતાં કાગળ નાંખનારને જોવામાં મને વધારે રસ હતો. હું ઉભી થયા વગર બારી પાસે ગઇ; અને ત્યાંથી નીચે જોયું. નીચે વાડામાં કોઇ ઉભુ હતું. વધારે વિચાર કર્યા વિના હું ઉભી થઇ દોડી અને દાદર ઉતરી જેવી વાડામાં જવા જાઉં છું કે કોઇ આવનારના માથા સાથે મારૂં માથુ અથડાયું.

અમારા માથાં એવા જોરથી અથડાયાં કે સામી આવનાર પોતાનું માથું પંપાળવા રહી. મેં તરત તેને ઓળખીને માફ માંગી. 'બહેન તને બહુ વાગ્યું?"

પેલી રમણી માથુ પપાળતી ક્યાં સુધી જોઇ રહી અને હું તેનું સૌંદર્ય જોઇ જરા સ્તબ્ધ બની. તેના સુંદર મુખ પર તંદુરસ્તીની ઝમક મારતી હતી, તેની આંખોમાં ભલાઇ ને નિર્લેપતા દેખાતાં હતાં. તેના અંગેઅંગની ખીલવટ અદ્ભુત; માથાથી પગ સુધી શરિરનો એકપણ અંગમરોડ વણભર્યો નહોતો. આ રંભા અહિંયા ક્યાંથી આવી ચઢી તેનો હું વિચાર કરતી હતી અને તેણે અજાયબ થઇ પુછ્યું "મળી'—તું અહિંયા ?"

"હા. તમારી ચીઠ્ઠી મળી. તમને મળવા હું કેટલા દિવસ થયાં એકે પગે થઇ રહી હતી"

'ચાલો બહાર જવાનો રસ્તો બતાવું?' તેણે બીતે અવાજે પુછ્યું.

પણ મારે તો તેનો ભેદ પહેલાં જાણવો હતો.

"પણ આવા પ્રતાપી મહારાજના આશ્રય નીચે એવો ડર શો?" મેં પુછ્યુ. પેલી સ્ત્રી ક્યાં સુધી મુંઝવાઇ. "કોઇને નહિં કહે?"

"ના."

"સારા માણસને અહિંયા રહેવા જેવું નથી. મહારાજ," કહી તેણે નીચું જોયું ને ઉમેર્યું "જરા ખરાબ છે."

આ કારણ જાણે પુરતું હોય તેમ તેણે જવા માંડ્યું, પણ હું રસ્તો રોકી ઉભી રહી.

"ત્યારે તમે કેમ અહિંયા રહો છો? તમે સારાં માણસ નથી?" મેં સવાલ કર્યો.

"તેની તારે પંચાત" ચારે તરફ બીકથી જોતાં તેણે કહ્યું.

"ગભરાવ નહિ. હું મારા ખંડમાં એકલી છું. ચાલો," તેના અણબોલેલા પ્રશ્નનો જવાબ આપતાં મેં કહ્યું. તે બીચારી ભોળી બાઇ લાગતી હતી. તેને મુંગે મોઢે હું ઉપર લઇ આવી અને મારા ખંડમાં કોચકા ઉપર બેસાડી. "બેસો નીરાંતે" મેં કહ્યું "આ બારણા વાસું છું. હવે બોલો, હું શું કામ જાઉં? અહિંયાં તો હું મોજમાં છું."

"તારે અહિંયા રહેવું છે?" તેણે ધીમે ને ખેદ યુક્ત અવાજે કહ્યું "તારી આબરૂ તને વહાલી નથી.?

"તમારી જોડે મારે બેનપણા કરવાં છે" મેં કહ્યું.

"લઇ ગયાં તારાં બેનપણા. હમણા ચાલી જા. નહિ તો આખો અવતાર પસ્તાશે?

"મારે શું? નથી આગળ ઉલાળ કે પાછળ ધરાળ"

"તારા મા બાપ શું કહેશે? તારી આબરૂનું શું?"

"મારે મા નથી ને બાપ નથી ને આબરૂદાર તો કોઇએ ગણી જ નથી, પછી શું?" મેં ઉત્તર વાળ્યો.

મારા ઉત્તરથી પેલી સ્ત્રી ગભરાઇને કરગરવા લાગી. "તું નહિ જાય? જા, બહેન, જા, તને પગે લાગું. જો તને એક સારો રસ્તો બતાવું" કહેતાં તેની આંખમાં પાણી આવ્યાં. મને કાઢી મુકવામાં તેનો કાંઇ મુદ્દો સમાયલો હતો એ સ્પષ્ટ થયું.

"શો?"

"જો આ રહ્યું," કહી તેણે તે ગામમાં પ્રગટ થતું "માર્તંડ પ્રકાશ" નામનું સાપ્તાહિક પત્ર કાઢી તેમાની એક જાહેર ખબર તરફ મારૂં ધ્યાન ખેંચ્યું.

તે જાહેર ખબર નીચે પ્રમાણે હતી:

"જોઇએ છે, જોઇએ છે, જોઇએ છે,

એક સ્વરૂપવાન, વિદ્વાન, નીતિવાન વિધવા પરણવા માટે એક રૂપવાન, ગુણવાન, ધનવાન વિધુર તૈયાર છે. લખો અથવા મળો

સહ મંત્રીઓ સમાજ ઉદ્ધારિણી સભાની ઓફીસ: ચૌટા."

"શું આ મારે માટે લાવ્યા છો?" મેં પુછ્યું.

"અહિંયા રહેવા કરતાં આ હજાર દરજ્જે સારૂં"

"આતો જાણે કોઇને ઘર ભાડે જોઇતું હોય એવી જાહેર ખબર લાગે છે. એનાથી અહિંયાં શું ખોટું! મહારાજ મારા પર ખાસ રહેમ રાખતા લાગે છે." પેલી સુંદરીનું સરલ મુખ મ્લાન થયું. અને, મેં ઉમેર્યું "મારે મળવું હશે તો અહિંયા રહી રહી મળાશે."

"મહારાજ નહિ મળવા દે. તે વિધવાવિવાહના દુશ્મન છે."

"પણ તમે કહો છો કે તે ખરાબ છે."

"બીજાને માટે નહિં. પણ તારે માટે."

"હું રહું તો મને શું થશે?"

# પાશ્ચાત્ય સાહિત્યની પ્રસાદી

## મહોત્સવ.

### જૉન ગાલ્સવર્ધી *

(૧)

અને વિધાતાએ કહ્યુ:

" માનવી ! ત્હારે પૃથ્વી પર અવતર્યાને લક્ષાવધિ વર્ષો વીતી ગયા, અને હવે તુ આકાશમે ઉડી શકે છે તથા તાર વિના જગતના એકથી બીજા છેડા સુધી વાતો કરી શકે છે, એટલે ત્હારે હાથે કાંઇ પણ બનાવુ અશક્ય નથી એમ તુ ખુશીથી કહી શકે. સ્થાપત્ય અને સંગીત સાહિત્ય અને ચિત્ર કળા અને વિજ્ઞાન, એ સકળે કાર્યક્ષેત્રોમા તે એવીએવી સિધ્ધિએ પ્રાપ્ત કરી છે જેનાથી ચ્હડીઆતી ભાવિ સિધ્ધિ ત્હારે પોતાને હાથે ય કદાચ ન સંભવે, પૃથ્વીના દ્રવ્ય માત્રને અને આત્માનાં સવેદન માનને તે નમુનાવાર ગોઠવી દીધા છે. ત્હારી સંસ્કૃતતા વિશે કોઇને શંકા રહે તેમ નથી તે કેવા પ્રકારની છે ત્હેનો જરા વિચાર કરીએ.

ત્હારી જાત સિવાયના જેટલાં પ્રાણીઓને તે આજ સુધીમાં માર્યા ને ખાધા હશે તે કરતા કરોડોગણાં વધારે પ્રાણીઓને હમણાં પ્રત્યેક વર્ષે તું હલાલ કરે છે અને સીંચી સીંચીને ઉદર મા ભરે છે આ તુ આરોગ્યને ખાતર કરે છે !

આદિકાળના ત્હારા વડવાઓની માફક તું રુંવાટી અને પીછા વડે ત્હારાં શરીરને શણગારે છે, લાખો પ્રાણીઓના કુદરતી લાવણ્યથી લુબ્ધ થઇને આ કામ માટે તું તેમની વધ કરે છે, આ કૃત્ય તું સૌન્દર્યને ખાતર કરે છે !

ત્હને મનપસંદ અને વ્હાલા એવા જીવનના સુખ સગવડનુ જેમને સ્વપ્ન સરખુ યે ન આવે એટલા કંગાળ પગાર ખાનારા મજુરોએ તૈયાર કરેલા સુન્દર વસ્ત્રો તુ ધારણ કરેછે આ તુ વ્યાપાર ને ખાતર કરે છે !

દર વર્ષે જે નવનવા વિનાશ યંત્રો તું ઘડતો જાય છે તેવા જબરદસ્ત અને ભયાનક યંત્રો ત્હારા અસ્તિત્વના અતિઘોર યુગોમા પણ ઘડાયા નહોતા પણ તું તો શાન્તિને ભયવાય એટલા માટે જ તે તૈયાર કરી રહ્યો છે !

તે વિનાશક યંત્રોને તુ વાપરવા લાગે છે ત્યારે, આજ લગીમા માણસોના જેટલાં આગેક

---

* નવલકથાકાર તેમજ નાટય લેખક તરીકે મિ. ગાલ્સ્વર્ધીની ગણના આજના પ્રથમ પંકિતના અંગ્રેજ લેખકોમાં થાય છે.જીવન પ્રત્યે નૈરાશ્યદર્શી વલણ અને સૂક્ષ્મ સુન્દર કલાવિધાન વાળી લેખન શૈલી એ તેમના મુખ્ય ગુણો છે. તેમની પ્રસ્તુત કૃતિકટાક્ષકીકામય લેખોના તેમના સંગ્રહ માંથી લેવામાં આવી છે.

ફુરસદ થઇ શકયા તેથીય તેમના વધારે બારીક કુરચા કરીને તે યંત્રો તેમને ઉરાડી મૂકે છે. આ પરાક્રમ તુ દેશની ઇજ્જતને ખાતર કરે છે!

જગતે કદિ જાણેલી ય નહિ એટલી અઢળક સમૃદ્ધિ તું પ્રતિવર્ષ પ્રાપ્ત કરે છે, અને થાપણદારોના અપૂર્વસત્તાધારી સંઘો રચતો જાય છે. આ સઘળું ગરીબમાં ગરીબ અને સહુથી લાચાર મનુષ્યોની મહેનતથી બને છે: અવનીપરનાં આગલાં સર્વ નગરોથી વધુ કલંકિત, વધુ જંગલી, અને ઓછાં શાંતિમય નગરોમાં તેં મનુષ્યોને રાખ્યાં હોય છે. પણ તું તો પ્રગતિને ખાતરજ આ બધું કરતો હોય છે!

સમાજની અધમ રુચિને પોષે અને બંધબેસતાં થાય એવાં વર્તમાન પત્રોની કૌશલભરી યોજનાઓ તું ઘડે છે, અને અપૂર્વ વેગથી ને સુવ્યવસ્થાથી તે સર્વને તું વહેંચે છે. જ્ઞાનપ્રચાર માટે તું આ કાર્ય કરે છે!

મનનો કે તનનો શ્રમ લેવાની પીડામાંથી પ્રેક્ષકોને પૂર્ણ રીતે મુક્ત રાખે તેવા તમાશાઓ, તું ચિત્રાલયો અને રમતના અખાડાઓ દ્વારા ગોઠવે છે. પણ તેમ કરવામાં ત્હારો આશય તો, એશ્વર્ય, સંસ્કારિતા પ્રસારવાનોજ હોય છે!

પોતાની અગત્યની આનન્દમત્ત પળોમાં પણ ત્હારા પૂર્વજોએ જે એશઆરામને કલ્પ્યા પણ નહિ હોય તેવા એશઆરામનાં સાધનો ત્હારાં હોટેલો, ઘરો અને ટ્રેન સ્ટીમરોમાં તેં તૈયાર કર્યાં છે. પણ તેં તો ત્હારા શરીરની સુખાકારી માટે જ તે તૈયાર કર્યાં છે!

ત્હારા સર્વ રોગોનાં પ્રકાર અને ઉપાયોની ત્હને ઝીણી ઝીણી સમજણ પડે એટલી હદ સુધી તેં વિજ્ઞાનશાસ્ત્રને ખીલવ્યું છે. ત્હારા જ્ઞાનતંતુઓની શાન્તિ કાજે તેં આ કર્યું છે!

પૃથ્વીપટ પરની એકેકે એક વસ્તુ વિશે તેં એટલી બધી ચર્ચા કરી છે કે કશી ય વસ્તુપર ત્હને હવે શ્રદ્ધા રહી નથી. ત્હારા આધ્યાત્મિક સૌખ્યની ત્હને પ્રતીતિ થાય એટલા સારૂ તેં આમ કર્યું છે!

આ સર્વ પરાક્રમો માટે તું ઘણો મગરૂર છે, માનવી! ત્હારા જીવનનો તું મહોત્સવ ઉજવી રહ્યો છે!"

(૨)

અને માનવીએ ઉત્તર વાળ્યો:

"વિધાતા! તેં અમારા મહોત્સવની પરીક્ષા કરી; હવે અમારો જવાબ સાંભળ:

આદિ સમે જયારે પ્રવાહીરૂપ આકાશમાં જીવોત્પાદક પદાર્થ* પહેલીવાર ઉદ્ભવ્યો ત્યારે અકળ એવા તેં, આદ્ય શૂન્યતાની નીરવ ભવ્યતાને જીવન વડે દૂષિત કરતા તે લીસા, ચીકણા પદાર્થને શાન્તિથી જોયા કર્યો. તેનામાં ધીમે ધીમે પ્રાણ સંચર્યો; તેણે ધીરે ધીરે માછલીનો, પંખીનો; પશુનો, અને છેવટ મનુષ્યનો, એવા અવતારો એક પછી એક ધર્યા. તેં એ સઘળું જોયા કર્યું. ગુફાઓમાં અને જળનિવાસોમાં અમારા વડવાઓએ જેમ તેમ જિન્દગીને ટકાવવાનું ચાલુ રાખ્યું. વિશાળ ભરૂચ-પંગથારોમાં, વેરાન વનપ્રદેશોમાં, અને અણખેડયા અનન્ત સાગરોમાં તેઓ આશાહીન દૃગે આમથી તેમ ભટકતા; કયી પળે કયાંથી મોત આવીને કેવી રીતે ઝડપી જશે એ ચિન્તાથી તેઓ સતત ભયમાં રહેતા. અને, તે દૃશ્ય નિહાળતો તું તો ત્હારા તે ઉચ્ચ સિંહાસને શાન્તિપૂર્વક બેઠો હતો!

---

* Protoplasm.

આમ કુદરતના પ્રહાર સ્હેતાં સ્હેતાં અમારા પૂર્વજોએ અતિ દુઃખે આત્મભાન પ્રાપ્ત કર્યું; ને એ જોઇને તેં ભવાં ચ્હડાવ્યાં !

અકલ્પ્ય કષ્ટો ખમી ખમીને, કાળરાત્રિથી ય કૂડાં સંકટો સહીને, દરિયાની ખારાશથી ય અધિક ખારાશ અનુભવતાં અનુભવતાં, અમારા પૂર્વજ પોતાની જાત શિવાય બીજાને પણ ચ્હાતાં શીખ્યા: ઉપર બેઠે બેઠે તેં ત્હારી સોનેરી કલમ લખવા માટે તૈયાર કરી.

આંધળાધૂંધળા, ફાંફા મારતાં મારતાં, પિશાચી વાસનાઓના ફટકા ખાતાં ખાતાં, તેનાથી નાસતાં નાસતાં, તેમણે ન્યાયનાં મૂળતત્ત્વો ઉકેલ્યાં. તેં એક કિરમજી વાદળામાં ત્હારી કલમ બોળી.

મૃત્યની ખડકાળ દિવાલો ને ટેકીને અને સાહમેની અપાર અનિશ્ચિતતાના ગર્ત પર આંખો ફેરવીને, પછી પૂર્વજોને વ્હેમ અને બ્હીકની ભૂલામણી ઝાડીઓમાંથી ને કીચડમાંથી પસાર થતેથતે આખરે એવો સમય સાંપડ્યો જ્યારે તેઓ પોતાના હૃદયમાં શ્રધ્ધા ધારનાર વિજય શાળી વિરો બન્યા પણ સિંહાસને બેઠેબેઠે તેં તો તેમની અપૂર્ણતાઓ જ લખી કહાડી !

અને આજે અમારા મહોત્સવના દિવસોમાં અમે તેમના સન્તાન, અમને વારસામાં મળેલ શક્તિઓ અને શ્રદ્ધા સાથે, તક મળ્યે સાહસમાં ઝંપલાવતા ઝંપલાવતાં, પરિપૂર્ણતાનાં સ્વપ્નો જોતાં. નવનવી શોધોના વમળમાં ઘેલાં થઇને સાનન્દ ઘસડાતાં, ઘડીકમાં નિશ્ચેષ્ટ થતાં ઘડીકમાં ઉન્મત્ત જેવા પ્રલાપ કરતાં, પણ નિરન્તર આગળ અને આગળ જ ધપતાં,-આવા અમે તેમનાં સન્તાન અમારી રંક માનવમાંથી જે કાંઇ સાંપડે તે પ્રાપ્ત કરીએ છીએ અને તું ? નિરાંતે આકાશમાં બેસીને તું અમારી નિષ્ફળતાઓનો મહાલેખ અમને વાંચી બતાવે છે !

ઓ વિધાતા ! આકાશ વાસીઓની ડહાપણ ભરી પરીક્ષાઓ કરતાં માનવતા યુક્ત ન્હાની સૂની ચીજ પણ અમારે, વધારે મૂલ્યવાન છે.

---

## સાભાર સ્વીકાર.

૧. નિર્ઝરિણી: લેખક અને પ્રકાશક રા. દામોદર ખુશાલદાસ બોટાદકર

સોલ એજંટ, રા. જીવણલાલ અમરશી મ્હેતા અમદાવાદ. મૂલ્ય બાર આના.

રા. બોટાદકરની આ કૃતિ અમ્હને સમાલોચનાર્થે મળી છે. રા. કૈશિકરામ વિ. મ્હેતાએ લખેલું પ્રારંભવચન ટૂંકું પણ મનનીય છે. આ ટુંક નોંધ વડે આ કૃતિની સંપૂર્ણ સમાલોચના થવી કઠીણ છે પણ કોઇ સમર્થ લેખક આ લેખકની બધી કૃતિઓ પર સવિસ્તર લેખ લખશે એવી આશા છે. રા. બોટાદકરની આ કૃતિને આવકાર આપતાં અમ્હને એક રસિક કવિની પીછાન થાય છે. રસમય કલ્પના, સૂક્ષ્મ અવલોકન અને લલિત શબ્દરચના આ કાવ્યોમાં સ્થળે સ્થળે નજરે પડે છે. ભાવપ્રધાન કાવ્યો સુંદર ભાવો રજુ કરે છે જેમાં ઘણીવાર ઉન્નત આદર્શોનું અનુકૂળ મિશ્રણ થઇ ભાવો વધુ આકર્ષક તેમજ બોધપ્રદ બને છે. બોધ આપવો એ બધી ઉત્તમ કવિતાનું કર્તવ્ય નથી. તો પણ અજાણે પણ આદર્શનું કળામય ઉચ્ચારણ જ્ઞાનેંદ્રિયોપર સચોટ અને ચિરંજીવ અસર કરે છે તેટલે અંશે કેટલાકને મતે કવિજીવનની વધુ સાર્થકતા લેખાય છે. આ સાર્થકતા આ કાવ્યોમાં મ્હોટા પ્રમાણમાં જોવામાં આવે છે. એ વિષે વિસ્તારી વિવેચન અસ્થાને હોઇ અહિં ફક્ત રા. બોટાદકરને ધન્યવાદ આપી સંતોષ માનીશું. કેટલાંક કાવ્યો એટલાં સુંદર છે કે તેઓ સાહિત્યનું સ્પષ્ટ રીતે પોષણ કરે છે અને ઘણું કરી ચિરંજીવ રહેશે, જેવાં કે પંચદર્શન, ગમ વિગેરે જેમાં પર પ

રસિકતા તરી આવે છે. લગ્નવિષયક કાવ્યો જેવાં કે કર ગ્રહણ, લગ્નોત્સવ, મોહ અને સ્નેહજીવન વિષયક કાવ્યો જેવાં કે પત્રદર્શન, પત્રપ્રતીક્ષા, પુનર્લગ્ન વિગેરે ઉત્કૃષ્ટ ભાવો રજુ કરે છે. આ બધાં કાવ્યો કલાની દૃષ્ટિએ એટલા સુન્દર નમૂના છે કે પ્રત્યેક પર રસમય ટીકા થઇ શકે પરંતુ ટુંકમાં એટલું તો કહેવું આવશ્યક છે કે જે સત્પ્રણયને કવિ પ્રારંભે આરાધે છે તે કાવ્યોમાં મનોહર રીતે સ્ફુટ થઇ તેમનું ગૌરવ વધારે છે. ફક્ત કોઇક સ્થળેજ કવિતાપ્રવાહ સ્હેજ બોધ દેતો (undesirably didactic) થઈ જાય છે. ( દાખલા તરીકે કર ગ્રહણમાંની કોઇ કોઇ પંક્તિઓ) અન્યત્ર ઉચ્ચ આદર્શો એટલા સરળ અને સહજ ગુંથાયા છે કે કવિતા પોતાની ઉત્તમ અસર કરતા ચૂકતી નથી. શૈલિ સંબંધી રા. કૌશિકરામનાં વચનો એટલાં યથાર્થ છે કે એક પણ શબ્દ ઉમેરવો જરૂરનો જણાતો નથી. ‘એમની વાણી વિદ્વતાની પ્રતિષ્ઠાવાળી હોવા સાથે સર્વત્ર ધીણ્ણમણ વિનાની છે અને સરળતાની શોભા વડે સંપન્ન હોવા સાથે સ્થળે સ્થળે ચિરંજીવ પંક્તિઓથી વિરાજમાન છે.’ રા. બોટાદકરનો કાવ્યસ્રોત બીજી કૃતિઓમાં પરિણમે એવી અભિલાષા જેમણે એમની કૃતિનો રસાસ્વાદ કીધો હશે તેઓ સહજ રાખે તો જરાપણ નવાઇ જેવું નથી.

**૨. સ્વતંત્ર બાળ શિક્ષણ. [ ડૉ. મોન્ટીસોરી ] લેખક ગિરિજાશંકર ભગવાનજી બધેકા, બાળમન્દિર ભાવનગર, પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.**

આ વિષય પર મી. બધેકાએ આપેલું વ્યાખ્યાન પ્રાથમિક શાળામાં કામ કરનાર અધ્યાપક વર્ગ માટે છાપવામાં આવ્યું છે. વ્યાખ્યાન મેડેમ મોન્ટીસોરીનાં સિદ્ધાંતો સરળ અને સંપૂર્ણ રીતે સમજાવે છે. અને વિચારપ્રેરક હોઇ જે હેતુથી વ્યાખ્યાન છપાવવામાં આવ્યું છે તે સિદ્ધ કરવા ઉપરાંત વિષયમાં રસ લેનાર સામાન્ય વ્યક્તિને પણ ઉપયોગી થઈ પડશે. પ્રારંભમાં મી. કાલેલકરે સામાન્ય અને કેટલેક અંશે સૂચક શબ્દો લખ્યા છે. આ વિષય ઉપર શિક્ષકોમાં તેમજ જનસમુહમાં હજુ મોટે અંશે અજ્ઞાન અને નિરૂત્સાહ સર્વત્ર જોવામાં આવે છે અને પરિણામે દેશને થતાં નુકશાનનું ખરેખરૂં ભાન થતાં દરેક સહૃદય વ્યક્તિએ કંપી ઉઠવું જોઇએ. આશા છે કે નજદીકનાં ભવિષ્યમાં આ મહત્વનો પ્રશ્ન એને યોગ્ય આતુરતાથી ઉકેલાશે. શિક્ષક વર્ગ આદર્શ સમાજમાં સૌથી બુદ્ધિમાન્ મનુષ્યોનો બનેલો હોવો જોઇએ. પ્રાથમિક શાળાઓમાં આર્થિક ગુંચવણોને લીધે આ ઘણીવાર બની શકતું નથી. પાશ્ચાત્ય દેશોમાં પણ બીચારા શિક્ષક કરતાં પ્લેટફોર્મ પરનાં મજુરો વધુ આકર્ષક મ્હેનતાણું મેળવવા લાગ્યા છે તો પણ ગમે તે પ્રકારે દેશહિતચિંતકોએ એટલું તો કરવુંજ જોઇએ કે દરેક પ્રાથમિક શાળાનો શિક્ષક બાલમાનસ શાસ્ત્રથી સંપૂર્ણ જ્ઞાત હોય. પ્રસ્તુત ન્હાનકડા ગ્રંથમાં સેન્દ્રિય વ્યક્તિ તરીકે બાલકનાં કુદરતી વિકાસમાં શિક્ષક કેવી રીતે ઉપયોગી થાય છે તે બહુ સરળ રીતે સમજાવ્યું છે. બાલકની કુદરતી સુધા કેમ તૃપ્ત કરવી તથા તેની બધી ઇન્દ્રિયોને વિકાસ પામવા કેવી રીતે તક આપવી જોઇએ તેમજ તેનો વિકાસ ફક્ત જ્યારે તેની આંતરવૃત્તિ જાગૃત થાય ત્યારેજ સંભવે વિગેરે અસરકારક રીતે જણાવ્યું છે.

સિધ્ધાંતમાંથી વ્યવહારમાં ઉતરતાં આ પધ્ધતિને કેટલીક અડચણો નડે કારણ દરેક બાલક પર ઉમરનાં પ્રમાણમાં શિક્ષકે આપવું જોઇતું ધ્યાન તથા તેટલી ધીરજ અને ખંત હંમેશાં મેળવવા મુશ્કેલ પડે પરંતુ પુસ્તકને અંતે ચર્ચેલી વિગતો સિધ્ધાંત સમજાવતી હોવા ...

વ્યાખ્યાનકારે બને તેટલી વ્યવહારૂ દ્રષ્ટિથી રજુ કરી છે જે અચૂક લાભદાયી નિવડશે એવી આશા છે. છેવટનાં ભાગમાં ફ્રોબેલ અને મોન્ટેસોરી શાળાઓ વચ્ચે દોરેલો તફાવત પણ મનન કરવા જેવો છે અને કીન્ડરગાર્ટન પધ્ધતિ કરતાં મોન્ટેસોરી પધ્ધતિ માનસશાસ્ત્રનાં નિયમને વધુ અનુસરે છે એ સિધ્ધ કરી બતાવ્યું છે. રા. બધેકાને આ મહત્વના વિષયનું અધ્યયન કરી સંક્ષેપમાં પણ સરળ રીતે ચર્ચવા માટે ધન્યવાદ આપી આશા રાખીશું કે શિક્ષણ શાસ્ત્રનો ઉંડો વિસ્તારી અભ્યાસ કરી દેશને એ સંબંધી પડતી ખોટ પૂરી પાડી ઋણી કરે.

D. L. U.

૩. મહુંમ સૌ અતિલક્ષ્મી ફ્રી લાયબ્રેરીનો સં. ૧૯૬૬–૬૭નો વાર્ષિક અહેવાલ. પ્રકાશક ગોકળદાસ કુ. મહેતા ઢાળની પોળ, અમદાવાદ.

૪. વેપારી જગત્ (માસિક પત્ર) તન્ત્રી ભાઇ જયન્તીલાલ હ. અમીન. ઠે. ૪૧૩૨, માંડવી સ્ટ્રીટ અમદાવાદ.

એમ મનાય છે કે ગુજરાતમા વેપારી શક્તિ વધારે છે; પરન્તુ ઉચ્ચ નીતિભરી, અને દિવસે દિવસે સુધરતી વેપારની રીતિઓ આપણે ત્યાં ઘણે અંશે અજાણી છે. વ્યાપારી શાસ્ત્રથી પરિચિત ભાઇ અમિને 'વેપારી જગત્' દ્વારા વેપારના જુદા જુદા અંગો ચર્ચી વેપારનો પ્રગતિ કરવાનો પ્રશંસનીય માર્ગ યોજ્યો છે. અમ્હે માનીએ છીએ કે પ્રત્યેક ન્હાનો મ્હોટો વેપારી આ પત્રથી સારો લાભ મેળવશે. અમ્હે ઇચ્છીએ છીએ કે વેપારી ગુજરાત આ લાભકારક અને પ્રશંસનીય પ્રયાસને ઉચિત રીતે સત્કારવામાં પાછુ નહિ પડે

૫ વિશ્વમિત્ર (સચિત્ર માસિક) તંત્રી ભાઇ મહાસુખરાય ચુનીલાલ મહેતા. (પો. બોક્સ ૫૬૨) રંગુન વા. લવાજમ રૂા ૬.

રંગુનમાં વસતા ગુજરાતી ભાઇઓની પ્રેરણાથી એક ઉત્સાહી ભાઇએ આ સાહસ શરૂ કર્યું છે. ગુજરાતથી એટલે દૂર છતાં આ સાહસ શરૂ કરવા માટે એના તંત્રી ભાઇ મહાસુખરાયને અમ્હે અભિનંદન આપીએ છીએ. માસિકનાં લેખો વિવિધ પ્રકારના છે. એમાં ચિત્રોનો પણ સમાવેશ થયો જે. એકંદરે માસિકમાં ગુજરાતી છાપ આવી છે પરતુ અમે આશા રાખીએ છીએ કે બીજા અંકો વધુ સુન્દર થશે. અમ્હે ઇચ્છીએ છીએ કે ગુજરાતના લેખકો આ સાહસને ઉત્તેજન આપતા રહે. ભાઈ મહાસુખરાયના પ્રયાસને અમ્હે સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

---

## પ્રાસંગિક નોંધ.

### વિશુદ્ધ પત્રકારિત્વની શકેવતા.

એકની એક જ વસ્તુ વિશે જ્યારે પ્રમાણિક, વિચારશીલ અને અનુભવી મનુષ્યો પણ એકકથી છેક વિરુદ્ધ એવા અભિપ્રાયો આપે છે ત્યારે સત્યાન્વેષણના અભિલાષી જીવને વારંવાર એમ લાગવા માંડે છે કે વિશ્વના કોઇ પણ પદાર્થમાં અન્તર્ગત સારાપણું કે નઠારાપણું છે જ

કિ; પરંતુ સારા નરસા ગુણોનું અસ્તિત્વ કે અનસ્તિત્વ, જે દષ્ટિથી પદાર્થનું અર્થગ્રહણ થાય ની પર જ અવલંબે છે. અન્ય સર્વ વિષયોને તેમ વર્તમાન પત્ર જેવી આ યુગની આવશ્યક ને મહા શક્તિમાન સંસ્થાને પણ આ કથન લાગુ પડે છે. એક ચિન્તનશીલ સાધુવર્યનું વચન કે, "Blessed are those who never read newspapers." આની બાજુમાંજ નરલ સ્મટ્સના શબ્દો મૂકીએ; "The Press is the new pulpit for the wider ospel of humanity." આ બન્ને અંતિમ અભિપ્રાયો પર વિચાર કરતાં સહજ સમજાય છે પહેલા સાવધાન કથનમાં હાલની ચાલુ વસ્તુસ્થિતિનો નિર્દેશ થયો છે અને બીજામાં પત્રકારિત્વની ાવિ શક્યતાનો મંગલદર્શી ઉલ્લેખ છે. આમ હોવા છતાં, આ બીજા પ્રકારનું વિશુદ્ધ અને ત્ત પત્રકારિત્વ પૃથ્વી પર હજુ જન્મ જ પામ્યું નથી એટલી હદ સુધીની નિરાશા અયોગ્ય છે મકે સ્વાર્થસાધકોએ આજ સુધીમાં બહુ ભાગે વર્તમાન પત્રની સંસ્થાનો પાતકી અને અક્ષન્તવ્ય ઉપયોગ કરેલો હોવા છતાં ભાવનાશીલ અને સત્યપ્રેમી પત્રો અને પત્રકારો આજે હયાત છે, વાતની સાબિતી થોડા જ વખત પર ઇંગ્લંડમાં ઉજવાયલા એક રાષ્ટ્રીય મહત્ત્વના પ્રસંગ પરથી ળી રહે છે.

### "માન્ચેસ્ટર ગાર્ડીઅન"નું શત સંવત્સરી.

સને ૧૮૨૧ ના મે માસની પાંચમી તારીખે સ્થપાયલા આ મશહૂર દૈનિકે ગયા મે ની ચમીએ પોતાના પ્રથમ શતવર્ષનો ઉત્સવ ઉજવ્યો. તે પ્રસંગે સહુથી વધારે ધ્યાન ખેંચનાર ના એ હતી કે, નોંધવા યોગ્ય એક પણ અપવાદ વિના આખા ગ્રેટબ્રિટનના અને તે ઉપરાંત, ાખી સુધરેલી દુનિઆંના પત્રકારોએ અને જાહેર પુરુષોએ "ગાર્ડીઅન" પ્રત્યે પોતાનાં અભિનન્દન ચ્યાર્યાં કે પાઠવ્યાં હતાં. આટલુંજ નહિ, પણ તેની પત્રનીતિની સાથે જેઓનું રજમાત્ર એકમત ાતું તેવાં સ્ત્રીપુરુષોએ પણ હેની પ્રશંસા કરવામાં જાણે એકેક સાથે સ્પર્ધા કરી! આ હકીકત ક પાસથી "ગાર્ડીઅન"ની અસામાન્ય ગુણવત્તા સૂચવે છે તેમ બીજી પાસથી, આપણે જેમનામાં ડવાદ વિના બીજું કંઇ પણ જોવા સાધારણ રીતે તૈયાર નથી હોતા, તે પાશ્ચાત્યોની અનુકરણીય ારતાનું પણ લાક્ષણિક દૃષ્ટાંત પૂરૂં પાડે છે. તે પત્રની મહત્તાનો ખ્યાલ આપનાર બે ત્રણ ાદર્શનો અત્રે નોંધવાં જરૂરી છે. "ધી નેશન એંડ ધી એથીનીઅમે" હેને 'એક રાષ્ટ્રીય સંસ્થા' કે ઓળખાવ્યું છે. સાહસિક અમેરીકનોને છાજતી રીતે ન્યૂયોર્કનું "નેશન" એથી પણ આગળ ીને કહે છેઃ 'ગાર્ડીઅન'ની સમાન પંક્તિમાં ઉભું રહી શકે તેવું એક પણ દૈનિક આજે સ્તિત્વમાં નથી. આજે તે એક જ એવું સર્વ શ્રેષ્ટ દૈનિક વર્તમાન પત્ર છે જેને માટે આપણી ૃતિ સહભિમાન ધારી શકે."

### મિ. સી. પી. સ્કૉટ.

"માન્ચેસ્ટર ગાર્ડીઅન"ની આવી વિરલ-કહો કે આ જમાના માટે અદ્ભુત-ઓવી શ્રેષ્ઠતા ા હાલના ધુરંધર તંત્રવાહક મિ. ચાર્લ્સ પ્રેસ્ટવીચ સ્કૉટને આભારી છે. તેમણે છેલ્લી અર્ધી 'ગાર્ડીઅન'ની સેવામાંજ ગાળી છે; અને તે પત્રનાં આજનાં પ્રતિષ્ઠા અને પ્રભાવ તેમનીજ દે શક્તિ અને નીતિમત્તાનું પરિણામ છે. અને ખાસ કરીને નોંધવા જેવું તો એ છે કે આ ી પદવી સાધનાં તેમણે કદિ પણ ભ્રષ્ટ પત્રકારના અપજશીઆં માગી સ્વીકાર્યાં નથી. ઉક્ત ત્રણી વખતે અપાયલા ખાણા વખતે ભાષણ કરતાં તેમણે પત્રકારના જે ત્રણ મુખ્ય ગુણો-કેવળ

# જીવન પન્થે પ્રકાશ.

સર્વ પાપી થકી પાપી કદાપિ જો હઇશ તું,<br>
જ્ઞાન નૌકા વડે ત્હોયે સર્વ પાપો તરીશ તું.<br>
જેમ ભસ્મ કરે પાર્થ! પ્રદીપ્ત અગ્નિ કાષ્ટને,<br>
ભસ્મીભૂત કરે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને

—ગીતા

તમે ભલે ભૂતકાળમાં ગમે તેમ કર્યું હોય, પણ જો તમે હવે પછી ખરેખર શુ[illegible] થાવો તો જગત્ તમારાં પાપ ભૂલી જશે.

—ગા[illegible]

આકાશ ખુલ્લું છે તો પણ ગડગડાટ સાંભળું છું; લાંબો વખત થયાં એ બો[illegible] ચેતાવી રહ્યા છે—"તૈયાર થા!"

—ટેનિસ[illegible]

ભાવના જીવનમાં શ્રેષ્ઠ છે ને બધા વ્યવહારની કાર્ય બુદ્ધિમાં પ્રથમ [illegible]

—જેમ્સ રિપલિ[illegible]

ભીંત્ય નહિ તો દ્વાર શું?<br>
દ્વાર નહિં પછી કુંચી શી?<br>
જીવવું, સુણં સેવવું;<br>
એથી મધુર સ્થિતિ બીજી શી?

—નરસિંહરા[illegible]

કલંકિત શી વસ્તુ કરે? જો કાવ્ય કલંકિત કરે, રસ કલંકિત કરે, જ્યોત્સ્નાનું અમૃત કલંકિત કરે—કાલે કહેશો કે પ્રેમ કલંકિત કરે તો એ કલંકિત જીવન શું ઓછું!

—કનૈયાલાલ મુન્શી

સિદ્ધાંતોની કસોટીએ સંપૂર્ણ રીતે પાર ન ઉતરે તેથી કોઇ નવીન સુધારણા માંડી વળાય નહિ. જેટલું મળી શકે તેટલું પણ સારૂં મેળવવું એમાંજ ડહાપણ સમાયલું છે.

—કિરકપ.

હરિ પામવા સૌ તપ કરે, અખો હરિમાં ભેળે ફરે,<br>
મારે સમરસ સેજ સંજોગ, સાવ સ્વતંતર પામ્યો લોગ;<br>
જેમ ભવસાગરે તીમિંગલ રમે, હું હરિમાં તો દેહ કોણ દમે?

—અખો.

છે મૃત્યુ, જન્મ, જીવવું-સહુ ભાસ માત્ર<br>
તો મૃત્યુથી રૂદન, જન્મથી હાસ્ય શાને!

—કલાપી.

नूतनवर्षाभिनन्दनम् ।

વર્ષ ૨ અંક ૪-૫ સપ્ટે. ઓક્ટો. ૧૯૨૧

# ચેતન

લાવણ્ય—





સહાયક વર્ગ: રૂ. ૧૦ (અથવા વધારે).
વાર્ષિક લવાજમ રૂ. ૪-૦ (પોસ્ટ જુદું).
હિન્દ બહાર રૂ. ૫-૮
છૂટક નકલ: રૂ. ૧-૦

ઓફિસ:
ચેતનમન્દિર, ગોપીપુરા,
સુરત તથા
કલ્યાણજી હાઉસ, જૂની ગિરગામ
પોસ્ટ ઓફિસ સામે,
મુંબાઈ.

# ચેતન

## માગશો ના.

માગશો ના વીર માગશો ના;
આ દીન જનની ઝૂંપડીમાં
માગશો ના.

સ્નેહને સદ્‌ભાવ તણા ફાલ બહુ ફાલ્યાઃ
સ્વારથની વાત અહિં કાઢશો નાઃ
આ દીન જનની૦

ત્યાગ અને સેવાની ભાવના અનેરીઃ
નફા તે ટાને સંભારશો નાઃ
આ દીન જનની૦

કર્મયોગ કેરી ઘેરી ઝડીઓ પડી રહીઃ
ફળની ઇચ્છાની પૂંઠે લાગશો નાઃ
આ દીન જનની૦

નિષ્કંચન મમ ઝૂંપડી ભિખારીઃ
દ્રવ્યદાન માગી, વ્રત ભાંગશો નાઃ
આ દીન જનની૦

સ્નેહ, સત્ય થકી ભરો પાત્રો તમારાંઃ
કુપાત્રે દાન અહિં પામશો નાઃ
આ દીન જનની ઝૂંપડીમાં
માગશો ના.*

સીતારામ જે. શર્મા.

---

*ક્યા માગું, કે મેં ક્યા માગું? મેરી ફકીરી જીંદગીમેં ક્યા માગું? એ ઢાળ.

# વ્યર્થ પૂજન

(ગીતાંજલિનું એક ગીત)

અનુવાદક ગોવર્ધનદાસ ડાહ્યાભાઈ.

(બંગાળી)

ભજન પૂજન સાધન આરાધના
સમસ્ત થાક્ પડે
રુદ્ધદ્વારે દેવાલયેર કોણે
કેન આછિસ્ ઓરે?
અંધકારે લુકિયે આપન મને
કાહારે તુઇ પૂજિસ્ સંગોપને,
નયન મેલે દેખ્ દેખી તુઇ ચેયે
દેખના નાઇ ઘરે
તિનિ ગેછેન જેથાય માટિ ભેડે.
કરછે ચાષા ચાષ,—
પાથર ભેડે કાટછે જેથાય પથ,
ખાટછે બારો માસ.
રૌદ્રજલે આછેન સબાર સાથે,
ધૂલા તાહાર લેગે છે દુઇ હાતે,
તારિ મતન શુચિ વસન છાડી
આયરે ધૂલાર પરે
મુક્તિ? ઓરે મુક્તિ કોથાય પાબિ,
મુક્તિ કોથાય આછે?
આપનિ પ્રભુ સૃષ્ટિબાંધન પરે
બાંધા સબાર કાછે
રાખોરે ધ્યાન, થાક્ રે ફુલેર ડાલિ,
છિંડુક વસ્ત્ર લાગુક ધૂલા બાલિ
કર્મયોગે તાર સાથે એક હયે
ઘર્મ પડુક ઝરે

(ગુજરાતી)

આ વ્યર્થ ભજન ભજવાનું,
આ વ્યર્થ પૂજન કરવાનું,
સાધન વિફળ વિફળ આરાધન
કોડ કોડ કરવાનું—
રુદ્ધદ્વાર મંદિરને ખૂણે શેનું ધ્યાન ધરવાનું!
આ વ્યર્થ,
આ તમસમાં બેસી છાનો કોને તું આરાધે?
નયન ઉઘાડી જો જો! શ્રીવર મંદિરમાં તો ન વિરાજે
આ વ્યર્થ ભજન ભજવાનું,
આ વ્યર્થ પૂજન કરવાનું
સાધન વિફળ—
ખેડૂત જ્યાં ખેતરમાં પાડે હળ ખેડીને ચાસ
પત્થર ફોડી સડક ઘડે જ્યાં મજૂર બારે માસ
ત્યાં શ્રીવરને મળવાનું
ત્યાં સાચું પૂજન કરવાનું
સાધન વિફળ—
રૌદ્ર વરસતી જળધારામાં સૌ સંગે એ રાજે
ધૂળ હિમે વળગેલી હાથે રજે એ ના લાજે
ત્યાં શુદ્ધ વસન ત્યજવાનું
ધૂળે વિભુ સહ ઘુમવાનું.
સાધન વિફળ—
મુક્તિ? અરે મુક્તિ ક્યાં મળશે? કહો મુક્તિ કો કાંઈ
સૃષ્ટિબંધને વિભુજી પોતે બંધાયા સૌ સાથે
શે મુક્તિ માટે મથવાનું!
એ વ્યર્થ પૂજન કરવાનું!
સાધન વિફળ—
ધ્યાન ધારણા ત્યાગ ત્યાગ આ કુસુમહારની છાબ
વસ્ત્ર ફાટે ફાટે કે બગડે શો તેનો સંતાપ?
પ્રેમે વિભુને મળવાનું
વિભુસંગ કામ કરવાનું
કર્મયોગમાં વિભુસહ મથતાં
ઝેબ ઝેબ પતરાનું
રુદ્ધદ્વાર મંદિરને ખૂણે શાનું ધ્યાન ધરવાનું

# અકબરનું સ્વપ્ન.

( ગયા અંકથી ચાલુ. )

(અંગ્રેજ કવિવર ટેનિસનના એક અંગ્રેજી કાવ્યનું ગુર્જરી અનુગાન)

ગુંજનાર—જન્મસ્ખલિત.

## ૭–પ્રેમ–પ્રભાવ ( And thou rememberest )

"સખે! તું એ સ્મરે છે કેઃ–ક્યા ગુસ્સે થયા બધા–(ફુકહા)
ધર્મ–ખુદેર–સ્તંભો શા આફતે પીર એમના!
"નેકી ભર્યા રવિ સમા નિજ ધર્મ નેતા–
બક્કે ખુદા, હમદિનો સત સ્હાય લેતા!
કહે તું શુંઃ–"પ્રેમ–રવિ શો–પ્રભુ તો પ્રાને–
પ્રેમે ય જાળ સતની!"–ખુદ ચાર માને!
"કહી "નાસ્તિક," માળેથી, ઓઓએ ક્યારે ભગે–
ગેબી ગાને, બન્ને અસ્સા, આખુ સૈયદ શેખ ના!
આગે જ એ પ્રણયનો રવિ, આંકી, ઉગેઃ
મધ્યાન્હ સ્વર્ગીય દિસે ન પ્રભાત ધૂમે;
અન્યોન્ય પન્થ સ્વમ જાતિ અસત્ય ઓપેઃ
પ્રાર્થિત આ જગ, ન પ્રેમ–રવિ બભૂકે!
મહાજ્યોતિર્જ ઓળખે જ્યારે તે બન્ધનો બધાં–
પળે જે સત્યના પ્રેમે, પ્રેમ ને સત્ય, તે તરે!
એ આફતાબ, સુર, તો જરથોસ્થ ધર્મે–
પુજું હું તેથી હમદીન, મને, નકારેઃ
જો! સૂર્ય, ધાન્યફલ પૃથ્વી પરે, ભરે છે–
ખીલી હમેશ મુજને તુજ સર્વ ક્ષેત્રે!
ઉછળ્યો એક હોડીના શીયા સુની ગિરાહરો–
જેને પ્રતાપ, એ મૂર્ખ અંશ તો પરમાત્મનો!

---

## ૮–પ્રજા–રંજન (Yea! and may not kings etc.)

પાળી શકે ન શું પ્રભુત્વ, નૃપાલ સર્વે–
વાત્સલ્યપૂર્ણ જ પ્રજા જન રંજને એ?
સર્વાર્થ ન્યાય સરખો ન શું દે, પ્રભાવે?
"સન્માર્ગ દીપક બને જનના સુકર્મે!
"ના, પણ, મુજ પુણ્યનો એવો પ્રકાશે, હું શક્યો પાડીઃ
શકે એ જોસથી ગુસ્સો શું કદાપિ સન્મુખે આવી?
અઝીઝ બોલી ગયો મુજનેઃ–"નવીન કુરાન લાવ્યો તું?"
"જાનો પયગમ્બરે શું તું? ચમત્કારે કરે શું તું?"

"ક્રોધાન્ધ અશ્વશો, વ્યર્થ ધસ્યો મુજ પરેજ એ
ચમત્કારો, શું હું કે એ, કોઇયે—ન કરી શકે !

"વિવેક જ્યોતિને જીવનની ગુફામા ધરી શકું:
ચમત્કારી ન્યાળું જગ વિપુલ જે છે વિભુ-રચ્યું";
રચે છે તે રૂપે પ્રકટ પ્રભુ છેઃ અન્ય ન દિસે-
ક્રિયામાં, વિધિમાં, વિવિધ જન-જાતિગત, ન એ !

વિધિ-નિષેધ, પણ, માનું, જરૂરના, દોસ્ત ! તું જાણે !
પરંતુ રાજ્યનીતિની ઠીકરની દિક્ષ-કુમારો જે-
વિરાજે રાજ્યગાદીએ, મઝબ, એ શાહ સંભાળે-
વ્યવસ્થા ધર્મ-માર્ગોની કરે સઘળી પ્રજા માટે !

---

### ૯—ધર્મ-માર્ગો (And what are Forms?)

ન શું એ ધર્મ-માર્ગો તો સરલ વસ્ત્રો સમા સુન્દર ?
તરંગર-રંક-ને રૂચતા, વ્યવસ્થિત બાહ્યને અંતર !
ઉગરની આંચથી ઉન્હા, સજીવ અવયવ સમા ચંચલઃ
થતાં જર્જર, તજી, નૂતન ધરાતા ધર્મના અંચલ !
વળી કુદરત તણી બાઝારમાં આત્મિકતા એશી !
સુવર્ણાક્ષર પ્રકટ સ્વર્ગીય, માનવને, મળ્યા ગેબી !
ધ્વજ અદૃશ્ય સત્તાની, ફરેધી અહીં રહી ચાલીઃ
ઉતારી હીરની દોરી ખુદાએ સ્વર્ગથી ઝાલી !
અફળ બુદ્ધિ-વિલાસે તૂફાણો દહોળાય છે ત્યારે-
દયાળુ દોરી એ પાર્થિવ પંકથી જ ઉગારે !
પ્રભુજી ધર્મ-પ્રેરકને વળી પેખે સહુ ત્યારે-
પળે તેનાજ દોર્યા કંઇ રૂપે સંસારને આરે !
ગુજારે સેતુ-પાર સમું, રહ્યું-જીવન વિના ગર્વ.
મહા સાર્થક ધરે સેવા, પ્રભુ પ્રીત્યર્થ, હો સર્વે !

અહિરંતર અનંતેશ્વર ! સ્ફુરન્તે સર્વ સચરાચર !
અવિકૃત એક એ વિલસે ! વિવિધ જેનાં સ્વરૂપાંતર !
સ્તવે એ પ્રાર્થના-ગીત, ગિરાદર ખ્રીસ્તીની ઘંટા-
કરે એ બાંગ મસ્જીદની, ભજન સર્વે ઇશ્વરી જ ના ! ([illegible]) (આગળ ચાલુ)

# — વિરહ. —

એક જુનું કાવ્ય.

( પૃ. ૫૭ થી ચાલુ. )

સખી ચૈત્રે ચંદરમાતણું ઘણું ઉડેરે તેજ
જોબન ફુલ્યું રે વાડી ફુલી લેકી લેકી જાય ૨૭
ભેદ કરૂં મ્હારા નાથને હુંપણા દૂરે થાય
મ્હારે હઇયેરે આનંદ વસો ઉવો રાત ને દીન ૨૮
અવસર ચૂક્યો રે મેહુલો વરસ્યો કુણ કાજ
અંબે વલગી બેલડી સાહેલડી જાય.
મારે બેલડીઓ શ્રી નાથજી રહી લેશે રે સ્યામ. ૨૯

કઠણ દીન નવ સૂઝે !
શે વદન બંધ છૂરે ?
ત્યજી ન અન્ન લીજે !
સનકે નય ભીંજે ! ૩૦

સખી વૈશાખે વિનતા કહે આવ્યો ગનીશમ રે કાસ
આગ તણા ભડકા બળે, તડકાની રે ઝાલ. ૩૧
મારે આંગણીયેરે લીંમડી, આવે શીતલ વાય
અંતર આગ સગે નહીં વીના શ્રી રણછોડ ૩૨
આજો રે આવરણ ઓઢણો ભૂષવાસ કપૂર
કેસર ભીંજેરે મ્હારી કંચુકી.—પરમેશ્વર દૂર. ૩૩
પ્રીતડી ત્યજે રે પગ બેમીઆ આ દીસે છેરે ઘાટ
માંસ ત્યજે મ્હારી પાંસલી વાંસળી ઘનશોર ૩૪

કનક મુગટ માથે
મોરનો પીછ સાથે
મધુરી મોરલી વાગે
આવતો રંગ રાતો ૩૫
નીપટ આવી વલગો
શ્યામલો અંગ લાગ્યો
મલીને કહે સાહેલી
મને કહે તું વેરી વેરી. ૩૬

શાળાઓ તેમને સારૂ ખૂલ્લી હોવી જોઇએ. જે શાળાઓ સર્વ અંગને માટે છે, સમસ્ત રાષ્ટ્ર માટે છે તેજ શાળાઓ રાષ્ટ્રીય છે, તેજ શાળાઓ રાષ્ટ્રને ભૂષણરૂપ છે. અન્ય શાળાઓ અરાષ્ટ્રીય છે, અને દેશને કલંક રૂપ છે.

કેળવણી રાષ્ટ્ર માટે હોય અને રાષ્ટ્રમાં હોય છતાં તે રાષ્ટ્રના પૈસામાંથી ન હોય તો તે બેશક રાષ્ટ્રીય નથી. જ્યારે રાષ્ટ્ર પોતાની કેળવણી માટે પોતાનાજ ખીસ્સામાંથી દ્રવ્ય આપે છે ત્યારેજ કેળવણીમાં ખરો પ્રાણ આવે છે. એ રાષ્ટ્રના દ્રવ્ય પાછળ રાષ્ટ્રની કેળવણીની તપશ્ચર્યા હોય છે. જ્યાં સુધી પૈસાની લગામ રાષ્ટ્રના હસ્તક નથી હોતી ત્યાં સુધી કેળવણીની ભાવના વિશુદ્ધ નથી રહેતી, ત્યાં સુધી પૈસા આપનારની ભાવના રાષ્ટ્ર કેળવણીને દુષિત કરે છે. જે પૈસા આપણે બીજાને આપવા ન જોઇએ છતાં આપીએ, અથવા આપણને આપવાની ફરજ પડે, જે પૈસા સત્તાના બળથી અથવા છળથી લેવાયા હોય, જે પૈસા અયોગ્ય માણસે કે સત્તાએ લીધા હોય તે પૈસા ભલે આપણા ખીસ્સામાંથી નીકળ્યા હોય તો પણ તે આપણા નથી. તે પૈસા પાછળની આપણી ભાવના, આપણું તપ, લેનારની દુર્વૃત્તિમાં ભેળાઇ જાય છે અને તેથી તેમાંથી જે આપણાપણું છે તે વિકૃત બને છે. જે વૃત્તિથી એ પૈસા એકઠા થયા હોય, તેજ વૃત્તિ આપણા દ્રવ્યને ચોંટે છે, અને તેથી તે દ્રવ્ય આપણું મટી વૃત્તિનું બને છે. આપણી કેળવણી આપવાની ગોઠવણ સરકાર કરે છે અને આપણાજ પૈસામાંથી. પરન્તુ તે પૈસા સરકારી રાજનીતિથી દુષિત થએલા છે. તે પૈસાની પાછળની આપણી વૃત્તિ, આપણી શુદ્ધિ તેમાંથી ઉડી ગયાં છે. આથીજ આપણે સરકારી દ્રવ્યથી ચાલતી નિશાળોને રાષ્ટ્રીય શાળાઓ કહી શકીએ નહિ તેમ આપણી રાષ્ટ્રીય શાળા માટે સરકારી મદદ માગી શકીએ નહિ. જ્યારે સરકાર રાષ્ટ્રની હોય અને રાષ્ટ્રને તે સરકાર માન્ય હોય ત્યારે તે સરકારની મદદ આપણે ધર્મ્ય છે. એ વખતે સરકારી શાળા અને રાષ્ટ્રની શાળા એવો ભેદ નહિજ હોય.

રાષ્ટ્રીય કેળવણીની ત્રીજી જરૂરીઆત એ છે કે એ કેળવણીની રચનાના સૂત્રધાર રાષ્ટ્રીયજનોજ હોય. ધારો કે અત્યારની સ્થિતિ, અત્યારના પ્રશ્નોનો નિકાલ થઇ જાય, સરકારની વૃત્તિ શુદ્ધ થય અને કેળવણીની બાબતમાં પૈસા ખરચવાનું આપણા હાથમાં હોય છતાં પણ જો કેળવણીના સૂત્રધાર તરીકે પરદેશીઓ હોય અથવા તેમનો મોટો હિસ્સો હોય તો કેળવણી રાષ્ટ્રીય થઇ શકેજ નહિ. પર-રાષ્ટ્રના મનુષ્યો ગમે તેટલા સારા હોય, કદર હોય, નિષ્પક્ષપાત હોય તો પણ તેઓ કદી આપણા રાષ્ટ્રનું જીવન સમજી શકવાનાજ નહિ. કેળવણીનું મંડાણ જીવનઆદર્શ, લોકપરંપરા, અને સંસ્કૃતિ પરજ હોવું જોઇએ. જેઓ આ વસ્તુથી અપરિચીત છે તેઓનો કેળવણીના કામ સાથે કોઇ પણ જાતનો સંબંધ હોવો ન જોઇએ. ભાવિ પ્રજાને કેળવણીથીજ ઘડવી છે એટલે ભાવિ પ્રજાની ઉન્નતિ કે અવનતિ કેળવણીના પ્રબન્ધ ઉપર અવલંબે છે. એ કેળવણીના પ્રબન્ધકાર રાષ્ટ્રમાંથીજ હોય, પર રાષ્ટ્રના નહિ. અત્યાર સુધીમાં મળેલી કેળવણીથી જે ખરાબ પરિણામો આવ્યાં છે તેનું કારણ કેળવણીના સૂત્રધારો-વિદેશી હતા તેજ છે. એમણે યોજેલી કેળવણીની ઘટનામાંથી આપણને તેમનીજ સંસ્કૃતિ, તેમનાજ વિચારો, તેમનાજ આચારો અને તેમનોજ પ્રાણ મળ્યો છે, એટલુંજ નહિ પરન્તુ આપણે આપણી સંસ્કૃતિ ભૂલી ગયા છીએ, આપણા આચારો વિચારો વિદેશી થતા ગયા છે અને આપણો પ્રાણ નિશ્ચેષ્ટ થઇ ગયો છે. આપણામાં ફરી વાર એ બધું લાવવા માટે કેળવણીનું તંત્ર આપણે આપણાજ હાથમાં લેવું જોઇએ, અને વિદેશીઓને

ળવણીના તંત્રીપદપરથી ભ્રષ્ટ કરવા જોઇએ.

આટલી શરતો પૂરી પડે તો પણ રાષ્ટ્રીય કેળવણી પાછળ રાષ્ટ્રીય ધ્યેય ન હોય તો રાષ્ટ્રીય કેળવણી નિષ્ફળ જાય. દરેક રાષ્ટ્રને તેનું પોતાનું ધ્યેય હોય છે. એ ધ્યેયને સિદ્ધ કરવા માટે સાધન તરીકે કેળવણીની યોજના કરવામાં આવે છે. આપણા રાષ્ટ્રનું ધ્યેય આત્મજ્ઞાન છે. એ ધ્યેય કેળવણીની યોજનાનો પ્રાણ હોવો જોઇએ. એ ધ્યેયસિદ્ધિ માટેજ આપણે કેળવણીનો પ્રબંધ રચવો જોઇએ. એ ધ્યેયથી જેટલું વિરુદ્ધ તેટલું આપણને ત્યાજ્ય હોવું જોઇએ. અત્યાર સુધી આપણને આપવામાં આવેલી કેળવણીનો તેના પરદેશી હતા. યૂરોપનું જે ધ્યેય છે તે ધ્યેયજ આપણને કેળવણી આપતી વખતે તેમની સમક્ષ રહે એ સ્વાભાવિક છે. અને ખરેખર બન્યું છે પણ તેમજ. એ કેળવણીનો પ્રાણ દ્રવ્યપૂજા હતી અને તેથી એ કેળવણીએ વકીલો, મીલના માલેકો, મોટા વેપારીઓ, ઇજનેરો ડાક્ટરો વગેરે દ્રવ્યપૂજકો બનાવ્યા. તત્વચિન્તકો તો એ કેળવણીના પ્રદેશમાંથીજ જતા રહ્યા. એ કેળવણી પાછળ યૂરોપની સંસ્કૃતિ હતી, એ કેળવણી પાછળ યૂરોપનો જીવન આદર્શ હતો અને એ કેળવણી પાછળ યૂરોપનો પ્રાણ હતો. એ કેળવણી લીધેલા આપણે આપણી સંસ્કૃતિ ભ્રષ્ટ થયા, ધર્મને અતિગ માન્યું અને અતિગને ધર્મ માની ઇશ્વરથી દૂર ગયા. યુરોપીયન જીવનનું જાદુ આપણામાં નથી. યુરોપીયન થવાનો વ્યર્થ પ્રયત્ન કરતા અર્ધદગ્ધ બેઉ અને દુનિયામાં આપણી હાસ્યજનક સ્થિતિ થઇ એમનો પ્રાણ આપણામાં આવ્યો એટલે આપણું જીવન, આપણી અંતઃરચના, આપણી રહેણીકરણી બધાં અપણે એમની પેઠે ઘડવા લાગ્યા. આ બધું કેળવણીમાં રાષ્ટ્રીય ધ્યેયને લીધે બનવા પામ્યું.

રાષ્ટ્રીય કેળવણીની રાષ્ટ્રીય જીવનની મુખ્ય કેન્દ્રની જેમ એ આપણો રાષ્ટ્ર કૃષિપ્રધાન છે. અત્યારે પણ ૮૦ ટકા જેટલી વસ્તી ખેડૂતની છે. ખેતીથી ઉત્પન્ન થતો અને તેની સાથે સંબંધ ધરાવતો વણાટનો ધંધો કરનારા વણકરોની સંખ્યા અત્યારે ઓછી નથી. બાકીમાં સુતાર લુહાર, કુંભાર, સોની, દરજી વગેરે કારીગર વર્ગ છે. બાકી રહ્યા મુત્સદ્દી વર્ગ તેની સંખ્યા અલ્પ છે. જે કેળવણી અત્યાર સુધી અપાતી આવી છે તે કેળવણી મુત્સદ્દી વર્ગ માટે હતી, ખાસ વર્ગ માટે હતી. તે કેળવણીએ ખેતી ભાંગી, વણાટનો ધંધો બંધ કર્યો કારીગરોને નિરુત્સાહ કર્યા, અને સૌને વકીલો, ડાક્ટરો, કારકુને અને મીલ મજુરો બનાવી દીધા. હવે ફરીવાર સૌને પોતપોતાના યોગ્ય સ્થાને મૂકવા માટે દેશને માટે યોગ્ય એવી કેળવણી રચી દેશી જીવનની મુખ્ય જરૂરીઆતની છે. હિન્દી જીવન એટલે કૃષિપ્રધાન જીવન. એ જીવનના પુનરુદ્ધાર માટે જે કેળવણીની યોજનામાં વિચાર નથી તે કેળવણી રાષ્ટ્રીય નથી એ ચોક્કસ. દરેક શિક્ષણની સંસ્થામાં ખેતીનું અને તેને પોષનારા તેમાંથી ઉત્પન્ન થતા તમામ ધંધાનું જ્ઞાન આપવું જોઇએ અને બૌદ્ધિક કેળવણીને જેટલું યોગ્ય છે તેટલું સ્થાન આપવું જોઇએ. દેશને ગરીબીમાંથી બચાવવો હોય, દેશને રોગમાંથી બચાવવો હોય દેશને સ્વાશ્રયી બનાવવો હોય, દેશને સ્વધર્મી બનાવવો હોય તો દેશની રાષ્ટ્રીય કેળવણીની યોજનામાં દેશના પુરાણા ધંધાને ફરી જીવન આપવાના વિચારોનો તાત્કાલિક અમલ કરવો જોઇએ.

આટલાં રાષ્ટ્રીય કેળવણીનાં ખાસ લક્ષણો છે. બીજાં કેટલાંએક ગૌણ લક્ષણો છે તે સંબંધે કોઇ બીજે પ્રસંગે.

ગિરિજાશંકર બ. બધેકા.

---

# રાજનીતિના અરણ્યમાં.

## (૧)

* * *

ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને રશિયામાં થયેલા રાજવિપ્લવો આપણને સુવિદિત છે. તે ઘટનાઓને અત્યારે હિન્દમાં ચાલતા કહેવાતા આધ્યાત્મિક પરિવર્તન સાથે જેટલા પ્રમાણમાં સામ્ય છે તેટલાજ પ્રમાણમાં એ બનાવો સાથે આપણે સંબંધ છે. યૂરોપમાંથી તો આપખુદી સત્તાધીશોની સત્તા નાશ થઇ અને પ્રજાવાદનાં મંગળ ગીત ગવાયાં. આપણો સમય તો એવા નામોથી અંકિત છે કે જેમણે પોતાના સર્વના ભોગે પણ પ્રજાની ઉન્નતિજ પોતાના જીવનનું સાર્થક ગણ્યું છે. આપણો સમય તે ડૉ. વિલ્સન અને મહાત્મા ગાંધીજીનો સમય. આપણા આચાર અને વિચાર ગોખલે-તિલકના પ્રજાવાદનાં અનેરા ગીતોમાંથી ઉદ્ભવ્યાં. ફ્રાન્સ નેપોલીઅનમય થયું છે. હિન્દ ગાંધીજીમય થશે તે કેટલે દરજ્જે ઇષ્ટ ગણાય તે જોવાનું બાકી છે. પણ મહાત્માજી કોણ? તેઓશ્રી તો એક અસહકારી મિત્રના જણાવ્યા પ્રમાણે એક સમયનું વાજીંત્ર છે, અથવા તો તેમણે પોતાના ગૌરવથી, પોતાના સત્યાગ્રહથી, અને પોતાના સર્વસ્વના ભોગથી સમયને પોતામય બનાવ્યો છે. આ વિચાર અત્રે જરા મનન કરવા યોગ્ય છે. અત્રે કાર્લાઇલ અને મી. બકલ એ વ્યક્તિઓ અનુક્રમે વ્યક્તિગત પ્રતિભા અને સમયના સામર્થ્યને દરેક હિલચાલ કે પ્રગતિના અનિવાર્ય કારણ તરિકે સ્વીકારે છે. એથી આ વિષયમાં તેમના સિદ્ધાન્તો મનન કરવા યોગ્ય છે. કાર્લાઇલ કહે છે કે વિશ્વનો ઇતિહાસ તે મહાન વ્યક્તિઓના જીવનની ઘેપણી. સમય શું કરી શકે? તે તો સત્વહીન કાષ્ટ જેવો છે, તેમાં જ્યારે મહાત્મા રૂપી અગ્નિ પ્રવેશે ત્યારેજ તેમાં જ્યોતિ પ્રકટે. ત્યારેજ વિશ્વ જ્યોતિમય થાય. મી. બકલ સમયના સામર્થ્યવાદનો એક ચુસ્ત પક્ષકારી છે. બકલના કહેવા પ્રમાણે તો વ્યક્તિગત ગૌરવ કંઇજ કરવાને સમર્થ નથી, અને સ્વતંત્ર વિચારણા માટે સ્થાનજ નથી. સમય જ બધું ઘટે છે. અમારા ધારવા પ્રમાણે સત્ય આ બે વિચારોની મધ્યમાં રહેલું છે. પીટર, લ્યુથર, અને નેપોલીઅન તેમનાં કર્તવ્યને માટેજ જન્મેલા હોવા જોઇએ; પણ સાથે સાથે દુનીઆ પણ તેમને આવકાર આપવાનું સામર્થ્ય ધરાવતી હોવી જોઇએ. સત્તાપરિવર્તનનો નાયક ૧૬૮૮ ની સાલમાં ક્રોમવેલ હોત તો ઇંગ્લાન્ડમાં અત્યારે અમેરિકાની પદ્ધતિએ રાજતંત્ર ચાલતું હોત. ક્રોમવેલનો સમય તેને માટે યોગ્ય ન હતો અને તેજ તેની કેટલેક અંશે નીવડેલી નિષ્ફળતાનું કારણ. ડૉ. વિલ્સન માટે પણ વિશ્વની પ્રજાઓ તૈયાર ન હતી. કાર્લાઇલ અને બકલના સિદ્ધાન્તોમાંથી અમને તો હાલના સમયમાં મી. બકલના વિચાર વધારે ઇષ્ટ જણાય છે. આનો આશય એવો નથી કે મહાત્માજી નિર્જીવ હતા અને હાલના સમયે તેમનામાં તેમનો આત્મા મૂક્યો. આત્મા તો હતોજ ગાંધીજી જન્મ્યા ત્યારનો અને તેની પ્રતીતિ તે વીરવરે ચલાવેલી આફ્રીકાની સત્યાગ્રહની લડત વખતેજ થઇ હતી. અમે એટલુંજ જણાવવા માંગીએ છીએ કે આ સુનંદા તંત્ર માટે ૧૯૧૯ પહેલાં ભૂમિકા સાનુકૂળ ન હતી. જે તેઓશ્રી અત્યારે કરી રહ્યા છે તે ચાર વર્ષ પહેલાં અસંભવિત અને અચિન્ત્ય હતું. યૂરોપના વિગ્રહે આખા સમાજનું દૃષ્ટિબિન્દુ ફેરવી નાખ્યું. ગયા ચાર વર્ષ દરમ્યાન પ્રજાવાદના હિમાયતીઓને એટલાં પ્રમાણમાં સામર્થ્ય અને ઉત્સાહ

આવ્યાં છે કે જે બીજાં સાધારણ ચાર સૈકા પણ આપવાને વખતે અસમર્થ નીવડયાં હોત. મી. બકલના કહેવા પ્રમાણે સાધારણ રીતે ઘણાએ વીરનરો સાનુકૂલ સમય માટે બહુએ ઉન્માદ કરી રહ્યા હતા પણ સમયની વિપરિતતાને લીધે તે સઘળું અરણ્યે રુદિતં નીવડેલું. આમાં અમને તો કાંઇ અતિશયોક્તિ લાગતી નથી. " The times " says Carlyle " Have indeed called loudly enough for the great man and he has not answered " To which Mr. Buckle might reply with equal if not greater truth " The great man has indeed called loudly enough to the times and the times have not answered." સમય તારીજ બલીહારી !

પણ મહાત્માજી કરવા માગે છે શું ? તેઓશ્રી તો હાલના રાજનીતિશાસ્ત્રમાં એક આધ્યાત્મિક પરિવર્તન કરવાની અભિલાષા રાખે છે. હાલની રાજનીતિ કુટિલ છે; મદાંધતાનો ભોગ થઇ પડેલી છે. સ્વાર્થી પ્રજાઓના હાસત્વ નીચે બેડોળ બની રહેલી છે. તેના આત્મામાં મહાત્માજી આધ્યાત્મિક અથવા નૈતિક જીવન પ્રેરવા ઇચ્છે છે; પણ આમાં એક ગંભીર ભૂલ થાય છે. મહાત્માજી નીતિશાસ્ત્ર ( ethics ) અને રાજનીતિ શાસ્ત્ર વચ્ચે રહેલો ભેદ પોતાના કાલ્પનિક મનોમયના બળે ભૂલી તે બન્ને શાસ્ત્રો વચ્ચે અભેદતા ઉત્પન્ન કરવો માગે છે. અત્રે જણાવવું જોઇએ કે રાજનીતિશાસ્ત્ર તે નીતિ શાસ્ત્ર તો નથીજ આપણા શાસ્ત્રકારો નીતિશાસ્ત્ર અને રાજનીતિ શાસ્ત્ર વચ્ચે રહેલા સામ્યને એટલી તો સચોટ રીતે પીછાનતા હતા અને નૈતિકબળને એટલું તો આવશ્યક ગણતા હતા કે તેમણે Politics ને રાજ ( State ) નીતિ ( ethics ) એટલે રાજનીતિ શાસ્ત્રનું નામ આપ્યું પણ જેવી રીતે નીતિશાસ્ત્રમાં ચારિત્રને લગતા ગુણોની અને જરૂરીઆતોની ખીલવણી કરવામાં આવી છે તેટલેજ અંશે રાજનીતિ શાસ્ત્રમાં પ્રાધાન્યે તો રાજ્યને લગતી જરૂરીઆતોનેજ મહત્વ જોઇએ. હાલના સમયનું રાજનીતિશાસ્ત્ર, પણ અનૈતિક કહેવાયજ નહિ. રાજનીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, અને નીતિશાસ્ત્ર તે સમાજના જીવનને અને આત્માને ખીલવનાર અંગો છે રાજનીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો ઉદ્દેશ સમાજના જીવનને સુખી, સંતોષી અને આદર્શનીય બનાવવાનો છે. અને અમે ધારતા નથી કે નીતિશાસ્ત્ર પણ આનાથી વધારે ઉમદા આદર્શ હોવાનો દાવો કરતું હોય. સમાજના અંગો વચ્ચે અસંગતિ અથવા વિપરીતતા સંભવેજ નહિ. રાજનીતિશાસ્ત્રના આદર્શો પણ નૈતિક દૃષ્ટિએ માન્ય હોવા જોઇએ. સમાજનું શ્રેષ્ઠ ઉપર જણાવેલ ત્રણ અંગોના સહકાર અને મધુર સંગતિ (solution sweet) માંજ સમાયલું છે. તો પછી તેમની વચ્ચે વિપરીતતા કેમજ સંભવે ? જેટલે અંશે રાજનીતિ શાસ્ત્ર અથવા અર્થશાસ્ત્ર કેવળ નીતિશાસ્ત્રમાં સમાઇ જતાં નથી તેટલે અંશે તેમનું સ્વાતંત્ર્ય જનસમૂહને લાભદાયી છે. જો ઉપર જણાવ્યા પ્રમાણે થાય તો પછી રાજનીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનું અસ્તિત્વ ભુંસાઇ જાય અને કેવળ નીતિશાસ્ત્રજ રહે. આ આદર્શ કેટલો ઇષ્ટ છે તે સમજવું મુશ્કેલ નથી. વળી જેમ એક અંગની પાસે બહુજ કામ લેવાથી બીજાં અંગો ખવાઇ જાય છે તેટલુંજ નહિ પણ તેજ અંગ નામર્દાની સ્થિતિએ પહોંચે છે તે પ્રમાણે સમાજના એક અંગ ઉપર અયોગ્ય ભાર મૂકવાથી તે અંગને અને બીજાઓને હાનિ થવાનો સંભવ રહે છે, 'Sympathy or altruism pushed to an extreme involves the destruction of self and therefore the death of society; self-interest

or egoism pushed to an extreme means the destruction of others and therefore likewise the death of society. Social life can endure only through a balancing of these two principles one reinforced by the other. અમને તો મહાત્માજી ઉપર જણાવેલા બે દોષોમાંથી એકના ભોગ થઇ પડેલા લાગે છે. અને રાજનીતિ શાસ્ત્રને રંગવા જતાં તેઓશ્રી જાતેજ રંગાઇ જાય તેવો અંદેશો ઉત્પન્ન થયા શિવાય રહેતો નથી.*

પુષ્પદ.

---

* આ વિદ્વાન લેખકના વિચારો અને સિદ્ધાંતો સર્વમાન્ય નહિ થાય; પરન્તુ ગાંધીજી જેવી સમર્થ વ્યક્તિ વિરૂદ્ધ સ્વતંત્ર વિચારો દર્શાવવા માટે અમ્હે ત્હેમને અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આ વિચારજાગૃતિ આપણા જનસમૂહમાં પણ શરૂ થાય. બાકી આ વિચારસ્વાતંત્ર્ય પણ કોને આભારી છે ? —તંત્રીઓ.

---

# સૌન્દર્યની શોધમાં ટીકાકાર.

(લે. ભદ્ર ઉમરવાડિયા.)

જગત મંડાયું ત્યારથી સૌન્દર્યની શોધ શરૂ થઇ. કવિઓએ બુલબુલો બોલાવી, ચિત્રકારોએ લતાઓ ચિતરી, શિલ્પીઓએ શિલ્પમાં જીવન રેડ્યું ને ટીકાકારોએ એ બધી કળાકૃતિઓમાંથી સૌન્દર્ય ઝીલ્યું ને ઝીલાવ્યું. પ્રશ્ન એ છે કે એ ટીકાથી જગત્ સૌન્દર્યની શોધમાં કેટલું આગળ વધ્યું ?–પ્રચલિત ટીકાશાસ્ત્રના નિયમોની મદદ વડે આપણે સુન્દર વસ્તુ પિછાની શકીએ ખરા ?–એની મદદ વડે આપણે કહી શકીએ ખરા કે આ વસ્તુ સુન્દર છે, ને પેલી નથી ? ટીકાશાસ્ત્રનો ઇતિહાસ તપાસીએ તો કદાચ આ પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત થાય; પણ ત્યાં તો આપણે જોઇએ છીએ કે જ્યારે જ્યારે ટીકાકારોએ કળાકૃતિઓ માટે નિયમો ઘડ્યા, જ્યારે જ્યારે સૌન્દર્ય માટે સંયમ સરજાયો; જ્યારે જ્યારે કળાકૃતિની પરીક્ષા માટે નિર્ણયપ્રમાણ રચાયાં ત્યારે ત્યારે ટીકાકારો સૌન્દર્યશોધમાં ભૂલા પડ્યા. એક દૃષ્ટાંત લઇએ: જૂની પદ્ધતિનો એવો મત હતો–છે–કે સંસ્કૃત પંડિતોના કૃતિઓ ચિરંજીવી થઇ માટે ત્હેમનીજ કળાકૃતિના આદર્શ હોઇ શકે. આવા સિદ્ધાંતીનો એકજ બોલ છેઃ "આ કાળનાન્ય કળાકારોના અનુકરણ વિના સૌન્દર્યસર્જન અશક્ય છે."–એટલે કે જે જે કૃતિઓ જૂના નિયમો અનુસાર ન હોય તે બધી સૌન્દર્યરહિત–કળાવિહોણીજ ગણાય !

પરન્તુ શાસ્ત્રીય પૃથક્કરણથી નિયમો સરજી તે વડે કળાકૃતિઓ રચવાનો મત બહુવાર નીભી શકે નહિ. એટલે એ મત ધીરે ધીરે ઘસાતો ગયો ને એકચીલે ચાલવાનો જૂનો પંથ છોડી કેટલાક "નવા" કળાકારોએ કોઇક કોઇક વાર તે કાળજૂના ચીલાની બ્હાર ચાલવાનું શરૂ કર્યું. પરન્તુ આ મત ઘસાતો ગયો છતાં એ મતથી સરજાયલા એક વેળા સર્વમાન્ય ગણાયલા નિયમો એકદમ પદભ્રષ્ટ થયા નહિ. કોઇક કળાકાર ત્હેને ઉલ્લંઘવાનું સાહસ કરતો પણ તે ત્હેની ભાવિ યશોજ્જવલતાના જોખમેજ; અને કદી જગતને ત્હેની પ્રતિભા સ્વીકારવી પડતી તો તે અસંસ્કારિત

રંગળ, એટલે કે લાક્ષણિક કૌશલ્ય, અને આ વિભાગની કૃતિવડે જોનારને આનંદ મળતો નથી એવું પણ નથી. ઉત્તમ પ્રકારનું લાક્ષણિક કૌશલ્ય ઘણે અંશે આનંદદાયી અને મનોહર છે. આવા લાક્ષણિક કૌશલ્ય માટે નિયમો હોઇ શકે અને એ સંબંધે એમાં નિયમનું પ્રતિપાલન થયું હોય છતાં કોઇને એટલા વિભાગમાં સૌન્દર્ય ન જડે, તો ત્હેનો મત ખોટો છે એમ કદાચ[1] કહી શકાય (છતાં એકજ જાતનું લાક્ષણિક કૌશલ્ય બધીજ કૃતિઓમાં હોવું જોઇએ એવો ટીકાકનો આગ્રહ હોય છે દૃષ્ટાંતરૂપે "અપવાગદ્ય" માં તે તો અનુચિતજ છે) પરન્તુ આવા નિયમો લાક્ષણિક કૌશલ્ય માટેજ હોઇ શકે. જે વસ્તુઓને આપણે 'સૌન્દર્યવાહી', 'કરુણાજનક', 'હાસ્ય જનક' (આપણા સામાન્ય અર્થમાં નહિ,) 'મધુર,' એવાં નામોથી ઓળખીએ છીએ તે કૃતિઓની ઉચ્ચતા ત્હેમાંથી ઉદ્ભવતા ભાવો શિવાય બીજે કયા સાધન વડે માપી શકાય એ એક પ્રશ્ન છે; અને ભાવો તો વ્યક્તિગત છે. ત્યારે અમુક વસ્તુ 'સુન્દર' છે એમ કિયા સાધનો વડે આપણે કહી શકીએ? કેટલાકોનો એવો મત છે કે "સૌન્દર્યના તત્વો જાણવાનું–કિયાં તત્વો અમુક વસ્તુમાં હોય તો તેને 'સુન્દર' કહી શકાય–એ નક્કી કરવાનું પ્રયોજનજ નથી; કારણકે કઇ વસ્તુ સુન્દર છે તે જનસમૂહ સારીપેઠે જાણી શકે છે. કળાના નિયમો હોય કે ન હોય; થોડાક માણસો સમ્મત થાય કે ન થાય તો પણ જનસમૂહનો મોટો ભાગ તો સુન્દર વસ્તુને જુએ છે ને જાણે છે[2] વનસ્પતી શાસ્ત્રી 'જીવન'ની સંપૂર્ણ વ્યાખ્યા આપી ન શકે પણ કોને 'જીવનવતું' અને કોને 'મૃતવત' કહેવું એ તો એ જાણે છે," પરન્તુ આ વાત સત્ય નથી. વનસ્પતિશાસ્ત્રી એક વસ્તુને 'જીવનવતું' કહે છે તે પદાર્થનીષ્ઠ સત્યોની મદદ વડે એના વિરોધીઓને પોતાના નિયમો વડે પોતાનો મત તે સિદ્ધ કરી આપી શકે છે. અને ટીકાકારને તો છેવટે એમજ પુછવું પ્રાપ્ત થાય છે કે "આ કળાકૃતિ સૌન્દર્યવિષયક રૂચિ ઉત્પન્ન કરી શકે છે કે નહિ?"–અને એ રૂચિ ઉત્પન્ન થાય ન થાય એ ફરી પાછી, વ્યક્તિગત ભાવોની વાત આવી.

આ વાતનું નિરાકરણ કરવા કેટલાક લોકો કહે છે કે સાધારણ જનસમુહ નહિ પણ એ કળાકૃતિ સુન્દર છે કે નહિ એ વાતમાં તે કળાના શાસ્ત્રીઓ–અભ્યાસકોનો નિર્ણય છેવટનો ગણાય. અહિં થોડીક ભૂલ થાય છે. એ વાત ખરી છે કે સમકાલીન ટીકાકારો ઉત્તમ પુસ્તકોની યાદી ઘડવા બેસે તો સાધારણ રીતે ઘણાં પુસ્તકો સામાન્ય નીકળી આવે અને આ ઉપરથી ઉચ્ચતાનાં સામાન્ય તત્વો જડે ખરાં; પરન્તુ એક કળાના અભ્યાસકો આમ 'પરીક્ષા' કરે તેથી સૌન્દર્યના સર્વ કાલ અને સર્વ દેશ માટેના તત્વો તો જડી આવે નહિ. પરીક્ષાના ત્હેમના નિયમો અને માન્યતાઓ તે દેશના, તે વખતનાં વાતાવરણ અને સંસ્કારથી સરજાયાં હોય છે ઉપરાંત એવું પણ બને છે કે સર્વમાન્ય કૃતિઓ વિરૂધ્ધ અભિપ્રાય આપવાનું ત્હેમના કોઇને રૂચતું નયે હોય. અને ત્હેમની પરીક્ષામાં ઉત્તીર્ણ પામેલામાંથી સર્વોત્તમ કોણ એ વિષે પણ તે શાસ્ત્રીઓમાં માંહોમાંહ્ય થોડો મતફેર

---

1 'કદાચ' કારણકે આ વિભાગમાં મત ભેદ ન હોય એવું નથી. દૃષ્ટાંત રૂપે ચિત્રકારની રંગોની પસંદગી. ઘણા બંગાળી ચિત્રકારોની રંગની ચુંટણી ગુજરાતના કેટલાક કળા અભ્યાસકોને રૂચતી નથી. આ મતભેદ પ્રાન્તફેરને આભારી છે જે વિષે આગળ ઉલ્લેખ કર્યો છે.

2 પ્રશ્ન આ નથી. પ્રશ્ન એ છે કે હું એક વસ્તુના સૌન્દર્યનો અનુભવ કરૂં અને બીજું કોઇ એ અનુભવ નથી કરતું તો કયા સાધનો વડે–કયા નિયમોની મદદથી એને સૌન્દર્યનો અનુભવ હું કરાવી શકું?

મધ્યમ હાસ્ય વસ્તુત્વમાં લૌકિક નિપુણતા, આક્ષેપચાર અને ધાર્મિક તેમજ સંસારિક નીતિ રીતિ નિપુણતા, રૂઢિ–વા પ્રણાલિકાનું રૂઢિત્વનું વા પ્રણાલિત્વનું આલેખન થાય છે. આમાં બુદ્ધિની જરૂર ખરી, આ પણ અમુક અંશે બુદ્ધિનો વિષય પણ ખરો, આ પણ એક પ્રકારે બુદ્ધિ વ્યવહાર કહી શકાય–પરન્તુ આ નિદાન બુદ્ધિવ્યવહાર તરીકે તો નહિજ.

હવે હાસ્યરસ કેવી રીતે ઉત્પન્ન થાય છે–તેનું સવિસ્તર વિવેચન રા. રા રમણભાઈએ કરેલું છે–એટલે તેનું વિવેચન અત્રે જરૂરી નથી પરંતુ તેમાં કંઈક આવશ્યક છે, અને તે તત્પક હાનિ–તત્વનું સમાલોચન.

કેટલાક હાસ્યઅપ્સરા ઉપર કલા પ્રમાણે ઉત્તમ, મધ્યમ વા અધમ આંકી શકાય છે–ને ઉપરાંત તેમાં કેટલાક હાનિવિમુખ, સ્હેજ માનસિક હાનિભર અને શારીરિક તેમજ માનસિક હાનિ ભર પણ લેખાય છે.

હાનિત્વ બે પ્રકારનું છે–આત્મસ્થ ને પરસ્થ. આત્મસ્થ એટલે હાસ્યઅપ્સરાગત પાત્રસ્થ. પરસ્થ એટલે હાસ્યાનંદ અનુભવનાર શ્રોતાસ્થ. જ્યારે હાનિત્વ પરસ્થ હોય છે અને તે સ્પષ્ટ હોય છે–ત્યારે બહુશઃ હાસ્યરસની ક્ષતિ થાય છે. જેમકેઃ—

"જોઇ લો જગતના બાવા રે, જોઈ લો જગતના બાવા,

* * * *

ચુપ કરે ને ધ્યાન ધરાવે, ભોળા લોકને ભમાવા;
બોજે ભકત મ્હે ભવસાગર મેલી, જમપુરીમાં જાવા. જોઇ લો."

—હાસ્યમંદિર પાન ૭૬

જ્યારે આ પરસ્થ હાનિને પણ આ પ્રકારના હાસ્યઅપ્સરામાં સ્વસ્થ તરીકે આલેખી ત્યારે પાત્ર મર્મમાંથી, તેને સ્ફુટ કરવામાં આવે છે ત્યારે ઉપરોક્ત ક્ષતિ થતી નથી. વળી આ પ્રકારમાં જ્યારે સ્તુતિ આક્ષેપ યોજાય–ત્યારે તેમાથી કંઇક અવનવીન હાસ્યાનંદ જવે છે. જેમ કેઃ-

"પરણ્યો લાવે પાવળી, બાવો લાવે વહેલ;
પાલખીએ બેસું તો ઢળી પડું, મને ગમી બાવાની વહેલ.

તા થઇ તા થઇ

* *

અમદાવાદથી ગાડા જોતર્યાં ને માહે ભર્યાં છે હીર
બાવો હોય તો મૂલવે, મારાં ફાટી ગયાં છે ચીર.

તા થઈ તા થઇ.

આશંકે અત્રે આપણને સ્વસ્થ હાનિત્વનો વિચાર કરવો ઘટિત છે ને તેજ કરીશું.

અવાક્ ગઝલ.

—નટુભાઈ.



# કોનો વાંક!

એક આત્મકથા.

લેખક:

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

## પ્રકરણ ૮ મું. (ચાલુ)

### આશ્રમમાં.

[ ૪ ]

**પેલી** સ્ત્રીએ મારા પ્રશ્નનો જવાબ આપ્યો નહિ અને તે એક ઉંડો નિસાસો નાંખી ઉઠી ને મારી સામું સજલ નયને જોઇ રહી.

"તું નહિજ જાય?" મેં જવાબ દીધો નહિ, એટલે તેણે છેડા વતી આંસુ લુછી ચાલવા માંડ્યું ને "ભોગ મારા" એવું કાંઇક બબડી. હું સમજી, મારૂં હૈયું પીગળ્યું; હું દોડતી તેની પાસે ગઇ અને મેં તેનો હાથ પકડ્યો.

"બહેન 'શાના ભોગ'" મેં કહ્યું: "મારો સ્વભાવ જરા આવો છે. એટલે હું જતી નથી. પણ તમને શું દુઃખ છે તે તો કહો. હું એકલી છું; પણ મારે ગયે જો તમે સુખી થશો તો હું ચાલી જઇશ. શું છે? શું મારા આવ્યાથી તમારાં માન ઉતરી ગયાં.?"

પેલી સ્ત્રી ચમકીને પાછી હઠી "હેં તમે ક્યાંથી જાણ્યું?"

હું તેના ભોળપણ પર હસી. "એમાં શું? તમારી વાત પરથી. બહેન ગભરાવ નહિ! મારે તમારૂં સ્થાન નથી જોઇતું. તમારા સુખ માટે હું જતી રહીશ. પછી કાંઈ છે?" મેં આશ્વાસન આપ્યું.

"હેં?" માનતી ન હોય તેણે પુછ્યું.

"હા, જરૂર, તમે મહારાજના પરણેતર છો! દુનિયા તો એને બ્રહ્મચારી માને છે?"

"કોઇને કહેતી નહિ" ચારે તરફ ફરીથી જોઇ તેણે ધીમેથી કહ્યું "લોકો બ્રહ્મચારી માને નહિ તો માન કેમ પડે?"

"એટલે એમને ખાતર તમારે જન્મ કેદ વેઠવી."

"હોય" તેણે સ્નેહથી હસતાં કહ્યું; "ગમે તેવા પણ એનો મારા પ્રભુ ને પરમેશ્વર."

"કેટલા વર્ષ થયાં પરણ્યાં છો. મારાથી બે ચાર વર્ષે મોટાં દેખાવ છો?

"હું પરણી નથી" કચવાઇને તેણે કહ્યું. "મને ચોવીશ વર્ષ થયાં. પણ એ બધું પુછે છે શું કામ? તું ક્યારે જાય છે?"

"હું કાંઇ એમ જાઉં એમ નથી? પરમાર્થ કરું પણ સારો જાણું તો ખરી કે શા માટે કરું છું. મારા જવાની હિંમત આપવી પડશે. તમારી બધી વાત કહો'

"મારી વાત જાણે શો ફાયદો?"

"મને બહુ રસ પડે છે."

"મારી વાતમાં શું કહુ? ૭ વર્ષ પર મારી માસીને છોકરા સાથે હું રહેતી હતી"

"છોકરો?"

"હા હુ વિધવા હતી. મહારાજ મારે ગામ આવ્યા ને તેની પાછળ હું ગાંડી થઇ ગઇ. બધાને છોડી હું તેની પાછળ ગઇ. મારા આવ્યા પછી તેનાં માન ને આબરૂ વધ્યા" તેણે સગર્વ કહ્યું.

"એ પણ ખરું! પછી–"

"પછી શું? મારા સુખનો પાર નથી."

"છોકરો સાંભરતો નથી?"

"સાંભરે છે. પણ તે સુખમાં છે. અને નહિં હોય તોય શુ? મહારાજ આગળ મને કોઇની
"

જ્યારે આ પે શોકનું સાલતો ત્રીજે દિવસે ઉભું થાય છે."

...ના મર્મમાંથી, તેને તું આવી ને મહારાજનું મન ચળ્યું. ખબર છે! મહારાજ યોગ સાધે છે, ને પણ જ્યારે સ્તુતિ આક્ષેપ યોગભ્રષ્ટ થઇ જાય."

"ખડખડ હસી પડ્યા વિના મારાથી રહેવાયું નહિં. "તો દુનિયા શું

મહારાજની મને જરા ફીકર નથી; માત્ર તમારેજ માટે જાઉં છું."

...પાળી છે. નહિં તો તને અહિયાં બ્હેન તરીકે જરૂર રાખત."

*

અમદાવાદથી ગાડાં જોતર્યાં ...ખબ લાગશે. ક્યારે જનો?"

બાનો હોય તો મૂલવે, મારાં ...ી અને મને લાગ્યું, કે રોજનો માફક

સારાંશકે અને આપણને સ્વસ્થ શાન્તિનો વિચ?'

...મત આવું થાય છે ને મહારાજની મૂર્તિ નજ

મશ્કી! મારા મહારાજને લઇ ન લેની. હુ મરી જઇશ

જેટલી આગમાં શક્તિ નહોતી

"મને મહારાજ બોલાવે છે" જાણે અડધી ઉંઘમાં જવાબ દેતી હોઉં તેમ મેં કહ્યું ને હું ઉઠી. મારા હૃદયમાં કાંઇ મોટો ભય પેદા થયો; મારું ચિત્ત નિરાધાર બની ગયું, અને મારા પગને કોઇ ખેંચતું હોય તેમ હું ઉભી થઇ ગઇ.

મને નજરે બરોબર દેખાતું નહિં, પણ મારા પગ બરાબર ચાલતા. મારા અંતરમાં હું મહારાજ સામી ગુસ્સે થઇ રહી હતી; પણ મન તેને શરણે જઇ પડયું હતું. મેં આ જાતની વિચિત્ર સત્તાની સામું થવા ઘણી મહેનત કરી પણ મારું કાંઇ ચાલ્યું નહિ. ધીમે ધીમે મારી નજર આગળ મહાત્માની મૂર્તિ દેખાતી હતી; અને ધીમે ધીમે તે આગળ ચાલતી ને પાછળ હું ચાલતી. મેં કેટલા ખંડ વટાવ્યા તેનું સ્મરણ રહ્યું નહિં. જ્યારે હું ભાનમાં આવી ત્યારે એક સુંદર, ને સુવાસપૂર્ણ ખંડમાં ઉભી હતી.

ત્યારે મને કેવી યુક્તિથી અહિયં બોલાવવામાં આવી તેનું ભાન આવ્યું, અને પેલી રમણીનો ઇતિહાસ યાદ આવ્યો ત્યારે ગુસ્સાનો પાર રહ્યો નહિં. મહારાજ ભલે પરમેશ્વર હોય તો પણ તેને મારી ક્ષમાનો સ્વાદ ચખાડવાનો દૃઢ નિશ્ચય કરી, હું ઉભી.

એક પડદો ખસેડી મહારાજ આવ્યા. તેનું સ્વરૂપ અત્યારે મોહક દેખાતું હતું. તેણે મારા બળતા ગુસ્સામાં ઘી રેડ્યું.

"કેમ મણી ?" કહી મહારાજ ઓરડામાં એકજ આરામ ખુરશી હતી તેના પર બેઠા.

"શું છે ? મને કેમ બોલાવી ?" જરા ગીજાજથી મેં પુછ્યું.

"મેં ક્યારે બોલાવી ? તું તારી મેળે આવી" તેણે ધીમા પણ રસાળ અવાજે કહ્યું.

"ના. કોણે કહ્યું ?" મને લાગ્યું કે દ્વંદયુદ્ધમાં વિજયી થવું હોય તો મારે હિંમત ને સ્વાસ્થ્ય ખોવાં જોઇએ નહિ. હું અડધી હિંમત ને અડધી નફટાઇનો આડંબર ધરી ઉભી રહી.

"હું કહું છું" સત્તાશીલ અવાજે મહારાજે કહ્યું. તેણે તેની આંખો જરાક ફાડી મારાં પર ઠારી.

"ત્યારે તમે જુઠું કહો છો." મેં કહ્યું.

તેણે ચમકીને રોફમાં ઉચું જોયું. હું પણ કૃત્રિમ હિંમતથી જોઇ રહી.

"હા !" મેં કહ્યું "દરરોજ તમારી મેલી વિદ્યાથી તમે મને મહાત કરવા મથો છો. અત્યારે તેજ વિદ્યાના બળથી તમે મને અહિયાં બોલાવી. બોલો શું કામ છે ? શા માટે મને બોલાવી ?"

"મણી" તેણે મીઠાસથી પણ દૃઢતાથી કહ્યું "આકળી થા નહિં. ધીમી પડ. તારું મન ચંચલ થયું છે. તારી ભક્તિ તને અહિંયા ખેંચી લાવી છે."

"કોણે કહ્યું ? મને તમારા તરફ ભક્તિ પણ નથી–ને માન પણ નથી. બોલો મારું શું કામ છે ?"

"મણી ! તારામાં વૈરાગ્ય આવતો નથી. અને તેથી પ્રભુને માર્ગે તું જઇ શકતી નથી."

"તે કાંઇ તમે નથી લઇ જવાના"

"લઇ જઇશ. વૈરાગ્ય બે રીતે આવે–ત્યાગથી કે તૃપ્તિથી."

"એટલે તૃપ્તિથી મારામાં વૈરાગ્ય લાવવો છે ?"

મારી હોંશીયારી જોઇ તે હસ્યા.

"કબુલ છે. લાવો એક ગુણવાન પતિ: હું તેની દાસી થઇ તેને પુજીશ. આપો સારાં છોકરાં; તેમને ઉછેરી કૃતાર્થ થઇશ."

"તેનાથી પણ એક પ્રકારની તૃપ્તિ મોટી છે."

"શી ?" તે શું કહેવા માંગતા હતા તેની આગાહી થતાં મેં ગૌરવથી પુછ્યું.

"પ્રભુ પાસે રહી પ્રેમ ભકિતમાં તલ્લીન થઇ રહેવું તે"

મેં તિરસ્કારથી પુછ્યું "તમારી સાથે રહી મોજ મજાહ કરૂં તે ?"

"તેમાં ખોટું શું ? હું જીવન મુકત છું–સચ્ચિદાનંદ મેં સિદ્ધ કર્યા છે."

હું હસી–તિરસ્કારથી તેને પુછ્યુ "ચાલો–મારી સાથે પરણશો ? છે કબુલ ?"

તેનું મોટું ફીક્કું થયું તેણે જરા સખ્તાઇથી પુછ્યું.

"હું પરણું ! ગાંડી થઇ છે ? મારાથી પરણાય. ?"

"ત્યારે તે વિના સુશીલ સ્ત્રી તરિકે તમારી સાથે રહી કેમ શકાય ?" મારા વાગ્બાણનો સપાટો તેના મોંઢા પર સ્પષ્ટ દેખાયો; પણ તરત તેણે શાન્ત થઇ મીઠાશથી કહ્યું. "પ્રભુ ભકિત બધાનું ઓસડ છે"

"તમારા જેવાની ભકિત ! આટલો આડંબર ધારી, ગરીબ બાપડી વિધવાઓ ફસાવવાનો ધંધો લઈ બેઠેલા પ્રભુની ભકિત ! હા. એક કામ કરો તો હું તમને પ્રભુ માનું"

"શું ?" તેણે ગાભરા ગુસ્સાની લેશ માત્ર પણ દરકાર કર્યા વિના પુછ્યું.

"જે છ વર્ષ થયાં પોતાનો છોકરો છોડી તમારી થઇ રહી છે તે બીચારીને ધણીયાણી તરીકે ઉઘાડક સ્વીકારો તો"

તે ચમકયા, ને ખુરશી પરથી ઉભા થઇ ગયા. તેના ભવ્ય મુખ પર કચવાટ દેખાયો, મને લાગ્યું કે હું જીતી.

"કોણે કહ્યું ?" તેણે ભયકર અવાજે પુછ્યું. તેની આંખો સખત ને મોટી થઇ. તેનું તેજ વધતું ગયું

"ગમે તેણે" મેં મહા મુશ્કેલીએ જવાબ દીધો. તે ઉભા થઇ મારી પાસે આવ્યા. હું ધ્રુજી ઉઠી મારા હૃદયમાં ન સમજાય એવો ધ્રાસ્કો પડ્યો.

"કોણે કહ્યું ?" શાન્ત સખ્તાઇથી તેણે પુછ્યું.

"કોઇએ નહિ."

"બોલ."

હું બેભાન બની જતી હોઉં એમ લાગ્યું. મારૂં મગજ તેની આંખોમાંથી બહાર પડતા તેજનું પ્રાબલ્ય સહી શકયું નહિં. મને ગુંગળામણ થયું.

"બોલ"—

"તે બાઇએ પોતે" મેં જવાબ દીધો–મારાથી દેવાઇ ગયો.

"શું કહ્યું ?"

"બધું."

થોડી પળ મારા મગજ પરથી દબાણ જતું રહ્યું. મહારાજની આંખોમાંથી સ્થિરતા ગઇ, અને પહેલાની મીઠાશ આવી. તેનું મોઢું પાછું ફરીથી હસતું થયું.

"ત્યારે તું બધું જાણે છે. ઠીક બોલ. તેની જગ્યા લઈ લેવું છે ?"

"કો બાઈ કયાં મારાથી ઉતરતી છે ?"

"રાજાને ગમી તે રાણી."

"તેણે તમારે માટે ઘર, બહાર ને છોકરો તજ્યો તેને આમ કાંકરાની માફક કાઢી નાખતા શરમ નથી આવતી ? હું કબુલ કરૂં તો કાલે ઉઠીને મારી પણ એજ અવસ્થા થાય."

"જેવું નસીબ" શાન્તિથી તેણે કહ્યું.

"તમારી પાસે રહ્યા કરતાં તો ઘર ઘર ભીખ માંગવી વધારે સારી" મેં ગુસ્સાના આવેશમાં આવી કહ્યું.

"તો દુઃખી થશે. એના કરતાં અહિંયા રાણીથી અધિક સુખ મળશે."

"મહારાજ! તમારું સુખ મારે નથી જોઈતું. હું મરી જઈશ; પણ તમારા જેવાનો સ્વીકાર નહિં કરું."

"ત્યારે સુખ નહિં મળે."

"કાંઈ જરા નફટાઈની હદતો રાખો. નહિં તો ફજેતી કરીશ."

"ગાંડી! મારી ફજેતી તું શું કરશે? જા કર જોઉં! બહાર જઈને કહેશે તો લોકો તને ગાંડી ગણશે. મારી આબરૂને પ્રતિષ્ઠા અસ્પર્શ્ય છે. તું કોણ? રખડતી, કુલટા. હું બાલ બ્રહ્મચારી મહાયોગી મહારાજ" તેણે ગર્વથી કહ્યું.

તે પ્રતિષ્ઠાવાન પુરૂષ હતો–હું નિરાધાર સ્ત્રી હતી. અમારી સ્થિતિમાં શો ફેર હતો તેનું એણે આબેહુબ વર્ણન આપ્યું હતું. મારી આંખમાં ક્રોધનાં આસું આવ્યાં.

"જા" તેણે ફરીથી મીઠાશભર્યા અવાજે કહ્યું "હજુ બેચાર દિવસ વિચાર કર. તારા તોફાની ને બુધ્ધિશાળી સ્વભાવથી હું પ્રસન્ન થયો છું. થોડી પણ અક્કલ હોય તો વિચાર કર. દુનિયામાં સત્તા, પૈસોને મજાહ મારી સાથે મળશે તેવા બીજે ક્યાંય પણ નથી મળવાનાં" "તમારી સાથે તો સ્વર્ગ પણ નહિ જોઈએ," પણ મારા શબ્દો સાંભળ્યા વગર તેણે ચાલવા માંડયું.

[ ૬ ]

જ્યારે હું પાછી આવી ત્યારે એક પગે પેલી સુંદરી મારી વાટ જોતી હતી.

"કેમ શું થયું?" તેણે મને પુછયું.

"કંઈ નહિ" મેં હિંમતથી કહ્યું "તમારા મહારાજને બેચાર સંભળાવી એવી કે તેણે કદી નહિ સાંભળી હોય."

"શું કહે છે?" મારી ધૃષ્ટતાથી ચકિત થઈ તેણે કહ્યું.

"હા. માત્ર જોર જુલમથી તમારૂં નામ મારી પાસે કઢાવ્યું."

"પણ–તને કહ્યું શું?"

"તમારી જગ્યાએ અહિંયા રહેવાનું"

"હેં" પેટમાં ફાળકો પડતાં તેણે કહ્યું.

"ગભરાવ નહિ" મેં હસીને કહ્યું "સોના મ્હોર જેવો હોય તોય તમારો મહારાજ મારે જોઈતો નથી."

"શું સાચું કહે છે."

"હા. તમે નિરાંતે બેસો. હું કાલે સવારે પ્રવચન સાંભળી જતી રહીશ."

"ક્યાં જશે?

"જ્યાં અન્નજળ હશે ત્યાં."

"પ્રભુ તારૂં ભલું કરે બ્હેન!" તેણે નિર્ભય બની આશીર્વાદ દીધો. "લે આ પચ્ચીશ રૂપીયા લાવી છું. તને ખપ લાગશે."

હું હસી. "ના, મારી પાસે પૈસા છે, તમે સુખી થશો એટલે મારે મન સંતોષ છે."

થોડી વાત કરી તે ગયા અને મેં સુવાનો પ્રયત્ન કરવા માંડ્યો, પણ કાંઇ વળ્યું નહિ મહારાજના અને મારી એકલતાના વિચાર મને આખી રાત આવ્યા કર્યા.

એક વિચાર થતો કે હું પાછી મારે ઘેર જાઉં; એક વિચાર થતો કે પેલી સમાજ ઉદ્ધારિણી સભાને શરણે જાઉં. ક્યાં સુધી હું કાંઇ નિશ્ચય કરી શકી નહિં. પણ આખરે ઘેર જઇ દુસ્મનો ને દ્વેષીઓએ સર્જેલા નર્કમાં જઇ એકલાં સબડવું તેના કરતાં કોઇ સારા પતિનો હાથ ઝાલી સંસાર તરવો એ વધારે આકર્ષક લાગ્યું.

મેં કરેલો નિશ્ચય ડહાપણ કરતાં અજ્ઞાનતાથી થયો હતો; પણ તે સમયે મને જીંદગીના લ્હાવાની મીઠાશની લાલસા એટલી બધી હતી કે તે પુરી પાડવા કાંઇ પણ પગલું ભરવા હું તૈયાર હતી. અને મારી સ્થિતિ એવી એકલવાઇ થઇ. ગઇ હતી કે કોઇની શરમ કે કોઇનું બંધન મને રહ્યું ન હતું.

---

## પ્રેમ-આકર્ષણ.

પ્રકાશે છે ઝ્હોળો જીવન-રસદા સૂર્ય ગગને,
અહિં આકર્ષાયે હૃદય કમળોનું રવિ પરે,
ભમે છે આકાશે શશી ધવલ આ વાદળ મહિં,
પરંતુ ખેંચાયે દિલ કુસુદનું પૃથ્વી પરથી. ૧

સુણી ગાડું દૂરે રૂદન વહતું આ દુઃખ ભર્યું,
અહિં આકર્ષાયે હૃદય રસીલું સારસી તણું,
ઝુલંતો આસ્માને સતત ગતિથી મેઘ વિરમે,
જરા એ ચાતકને સલીલબિંદુ બે દઇ દીયે. ૨

પ્રભો! આવી હોજો જગતપર મૈત્રી મનુષની,
પ્રભો! હોજો પ્રેમે પ્રણયિ-યુગલો શાશ્વત સુખી,
સુખી, હે! દેવા! તું પ્રણયી જનનો પ્રેમ કરજે,
દુઃખો સૌ હું યાચું, પ્રણયી જનનાં દૂર કરજે. ૩

—પ્રમોદ.

---

વર્ષ ૨ જું.] ઓક્ટોબર ૧૯૨૧. [અંક ૫ મો.

# ચેતન

## —અભિનન્દિની ઉષા—

( કવિ ન્હાનાલાલના " ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ૦ " એ
કાવ્યના રાહનું અનુકરણ. )

ઉદયાચલ શિખા થકી ઉતરી રે લોલ
સાથે સોહે સહચારીનો સંઘજો
જગદુદ્યાનમાંહી ઉષા સંચરી રે લોલ—૧
રૂડાં શુભ્ર વસ્ત્ર અંગે ઓપતાં રે લોલ
લલાટે સોહે અગર—ચંદન લેપજો
દિવ્ય દેવાંગના સમ દીપતી રે લોલ—૨
વામ હસ્તે ધરી કુસુમ—મંજરી રે લોલ
દક્ષિણ હસ્તે ધરી પુષ્પ—માળજો
ચાલી મુજ ઈષ્ટને આરોપવા રે લોલ—૩
મંજુલ દિવ્ય ગાન મુખે ઉચ્ચરી રે લોલ
" નવલ વર્ષ સદા સુખદ હોય જો
(ઈશ) ન્યારે પુરૂષાર્થે ચિત્ત પ્રેરજો રે લોલ "—૪

—દિનેશ.

# "મધુ મધુકરનાં ગૂંજન".

(રાસ.)

મધુ મધુકરનાં ગૂંજન, વહે ફૂલડે ફૂલડે,
ફૂલ ફૂલની રસ સુગન્ધ, ચડે દિલડે દિલડે,
કુંજ-નિકુંજે કલા અલૌકિક, લીલા ખીલી રઢિયાળી રે,
ગહન બજે ત્યાં બ્રહ્મબંસરી સૂર પૂરે વનમાળી:
સખિ! દિલડે દિલડે.

મધુ મધુવનથી ગૂંજન, વહે ફૂલડે ફૂલડે;
ફૂલ ફૂલની રસસુગન્ધ, ચડે દિલડે દિલડે.
સુગન્ધ-સંગીતે ગૂંથાયલ, વિરલ જીવનની વાડી રે,
સૃષ્ટિની સુન્દરતા પામી, પૂજાય ન્યારી ન્યારી:
સખિ! ફૂલડે ફૂલડે.

મધુ મધુતરુ એ પૂજન, રસિકને ભવ રૂડલે,
કો સૂણશે એ કૂજન, ભર્યાં દેવી દિલડે?

કેશવ હ. શેઠ.

# સંદેશ.

( ગરબી )

લે. અરદેશર ફરામજી ખબરદાર.

હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો,
  રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ;
ઝીલો ઝીલાવો મનરહેલે, રસિકડાં !
  નીતરે સંદેશ કંઈ ન્યારા રે લોલ.

ઊંડા આકાશની ખાણો ખોદીને
  કાઢ્યા છે રત્ન રૂપ તારા રે લોલ;
એવે તે આંગણે આવો, રસિકડાં !
  આંખે સમાવો ચમકારા રે લોલ !

પૂર્વે સૂર્યોદયનાં પીળાં પોપટિયાં
  રંગે છે દેવના ઉતારા રે લોલ;
પશ્ચિમ પતંગિયાની પાંખો, રસિકડાં !
  વીંઝે અહિં સ્વર્ગપલકારા રે લોલ.

ચંદાની દૂર દૂર ચમકે કીકી ત્યાં
  ઉછળે પ્રેમસમુદ્ર ખારા રે લોલ:

એવા સંકેત ઉર ધારો, રસિકડાં !

ઊંડા છે આત્મના ઓવારા રે લોલ ૪

પલક પલક આણુકુંદન કસીને

ઝરતુ, આકાશ અંગારા રે લોલ

જીવનના જોગ કઇ એવા, રસિકડા !

એવા છે પ્રાણના પુકારા રે લોલ

જીવન રુદનના તારે ઝૂલાઇ

પૂરે છે સ્વર્ગ લલકારા રે લોલ,

અશ્રુમીઠા તે એના ગીતો, રસિકડા !

કરશે કઇ દિવ્ય અણુસારા રે લોલ

મીઠા હતા ને આજ ધેરા દીસે તે

કાલે કલ્યાણ કરનારા રે લોલ

એ રે સંસારના સૂરથી, રસિકડા !

ફળજો આ દેહના ઇજારા રે લોલ !

હૈયાના હોજ આ હવે ચડયા હો,

રેલે છે આત્મના ઓવારા રે લોલ

આવો, આવો રસઆગણુ, રસિકડા !

ઝીલજો સદેશ અહિં ન્યારા રે લોલ !



તો આવ મ્હારી સાથ ને
મ્હારી જ તું થઈને રહે.

૧.

જો શાન્ત, સાદી જીંદગી,
નિર્દોષ આનન્દે ભરી,
જો નમ્ર સેવા સ્વજનની,
તુજ હૃદયને સંતોષતી;
સ્નેહમન્દિરના સમું જો.
મુજ ગૃહ ગમે બાલા ! ત્હને,
તો આવ મ્હારી સાથ ને
મુજ સ્નેહમૂર્તિ બની રહે.

૨

જો જ્ઞાનગોષ્ઠિ તત્ત્વની
કે કલ્પના-રસની કલા,
જો દેશહિતની—વિશ્વહિતની–
વ્યોમચુંબી ભાવના:
જો આ બધી મીઠી મઝા
તુજ હૃદયને રીઝવી શકે,
તો આવ મ્હારી સાથ ને
મ્હારી જ તું થઈને રહે.

પારેખનો બંગલો.
નડિયાદ,
તા-૧૫-૭-૨૦

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# હંસા.

લે. દેશળજી પરમાર.

વિમળ કોમલ સુન્દર બાલિકા
કુદરતે નિજ જીવન ખીલતી,
જ્હમ વિકાસવતી નવમાલિકા
વિવિધ પલ્લવને પ્રગટાવતી. ૧

સુરજ કિરણના પ્રતિબિમ્બને
ચપલ આંગુલિએ ગ્રહવા મથે,
પવનની ફરતી લહરી કને
તરલ પાંખ પરે રમવા રહે. ૨

દિન વિશે રમી સૂર્ય પ્રકાશમા
પરમ નિર્મલ પ્રાણ પ્રફુલ્લતી
ધવલ હાસ્યથી ચન્દ્ર ઉજાસમાં
હૃદય સંગીતના સુર ગુંજતી. ૩

પૃથિવિ વાદળથી છવરાયલી
નિરખીને મન મ્લાન બની જતું;
ગગને ગર્જનને સહસા સુણી
સુમન બ્હીક થકી ફફડી જતું. ૪

પ્રથમ કોકિલના ટહુકારથી
તરત ઉંઘથી ઉઠતી પોઢિયે;
અજબ ચેતનવંત વિહારથી
રમણમાં ચ્હડતી જ પરોઢિયે. ૫

લઘુ હવેલી તણા લવ સ્પર્શથી
નિકરતો નવ ગેપ ન જાગતો;
પગલીઓ હળવે ભરતાં વળી
ભૂમિ તણે ઉર ભાર ન લાગતો ૬

મધુર સુંદરતા પરખી અને
હરખભેર જતી રસરંગમા;
કુરૂપતા કડવી નિરખી કને
પળ ન ગાળી શકે ઉછરંગમાં. ૭

મલિન જીવનના કટુ ક્લેશમાં
અવનવું મધુ નિર્મળું છાંટતી;
પ્રગતિપ્રેરક મંગલ શ્વાસમાં
અહીં આશિષધાર વહાવતી. ૮

ક્ષણિક વિદ્યુતના ચમકારથી
નયન તેજલતા ચળકી ઉઠે;
ઉદય અસ્તની સાન્ધ્ય રતાશથી
વદન લાલી વધુ ભભકી ઉઠે ૯

ક્વચિત અધ્ધર શુન્ય અનન્તમાં
નજર મીટ ભર્યાવિણ માંડતી
નવીન દર્શન કૈંક દિગંતમાં
નિરખવા ક્યહમ લીન બની અતિ !

કદિ રોદન કે સ્મિતની ભરી
લગીર સૂક્ષ્મ ન રેખજ દીસતી;
કરણ શાન્ત વિચાર મહીં સરી
જગતનું હિત એ જ્યહમ પ્રાર્થતી ! ૧૧

રસિક હંસી સુમાનસ દેશની
કુદરતી રમબંસી બજાવશે,
અખિલ શુંક ગગાજ હમેશની
સરસ જીવન ઉન્નતિ આંણશે. ૧૨

# આહ ! ત્હું ક્યાં !

લખનાર: અબ્બાસ અ. હજુરી.

ત્હારા રમ્ય હોઠોનાં મધુરાં સ્મિતનો હું પૂજક છું. ત્હને દશે દિશામાં ઢુંઢતો ફરૂં છું કે ત્હારો પત્તો મળે. પરંતુ આહ ! ત્હું ક્યાં ?

પુષ્પોદ્યાનમાં પુષ્પો એક બીજાની સૌરભની પમરાટમાં આનંદે ઝુલતાં, કોમળ પાંદડીઓ વિકસાવે છે ત્યારે ત્હારાં સ્મિતથી ખુલતા બીડાતા હોઠોની સ્મૃતિ મ્હારા હૃદયસાગરમાં તરી આવે છે ને વિચારૂં છું કે કદાચ ત્હું એમાં છુપાઈ હશે, પરંતુ એમાં પણ ત્હું ક્યાં !

સમુદ્ર કિનારે અનિલની લલિત લ્હેરીએ, અથડાઈ હૃદયગ્રાહી સૂર ઉત્પન્ન થાય છે. હું સમજું છું કે કદાચ ત્હારો અવાજ હશે, મગર, આહ ! ત્હું ક્યાં !

સંધ્યાકાળે ગગનમાં વાદળાં છવાયેલાં છે, પક્ષીઓ મોજમાં ઉડી રહ્યાં છે. હું ત્હારી શોધમાં આતુર નયનોએ ઉંચે જોઉં છું અને વિચારૂં છું કે કદાચ ત્હું આ ઝુંડમાં હશે. મ્હારા હાથ ત્હારી તરફ લંબાવું છું અને ઉડવાની ચેષ્ટા કરૂં છું, પરંતુ અવાક્જ રહી જાઉં છું અને ધારૂં છું કે ત્યાં પણ ત્હું ક્યાં !

રંગીનતબીયત બુલબુલને એટલો પણ અવકાશ નથી કે ત્હારૂં રહેઠાણ બતાવે. બતાવ બતાવ. અગર ત્હું ગુલાબમાં હો તો હું બુલબુલ બની શોધ કરૂં.

વરસાદ ઝરમર ઝરમર વરસે છે. વૃક્ષોએ લાલ લીલા પરિધાન ધારણ કર્યાં છે. હું સમજું છું કે એ સૌ ત્હારી પધરામણીની તૈયારીઓ થઈ રહી છે, હું ત્હારા સત્કાર અર્થે પુષ્પમાળા લઇ ત્હારી માર્ગપ્રતીક્ષા કરૂં છું કે કદાચ ત્હું હમણાં પધારશે, પરંતુ આહ ! ત્હું તો ક્યાં !

રાત્રે જ્યારે હું મૃદુશય્યા ઉપર લોટૂં છું ત્યારે બંસીનો મધુર નાદ મ્હને મસ્ત બનાવી દે છે. ત્યારે હું ખ્યાલ કરૂં છું કે કદાચ ત્હું ત્હારા ચિરસ્મરણીય સ્મિતનો ભાવ એ બંસી દ્વારા પ્રગટ કરે છે. હું ત્હને જોવા ઉઠું છું. પણ અરે ! ત્હું ક્યાં ?

કાળી રાત્રીનું ઘોર અંધારૂં, કોઇ બેચેન કિશોરીના કેશકલાપ માફક પ્રથરાયેલું છે. સૃષ્ટિમાં શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. એકાએક મ્હારા લોચન આકાશ તરફ ખેંચાય છે, તે અટ્ટહાસ્ય કરે છે. તારલાઓ વારંવાર ઝબકી તેને અનુમોદન આપે છે. હું માનું છું કે કદાચ ત્હું ત્યાં પણ હોય આહ ! ત્હું ક્યાં ?

મ્હારા આતુર નયનો હમેશાં દ્વારપરજ ચોંટી રહે છે. ત્હારા દર્શનની આશામાં આમતેમ અશ્મરશ્મિઓ ફેંકું છું કે કદાચ ત્હું અહિં આવશે પરંતુ ત્હારો તો પત્તોજ મળતો નથી કે ક્યાં ?

આવ, આવ, ઓ હૃદયદેવી, આવ. માત્ર ત્હારા પ્રફુલ્લ વદનની એક સ્મિતરેખા-જેનો હું પરમ આકાંક્ષી છું, ત્હારા રમ્ય હોઠો જેના મીઠા હાસ્યનો હું ઉપાસક છું, તે એકવાર બતાવ, કે હું તે જોઇ લઉં ને મ્હારા જીવનની પ્રત્યેક રસ ઉર્મી તે ઉપર ન્યોછાવર કરૂં.

# માળી.

સેવક: સેવકપર કૃપા કરો, મ્હારાં રાણી!

રાણી: મંડળ સઘળું વિસર્જન થયું છે, અને મ્હારા બધા સેવકોયે જતા રહ્યા છે, આટલો મોડો તે તું શા માટે આવ્યો?

સેવક: જ્યારે ત્હમારે બીજાઓનો ખપ નથી હોતો ત્હારે મ્હારો સમય આવે છે. આપના છેલ્લા સેવક માટે કાંઇ કરવાનું બાકી હોય તે પૂછવા હું આવ્યો છું.

રાણી: આ તો બહુજ મોડું થઇ ગયુ છે; અત્યારે તે શું કામ હોય?

સેવક: આપની ફૂલવાડીનો મ્હને માળી બનાવો.

રાણી: કેવી મૂર્ખાઇ!

સેવક: મ્હારું બીજું બધું કામ હું તજી દઇશ.

મ્હારાં હથિયાર હું તજી દઇ જમીન પર મુકી દેઉં છું. મ્હને દૂર દેશના દરબારોમાં મોકલશો ના; નવા પ્રદેશો જીતવાનું યે મ્હને ફરમાવશો ના. મ્હને તો આપની ફુલવાડીનો માળીજ બનાવજો.

રાણી. તુ શાં શાં કામ કરીશ?

સેવક: આપની ફુરસદના વખતમાં આપની સેવા.

પ્રભાતે આપ જ્યાં ફરો છો, અને જ્યાં આપના પ્રત્યેક પગલાં નીચે ચગદાઇને ધન્ય મૃત્યુ પામવાને અધીરા ફુલો આપનો ચરણસ્પર્શ કરતાં હોય છે. તે હરિયાળો માર્ગ હું તાજો રાખીશ,

જેનાં પાંદડામાં થઇને સંધ્યાકાળનો ચન્દ્ર આપની સુંદડીના છેડાને ચૂમવા મથતો હશે તે સપ્તવર્ણું વૃક્ષની ડાળીઓને હીંચકે હું આપને ઝુલાવીશ.

આપની શય્યા નજીક બળતા દીપકમાં હું સુગંધી તેલ પૂરીશ અને આપના પદાસનપર સુખડ અને કેસર વડે ચિત્રવિચિત્ર સુશોભનો આલેખીશ.

રાણી: અને બદલામાં તું શું લઇશ?

સેવક: કમળની શા નાજુક આપના હાથ ધરી રાખીને આપના કાંડા પર મને ફુલમાળ પહેરાવવા દેજો, આપનાં ચરણનખ અશોક પાંદડીના લાલ રસ વડે રંગવા દેજો; અને ત્યાં કદાચ ધુળનાં રજકણ રહી ગયાં હોય તો એ ચુમી લેવા દેજો.

રાણી: ત્હારી વિનતિ સ્વીકારવામાં આવે છે, મ્હારા સેવક: મ્હારી ફુલવાડીનો તું માળી થજે

બચુભાઈ રાવત

( રવિબાબુના 'ગાર્ડનર' માંથી )

# પણ અરે ! હિંદ ત્યાં ક્યાં છે ?

લે. મંજુલાલ જમનારામ દવે.

દેવાધિ દેવ ! વિશ્વનાં સકલ રાષ્ટ્રોપર તારો ભવ્ય આદેશ સતત પ્રસર્યો છે. તેની કીર્તિમતી જ્વાલા સારી ય તેમની ભૂમિ ઉષ્મા પ્રકાશ ને સંજીવનથી ભરછક ભરી રહી છેઃ અને સ્થળ સ્થળના લોક તારા દિવ્યાસનની આસપાસ અનેરાં હર્ષ ઉત્સાહ ને પ્રતિભા સારતા વિલસી રહ્યા છે.

સુનિર્મિત ઉજમાળો દિવસ પ્રકટ્યો છે.

—પણ, અરે ! હિન્દ ત્યાં ક્યાં છે ? વિશ્વનાં રાષ્ટ્રોમાં હજુય હિન્દ મંદતાજ દાખવે છે શું ? હજુ ય તે સુપ્ત જ રહે છે શું ? ધર્મધુરિ એને ય ધરવા દે પ્રભો ! સર્વ રાષ્ટ્રો સમેત એને ય તારા આદેશને વશવર્તી બની પ્રયાણ આદરવા દે, દેવ ! પ્રેમલ પ્રભુતાભર્યો તારો વિજય-સન્દેશ એને ય કર્તવ્યમાં નિયોજી રહો, પ્રબુદ્ધ યોગેશ્વર !

૨

દુઃખની અવજ્ઞા આદરી અન્ય પ્રજાઓએ પણ મૃત્યુની ઝાડી વટાવી માયાની બંધનો વિશીર્ણ કીધાં છેઃ અને ઉપનિષદમાં ગવાયેલ મંત્રણા "મૃત્યુમ્ તીર્ત્વા અમૃતમશ્નુતે." સર્વથા સિદ્ધ કરી આપી છે.

સુનિર્મિત એ ઉજમાળો દિવસ પ્રકટ્યો છે.

—પણ, અરે ! હિન્દ ત્યાં ક્યાં છે ?

તેના અનિચ્છુ, નિરુત્સાહી, ઉદાસી કર હજુ ય આલસ્ય અને દુષ્કીર્તિ જ દાખવે છે. જીવનવિહોણાં, આનંદવિહોણાં તેનાં રાત્રિને દિવસે હજુ ય નિઃસત્ત્વતાજ દાખવે છે. તારા જીવન્ત ઉચ્છ્વાસની પરિમલિત પ્રેરણા તેને ય પા, ઓ પ્રબુદ્ધ યોગેશ્વર !

૩

નવયુગની મંગળ ઉષા ઉગી છે. દિશ દિશના યાત્રાળુઓથી તારૂં મંદિર સોજ્જ્વલ સોહે છે. સુનિર્મિત ઉજમાળો દિવસ પ્રકટ્યો છે.

—પણ અરે ! હિન્દ ત્યાં ક્યાં છે ?

પદચ્યુત હજુ ય એ અવમાનતા સહે છે. સ્થાનભ્રષ્ટ હજુ યે એ ધૂળથી ય વધુ નિર્માલ્યતા અનુભવે છે. દુષ્કીર્તિનો તેનો આ દાવાનલ દેવ ! હોલવ હવાં, વા સમાવ તેને તારા કાળ સ્વરૂપમાં. અખંડ-ગૃહની તારી આનંદકુંજમાં પુનઃ તેને ય નિજ સ્થાન પ્રાપ્ત કરવા દે, ઓ પ્રબુદ્ધ યોગેશ્વર !

૪

તારા રથચક્રના ધ્વનિગર્જ્યા રાજમાર્ગો પર માનવીની મેદની જામી છે. ગ્રહોપગ્રહ સમ દિવ્ય પ્રવાસીનાં સંગીત આકાશપટે સલ્લોલ ઉભરી રહ્યાં છે.

સુનિર્મિત ઉજમાળો દિવસ પ્રકટ્યો છે,–પણ, અરે ! હિન્દ ત્યાં ક્યાં છે?

યુગયુગનાં જર્જરિભૂત તેનાં ગૃહદ્વાર બંધ છે. આશાભિલાપ તેના મંદ છે, હૈયું તેનું નિઃશબ્દ ને શાન્ત છે પાઠવ, ઓ દેવ ! પાઠવ તેના મૂક બાળકોને તારી ધ્વનિપ્રસાદી, ને પ્રેર મા- અમૃતમીઠી ચેતના કે જાગે ને જીવે, ઓ મનુષ્ય યોગેશ્વર!

૫

જગતના લોકોએ તારા સામર્થ્યને પારખ્યું છેજ. ઉરપ્રાણમાં તેની શક્તિમતી ઉર્મિ તેમણે ઝીલી છે ને ભય જીતી–અભય વરી–પામ્યા છે તેઓ જીવનની પરિપૂર્ણતા

સુનિર્મિત ઉજમાળો દિવસ પ્રકટ્યો છે,–પણ અરે, હિન્દ ત્યાં ક્યાં છે?

" મહાત્મા પશુપતિ'નું પ્રબોધન ગુંજ. તેમને[1] કર્ણોપકર્ણ નિરાશાનાં વાદળ વિખેર, તેમનાં, ને[1] ભયંકર નિજ અંધારછાયામાંથી મુક્ત કરી મૂક તેને પ્રોજ્વલ પ્રકાશના–પ્રહર્ષના મહાપુરમાં, ઓ મનુષ્ય યોગેશ્વર!

---

# પુનર્વિધાન–પ્રશ્નાવલિ.

અત્રે (પૃ ૧૬૭) પ્રકટ કરેલા પ્રશ્નો તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ. પૃથ્વીના આજ સુધીના ઇતિહાસમાં હાલનો સમય કેટલો દુઃખમય અને ચિન્તાજનક છે તે કોઇથી અજાણ્યું નથી. આવી સ્થિતિને અંગે ઉપજતા વિચારો તેના મૂળ કારણો અને ઉપાયો એકત્રિત કરવાના અસંખ્ય પ્રયાસોને ઇંગ્લંડાદિ દેશોમાં લેખરૂપે કે ગ્રન્થરૂપે પ્રસિદ્ધ થતા આપણે છેલ્લાં પાંચેક વર્ષથી જોતા આવ્યા છીએ ગુજરાતના જગહિત ચિન્તકો પણ આ દિશામાં કાંઇક પ્રવૃત્તિ કરે તે સ્પૃહણીય છે એ અમારા અભિપ્રાય સાથે વાચકો સંમત થશે એવી આશા છે. તો, સાક્ષરો, સુશિક્ષિતો અને સામાન્ય જને પોતપોતાના વિશિષ્ટ દૃષ્ટિબિન્દુથી આ પ્રશ્નોના સંક્ષિપ્ત કે વિવેચનાત્મક પ્રત્યુત્તરો "ચેતન"માં પ્રકટ કરવા મોકલે એવી તેમને અમારી નમ્ર વિનંતી છે.

---

૧ તેમને: હિન્દ જનને · તેને: હિન્દને.

# પુનર્વિધાન–પ્રશ્નાવલિ.

( ૧ )

દૈવી નહિ તો માનુષ સંપૂર્ણતા પણ આ પૃથ્વી પર શક્ય છે એમ તમે માનો છો ?

જનસંસ્કૃતિની અસ્ખલિત પ્રગતિ તમને સંભવિત લાગે છે ? તેની પ્રગતિ સંભવિત છે એમ લાગતું હોય તો તમે તે માન્યતા કયે માર્ગે પ્રાપ્ત કરી શક્યા–કેવળ શ્રદ્ધાબળથી કે વિચાર દષ્ટિએ કરેલા ઇતિહાસના વાચનથી અને જનસ્વભાવના અવલોકનથી ?

કેટલાક માનવીનાં ભૌતિક સુખોની પરિપૂર્ણતામાં જ પ્રગતિની પરાકાષ્ઠા માને છે; તમને એ મત કેટલે અંશે ગ્રાહ્ય લાગે છે ? મનુષ્યની પાર્થિવ સંપૂર્ણતામાં વિજ્ઞાને સુલભ બનાવેલાં ઇન્દ્રિય સુખનાં સાધનો ઉપરાંત બીજી કયા વસ્તુઓ તમે આવશ્યક માનો છો ?

તેવી સર્વદેશી પૂર્ણતા જનમંડલનો માત્ર સુસંસ્કૃત વર્ગ પ્રાપ્ત કરી શકશે કે હાલ જેને પ્રાકૃત ગણીએ છીએ તે વર્ગ માટે પણ તે સ્થિતિ આગળ જતાં શક્ય નીવડશે ? આજ સુધીનો ઇતિહાસ આ સંબન્ધમાં નિરાશાજનક લાગે તો આત્માની અણખીલી કે અલ્પખીલી કલાઓને વિકસાવવાથી ભાવિ ઇતિહાસ આશામય થઇ શકે કે નહિ ?

( ૨ )

પૃથ્વીપરથી યુદ્ધભાવના નિર્મૂળ થઇ શકશે કે નહિ ? "લીગ ઑફ નેશન્સ" પ્રે. હાર્ડિંગની "એલાયન્સ ઑફ નેશન્સ" અને વૉશીંગ્ટનની આગાંગી "ડિસાર્મામેંટ કોન્ફરન્સ" જેવી સંસ્થાઓ તે કાર્ય કેટલે અંશે સાધી શકશે ?

"લીગ ઑફ નેશન્સ"માં જુદા જુદા દેશોની સરકારના મોકલેલા પ્રતિનિધિઓ જાય તે પૂરતું છે કે પ્રજાઓએ પોતે ચુંટેલા પ્રતિનિધિઓ વધારે સારૂં કાર્ય કરી શકશે ?

તે મંડળમાં જગતના સન્તો અને ચિન્તકોની હાજરી તમને આવશ્યક અને અસરકારક લાગે છે ? સૈનિકો, રાજપુરૂષો અને અર્થશાસ્ત્રીઓ સાથે મળીને તેઓ પુનર્વિધાનની સફળ યોજનાઓ ઘડી શકશે કે પોતાના નિરાળા મંડળદ્વારા ?

આવું જુદું મંડળ સ્થપાય તો તેણે કઇ દિશામાં કાર્ય કરવું જોઇએ ? અમુક કાયદાઓ પસાર કરાવવાથી તેમની હેતુસિદ્ધિ થશે કે અન્ય કોઇ સાધન દ્વારા ?

(૩)

યુદ્ધો કદાચ સ્થૂલ ભૂમિકા પરથી નષ્ટ કરી શકાય તો તેની ગરજ સારવા માટે, વિલિયમ જેમ્સે જેને "મોરલ ઇક્વીવેલન્ટ ઑફ વૉર" કહેલ છે તેનો રાજકારી ક્ષેત્રમાં વિકાસ કરવો તે ઇચ્છનીય લાગે છે ?

વિશ્વવ્યાપી શાન્તિ પ્રસરતાં જીવનમાંથી રસ નષ્ટ થશે એમ કહેવાય છે તે સાચું છે ? જીવનને રસમય રાખવા માટે શું શારીરિક કલહો આવશ્યક છે ?

---

* ઉત્તર મોકલનાર વ્યક્તિ પોતાની રુચિ કે શક્તિ અનુસાર પ્રશ્નો ચુંટીને તેના ઉત્તર લખી શકશે; તેમજ, પ્રત્યેક પ્રશ્નનો નિરાળો ઉત્તર આપવાનું ન ફાવે તો, વિભાગવાર ઉત્તરોને ભેગા ગૂંથી શકાશે. સને ૧૯૨૨ના એપ્રીલની છેલ્લી તારીખ સુધી ઉત્તરોનો સ્વીકાર થશે; છાપવા યોગ્ય ઉત્તરો ક્રમેક્રમે "ચેતન"માં પ્રકટ થશે.

—તંત્રિ.

ભૂતકાળનાં યુદ્ધોથી જનતાને કંઈક લાભ પણ થયા છે એવો એક મત પ્રચલિત છે તે તમને ખરો લાગે છે? અને આધુનિક વિજ્ઞાને ઉપજાવેલી સંહારક શક્તિઓને ધ્યાનમાં લેતાં ભવિષ્ય માટે તેવી અંશતઃ પણ લાભકારીયુદ્ધ સંસ્થાને ચાલુ રાખવાનું યોગ્ય લાગે છે?

યુદ્ધરહિત શાન્તિ અને માનવીની સંપૂર્ણતા આવતા બે ત્રણ શતક સુધી અશક્ય લાગે તો એથી દૂરના ભવિષ્ય માટે પણ અશક્ય છે કે કેમ? આ વિષયના એક વિચારકે તે સમયનો ઇ. સ. ૩૦૦૦નો કલ્પ્યો છે તે કલ્પના સંબન્ધી તમારો શો મત?

પ્રજાનો યુદ્ધપ્રેમ કે શાન્તિપ્રેમ શાળાઓમાંથીજ ઘટાય છે એ કથન તમને માન્ય છે? હોય તો, તે સંબંધમાં કયા પ્રકારની કાર્યપ્રણાલિ સૂચવો છો? સંસારના પુનર્વિધાનની સામાન્ય વિચારણાની દૃષ્ટિથી પણ હાલની શિક્ષણપ્રથાઓમાં કરવાના મુખ્ય ફેરફારો કયા છે?

( ૪ )

પૂર્વદેશી અને પાશ્ચાત્ય સંસ્કૃતિના ભાવિ સંબન્ધ વિશે તમે શું ધારો છો? તે બન્નેનો સમન્વય ઇષ્ટ છે કે પ્રત્યેક પોતાની ભિન્નતાને ચીલે ચાલવું તે જ વધારે સારું છે? જો સમન્વય ઇષ્ટ અને સાધ્ય લાગે તો તેની સિદ્ધિ માટે કેવા માર્ગો યોજવા જોઇએ? તે સંબન્ધમાં વ્યક્તિઓ શું કરી શકે અને સંસ્થાઓ શું કરી શકે?

પાશ્ચાત્ય સંસ્કૃતિને "સુપીરિયર સિવિલિઝેશન" માનવામાં આવે છે તે તમને ખરું લાગે છે? એશિઆની-અને થોડે અંશે આફ્રિકાની-પ્રજાઓમાં આવેલી નવીન જાગ્રતિ આ માન્યતાને ખોટી પાડવામાં કેટલે અંશે અને કેવી રીતે સહાયરૂપ થઇ શકશે?

દેશાભિમાનની શ્રેષ્ઠ ભાવના કયી? સર્વદેશહિતને ખાતર સ્વદેશહિતનો ભોગ કેટલે અંશે સ્પૃહણીય અને આવશ્યક છે? રાષ્ટ્રોની પરસ્પર સ્પર્ધાને રોકીને યોગ્ય દિશામાં વાળવાનો ઉત્તમ માર્ગ કયો?

( ૫ )

આજની સાર્વત્રિક અશાન્તિનાં મૂળ ઇશ્વરકૃત માનવ સ્વભાવમાં જ છે કે ઇશ્વરની વિરૂદ્ધ પડીને માનવીએ આદરેલી અસંખ્ય અવળાઇઓમાં છે?

યંત્રોની અતિશય પૂજાથી આધુનિક માનવીનું સમસ્ત જીવન તમને યંત્રવત્ થઇ ગયેલું લાગે છે કે નહિ? એ સ્થિતિ સુધારવાના ઉપાયો શા?

ગયા શતકના "ઔદ્યોગીક વિપ્લવ" તરફથી જગતને ધનવાદ–"કેપીટેલિઝમ"–અને સામ્રાજ્ય-વાદ–"એમ્પીરિઓલિઝમ"–નો વારસો મળ્યો છે, તે બંને આજની અશાન્તિનાં મુખ્ય કારણો તરીકે મનાય છે; તો, પુનઃ શાંતિ પ્રસારવાને તે સંપ્રદાયોને નિર્મૂળ કરવાની જરૂર છે કે તેમાં ઘટતા ફેરફારો કરવાથી સારાં ફળ આવવાની આશા રહે છે?

તેવા ફેરફારો યોગ્ય જણાય તો તેની ટુંકી રૂપરેખા આપશો? કામદાર વર્ગને અને પરાધીન પ્રજાઓને પોતપોતાના ક્ષેત્રોમાં લોકશાસનમય સ્વરાજ્યમાં આપવાથી ધનવાદની અને સામ્રાજ્ય-વાદની અતિશયિતા સારે અંશે ઓછી થશે કે નહિ?

આજે જગતને સર્વવ્યાપી વિપત્તિમાં ડુબેલું જોઇને એક માન્યતા એવી બંધાઇ છે કે પ્રજાઓના નાયકો અને અમલી કાર્યભારીઓ અલ્પશક્તિમાન અને અયોગ્યતાવાળા છે; આ

માન્યતા વિશે શું ધારો છો ? સુવ્યવસ્થિત પુનર્વિધાન માટે નેતૃત્વ કેવાં નર, નારીઓના હાથમાં હોવું જોઈએ ? નવી રચનાનું કામ ગુપ્પાંશે તેવા બુદ્ધિમાન નેતાઓથીજ થઈ શકશે કે સામાન્ય લોકજનની સક્રિય સહાયતા પણ જરૂરી છે ?

( ૬ )

ભારતવર્ષ પુરાતન કાળથી જગતનો સર્વશ્રેષ્ઠ દેશ મનાયો છે અને સામાન્ય રીતે આજે પણ મનાય છે; આ માન્યતા કેટલે અંશે તમને વાસ્તવિક લાગે છે ? તે શ્રેષ્ઠમાં સર્વવિષયક છે કે માત્ર અમુકવિષયક ?

આપણો દેશ ભવિષ્યની માનવસંસ્કૃતિ પર કેવી અને કેટલી અસર કરી શકશે ? આપણી હાલની સ્થિતિમાંજ તે કાર્ય બની શકે તેમ છે કે કેટલીક વધુ સિદ્ધિઓની જરૂર પડશે ?

પૂર્વજોએ આપેલ ગૌરવશાળી વારસાને આપણે બીજા દેશોના લાભ માટે પ્રસારવાની સહુથી સરસ રીત કઈ ? આજ સુધીમાં આપણે તેવા પ્રસારની દિશામાં કેટલી પ્રગતિ કરી છે ?

આજે ભારતભરમાં ચાલી રહેલ આત્મમંથનની ચિરસ્થાયી અસર પ્રજાજીવન પર કેવી અને કેટલી થશે ?

( ૭ )

હિન્દુ સંસારના પુનર્વિધાન માટે તમે કયા તાત્કાલિક, અસરકારક અને વ્યવહારુ માર્ગો સૂચવો છો ? આજનું રાષ્ટ્રીય સંચલન આ સંબંધમાં કેવી અને કેટલી સાહાય્ય આપી શકશે ?

અમુક મતાનુસાર, સુધારકોએ જાણ્યે અજાણ્યે રૂઢિરક્ષકો સાથે આગલા જમાનામાં સામાજિક અસહકાર કર્યો છે, અને તે હજુ ચાલુ છે; તે વલણ રહેવા દેવાનું ઠીક લાગે છે કે નહિ ? સુધારકો શિથિલતા ધારણ કરે તો તેમનો આદર્શ ઝાંખો પડવા સંભવ છે ?

સંરક્ષક વર્ગના સુધારકોને સંસાર સુધારાની ઉદાર અને વિસ્તૃત યોજના તૈયાર કરવાનો સમય આવી પહોંચ્યો છે કે નહિ ? તેવી યોજના થાય તો તેનો અમલ કરવાનું હાલના સંજોગોમાં કેટલે અંશે અને કયે માર્ગે શક્ય છે ?

જ્ઞાતિસંસ્થાઓ કોઈ પણ રીતે આ યુગને અનુરૂપ થઈ શકશે કે તેને રહેતે રહેતે પણ પીગાળવી એ જ ઇષ્ટ છે ? તેની રક્ષા કે અરક્ષતાના સવાલને તમે માત્ર સગવડની દૃષ્ટિએ જુઓ છો કે સિદ્ધાંતની દૃષ્ટિએ પણ જુઓ છો ?

વર્ગ તરીકે વૃદ્ધોના યુવકો પ્રત્યેના હાલના વલણને લીધે ઘણી વાર સ્થિતિ કફોડી થાય છે તે નિવારવાનો શો ઉપાય ? રૂઢિપાલન પ્રત્યેના પોતાના પ્રેમને લીધે જ શું યુવકો વૃદ્ધોથી વિરુદ્ધ પડે છે ? આ બન્ને વર્ગો વચ્ચે સાચો, સક્રિય અને ચિરંજીવ સહકાર થવા માટે કેવાં પગલાં લેવાવાં જોઈએ ?

લગ્ન, બાળવિવાહ, નાનવય ઇત્યાદિ જરૂરના પ્રશ્નો વિશે યુવાનોને વૃદ્ધો સાથે તીવ્ર મતભેદ હોય છે તેવે વખતે સત્ત્વશાળી અને દૃઢનિશ્ચયી યુવાનોએ અનશનવ્રત કે જરૂર પડે તો "પીકેટીંગ" જેવા કોઇક માર્ગે સત્યાગ્રહ આદરીને પોતાનું લક્ષ્ય સાધવું જોઈએ કે નહિ ? તે માર્ગે ગ્રહણ કરવા માટે ખાસ સંસ્થા સ્થપાય અને તે સતત, સક્રિય પ્રવૃત્તિ આરંભે તો તેને કેટલી સફળતા મળે ?

( ૮ )

અસ્તવ્યસ્ત જગતના નવવિધાન કાજે આગલા યુગોની માફક ટુંક વખતમાં અવતારધારી ફળસમર્થ પુરૂષ પધારનાર છે એ મત તમને માન્ય છે ? જો હોય, તો આજ સુધીના જગદ્‌ ગુરુઓના જેવું જ કાર્ય તે કરશે કે જુદા પ્રકારનું ? બીજી રીતે કહેતાં તેનો જીવન્ત પ્રભાવ માનવજાતિના હૃદયમાંથી વખત જતાં ઘસાતો લાગશે કે નિત્યસ્થાયી થઇને સમસ્ત જગતના આધ્યાત્મિક ઉત્કર્ષના અચળ પગથીઆ રૂપ બનશે ?

+ + +

જગતના નારીવર્ગની ઉન્નતિ માટે ખગ અને સર્વવ્યાપી માર્ગો કયા ? કેળવણી લઇને જાહેર જીવનમાં કાર્ય કરવું એ તેમને માટે ઐહિક મુક્તિનો સર્વોત્તમ માર્ગ છે કે અનેક સારા માર્ગોમાંનો એક છે ? તે વર્ગની આજની પરવશતા અને મનાતી લઘુતા કુદરતે કરેલી સ્વભાવ રચનામાં અને લક્ષણોની ભિન્નતા તથા વિશિષ્ટતામાં છે કે સર્વાંશે કૃત્રિમ અને નિવારી શકાય તેવી છે ? સ્ત્રીઓને રાજકીય ક્ષેત્રમાં મતાધિકાર અને નાગરિકત્વના હકકો મળવાથી તેમની આજની સ્થિતિમાં કેટલો સુધારો થશે ?

+ + +

સાહિત્ય, કલા, ફિલ્સુફી, વિજ્ઞાન, એ સર્વને પુનર્વિધાનના કાર્યમાં કયું સ્થાન ઘટે છે ? તેમનું નિષ્કામ સેવન હાલના બહુવ્યાપી જડવાદને ઓછો કરીને જનસમાજને શુદ્ધતર જીવન ગાળતાં શીખવી શકે એ દેખીતું છે,. પરંતુ સહુથી વધુ જડવાદી લોકોના—રીઢા થઇ ગએલ વેપારીઓ, રાજદ્વારીઓ અને કેવળ દુનિઆદારીના અન્ય પૂજારીઓના— અન્તરમાં એ બલપ્રદ, શુદ્ધિપ્રેરક બીજો શી રીતે રોપવાં ?

---

# ઐકયશકિત.

(લેખકઃ—અંબાલાલ નૃસિંહલાલ શાહ.)

સકળ સંસાર આ ચકપટ ઘૂમી રહ્યો છે. પ્રત્યેક વસ્તુ પોતાના વાસ્તવિક રૂપમાં આત્મીય મુખ્ય બલ યાને શકિતથીજ સ્થિત રહે છે. સૂર્યાદિ મહા મહા ગ્રહો, ઉપગ્રહો જે નિરાધાર ગગન મણ્ડલમાં ભ્રમણ કરતા દ્રષ્ટિગોચર થાય છે તે પણ ઐકયશકિતથી,—જેને આકર્ષણ શકિત કહેવામાં આવે છે તેનાથી— વિદ્યમાન છે, અને એમ પોતપોતાના નિયત સ્થાનથી બીલકુલ ભ્રષ્ટ થતા નથી. સ્વર્ણાદિ ધાતુઓમાં જે કઠોરતા, દૃઢતા આદિનો સમાવેશ થાય છે તેનું કારણ પણ પરમાણુઓની આકર્ષણશકિત છે. આ પ્રમાણે ગુરૂત્વશકિત વા સ્થિતિસ્થાપકશકિત ઇત્યાદિ અનેક શકિત છે. જેના વડે આ ચતુર જગત્કર્તાએ સૃષ્ટિનું નિર્માણ કર્યું છે. આ આકર્ષણ વા ગુરુત્વ અને સ્થિતિસ્થાપકબળને સામાજિક શારીરિક અને આત્મિકબળ કહી શકાય છે. જે પ્રમાણે સૂર્યાદિ ગ્રહ તત્સ્થપદાર્થઆકર્ષણશકિત વિના રહી શકતા નથી, તદ્વત્ મનુષ્યસમાજ પારસ્પરિક ઐકય સહાયતા વિના સ્થિર રહી શકે નહિ.

કૃષિકાર, શિલ્પકાર, વ્યાપારી, રાજકર્મચારી સર્વ એક બીજાને લાભ પહોંચાડે છે અને એમની આવશ્યકતાઓને પૂરી કર્યા કરે છે. જો ખેડુત અન્ન ન ઉત્પન્ન કરે, જો લુહાર હળ ન બનાવે, જો વ્યાપારી એક દેશથી બીજે દેશ તેને આવશ્યકીય સામાન ન પહોંચાડે, જો રાજપુરૂષ એમનું સંરક્ષણ ન કરે; તો મનુષ્યસમુદાયનું કાર્ય એક બીજાની સહાયતા વિના કદાપિ સંચાલિત થઇ શકે નહિ. ઐક્યશક્તિની માત્રા જીવમાત્રમાં જેટલી અધિક થશે તેટલી અધિક ઉન્નતિ સુખસંપદ પ્રાપ્ત કરશે. વર્તમાન કાળમાં જે જાતિ ઉન્નતિ પ્રાપ્ત કરી રહી છે વા કરી ચૂકી છે તેનું પ્રધાન કારણ અને સાધન ઐક્યશક્તિની ઉપાસના છે. જાપાનનો વિજય પણ કેવળ એ દેશના આત્મવિસર્જન કરનાર દેશહિતૈષી વીરપુરૂષોની સાચી દેશભક્તિના ફલને લીધેજ છે. આને સ્નેહ, પ્રેમ, ઐક્ય વા આકર્ષણ શક્તિ કહે છે. શોક સાથે કહેવું પડે છે કે ભારતમાં આ શક્તિનો અભાવ છે. પ્રાયઃ પ્રત્યેક વ્યક્તિને શુષ્કાભિમાને અતિશુષ્ક, સ્નેહશૂન્ય કર્યો છે. પોતાના સ્વાર્થપર સદા દૃષ્ટિ રહે છે. ગમે તેમ થાઓ, કોઇ રસાતલ ઉતરી જાઓ; અમારે એમાં કંઇ નથી. 'પારસ્પરિક સહાનુભૂતિ' ને અમે ઓળખતાજ નથી : આપણો ખાનપાનનો વ્યવહાર આ પ્રકારનો થઇ રહ્યો છે કે જેથી સ્નેહ અને ઐક્યનો સર્વથા અભાવજ દૃશ્યમાન થાય છે-લોપ થયો છે. કેટલા શોકની વાત છે કે પશુપક્ષી અર્થાત્ વાનર તથા કાગડા ઇત્યાદિ પોતાને જાતને સહાનુભૂતિ આપે છે; પરન્તુ આપણે મનુષ્ય, સર્વશ્રેષ્ઠ હોવાનો દમ ભરનાર-દાવો કરનારા, સર્વથા એનાથી વંચિતજ છીએ. હું આ વાતને સંક્ષેપમાં બતાવી નિવેદન કરૂં છું કે આપ ભારતમાં સચ્ચા સ્નેહ અને એકતા વિના સંસારમાં કદાપિ સુખ, સંપત્તિ, માન, પ્રતિષ્ઠા કંઇ પણ નહિ મેળવી શકો. બહુ સમય વીતિ ગયો. હવે ઉઠો અને આંખ ઉઘાડી જુઓ કે જગત્નો પ્રવાહ કઇ દિશામાં વહી રહ્યો છે. આપને એનું ધ્યાન રાખવું પડશે અને સર્વેએ એનું અનુકરણ કરવું ન જણાય તો દેશકાલાનુસાર પણ ચાલી અભીષ્ટ સિદ્ધિ સાધવી પડશે.

દ્વિતીય, ગુરુત્વ વા શારીરિક શક્તિ. શારીરિકશક્તિ ક્ષીણ હોવાનું કારણ બ્રહ્મચર્યાશ્રમનું પૂર્ણ રીતે પાલન નહિ કરવાથી જન્મેલું છે. બ્રહ્મચર્યાશ્રમનો પણ યથાશક્તિમતિ ઉચ્છેદ કરવામાં કંઇ કસર રાખવામાં આવી નથી. ભારતવર્ષમાં બાળલગ્ન તો જીવનાધાર બની રહ્યું છે. ભલે ને પછી બાલક કે બાલિકા "લગ્ન શું છે?" એનો અર્થ યે ન સમજે. કિંતુ આઠ કે દશ વર્ષની અંદર તેમનાં લગ્ન થવાંજ દુરસ્ત સમજાઇ રહ્યું છે.

પ્રથમાવસ્થામાં જે ઇન્દ્રિયો અને શારીરિક ધાતુ વૃદ્ધિંગત થતાં હોય તેને બ્રહ્મચર્યદ્વારા અધિક મજબૂત વા પુષ્ટ કરવાનો પ્રાથમિક ધર્મ હતો-માનો કે પહેલાં સંસાર અને પરમાર્થના કઠિન કાર્યક્ષેત્રમાં અવતીર્ણ થાય તેનીજ સાથે શરીર અને આત્મા બન્નેને વીર્ય તથા વિજ્ઞાન-બુદ્ધિદ્વારા સુપુષ્ટ બનાવવાનું આવશ્યક મનાતું હતું,-પરંતુ વર્તમાન યુગમાં તો ૬ દશવર્ષનું બાલક થાય તે પૂર્વે તો બ્રહ્મચર્યખણ્ડન થઇ જાય છે.

આ પ્રમાણે બ્રહ્મચર્યનો નાશ થવાથી શરીરની કાન્તિદીપ્તિ અને શક્તિએ પ્રસ્થાન કરી દીધું છે. ઉત્સાહ, વીરતા, ધીરતા, ક્ષમા, દયા, શાન્તિ ઇત્યાદિ સદ્ગુણ અને સદ્ભાવ નાસ ચાલ્યા ગયા છે. "नष्टे मूले नैव पत्रं न पुष्पम्"।

જે બ્રહ્મચર્યના પ્રતાપથી હનુમાનજી અસીમ સમુદ્ર ઓળંગવાને માટે સમર્થ થયા,—જે બ્રહ્મચર્યના બલથી શ્રી સ્વામી શંકરાચાર્યજીએ એકલે હાથે ભારતવર્ષમાં બૌદ્ધધર્મ સાથે બાથ બીડી,—જે બ્રહ્મચર્યના બલથી ભીષ્મપિતામહજી શરશય્યાપર સૂતા સૂતા પણ દાનધર્મનો ઉપદેશ કર્યા કરતા હતા—જે બ્રહ્મચર્યના બળથી શ્રીસ્વામી દયાનન્દ સરસ્વતીએ વેદોનો પુનરુધ્ધાર કર્યો એજ બ્રહ્મચર્યાશ્રમને આપણે ખોદી તોડી નાંખ્યો છે. હવે શેથી કાલવિપ્લવની કઠિન બાધાઓથી આપણી રક્ષા કેમ થઇ શકશે? શીતોષ્ણ સહિષ્ણુતા ન રહેવાથી અનેક પ્રકારના રોગોથી આક્રાન્ત બની અકાલ મૃત્યુના આપણે ગ્રાસ થઇએ છીએ. આ વર્તમાન યુગની સર્વ આપત્તિઓનું મૂળ બ્રહ્મચર્યાશ્રમ ન હોવાને લીધેજ છે. એટલા માટે શીઘ્રતાથી એ વૈદિક પ્રથાના પ્રચારાર્થે આપણે કટિબદ્ધ થવાની જરૂર છે.

---

# પ્રભુનો સહચાર.

અનુવાદકઃ વિવિત્સુ.

"એક ઝાડ ઉપર સુન્દર પીંછાવાળાં બે પક્ષીઓ રહે છે; તેમાંનું એક પક્ષી એક અતિ સ્વાદિષ્ટ ફલ ખાઇ રહ્યું છે, અને બીજું પક્ષી તે ફલ ન ખાતું તેના સામે જોઇ રહ્યું છે."

તે બે સુંદર પક્ષીઓ તે પરમાત્મા અને જીવાત્મા. પરમાત્માના પ્રકાશમાં જીવાત્મા સુંદરને દેદીપ્યમાન દેખાય છે. જીવાત્મા પરમાત્મા બન્ને એક જ વૃક્ષ ઉપર બેઠેલા છે એ કહેવાનો અર્થ એટલો કે તે બન્ને એક જ શરીરમાં રહે છે. તે હમેશાં ભેગા જ રહે છે; કારણ કે પરમાત્માનો અને જીવાત્માનો સંબંધ રક્ષક અને રક્ષ્યનો છે અને તે બન્ને મિત્રો છે.

પરમાત્મા સ્નેહનું દાન કરે છે અને સ્નેહથી જીવાત્માનું પોષણ કરે છે; અને જીવાત્મા પણ આ વિશાળ સંસાર વચ્ચે રહી પરમાત્માને પ્રિય એવાં સ્નેહનાં કાર્યો કયા કર્યાં છે તેનો અનુભવ કરે છે. આથી જ તેઓ એક બીજાના સહચર છે. એક પક્ષી ફળનું આસ્વાદન કરે છે એટલે પ્રભુએ પોતાના દક્ષિણ દિશથી છૂટે હાથે આપેલાં અનેક સુખોનો જીવાત્મા ઉપભોગ કરે છે. પરમાત્મા તે ફળ ન ખાતાં માત્ર તે જોઇજ રહે છે અને બાળકને તૃપ્ત થતું જોઇ માબાપને જેવો આનંદ થાય છે તેવો અનુભવે છે.

આ પ્રમાણે જીવાત્માને પરમાત્મા સાથે ગાઢ સ્નેહસંબંધ છે. એક ફળને આપે છે તો બીજો તેને ખાય છે. ઇશ્વરદત્ત આટલાં બધાં દાનથી જીવ તેના આભારમાં નમી જાય છે: અને તે આનંદનો ઉપભોગ કરતાં પરમાત્માને અસંખ્ય પ્રણિપાત કરે છે. પ્રભુથી રક્ષિત હોવાથી જીવાત્મા સર્વ સ્થળે નિર્ભય થઇ ફરે છે.

મનુષ્યાત્મા કેટલો સ્વતંત્ર છે તેનો વિચાર કરો ના; કારણકે પ્રભુના સિવાય બીજા કોઇના તાબામાં રહેવું તેને ગમતું નથી. પ્રભુનું સ્વાતંત્ર્ય તે જાણે છે અને તેનો તથા તજ્જન્ય સુખોનો તે અનુભવ કરે છે. જો કે જીવનના અનેક ચાકરમાતો અને સંજોગોને આધીન હળીમળ આપણી

ઘણુ પર છે છતાં પણ આત્માનું કેંદ્ર અને ખરૂં સ્વરૂપ તો સ્વતંત્રતાજ છે. સ્વતંત્રતાથી મળતો આનંદ તે જીવાત્માનું સર્વોપરિ સુખ છે અને બીજા ઉપર આધાર રાખવો પડે તે તેને મન અગાધ દુઃખ છે,

ત્યારે સર્વોપરિ આનંદ પ્રભુથી કેવો સંકળાયલો છે. તેનો વિચાર કરો. જીવાત્માને બીજા કોઈના ઉપર આધાર રાખવાની વૃત્તિજ થતી નથી પણ પ્રભુ ઉપર આધાર રાખ્યા શિવાય તો તેને ચેન જ પડતું નથી. કારણ કે જીવાત્માને ખરેખરો આનંદ તો પ્રભુના મિત્ર થઇ–અનુચર થઇ તેની સાથે હરવા ફરવામાં લાગે છે. વળી પ્રભુની ઇચ્છાની સાથે પોતાની ઇચ્છાને અનુરૂપ કરવામાંજ તે મહત્તા સમજે છે.

આપણું ખરેખરૂં સ્વાતંત્ર્ય જીવનનાં અનેક પ્રલોભનોથી અને આશાના વિકટ પાશમાંથી અદૂર રહેવામાં જ સમાયલું છે. પરંતુ આવું સ્વાતંત્ર્ય શોધવાની શી જરૂર છે!

જરૂર તો માત્ર એટલીજ, કે દુનિયા પરનું આપણું સઘળું પારતંત્ર્ય છોડી આપણે અનન્ય શ્રદ્ધાથી માત્ર પ્રભુનોજ આશ્રય કરીએ, હમેશાં તેનાં ચરણોમાંજ લોટીએ, સેવાનાં નાનાં નાનાં કામો કરી ત્યાં ધરીએ અને તેની સહુ ઇચ્છાઓને અનુરૂપ સર્વદા આનંદથી રહીએ જેને લીધે આપણે દુઃખો, મુશ્કેલીઓ અને આશાના પાશોથી મુક્ત થઇએ ખરા; પરંતુ પ્રભુની સેવા કરવાને હકદાર ન થઇએ તેને આપણે ખરી સ્વતંત્રતા કહી શકીએ નહિ, અને એવી અપૂર્ણ સ્વતંત્રતાની આપણને જરૂર પણ નથી, કારણ કે સ્વતંત્રતાનો ખરો આનંદ તો પ્રભુના આશ્રય તળે રહેવામાંજ છે. સ્વતંત્રતાની ખરી ખૂબી તો પ્રભુની સેવા કરવામાંજ સમાયલી છે. પ્રભુની સેવા કરવી, તેની પૂજા કરવી અને તેને પ્રિય બાબતોને આચારમાં મૂકી અનુભવવી એજ આત્માનો મોટામાં મોટો હક છે.

પ્રભુ આપણો સ્વામી છે, આપણો નેતા છે, આપણો જીવનદાતા છે અને તેનાથી ભિન્ન અને તેની દયાવિહોણી જીંદગી પણ વ્યર્થ છે. આવો પ્રભુ તે આપણો સહચર મિત્ર છે. તે આપણને ચહાય છે અને આપણા તરફથી સામા સ્નેહની આશા રાખે છે. સ્નેહની બક્ષીસ કરીને તે આપણને તેના ભણી આકર્ષે છે. તે સ્નેહભરી મમતાથી આપણી સંભાળ લે છે અને આપણને પોતાના ભણી ખેંચી આપણને અનેકાનેક આનંદમાં મગ્ન કરે છે. આપણને પણ જ્યારે આપણે તેવાજ સ્નેહથી પ્રભુને ચાહીએ છીએ ત્યારે સંતોષ થાય છે. માટેજ જીવાત્મા અને પરમાત્મા બે મિત્રો છે.

પ્રભુના મુબારક હાથે આપણને મળતાં અને આપણી પરિમિત ઇંદ્રિયોથી અનુભવાતાં સુખોની પણ જ્યારે સીમા નથી ત્યારે તેમના દિવ્ય સ્નેહમાં અને ડહાપણમાં રહેલાં અનંત સુખોનો પાર કોણ પામી શકે? વળી એ દિવ્ય સ્નેહ, ડહાપણ અને આનંદ દરેક ક્ષણે કેવાં વધે છે એ જો મનુષ્ય હૃદય જાણે તો તે આભાર કેવું નમી જાય? તેની આભારની લાગણી તેના હૃદયમાં માઇ પણ શી રીતે શકે? અને જ્યારે પ્રભુએ માત્ર આપણનેજ આપેલાં સુખો આમ અનંત છે તો પછી તેણે આખી મનુષ્ય જાત ઉપર બક્ષેલાં સુખોને આપણે શબ્દોમાં કવી રીતે વર્ણવી શકીએ?

અરે, પ્રભુના સ્નેહની અને કૃપા ભરી સંભાળની વાત વિચારતાં આપણને આભારની એટલી બધી લાગણીઓ ઉદ્ભવે છે કે જીભ્હા મુંગીજ રહે છે અને મન પંગુજ બની જાય છે. ત્યારે અસંખ્ય જગતોનાં અસંખ્ય પ્રાણીઓ ઉપર પ્રભુ જે દયા અને સ્નેહ વર્ષાવી રહ્યા છે તે

મારેની ને પ્રાણીઓની આભારભરી લાગણીઓ તો આપણે કલ્પી પણ શી રીતે શકીએ.

આપણે પાપ અને પ્રમાદમાં મગ્ગુલ બનેલા હોવાથી, જીવન આપણને નર્જીવું ભાસે છે. અને તેમ છતાં પ્રભુ આપણા સહચર અને મિત્ર છે. અહા 'એ તે શાં અપમાન!' કે જે રાજાઓનો રાજા છે અને જે દેવોનો પણ દેવ છે, તે કેવળ આપણો પાલકજ નહિ, રક્ષકજ નહિ પણ સહચર મિત્ર છે. સામાન્ય લોકવ્યવહારમાં પણ આપણા કરતાં ઉન્નત સ્થિતિએ ચઢેલા મનુષ્યને આપણો મિત્ર કહેતાં આપણે સંકોચ ખાઇએ છીએ છતાં આ મહત્તમ અને સર્વશક્તિમાન પિતાને મિત્ર કહી સંબોધતાં અર્જુનની માફક આપણને જરાપણ આંચકો થતો નથી.

જે પ્રકાશનો પણ પ્રકાશ છે, તે આપણો મિત્ર છે. તેના સ્નેહનો વિનિમય આપણા સ્નેહથી થાય છે. આપણો ખરો આનંદ તેના ચરણે, તેના આધારે, તેના ઉપરજ સર્વથા અવલંબી રહેવામાં રહ્યો છે. તે આપણો વાલી–પાલક થવા ઘણો આતુર છે. આપણે તેને આપણા સ્વામી તરીકે પૂજીએ છીએ; અને તે આપણને તેના આશ્રિત, તેના પોતાના જન તરીકે ગણે છે. જ્યારે આપણે તેને કહીએ છીએ કે 'તું અમારો સ્વામી છે, અમારો રક્ષક છે અને અમારો આશ્રય છે, અને જ્યારે ઉચ્ચારીએ છીએ કે "ખરેખર, તે મહાન્ પ્રભુ આપણા શેઠ છે" ત્યારે આપણો સારો ય આત્મા ગુંજી ઉઠે છે. અને પ્રત્યુત્તર દે છે કે "હા, ખરેખર તેમજ છે." જો આપણા હૃદયમાં પ્રભુ મારેના નિર્મળ વિચારો ન હોય તો આપણા વિચારો અને શબ્દો વચ્ચે સંવાદ જળવાય નહિ અને પરિણામે પરમ સંવાદિ પિતાને તે ન પહોંચે. જો "પ્રભુ આપણો આશ્રય છે અને આપણો મિત્ર છે" એ મહાન્ સત્ય સંસારના વિલાસોમાં મગ્ગુલ મનુષ્યોના કાનમાં પણ ઉચ્ચારવામાં આવે તો તેમનો ખરો સ્વભાવ તુરત પ્રકાશી ઉઠે; અને પ્રભુ પ્રત્યેનો તેમનો પૂજ્ય ભાવ જાગૃત થાય કારણ કે જીવાત્માનો અને પરમાત્માનો સંબંધ અતિ ગાઢ છે. મનુષ્યો ઘરની ઉંડી ભ્રાન્તિમાં પડ્યા હોય ને જો આપણે ત્યાં પ્રભુના મંત્ર નામનુંજ ઉચ્ચારણ, કરીએ તો તે ગાઢાંધકારમાં પણ પ્રકાશનું એકાદ કિરણ પ્રકટિત થયા સિવાય રહે નહિ

અહો જેનું આખુંય આયુષ્ય પ્રભુના સહચારમાંજ વ્યતીત થયું છે, એવા પ્રભુના અનન્ય ભક્તોના સુખનો પાર નથી. પ્રભુના નામોચ્ચારણથીજ સંસારમાં અતિ લુબ્ધ મનુષ્યનું હૃદય પણ પીગળે છે ત્યારે જે ભક્તો એ અનંત અને અખંડ આનંદોદધિમાં મગ્ન થઇ ગયા છે તેમના હૃદયનો પ્રકાશ તો કેટલોય ઉજ્વલ હશે? જે ભક્તો પ્રભુરૂપી સૂર્યના કિરણોથી પ્રકાશિત થાય છે તેમને તો કેવાં ય પવિત્ર સુખોનો આસ્વાદ મળતો હશે?; વળી જે ભક્તો હમેશાં પ્રભુની કૃપાછાયામાંજ વસે છે તેઓને તો આ જગત્ પણ સ્વર્ગસમાન લાગે છે, અને સર્વત્ર બ્રહ્મનો જ અનુભવ થાય છે.

ત્યારે જે લોકો સંસારના કીચડમાં તદ્દનજ રગદોળાઇ ગયા છે તેમણે આવા મહાત્માઓનાં દ્રષ્ટાંતથી પવિત્ર થઇને માનવ જીવનનાં દુ:ખોનો અને દિલગીરીઓનો પ્રતિકાર શોધવો ઘટે છે. આપણને સત્પથે વાળવાને માટે જ પ્રભુ આપણને મુશ્કેલી અને શિક્ષા મોકલે છે. પ્રભુ આપણને કહે છે કે "મને ભુલશો નહિ. મારી આપેલી અનંત બક્ષીસોનો ઉપભોગ કરો પણ તેમના આપનારને તો હમેશાં સ્મરણમાં રાખજો.'

આખી દુનિઆની દોલત આપણને મળે તો પણ પ્રભુથી વિમુક્ત થવાના ભયથી આપણે છૂટી શકીએ નહિ; અને પ્રભુથી છૂટા પડવામાં જે દુઃખ થાય તેનું ઉન્મૂલન સમસ્ત સંસારના કોઇ પણ પદાર્થની પ્રાપ્તિથી થવું સંભવતું નથી. પ્રભુ તેના ભક્તોને સંસાર સુખની તૃપ્તિ કરાવતો નથી; કારણકે જો તેઓ આવાં ક્ષુદ્ર સુખોથી જ તૃપ્ત થઇ જાય અને એટલેથી જ પોતાને ધન્ય માને તો પછી જે આનંદ વિશુદ્ધ હોઇ કેવળ પ્રભુ જ આપી શકે છે તેના માટે તેઓ આતુરતાથી શોધ ન કરે. વળી અહીં પ્રભુએ શોક-દર્દનાં તથા આપદ્‌સંપદનાં જે મિશ્ર પ્રસંગો રચેલાં છે તે પણ એટલાજ માટે કે જ્યાં પ્રભુનું સંપૂર્ણ તદન સાંનિધ્ય હોય સંપૂર્ણ સહિ સલામતી મળે એવા સ્થળને શોધીને તેનો આશ્રય કરવાને આપણે આતુરતા પૂર્વક યત્ન કરીએ. એટલે અનુભવ તો સઘળાંને થયો હશે કે જ્યારે આપણને દુનિયાનાં અનેક દુઃખોનો અનુભવ થાય છે ત્યારેજ આપણે પ્રભુના અમર અને અનંત આશ્રયને મેળવવાને તેની ખરા દીલથી પ્રાર્થના કરીએ છીએ. જ્યારે સંતાપના આવેશોથી દુઃખી થઇ આપણું રૂધિર તપી જાય છે ત્યારેજ આપણે પ્રભુની શાંત અને નિર્મળ સ્નેહ-કૃપાધારાઓને આતુરતા પૂર્વક ઝંખીએ છીએ.

દુનિઆમાં પ્રભુની સેવા કરવાને આપણે જન્મ્યા છીએ અને પ્રભુમાં જ આપણો આનંદ રહેલો છે. વળી અત્યારે પણ આપણે આપણા તે મહાન મિત્ર સાથે વસીએ છીએ. ચાલો આપણે પ્રભુનાં પાદારવિંદ આપણાં સ્નેહાશ્રુથી સીંચીએ અને અંતરની ખરી લાગણીથી તેમનું પૂજન કરીએ. ચાલો, આપણે આપણું સર્વસ્વ તેને અર્પી દઇ જીવનની કૃતકૃત્યતા અનુભવીએ.*

---

# વાર્તાઓ કેવી હોવી જોઇએ.

(મળેલું.)

વાર્તાઓ વાંચનારાની સંખ્યા તો બહુ મોટી છે પણ વાર્તાઓના સિદ્ધહસ્ત લેખકો બહુજ થોડા છે. તેમાં વળી અહિં એક પ્રથા દાખલ થઇ છે કે દરેક વર્તમાનપત્રમાં એકાદ વાર્તા તો હોવીજ જોઇએ એટલે તેથી બનવા એમ પામ્યું છે કે જે લોકોની કુદરતી ગતિ વાર્તાઓ લખવા માટે નથી તેવાઓ સંખ્યાબંધ ઉભરાઇ ઉઠ્યા છે; એટલે એવા લોકોની લખાયલી વાર્તાઓમાં લોકોને જે મઝા મળવી જોઇએ તે મળતી નથી.

જેવી રીતે ગમે તે વ્યક્તિ કવિ બની શકતી નથી તેવી રીતે ગમે તે વ્યક્તિ વાર્તા-લેખક પણ નથી બની શકતી. કુદરતી કવિ તે નથી જેને કુદરતે કવિતા લખવા યોગ્ય ભેજું બક્ષ્યું નથી. તે જો જબરજસ્તીથી કવિતા લખે, પોતાની તબીયતની મારપીટ કરીને એ રસ્તે દોરે તે કેવી કવિતા કરી શકે તેની સાક્ષી તો તે કવિતા આપશે. તેમાં વર્ણવેલા વિષય પર તો કદાચ કોઇની દૃષ્ટિ પડે પણ તેઓ મારી મચડીને એવી રીતે અનુપ્રાસ ગોઠવે છે કે વાંચનારાઓ એકદમ સમજી જાય છે કે લેખક ખરેખર પોતાની તબીયત બગાડીને નકામી ખેંચતાણ કરે છે. તેઓ પોતાનો વખત તો બરબાદ કીધો છે પણ વાંચનારાઓના પણ જાન પર વાત આવી જાય છે. વાર્તાઓ લખનારના આ હાલ છે. વાર્તાઓના રહસ્યની કાંતો તેમને ખબર હોતી નથી કે કાંતો તેઓ પોતાનાં મગજ પર તકાદો કરી લખવા બેસી જતા હોવા જોઇએ. એવા પ્રકારની દશામાં લખેલી વાર્તાઓ ખાસી

---

*મોડર્નરીવ્યુમાં છપાયેલા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના એક ધ્યાનનો (Meditation) અનુવાદ.

લેખ રૂપ બની જાય છે. એવી જાતની વાર્તાઓ જો છપાવવી હોય તો તેને એવું શિર્ષક આપવું કે—આ લેખ નથી, વાર્તા છે; કારણકે જેણે કહાણીનો રસાલો નથી મેળવ્યો તેણે તેને કહાણી માની લેવીજ જોઇએ.

વાર્તાઓ લખવામાં જે લોકો પ્રસિદ્ધ છે તેમની બધીજ વાર્તાઓ ઉચ્ચ કોટીની હોય છે એમ પણ નથી. એતો તેમની શબ્દસૃષ્ટિ છે. કોઇમાં વળી સારો લાગી જાય અને કોઇમાં કસર પણ રહી જાય.

લેખકોના હૃદયમાતો હંમેશા વિચાર ધારા વહ્યાજ કરે છે. કોઇના હૃદયમાં હમેશાં ને કોઇનામાં પુનેમ–અમાસે! જે કુદરતી લેખક છે તેતો જે કંઇ લખે છે તે ઘણું કરીને સારુંજ હોય છે પણ જેઓ પુનેમ–અમાસની જાતના છે તેઓને તો હૃદયમાં તરંગ ઉછળવાની રાહ જોવી પડે છે ત્યાં સુધી તો ઉત્તમ રચના પણ કરી શકતો નથી એની પર્વણી નહિ આવી હોય અને લખવા બેસી જાય તો તે પોતાના સ્વભાવને અનુરૂપ લખાતું પણ નથી એટલે તે પોતાના નામને ખાતર જે લખે તે મમત્ત્વનેજ લખે છે, અને તેનો विनायक प्रकुर्वाणः रचयामास तु वानरम्। ની પેઠે કામ બેનો તેની જરૂર ફજેતી પણ થાય.

વર્તમાનપત્રોમાં વાર્તાઓ આપવાનો એ હેતુ છે કે જ્યારે વાંચક કઠિન વિષય વાંચીને થાકી જાય જ્યારે ગંભીર લેખ વાંચવામાં તેનું મન ન લાગે ત્યારે તેઓ ચુરમુ–ચટનીની ગરજ સારે, જેથી તેને આરામ મળે અને વળી પાછો કોઇ નવો લેખ વાંચવા તૈયાર થઇ જાય. વાર્તાઓમાં જો વિનોદ ન હોય તો તે જેમ બીજા લેખો વાંચતા કંટાળી ગયો હોય તેમ વાર્તા વાંચતા પણ તે કરે અને તેથી વાર્તાનું લક્ષ્ય બરબાદ જાય વાર્તાનું કામજ થાકેલાઓને વિશ્રામ આપવાનું છે વિશ્રામની સાથે આનંદ પણ મળવો જોઇએ

કેટલાક લોકો એમ સમજે છે કે વાર્તા લખવી એ કંઇ મોટી વાત નથી.

Light literature એ કોઇ મહત્વનો વિષય નથી. એવી ધારણાથી એ કંઇ વાર્તા લખવા બેસે તો તે ભાગ્યેજ સફળ લખી શકે જે સુકુમાર વિદ્યા છે તે તો દરેક વાતમાં સુકુમાર છે. તેના રક્ષણને માટે તો બહુ સાવધાની રાખવી જોઇએ છે. કોઇ વાર એમ બને છે કે કોઇ બનાવ જાતે અનુભવ્યો હોય તો તેના પર સારી વાર્તા લખાય, પરંતુ હમેશા એવું હોતું નથી. ઘણી વાર એમ બને છે કે વાર્તાને માટે સામગ્રી મળી જતા પણ વાર્તા લખાતી નથી કારણ કે બીજા મસાલાનો ખપ પડતો હોય કે જે લેખકે પોતેજ મેળવવો જોઇએ. ખરા બનાવમાંથી કોઇ અંશ કાઢી નાખવાનીય જરૂર પડે છે અને કોઇ અંશ જોડવાની પણ જરૂર પડે છે. એવી યુક્તિઓ જે લોકો જાણતા હોય છે તેઓ સિદ્ધહસ્ત લેખકો બની શકે છે કેટલાક એ યુક્તિ જાણતા હોય પણ તેને યોજી નથી શકતા તેઓ કંઇ લખી તો શકે છે પણ તેમા પરિણામ બીજુંજ આવે છે!

વાર્તાઓ લખવામાં કોઇ લોકો ઉપદેશકનું કામ પણ સાધવા માગે છે તે એમ ધારે છે કે વાર્તા રુચિકર પણ હોય અને સાથે કંઇ શિક્ષણ પણ અપાય. એમ ન બનવું જોઇએ કે કોઇ વાર્તા વાંચીને તેનો બદલો ન મળે અને ફક્ત ખાલી હસવામાજ ફરી જાય, પરંતુ તેવા લેખમા પણ ધ્યાનમાં રાખવાનું છે કે લેખકોના અને ઉપદેશકોના સ્થાન જુદાં જુદાં હોય છે.

વાર્તાલેખકે ખાસ કરીને ઉપદેશ આપવાની બાબત પોતાની નજર સમક્ષ રાખવાની જરૂર નથી. વાર્તા લખતાં લખતા સ્વાભાવિક રીતે જે ઉપદેશ તત્ત્વ આવી જાય તેટલુંજ બસ છે એમ

સમજવું જોઇએ. પણ એ કામ બહુ કઠણ છે. એવી જાતના વાર્તાલેખક ગુજરાતીમાં ફક્ત શ્રી ભોગીંદ્રરાવ રાવ દીવેટીઆજ થઇ ગયા છે અને હયાત વાર્તાલેખકોમાં તો એવો કોઇ હજી સુધી નજરે પડતો નથી. બંગાળીમાં બાબુ મુખોપાધ્યાયની વાર્તાઓમાં એ વાત નજરે પડે છે. તેઓ એવી રીતે સુંદર દે છે, એવી અનોપમ રીતથી આક્ષેપ કરે છે કે જેથી વાર્તાની સ્વાભાવિકતામાં રતિભર ફેર પડતો નથી. લેખક પોતાનું કામ કાઢી લે છે. વાંચકને ઉપરથી પતો લાગી જાય છે કે–ઓહ! આ ઉદ્દેશ બતાવાઈ ગયો–વસ્તુતઃ એવી વાર્તાઓ દુર્લભ અને મુલ્યવાન છે કે જે મનોરંજનની સાથે સાથે વાંચકનાં હૃદય પર પોતાનો કંઇ પ્રભાવ છોડી જાય.

"સરસ્વતી" ઉપરથી ઉચિત ફેરફાર સાથે.

---

# રોમનો પ્રવાસ.

લેખકઃ—માવજી દામજી શાહ.

સ્વીટ્ઝરલેંડની સહેલગાહ ખતમ કર્યા બાદ ઇટાલીની રાજધાની રોમ ખાતે પહોંચી. ઓગસ્ટ માસ હતો, સ્વીટ્ઝરલેંડની સરહદ છોડતાંજ સ્વચ્છ આકાશ દેખાવા લાગ્યું. જાણે હિંદુસ્તાનમાં પ્રવાસ કરતા હોઇએ તેમ જણાયું. રોમ પહોંચતાં હિંદુસ્થાનના જેવી સખ્ત ગરમીનો અનુભવ થયો, ગરમ કપડાં તથા ઓવરકોટ ફેંકી દેવાનું મન થઇ ગયું, ફક્ત એકજ દિવસ પૂર્વે એજ વસ્ત્રો પ્રભુથી પણ વ્હાલાં લાગતાં હતાં, પરંતુ આજે તે ભારભૂત થઇ પડ્યાં! લગભગ સવારે નવ વાગ્યે સ્ટેશન પર પહોંચ્યા, ગાડીપરથી ઉતરતાંજ થોમસ કુક કંપનીના કારકુનને મળ્યા. તેની પાસેથી કુકની ઑફિસ વગેરેની માહિતી મેળવી. બહાર આવતાંજ પાસેના એક હોટલમાં પડાવ નાંખ્યો, ત્યાર પછી પાસેવાળી કુકની ઑફિસે ગયા. એ સ્ટેશનની નજદીકજ છે. એમજ ધારવામાં આવે છે કે લગભગ બધા દેશમાં તેની ઑફિસો આ પ્રમાણે હશે! આ સગવડથી પ્રવાસીઓને આરામ મળે છે. ઑફિસમાં દાખલ થઇને કારકુન સાથે જરૂર પુરતી વાતચિત કરી લીધી, કારકુન વર્ગ ઇટાલીનો રહેવાસીજ હતો. તે અંગ્રેજી તથા ઇટાલીયન ભાષા જાણતો હતો, તે મુસાફરો સાથે ઘણી નમ્રતા પૂર્વક વાતચીત કરે છે. મુસાફરો કલાકો પર્યંત તેનું મગજ ખાય છે–માથું પકાવે છે પરંતુ તે બધાને શાન્તિપૂર્વક જવાબ આપે છે. સ્ત્રીઓ ઘણે ભાગે બહુ છેક કરનારી હોય છે. જે કારકુનને પૂછપરછ કરવાની હતી તેની સાથે એક સ્ત્રી વાતચીત કરી રહી હતી તેથી તેની વાતચીત દરમ્યાન વાત અમારાથી બોલાયજ શી રીતે? કેમકે એમ કરવામાં સ્ત્રીનું અપમાન કર્યું ગણાય, તેથી થોડીવાર ચુપચુપ રહ્યા. લગભગ અર્ધો એક કલાક એ બાઇ સાહેબે જ્યારે છુટકો કર્યો ત્યારે કારકુન સાથે વાતચીત કરવાનો અમારો વારો આવ્યો. સૌથી પહેલાં તો તેણે માફી માગી. અને કહ્યું કે, 'દીલગીર છું કે આપને આટલી વાર ખોટી થવું પડ્યું! પરંતુ શું કરૂં! તમે જાણો છો કે સ્ત્રીઓ કેટલી છેક કરનારી હોય છે.' અમે કહ્યું 'કંઇ ફિકર નહિ.' વાતચીત કરી રહ્યા પછી અમે બહાર આવ્યા ત્યારે ખબર મળી કે કુક કંપની તરફથી સહેલગાહે જતી ગાડી ઉપડી

અહં, આ ગાડીમાં પચીશ કે ત્રીશ તથા કોઇ કોઇ વાર તો તેથી વધુ સંખ્યામાં માણસો સવાર થઈ સહેલગાહ માટે ચાલ્યા જાય છે દરેક મુસાફરે ભાડું આપવું જોઇએ છે। તેની સાથે એક ગાઇડ ( Guide ) અર્થાત્ જાણીતો માણસ રાખવામાં આવે છે. તેને કશું આપવાનું હોતું નથી, આ ગાઇડ-જાણીતો માણસ અંગ્રેજી સિવાય બેએક ભાષા બીજી પણ જાણતો હોય છે, તે વડે મુસાફરોને બધું સમજાવવામાં આવે છે. આવી ગાડીઓ દ્વારા આવી મોટી જગાઓની સહેલગાહ સહજમાં તેમજ ઓછા ખર્ચે થઇ શકે છે. મુસાફરો એકબીજા સાથે હળીમળી જાય છે. તેઓ મશ્કરી-ઠઠ્ઠા કરતા જાય છે, અને વખત સારી રીતે પસાર થાય છે; પરંતુ કમનસીબે તે દિવસે તે ગાડી એ બાઇ સાહેબને લીધે અમને મૂકીને ચાલતી થઇ ગઇ. એ વખત દિવસના અગ્યાર વાગ્યાનો હતો. કંઇક ભૂખ પણ લાગી હતી, વળી તડકો પણ સતાવા લાગ્યો ! વિચાર્યું કે પાછા હોટલમાં જઇ આરામ લઇએ! હોટલમાં આવીને કપડાં ઉતાર્યાં. કપડાં બહુજ ગભરાટ થયે પરસેવાથી નીતરી રહ્યાં હતાં. નોકરને કહ્યું, 'સ્નાન કરવા માટે પાણી તૈયાર કર, તે પૂછવા લાગ્યો, 'ઠંડુ કે ગરમ !' અમે કહ્યું ઠંડુ. સ્નાન ગૃહમાં જઇને ખૂબ સ્નાન કર્યું, એટલે શરીર સ્વસ્થ થયું. ધોયલાં વસ્ત્રો પહેર્યાં, કંઇક ફળાહાર કર્યો, અને પછી શહેર જોવા સારૂ નીકળ્યા. રોમમાં બે પ્રકારની વસ્તી છે.- નવી અને જૂની,

## નવી વસ્તી.

નવી વસ્તીમાં નવા નગરોની માફક ઝગમગાટ છે. મોટાં મોટાં ઉંચાં મકાનો છે. સાત આઠ માળવાળા હોટલો છે. નવીન તરેહની ટ્રામવે ચાલે છે દુકાનો વિવિધ રીતે શણગારેલી હોય છે. રળીયામણા મોટા રસ્તા તેમજ વિશાળ ચોક છે, સડકો પણ પહોળી છે. ઘણેભાગે મોટા પત્થરોની ફુટપાથો છે. તેના પર ગાડીઓ ચાલતા ઘણો અવાજ થાય છે. ઘણાખરા રસ્તા ઓછા પહોળા પણ છે. આજુબાજુની ફુટપાથો સાંકડી પણ છે, કોઇ કોઈ ઠેકાણે તો મુદલ નથી. લોકો મરજીમાં આવે ત્યાં થુંકે છે. આના કરતા વિલાયતના લોકો સ્વચ્છતામાં વધી જાય છે. રોમ તથા યુરોપના બીજા દેશોના શહેરોની સડકો પર બાંધવામાં આવેલાં મકાનોના ખૂણા પર ઘડીયાળો છે વિલાયતમાં એ રીવાજ નથી; ત્યાં ઘણા ભાગે દેવળો, ઓફીસો, પાર્લામેન્ટ, અને દુકાનો વગેરે પર ઘડીયાળો હોય છે. ઇટાલીની તેમજ બીજા દેશોની ટ્રામવેઓ વીલાયતના જેવી નથી, તે જુની ઢબની છે કેઇ કોઇમાં બેસવાની ઘણી અગવડ હોય છે. ઘણો ભાગ ઘોડાઓની હોય છે કે જે ઘણો વખત લે છે. નવા રોમના લગભગ ઘણા ભાગો એવા પણ છે કે જ્યાં બીજી વાર જવાનું મન થતું નથી ત્યાંના ઘરો ઘણાજ નાનાં તથા મેલાઘેલાં જોવામાં આવે છે. રસ્તો પણ કચરાથી ખરડાયલો હોય છે ગરીબ લોકો બહાર-સડક પર બેસે છે, ત્યાં નાના બચ્ચાંઓ રમે છે કૂદે છે, અને ઘણો મોટો કોલાહલ થઈ રહે છે જે ચાર સડકો પર અમે નીકળ્યા હતા પરંતુ મનમાં એવો ભય તો રહેતો કે કદાચ છોકરાઓની ટોળી વડે આપણું સન્માન કરશે તો ? પરંતુ તેવું બન્યું નહિ કોઇ કોઇ છોકરા છોકરીઓએ અમને જોઇને પોતાની ભાષામાં કંઇક કહ્યું તો ખરૂં; પરંતુ તેથી વધારે મામલો આગળ વધવા પામ્યો નહિ.

## જુની વસ્તી.

જુની વસ્તીની દશા વિષે તો પૂછવુજ નહિ ! તેને જોવા જતાં અમને ઘણું દુઃખ થયું હતું, ભૂખ્યા મરતા ઉપરાંત પગે પણ ચાલવું પડયું હતું. પ્રાચીન રોમના લોકોની હાલત જોતાં

અમને અમારા દેશનું કંઇક અંશે સ્મરણ થઇ આવ્યું, અને બહુ શોક થયો! મનમાં કેવા કેવા વિચાર થયા! સમયની બલિહારી છે! સમયનાં પ્રભાવે આજે જે ઉન્નતિની ટોચે ચડે છે તે કાલે સમય બદલાતાં ધૂળમાં રગદોળાય છે! જે રોમનો આદર્શ પાશ્ચાત્ય દેશોપર ફેલાયો હતો, તેજ આદર્શ કે જેનો પ્રભાવ દૂર દૂરના દેશોમાં પણ પડતો હતો—તેજ રોમ સમયના પ્રભાવે પાતાળમાં જઇ રહ્યું છે—અધોગતિએ જઇ રહ્યું છે! પ્રાચીન રોમના પુરૂષોના સંતાનો આજે અજ્ઞાનના ઘોર અંધકારમાં ગોથાં ખાઇ રહ્યા છે. આજે ત્યાં રહ્યું નથી ધન, તેમ રહી નથી વિદ્યા! શરીરને ઢાંકવા સારૂ કપડાં પણ મળતાં નથી, તો મકાનની વાતજ શી કરવી? રહેવા સારૂ ઝુંપડાઓ પણ રહ્યાં નથી. સડકો પર અર્ધો ફૂટ જમીન પર ધુળ બાઝેલી છે. વરસાદના દિવસોમાં જમીન પર એકથી બીજે પગ ઉચકવો ભારે થઇ પડતો હશે! સ્ત્રી પુરૂષો તમામ ઉઘાડા પગે ફરે છે. વ્યસનોમાં ઘણા લપટાયલા છે. ગમે તે જગાએ જુઓ તો સર્વ કોઇ મદિરારૂપ પિશાચણીના પંજામાં સપડાયલાજ નજરે પડશે. ઘણી ખરાબ દશા છે. જુના અને નવા રોમ વચ્ચે 'ટાઇબર' નામની નદી વહે છે. શહેરની માફક તેની હાલત પણ ઘણી શોચનીય છે; તેના કિનારાની ભવ્યતા નથી, પહોળાઇ સાધારણ છે, પાણીની સ્વચ્છતા તો પહેલ વહેલાં પાણીને હરાવે તેવી છે. બધું વેરાન જેવું જણાય છે. કવિઓએ ટાઇબર નદીની પ્રશંસા ઘણી કરેલી છે. પરંતુ અમારા જોવામાં કશું આવ્યું નહિ.

## જોવા યોગ્ય કેટલાંક સ્થળો.

રોમની પ્રાચીન ચીજો જોવા માટે મહીનાઓ પણ પુરતા થઇ પડે તેમ નથી. ઇતિહાસમાં લગભગ ઘણી બાબતોનો ઉલ્લેખ કર્યો છે, તેમાંની ઘણીખરી વસ્તુઓનું નામનિશાન સુદ્ધાં રહ્યું નથી. રોમના પુરાણા દેવીદેવતાઓનાં મંદિરો તો પાદરીઓનાં દેવળો બની ગયેલાં છે. ઘણાંખરાંની ઇંટ, લાકડાં અને પથ્થર વડે પોપ સાહેબોની હવેલીઓ થઇ છે. એવીજ દશા પ્રાચીન ગૃહોની પણ છે. અહિંના સૌથી જુનાં નાચઘરને કોલોસિયમ ( Colosseum ) કહે છે. એ જબરજસ્ત અને વિચિત્ર છે. તેના જેવું જગતમાં ભાગ્યેજ બીજું કોઇ સ્થળ હશે! હાલ તો તે કશા કામનું રહ્યું નથી. આના પર કાળના પ્રભાવે થયેલા હુમલાઓ સિવાય મનુષ્યોએ પણ કેટલાક હુમલાઓ કર્યા છે; આટલા હુમલાઓ થવા છતાં તેના પર રોમની સુંદરતા છવાયલી જોવાય છે. તેની છિન્નભિન્ન દશામાં પણ રોમના કારીગરોની કારીગિરી દેખાઇ આવે છે. અહીંના લોકોમાં એક એવી કહેવત ચાલી આવે છે કે જ્યાં સુધી કોલોસિયમ આબાદ છે ત્યાં સુધી રોમ પણ આબાદજ છે અને જ્યારે કોલોસીયમ નાશ પામશે ત્યારે રોમ પણ નાશ અવશ્ય પામશે અને જ્યારે રોમ નાશ પામ્યું ત્યારે જગત પણ ડુબ્યું જાણવું!

> 'While stands the Colosseum, Rome shall stand,'
> 'When falls the Colosseum, Rome shall fall,
> and When Rome falls, the World."

તેનો પાયો બે હજાર વર્ષ પૂર્વે નાંખવામાં આવ્યો હતો. માત્ર બહારની દિવાલની કિંમતજ પોણા બે કરોડ ફ્રેંક જેટલી અંકાય છે, ( એક ફ્રેંક લગભગ દશ આના બરાબર છે. ). લગભગ આખા મકાન પાછળ કેટલો ખર્ચ થયો હશે, તે

અટકળી શકાયો નથી; ઘણું ખરૂં પૂછ્યું પરંતુ કોઇએ બરાબર હિસાબ કહ્યો નહિ. આ એક તાદૃ પણ મજબુત મકાન છે. તેના પત્થરો લોઢાની સાંકળોથી ગુંથેલા છે. મકાન ચાર માળનું છે, એમાં પચાસ હજાર માણસ ખેલ થતી વખતે સારી રીતે સમાઇ શકે છે. એમ સમજો કે એક શહેર આખું સમાઇ જાય છે! તેની ઉંચાઇ લગભગ બસે ફુટ જેટલી છે, બેઠકો આરસ પહાણની બનેલી હતી. તેમાં ખેલ થતા ઉપરાંત જંગલી જનાવરોને પણ લડાવવામાં આવતાં હતાં; પછીથી તે કિલ્લા તરીકે, હૉસ્પીટલ તરીકે, અને કારખાના તરીકે પણ ઉપયોગમાં લેવાયું હતું. પૂર્વે લખ્યું છે કે તેના પત્થરો તેમજ ઇંટો વડે અનેક દેવળો અને હવેલીઓ બની ચૂકી છે; તેમ છતાએ જેમનું તેમ તે ઉભું રહેવા પામ્યું છે! સોળમા સૈકામાં આ મકાન ત્રીજા પોપના તાબામાં હતું. તેની પાસેથી થોડો સામાન લઇ જવાની એક પાદરીએ આજ્ઞા માગી અને કહ્યું કે આપ પરવાનગી આપો તો માત્ર ચાર કલાકમાંજ એક મકાન બનાવી શકાય તેટલી સામગ્રી લઇ જઉં! પોપ સાહેબે પરવાનગી આપી પાદરીએ ચાર હજાર માણસે કામે લગાડયા, અને જેટલો સામાન લેવાયો તેટલો લઇ ગયા; પરંતુ પોપ સાહેબ વચન આપી ચૂક્યા હતા તેથી તે ચૂપ રહ્યા. આ હકીકત પરથી આ મોટા મકાનની વિશાળતા સંબંધી કંઇક ખ્યાલ જરૂર આવશે. તેને જોવાથીજ તેની મજબૂતાઇ જાણી શકાય તેમ છે.

## રોમનું જાણીતું દેવળ અને પોપનો મહેલ.

રોમના સૌથી જાણીતા દેવળનું નામ સેંટપીટર્સ (St. Peters) છે. લોકો તેને આખી દુનિયાના દેવળોમાં મોટામાં મોટું કહે છે, બહારથી જોતાં તેનો આકાર એટલો બધો મોટો જોવામાં આવતો નથી, કારણ કે એ કંઇક નીચાણવાળી જમીન પર બાંધવામાં આવ્યું છે. તેની સામે સેંટપીટર અને સેંટપાલ (St. Paul) નામના મહાત્માઓની બે મોટી મૂર્તિઓ ઉભી છે. આ મૂર્તિઓ વચ્ચે પાણીનો મોટો ફુવારો છે. દેવળની સામેના ભાગમાં પત્થરો જડવામાં આવ્યા છે, દેવળની સામે બન્ને બાજુએ ઘણા ઉંચા પત્થરના છજાબંધ ઓટલાઓ છે. વરસાદ કે સખ્ત તડકાના દિવસોમાં લોકો તે પર થઇને દેવળમાં જઇ શકે છે. આ ઓટલાઓ પર ગરીબ, ભૂખ્યા, કપડાવગરના, સ્ત્રી પુરૂષો બેઠા હોય છે. છાપર તથા થાંભલાપર પારેવા વગેરે પક્ષીઓ પણ બેસે છે. કેટલાક સ્ત્રી પુરૂષોએ ચીજ, સોપ વગેરે વસ્તુઓ વેચવાની દુકાન પણ ત્યાં રાખેલી છે. આ દેવળ સુધીજ ટ્રામ જાય છે. આસપાસની વસ્તી ઘણી ખરાબ છે અને ઉજડ જેવું દેખાય છે, તથા ખરાબ લાગે છે. આ તો તેનું બાહ્યસ્વરૂપ થયું. પરંતુ દેવળની અંદરનો ભાગ એકંદર સારો છે. દેવળ ઘણું લાંબુ પહોળું છે -તેહવારના દિવસોમાં તેમાં એંશી હજાર માણસો દર્શન કરતી વખતે સમાઇ શકે છે. ઇસ્ટરના દિવસોમાં અહિં ઘણા દૂરદૂરના લોકો દર્શન કરવા સારૂ આવે છે. રોમન કેથોલિક લોકો હિંદુઓની માફક મૂર્તિપૂજક છે, એથી દેવળની અંદર રહેલી મહાત્મા પિટરની મૂર્તિના એક પગને લોકો ચૂમીચૂમીને તથા સ્પર્શ કરીને તાનસેનની આંખાની માફક ઘસી ઘસીને પાતળો કરી નાંખ્યો છે. દેવળ માત્ર દેવસ્થાનજ નથી પરંતુ કબરસ્થાન તરીકે પણ છે; તેની અંદર આગળના તેમજ હાલના ઘણા પોપ સાહેબો તથા બેગમો સમાધિસ્થ થયેલ છે. મહાત્મા પિટર અને પાવલ્ અહિંજ સમાધિસ્થ થયેલા છે. કહેવાય છે કે કેટલાક વર્ષ પૂર્વે તેમનાં દાટવામાં આવેલાં શરીરો કાઢવામાં આવ્યાં હતાં તથા તેમને જેમનાં

તેમજ દાટી દીધાં છે. દેવળની અંદર બીજા મહાત્માઓની મૂર્તિઓ ઉભી છે. નીચેનું તળીયું લગભગ ઘણી જુદી જુદી તરેહના આરસથી બનાવવામાં આવ્યું છે. તે પર ચાલવાથી લપસી જવાનો ભય ઘણો રહે છે. અંદર જઈને દર્શન કરવા આવનાર કોળાહળ કરતા નથી, પરંતુ શાંત રહે છે. ઘણી શીતળ જગા છે. માલુમ પણ એમ પડી આવે છે કે, આ કોઇ પવિત્ર સ્થાન છે; પરંતુ ઉંચે નીચે જોતાં જોતાં તો આંખ અને પગ થાકી જાય છે અહિં આરામ લઇ લઉં એમ મનમાં થઇ આવે છે; પરંતુ કોઇ સ્થલે ખુરશી કે બાંકડા જોવામાં આવતા નથી ! તેની અંદરની ઉંચાઇ લગભગ પોણીબસો ફુટ જેટલી છે. છત તથા ભીંતપર અનેક તરેહનાં ચિત્રો ચિતરવામાં આવ્યાં છે, તે બહુ સુંદર જણાય છે. ઉપલી છતની કિંમત ત્રણ લાખ રૂપીયાથી વધુ ગણવામાં આવે છે. પ્રાચીન સમયના જાણીતા મકાનોનો સામાન આમાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે. આનો નકશો બતાવવા માટે મોટા મોટા જાણીતા ચિત્રકારોની જરૂર પડી હતી. આનો પાયો ઇ. સ. ૧૫૦૬માં નાખવામાં આવ્યો હતો. પચાસથી પણ વધુ વર્ષો લગભગ આ દેવળ તૈયાર કરવા પાછળ લાગ્યાં હતાં. આની આજુબાજુ કેટલાએક નાનાં નાનાં દેવળો છે, પરંતુ તે વિષે કંઇ કહેવાની જરૂર જણાતી નથી.

## પોપનો મહેલ.

દેવળની માફક પોપનો મહેલ પણ ઘણો જબરો છે. બહારથી તો મહેલ કંઇ કામનો લાગતો નથી, પરંતુ અંદરથી ઘણો લાંબો તેમજ પહોળો છે; તેની અંદર નાના મોટા લગભગ એક હજાર ઓરડાઓ છે. મહેલ જાણે એક શહેર હોય નહિ તેવો દેખાય છે ! તેમાં સંગ્રહસ્થાન, પુસ્તકાલય, ચિત્રશાળા ઓફિસો વગેરે છે. એમાં પોપ સાહેબ રહે છે. પુસ્તકાલયમાં લગભગ દોઢ લાખ પુસ્તકો છે, તેમાં ઘણાખરાં તો ધર્મ સંબંધી છે. એક વખતે એક માણસે પોપ સાહેબને કહ્યું કે મને અમુક પુસ્તક આપો, તેના વજન પ્રમાણે તેના બદલામાં આપને સોનું તેની કિંમત તરીકે આપીશ. પરંતુ પોપ સાહેબે એ વાત કબૂલ કરી નહિ. આ પુસ્તકાલયની પ્રતિષ્ઠા આ દાખલા વડેજ આંકી લેવી પડે છે ! તેમાંનાં હસ્તલિખિત પુસ્તકોની કિંમત લગભગ અઢીલાખ પૌંડ આંકવામાં આવે છે; પરંતુ તે જોવા સારૂં પોપ સાહેબની પરવાનગી અવસ્ય જોઇએ ! એ રીતેજ ચિત્રશાળામાં પ્રાચીન ચિત્રકારોની કારીગરીના નમૂનાઓ છે તેનું સારી રીતે અવલોકન કરવા માટે અઠવાડીઆઓની જરૂર પડે તેમ છે. ચિત્રશાળામાં હજુ સુધી ચિત્ર ચિતરવામાં આવે છે. તેના કેટલા ખંડોમાં પોપ સાહેબની તથા તેમના અનુયાયી વર્ગના ઑફિસો છે. બહારના ભાગમાં સિપાહીઓ તથા નોકરોની ઓરડીઓ છે. લગભગ પાંચસો વર્ષ થયાં પોપ લોકો તેમાં રહેતા આવ્યા છે. પોપ સાહેબના દર્શનાર્થે દૂર દૂરથી લોકો આવ્યા કરે છે. રોમનકેથોલિક લોકોના તે શંકરાચાર્ય ગણાય છે. તેમના દર્શનથી તેઓ પવિત્ર થાય છે, પરંતુ એ દર્શન ઘણી મુસ્કેલીએ થઇ શકે છે. અમારા જેવા બહારના માણસોની પાસે તો વિલાયતી એલચીનો ભલામણપત્ર હોય તો દર્શન થવા પામે છે. એલચી ત્યાં રોમમાંજ રહે છે. એલચી સાહેબનો ભલામણ પત્ર મેળવવાનું અમારે મુકરર નહોતું પરંતુ તે મેળવવા જેટલો વખત રહેવાનો ન હતો. તે વિષે યત્ન કરવાનું બની શક્યું નહિ. તેથી પોપ સાહેબના દર્શન અમને થઇ શક્યાં નહિ. પરંતુ કદાચ ભલામણપત્ર મળ્યાં હોત તોપણ પોપ સાહેબના દર્શન કરવા પામીએ તે પહેલાં તો કોઇક સ્થળે મુકામ કરવો પડે તેમ હતું. અમે કેટલાક પ્રવાસીઓને એકથી બીજી અને બીજીથી ત્રીજી ઑફિસે ભટકતા ફરતા

જોયા હતા. મહેલના દરવાજા પર સુંદર અને ઉંચા દરવાનો ભાલા લઇને ઉભા છે. અંદર જતાં પૂર્વે તેઓ પણ રોકતા હોય છે પરંતુ તેની ભાષા નહિ સમજનારા અમારા જેવાએ તો ઇશારાથી કામ લેવુ પડે છે! અમે બધા મહેલો જોઈ આવ્યા, પરંતુ કોઇ ઠેકાણે કોઇ પણ અંગ્રેજી જાણનારો મળ્યો નહિ, તેથી ઘણા નિરાશ થઇ ગયા! મનમાં તો ઘણું હતું કે કોઇની સાથે વાત કરી પોપ સાહેબની તથા તેના મહેલની બધી વાત પૂછી લઉં, પરંતુ કોઇ મળ્યું નહી. છેવટે કાર્ડિનલ સાહેબની ઑફિસમાં આવ્યા. ત્યાં ભાગ્યયોગે ભાગ્યુ તૂટ્યું અંગ્રેજી જાણનારો એક રોમન મળી આવ્યો! તેના દ્વારા કાર્ડિનલ સાહેબને કેટલાક સવાલો પૂછ્યા અને પછી ઘેર આવ્યા. પાછા વળતી વખતે દરવાનોએ ઝુકીને સલામો કરી, પરંતુ તે વખતે કોને બક્ષીસ દેવી અને કોને ન દેવી એ પ્રશ્ન થઇ પડ્યો! તેથી ચુપચુપ રીતે ઘેર આવતા રહ્યા! મહેલોમાં સેંકડો માણસો જોવા આવ્યા હતા પરંતુ લગાર પણ કોળાહળ થયો નહતો. બધા લોકો ધીરે ધીરે તથા ઇશારાથી વાતચીત કરતા હતા. આવું ઘોરણ અમને માત્ર પશ્ચિમ દેશોમાંજ જોવામાં આવ્યુ નાટકશાળાઓ, દેવળો, સંગ્રહસ્થાનો, સભાઓ તથા કોઇપણ પ્રકારના મોટામોટા જલસાઓમાં સુદ્ધાં વ્યવસ્થા જોવામાં આવતી હતી, એટલુંજ નહિ, પરંતુ સ્ત્રીપુરૂષો વચ્ચે વાસ્તવિક સભ્યતા જોવામાં આવતી હતી. ધીંગામસ્તી, ગાળાગાળી, કે તોફાનમસ્તીનું નામ પણ ત્યાં નજરે નહિ પડે! હવે ત્યા દશમા પોપ સાહેબ છે. તેથી તેમને Pope Pious, X કહે છે. તેમની વય લગભગ ૭૨ વર્ષની છે એમ છતાં લખવા વાંચવામા તથા ધાર્મિક કાર્યોમાં તે એક યુવાન જેટલી સ્ફૂર્તિ ધરાવે છે. લોકોનો તેમનાપર અમર્યાદ ભક્તિભાવ છે. તેમને દેવતાની માફક તેઓ પૂજે છે, તેમનામા પાપથી છોડાવવાની તથા સ્વર્ગમાં મોકલવાની શક્તિ માનવામાં આવે છે! પોપનો પ્રભાવ લોકો પર હદ ઉપરાંત છે. ત્યાંનો બાદશાહ પણ એટલો પ્રભાવશાળી ગણાતો નથી! રોમનકેથોલીક લોકો એક પ્રકારના મૂર્તિપૂજક લોકો છે, અને ઢોંગ ધતિંગમાં વધુ વિશ્વાસ રાખે છે! જ્યાં જ્યાં આ પંથ છે ત્યાં ત્યાં તેઓના મોટાં મોટાં દેવળો જોવામા આવે છે. તેમા મેરી તથા ક્રાઇસ્ટની મૂર્તિ રાખવામા આવી છે. રોમ શહેર કેથેલિક લોકોનું કાશી હોવાથી ત્યા નાના મોટા અનેક પાદરીઓ નિવાસસ્થાન કરીને રહ્યા છે. હજારો પાદરીઓ કાળાં કપડા પહેરીને રસ્તાપર આમતેમ ફરી રહ્યા જોવામાં આવે છે. તેઓને ખાનપાન લોકોની મહેરબાનીથી મળે છે તેમનાપર પ્રજાનો અસાધારણ વિશ્વાસ છે, તેથી તેઓ જેમ કહે તેમ પ્રજા કબૂલ કરે છે પ્રજાના પાપોને પાદરી સાહેબો રોજ રોજ ધોઇ નાંખે છે, પરંતુ તે એવી રીતે કે દેવળમાં જઇને તેઓની સમે આખા દિવસ દરમ્યાન કરેલાં પાપો પ્રકટ કરવાં જોઇએ! જુવાન, ઘરડા, સ્ત્રી પુરૂષ બધાં એવી રીતે રોજ પોતપોતાના પાપો માફ કરાવી લે છે! જ્યાં આ પાપ માફ કરવામા આવે છે તે માટે દેવળમા લાકડાનો એક નાનો સરખો હોલ છે, તેની બન્ને બાજુ બે નાની નાની બારીઓ છે અને સામે એક દરવાજો છે. પાદરી વચ્ચે જઇને બેસી જાય છે; દરવાજો સામેના અર્ધો બંધ કરી દેવામાં આવે છે. ડાબી અને જમણી બાજુની બારીમાંથી સ્ત્રી પુરૂષ, પદારથી પોતાનુ માથુ ઝુકાવે છે; અંદરના પાદરી પોતાનો કાન પાસે લાવીને પાપીના પાપો સાંભળે છે; વાતચીત ઘણી ધીરેથી થાય છે; અંદરની ઓરડીમા અંધારૂં હોય છે—કેમકે પાપો અંધારમાં કહેવાથીજ માફ થઇ શકે છે! (અપૂર્ણ)

# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

લેખકઃ—"એક યુવક."

નાટકનાં પાત્રો.

લેડી મનોહરદાસ... (સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજનાં પ્રમુખ) પુરુષોની મારફત જગત્ પર સ્ત્રીએ રાજ્ય કરવું જોઇયે એવો એમનો મત છે અને જે મત તેઓ અમલમાં મૂકે છે.

વિમલાકુમારી...... (સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજની સેક્રેટરી) માતપિતા વગરની લક્ષાધિપતિની કુમારિકા. ભાનુકુમાર નામના ત્હેના પિતાના વકીલ જોડે એનો વિવાહ થયો છે. થોડા વર્ષ પ્હેલાં લગ્ન કરીને તે એક "આદર્શરૂપ પત્ની" ગણાત. પરંતુ સ્ત્રી સ્વતંત્રતાની નવી ભાવનાઓ ત્હેને પ્રેરે છે તથા નવો ઉત્સાહ આપે છે.

ભાનુકુમાર......... વિમલાના પિતાનો વકીલ તથા વિમલાનો વિવાહિત પતિ. પોતાને લાભ થાય એવી બાબતોનેજ માને છે અને એટલેજ સ્ત્રી સ્વતંત્રતાની પક્ષમાં છે.

સુરેન્દ્ર............... નવા જમાનાનો ભક્ત અને સ્ત્રી સ્વતંત્રતાનો હિમાયતી.

નરેન્દ્ર............... નવા જમાનાનો શત્રુ. સ્ત્રીની પરાધીનતાનો હિમાયતી. હાલની સુધરી ગયેલી સ્ત્રીઓને એ મનુસ્મૃતિ વાચવાની ભલામણ કરે છે.

ઇન્દુબાઈ........... વિમલાની પિત્રાઈ બ્હેન. એમને જગતની બધી પ્રવૃત્તિઓમાં રસ પડે છે એટલે સ્ત્રીઓના પ્રશ્નમાં પણ માથું મારે છે. તેઓ કોઇની વિરુદ્ધ નથી અને બધાની પક્ષમાં છે. પછીથી લેડી મનોહરદાસના સેક્રેટરી.

રંજના દેવી......... (સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજની ઉપપ્રમુખ) એક વિધવા. વિમલાની સખી. એ સ્ત્રીને પુરુષની ગુલામજ જુવે છે. એક બળવા શિવાય સ્ત્રીના ઉદ્ધારની એને આશા નથી.

મિ. ઇન્દિરા......... (સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજની એક સભાસદ)

મિ. વલ્લભદાસ.... મુંબઇની કારોબારી કાઉન્સિલના સભાસદ. પછીથી ભાનુકુમારના શેઠ.

ઉપરાન્ત 'સમાજ' ના બીજા સભાસદો, પાર્ટીના અતિથિઓ વગેરે વિગેરે.

# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

## અંક પ્હેલો.

સ્થળ: વિમલા કુમારીના બાગનો એક ભાગ.

સમય: સાંજના પાંચ.

[ વિમલા કુમારી એક લોખંડના બાંકડાપર બેઠી છે. ત્હેની ઉમ્મર ૧૯-૨૦ વર્ષની લાગે છે. ત્હેની મનોહર આકૃતિ જોનારમાં કાંઈક આધ્યાત્મિક ભાવો ઉપજાવે એવી છે. ત્હેની આંખો કહે કે ત્હેનાં સ્વપ્ન નિદ્રાનાં નથી, સ્વર્ગના છે. ત્હેનું મન પણ ત્હેના દેખાવ જેવુંજ મુગ્ધ લાગે છે અને ત્હેનો અવાજ ધીમો અને મીઠો છે. સ્હામે એક નેતરની ખુરશીપર વિજયાદેવી બેઠી છે. તે વિમલા કરતાં ઉંચી અને સ્હેજ પાતળી છે: ત્હેના મુખપરથી ત્હેની લાગણીઓ પર ખાપ છે. ત્હેના ભવાં નિરંતર ચ્હડેલાં હોય એવાં લાગે છે. જગત્ સાથે જાણે સનાતન યુદ્ધ કરવાનો ત્હેણે નિર્ણય કર્યો હોય એવી કડવાશ ત્હેના અવાજમાં છે. પરંતુ એ કડવાશ પછાડી રૂદનનાં ડુસકાં છે. ]

વિજયા: હજી કેમ ત્હમારા ભાનુકુમાર ન આવ્યા?

વિમલા. ( સ્હેજ શરમાતી ) કોણ જાણે! કંઇ અગત્યનું કામ હશે—

વિજયા: વળી કોઇને લુંટવા ગયા હશે—

વિમલા ( ચમકીને ) એટલે?

વિજયા:, પુરુષો જેને પોતાનું 'કામ' કહે છે એ ખરી રીતે 'લુંટ' સિવાય બીજું કંઇ નથી. વેપારીઓ સમાજનું ધન લુંટે છે, ડાક્ટરો માણસોનું આરોગ્ય લુંટે છે, માલીકો ને સ્વામીઓ મજુરો ને સેવકોના હક લુંટે છે અધિપતિઓ ને તંત્રીઓ વાચકોની બુદ્ધિ ને વિચારશક્તિ લુંટે છે. પિતા ને શિક્ષક બાળકોનાં હક્કો લુંટે છે, અને સહુથી ખરાબ તો એ છે પુરુષો સ્ત્રીઓનું સુખ સત્તા—સર્વસ્વ લુંટે છે. મ્હારૂં ચાલે તો પુરુષોના બનાવેલા આ જગતને નાશ કરૂં—એને બાળી નાખું.

વિમલા: વિજયા, હજી તું સુધરી નહિ? અમુક વસ્તુની ખામી બતાવવા એને ખરાબ નામ આપવાની જરૂર નથી. જગતનો ઉદ્ધાર મારામારીથી, તકરારથી, તોફાનથી, તિરસ્કારથી નહિં થાય.

વિજયા: સમાનતા હોય ત્યાંજ સ્નેહ હોય. પત્નીના પતિ પ્રત્યેના પ્રેમથી સ્ત્રીઓને અન્યાયજ મળ્યો છે. આપણી 'સમાજ' પુરુષોની સહાય લઇને, પુરુષોની સાથે મળીને કામ કરવા માંગે છે એ તદ્દન ખોટું છે.

વિમલા: શા માટે? બધા પુરુષો કાંઇ ખરાબ નથી હોતા!

વિજયા: બધા પુરુષો ચોરો નથી હોતા છતાં ત્હમે રાતે બારણાં કેમ બંધ કરો છો?

વિમલા: ત્યારે આપણી "સમાજ" નો—સ્ત્રીસ્વાતંત્ર્યની હિલચાલનો—સત્ય હેતુ તું શું ધારે છે?

વિજયા: પુરુષને ત્હેની ઉંચી ગાદિપરથી નીચે પકડી લાવવો બીજું શું?

વિમલા: ના, ના, કંઇક વધારે સારો હેતુ છે. સ્ત્રીને એટલી ઉંચી સ્થિતિ પર ચ્હડાવી પુરૂષની સમાન કરવી.—

વિજયા: કૂવામાં પાડી દીધેલી સ્ત્રીને ઉપર કહાડવા માટે પુરૂષને પ્હેલાં તો ત્યાં પડવું જોઇશે.

વિમલા: સ્ત્રી જો પોતાની મેળે ચ્હડી શકે નહિં તો—

વિજયા: ઉપર ઉભેલો પુરૂષ ત્હેને પાછી ચ્હડવા દે તો—

વિમલા: પુરૂષો માટેનો ત્હારો મત આસ્તે આસ્તે બદલાશે.

વિજયા: પુરૂષો માટેનો મ્હારો મત બદલાયો છે એકાદ બે વાર—પણ એ હમેશ વધારે ખરાબ થતો જાય છે.

વિમલા: ત્હને પુરૂષો તરફ આવો અણગમો શા માટે છે?

વિજયા: (સ્હેજ કઠોર હાસ્ય કરીને) ગુલામને એના ધણી તરફ અણગમો શા વાસ્તે છે? છોકરાંઓને એમના શિક્ષક તરફ અણગમો શા માટે છે? સિપાઇઓને એમના અમલદારો તરફ અણગમો શા સારૂ છે? જ્યાં અપમાનનાં હોય ત્યાં અપ્રીતિ માત્ર શક્ય નથી પરંતુ યોગ્ય પણ છે. એ તે કયા પદાર્થનું બનાવેલું હૃદય હશે કે જે અપમાન પામે ત્યારે પીગળે અને અન્યાય પામે ત્યારે બળવો કરવાની બદલે પોતાપર પ્રહાર કરતી લાકડીને ચુંબન કરે! જુલ્મથી વર્તતા પુરૂષને એજ ક્ષણે આલિંગન કરે એ શું સ્ત્રીની મૃદુતા હશે? ના! પ્રકૃતિ એવી કપટતા ને કૃત્રિમતા કરવાનું શિખવતી નથી. એવી જગ્યાએ તો ધિક્કાર એક ધર્મ સમાન થઈ પડે છે.

વિમલા: પરંતુ એવા ઘણા પુરૂષો નથી હોતા કે જેમને આપણી સ્વતંત્રતા તરફ દિલસોજી હોય છે?

વિજયા: એવા પુરૂષો કાંતો અજ્ઞાન અથવા ઢોંગી હોય છે. કોઇ પુરૂષ—કોઇ અમલદાર, કોઇ ધણી, કોઈ શિક્ષક—પોતાને આધીન મનુષ્યોની સ્વતંત્રતાની તરફ હોઈ શકે જ નહિં. એ મનુષ્યના સ્વભાવથી વિરુદ્ધ છે. કારણ કે સ્ત્રીઓની પરાધીનતામાંજ પુરૂષોનો લાભ સમાયેલો છે! એની સ્વતંત્રતા સાથે પુરૂષને પોતાની પ્રિય સત્તા છોડી દેવી પડશે.

વિમલા: નહિં, નહિં. શું સત્તાના બંધનથી મુક્ત કોઇ આત્માઓ હશેજ નહિં? પુરૂષોમાં પણ એવા ઘણા છે કે જેઓ સ્ત્રીઓને ન્યાય ને સ્વતંત્રતા મળે. ત્હેને માટે મથી રહ્યા છે. ત્હેર—ઓનું શું? આપણે પુરૂષોને આપણી તરફ છતી ન લેવા જોઇએ?

વિજયા: લ્હડયા વગર છતી શી રીતે લેવાય? વિનંતી કરીને, પ્રેમથી છતી લેવાનો આપણે સદીઓ થયા પ્રયત્ન કરિયે છિયે. કોણ કહેશે કે એમાં આપણે વિજયી નિવડયાં છિયે? જે પુરૂષોને પોતાની રાજકીય યોજનાઓ પાર પાડવા માટે મદદની અને મતની જરૂર છે તેઓ એ સહાય સ્ત્રીઓ આપશે એ આશાથી સ્ત્રી સ્વતંત્રતાની 'દિવ્ય ઘોષણા' કરે છે! કેટલાક દેશોમાં જ્યાં સ્ત્રીઓને મત આપવાનો હક્ક હોય છે ત્યાં પુરૂષ એક ગાડીમાં બેસાડીને સ્ત્રીઓને લાવે છે અને બધાને પોતાની ઇચ્છા પ્રમાણે મત અપાવડાવે છે: જ્યારે પુરૂષ પોતાની નિદ્રામાંથી જાગશે અને જોશે કે સ્ત્રી પરાધીન નહિં રહે પણ ત્હેની બરોબર થશે ત્યારે પુરૂષ અને સ્ત્રીનો સંબંધ અંત પામશે—તેઓ શત્રુઓ બનશે.

વિમના ચેલી છોકરી! ચલ ગમ એ વાતને. નિરાધાર સ્ત્રીઓ માટે એક આશ્રમ કહાડવાની ત્હારી યોજનાનું પછી શું થયું?

(વિજયા બોલવા જાય છે પણ ત્હેનું વાક્ય મ્હોમાં રહે છે અને દરવાજા બાજુથી ભાનુકુમાર દાખલ થાય છે. ભાનુકુમાર વિમલા સ્હામું હસી પોતાની પાછળ આવતા કોઇકને બોલાવવા જાય છે)

ભાનુ માફ કરજો–ત્હમારી વાત અધુરી રાખી હોય તો–વિમલા કુમારી, આપણા બને મિત્રોને સાથે લઇ આવ્યો છું—

વિમલા કંઇ નહિ એમાં શું? વિજ્યા, પેલો બાંક આગળ ખેંચને. તું અહિંયા મ્હારી આગળ આવ નરેન્દ્રભાઇ માટે એ ખુરશી રાખ

(તરતજ બે મિત્રો સાથે ભાનુકુમાર દાખલ થાય છે. ભાનુકુમાર વામો પાતળો માણસ છે ત્હેના ચ્હેરાની રેખાઓ પરથી ત્હેની નિશ્ચય શકિતનો ખ્યાલ તરતજ આવે છે એની ઉમ્મર ૨૫ થી ૩૦ ની વચમાં ગમે તે હશે એમ જણાય છે બીજો–સુરેન્દ્ર–અંગ્રેજી કપડામાં સજ્જ થયેલો છે પોતે કવિમાં સમજે છે એમ દેખાડવા ત્હેણે લાંબા વાળ રાખેલા છે. ત્રીજા–નરેન્દ્ર–નામો સફેદ કોટ તથા જુના પ્રકારના જોડા પ્હેરેલા છે અને માથે કાઠિયાવાડી ને દક્ષણી ઢબની વચ્ચેનો ફેંટો બાંધેલો છે. નરેન્દ્ર નેતરની ખુરશી પર બેસે છે બધા ગોઠવાય છે એટલે થોડી પળની શાન્તિ પછી વિમલા વાત શરૂ કરે છે.)

વિમલાઃ (ત્રણેને સંબોધીને) ત્હમે જાણીને ખુશી થશો કે હમે એક નવી 'સમાજ' સ્થાપી છે.

ભાનુ (આશ્ચર્યથી) સમાજ! શાની–(વિમલાના બાંક પાછળ ઉભી રહેલી વિજયાને અચાનક જોઇને) ઓહો! વિજ્યા બ્હેન–ત્હમે?

વિજ્યા (આગળ આવીને બાંક પર બેસતાં) હાજી. હું અહિંજ છું આ સમાજની સ્થાપના પણ અહિં થઇ હતી એટલે હું અહિં આવી હતી આપ એના ઓનરરી મેમ્બર' થશો એવું વિમળા બ્હેને વચન આપ્યું છે

વિમલા (ઉતાવળથી) વિજયા મ્હને વાત તો પૂરી કરવા દે (ભાનુ તરફ ફરીને) આ 'સમાજ' કંઇ ગામના સંસ્થાઓ જેવી તથા આતો સ્ત્રીઓને સ્વતંત્રતા આપવા માટે સચલન કરવાની સમાજ છે

વિજયા ત્હમારા પુરૂષોના અન્યાયી હક્ક છિનવી લેવા માટે એ ઉભી થઇ છે.

ભાનુ (સ્હેજ કટાક્ષથી વિમલા તરફ નજર ફેરવે છે) શું હિન્દુસ્થાનમાં મંડળોની ખોટ છે તે વળી એક નવું મંડળ?

સુરેન્દ્ર મિ ભાનુકુમાર મિ ભાનુકુમાર ત્હમે ભૂલો છો (તાળીઓ પાડી) વિમલા બ્હેન, હું એ સમાજની તરફમાં છું. એવા મંડળની ખોટ હતી એ ખોટ આજે પુરાઇ ગઇ—

નરેન્દ્ર હું જાગૃતવાદ નહિ હિતચિંતક છું, વિમલા બ્હેન, પણ હું એ સમાજની વિરુદ્ધ છું

વિમલા પરંતુ એ સમાજ વિષે કાંઇ પણ જાણ્યા શિવાય ત્હમે મત કેમ આપી શકો?

સુરેન્દ્ર, નરેન્દ્ર } (સાથે) એમાંજ મત આપી શકાય ને?

વિમલાઃ (સુરેન્દ્ર તરફ જોઇને) ત્હમે કેમ એની તરફેણમાં છો વારૂ ?

સુરેન્દ્રઃ એ નવી સંસ્થા છે માટે હું એની પક્ષમાં છું.

ભાનુઃ (નરેન્દ્ર તરફ જોઇને) તું કેમ એની વિરૂધ્ધ છે ?

નરેન્દ્રઃ એ નવી સંસ્થા છે માટે હું એની વિરૂધ્ધ છું.

વિમલાઃ વિજયા ! બંગલામાં જઇને કોઇને ચ્હા લાવવાનું કહે જોઇયે. (વિજયા જાય છે)

સુરેન્દ્રઃ (પોતાની ધૂનમાં) હું એટલો આગળ પડતા વિચારનો છું કે છેલ્લામાં છેલ્લી દરેક વસ્તુને માનું છું.

નરેન્દ્રઃ (ઉત્સાહથી) હું એટલો જુના વિચારનો છું કે હાલ પ્રચલિત દરેક વસ્તુની વિરૂધ્ધ છું.

ભાનુઃ આપણે તો નિષ્પક્ષપાતી છિયે એટલે આપણને તો લાભ થતો હોય એવુંજ માનીએ છિએ. (વિજયા પાછી આવી વિમલા આગળ ઉભી રહે છે.)

વિમલાઃ ત્હમે હજી સુધી મ્હને મ્હારી સમાજ વિશે બોલવાજ નથી દીધી.

સુરેન્દ્રઃ } હમે ઘણાજ દિલગિર છિએ કે ત્હમારી વાતમાં ખલલ પાડી.
નરેન્દ્રઃ }

વિજયાઃ વારૂ ત્યારે વિમળા ! આ ભાનુકુમાર બાબત નક્કી થાય તો હું જાઉં. મ્હારે મોડું થાય છે.

વિમલાઃ હું ત્હને કાલે કહી જઇશ. ત્હારે હમણાં જવું હોય તો જા.

વિજયાઃ વિમળા, આ વાત હું મુલતવી રાખવા નહિં દઉં, અને આમાં ક્યાં લાંબી વાત છે ? ‘હા’ કે ‘ના’ નો જવાબ જ જોઇયે છિયે. એ જવાબ અત્યારે ન મળે ? ત્હમારા એ પર વાત છોડું તો ચોક્કસ ચતુર પુરૂષ ભોળી સ્ત્રી પર વિજય મેળવશે. પુરૂષથી હમેશ સાવધ રહેવું જરૂરનું છે કારણકે ( એક ઉંડો નિસાસો નાંખીને )—મીઠા શબ્દોથી ને મ્હોટાં વચનોથી તે હમેશ સ્ત્રીને છેતરે છે.

ભાનુ.( સ્વીકાર કરીને ), મ્હારી જાતિનું ને મ્હારૂં અપમાન કરીને ત્હમે મ્હને સભાસદ બનાવશો ? એવી ત્હમારી સમાજની મ્હને—

વિમલાઃ ( અટકાવીને ) પ્રભુને ખાતર આગળ ન બોલતા. શું તિરસ્કાર નો બદલો તિરસ્કારથી વાળશો ? આવાં અપમાનો છતાં ત્હમારે હમારી સમાજના સભાસદ થઇ એને ત્હમારી કરી લેવી જોઇયે. એમાંજ મનુષ્યની મ્હોટાઇ અને જીવનની મીઠાશ ( વિજયા તરફ નજર નાંખતાં ) રહી છે. ( એ ભૂલે છે અને પાસે કોઇ હોયજ નહિં એમ મ્હોટે થી પોતાના વિચારો બોલે છે. ), આહા ! ત્યાંજ સ્ત્રી પુરૂષને હરાવે. છોરૂ કછોરૂ થાય પણ માતા કદી કુમાતા થતી નથી. કેટલા પિતાનું એ કહી શકાય ? આપણા દેશમાં એવા ક્ષમાશીલ હૃદયોની, આત્મભોગની, નિઃસ્વાર્થ સ્નેહની બહુ જરૂર છે અને એ ગુણો સ્ત્રીઓ સિવાય કોની આગળ છે ? આપણે પ્રજા આગળ જઇ પુરૂષોને કહીશું: “ત્હમે હમારી પર વિશ્વાસ નહિં રાખો ? હમે ત્હમારૂં કદી ખરાબ કર્યું છે ? હમે ત્હમારી સાથે ને ત્હમારે માટે કેટલું સહન કર્યું છે ? ત્હમારૂં ગૃહ હમારૂં ગૃહ નથી ? ત્હમારાં બાળકો હમારાં બાળકો પણ નથી ? એમને રહેવા વાસ્તેનું જગત્ આપણે સાથે મળીને ઘડિયે તો ! શું ત્હમારી મ્યુનિસિપાલિટિઓમાં ને ધારાસભામાં, ત્હમારી સમાજ સેવાની સંસ્થાઓમાં ને વિદ્યાના

મન્દિરોમાં હમારો–માતાનો–અવાજજ નહિં મળાય? ત્યાં બાળકોનું રક્ષણ કરતો હમારો–માતાનો હાથજ જગતની સંસ્કૃતિનું રક્ષણ કરવામાં સહાયરૂપ નહિં થાય?" અને આપણે સ્ત્રીઓને કહીશું: "પુરુષોને કહો કે ક્રમાગત ગૃહો છોડી હમે હમારે માટે રસ્તાઓમાં નથી આવતાં. હમે સેવા કરતાં દેશ આવિયે છિયે પ્રભુએ દુઃખની મારફત સ્ત્રીને જે ગૂઢ સત્યો શિખવ્યાં છે એ પુરુષને સમજાવવા હમે આવિયે છિયે. પુરુષના ન્યાય સાથે સ્ત્રીની દયા મળશે ત્યારેજ પુરુષ અને સ્ત્રીએ સાથે બનાવેલું સંપૂર્ણ ન્યાયશાસ્ત્ર થશે." પુરુષો એમ સમજે છે કે આપણી માંગણી સ્વાર્થી છે. એમ નથી. આપણે એમને સમજાવશું, સમાન નાગરિકની આંખે બોલાવીશું, આપણા બંનેના હેતુઓનું ભાન કરાવીશું. તકરારથી નહિં પરંતુ સ્નેહથી ને સમજણથી આપણે આપણા હક્ક મેળવીશું. પુરુષ અને સ્ત્રી પરસ્પર સહાય્ય કરતાં થશે, જ્યારે બંનેના જીવનમાંથી પુરુષ અને સ્ત્રીના ભેદ નિકળી જઇ એમના જીવન માનુષિક થશે; જ્યારે મનુષ્ય જાતિ દૈવી થશે. (પોતે ક્યાં છે એનું એકદમ ભાન થતાં) માફ કરજો, મ્હારી પર સંયમ રાખતાં હજી મ્હને નથી આવડતું! (રૂપલા લાંબા આત્મગત ભાષણ દરમિયાન ત્રણે પુરુષો સ્તબ્ધ થઇ એકીટસે ત્હેની તરફ જોઈ રહ્યા છે. જવાને તૈયાર થયેલી વિજયા બારણાં આગળ ઉભી રહી જુવે છે.)

વિજયા: ત્યારે હવે પેલી 'સમાજ'ની બાબત વિશે શું નિર્ણય પર આવ્યાં?

ભાનુ: (સ્હેજ કચવાટથી) ચાલો ત્યારે વિમળા! એની મરજી છે ને હું એનો મેમ્બર થઇશ.

વિજયા: સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ શું આપણા દેશમાંથી ગૂમ થઇ ગઇ છે. કોઇકને ખુશી કરવાના ક્ષુદ્ર ઉદ્દેશથીજ—

વિમલા. વિજયા!

વિજયા: —મનુષ્યો અમુક માર્ગ ગ્રહણ કરે છે. મ્હારે એમાં શું? હું તો પુરુષોને સભાસદ કરવાનીજ વિરુદ્ધ છું. ચાલો ત્યારે આવજો! (જાય છે)

ભાનુ: કેવી વિચિત્ર સ્ત્રી!

સુરેન્દ્ર: એ પરણેલી છે કે નહિં!

નરેન્દ્ર: નવા જમાનાનાં ચશ્માને લીધે દેખાયું નહિં હોય કે એ વિધવા છે. કેમ વિમળા બ્હેન?

વિમળા: હા, ભાઇ. એના ભૂતકાળનો ઇતિહાસ કોઇ જાણતું નથી, અને એ કહેતી પણ નથી–હમણાં તો અહિંયાના વિધવાશ્રમમાં 'હેડ મિસ્ટ્રેસ' છે. (નોકર ચ્હા લાવીને બધાને આપે છે)

સુરેન્દ્ર: પણ વિમળા બ્હેન, હમારી પેલી સમાજની વાત તો કહો.

વિમળા: હમે બધા એ તો કબુલ કરશો કે સ્ત્રીઓને કંઇક હક છે.

સુરેન્દ્ર: અલબત, અલબત. ઇંગ્લંડની સ્ત્રીઓને પણ કંઇક હક મળ્યા છે.

નરેન્દ્ર: પુરુષ અને સ્ત્રીને જુદી જાતના હક છે. એકને ગૃહની બ્હાર ને બીજાને ગૃહની અન્દર. હાલ એમ મનાય છે કે સ્ત્રીઓએ જાહેર જીવનમાં ભાગ લેવો જોઇએ, કોર્ટોમાં વકીલાત કરવી જોઇએ. મ્યુનિસિપાલિટિમાં સભાસદ થવું જોઇએ, સભાઓમાં ભાષણો આપવા જોઇએ. આ ખોટું છે

વિમળા: શા માટે? પુરુષોને જે હક મળે એ સ્ત્રીઓને શા માટે ન મળે?

નરેન્દ્ર: કારણ કે સ્ત્રી પુરુષ નથી.

સુરેન્દ્રઃ આહા! તમે વર્તમાન સમયથી કેટલા પાછળ પડી ગયા છો. અને તમમાં તો અર્વાચીન સમયના થવું એજ કામનું છે.

વિમલાઃ સ્ત્રીને મનુષ્ય તરીકે તો હક છે ને–કારણ કે મનુષ્ય સ્વતંત્ર જન્મે છે.

નરેન્દ્રઃ પરંતુ જ્યારે એ બેડીમાંજ છે.

વિમલાઃ સ્ત્રી પુરુષને હમેશા પરાધીન રહી છે માટે તે પુરુષ કરતાં નીચી છે એમ શી રીતે પુરવાર થાય? પુરુષને સર્વસત્તા આપીને પુરુષજ ભ્રષ્ટ થાય છે. તમે શું ખરેખર એમ માનો છો કે સ્ત્રીને માટે જરૂરજ નથી?

નરેન્દ્રઃ એવું કોણે કહ્યું! છે, પરંતુ પોતાની મર્યાદામાં. સ્વતંત્રતાને પણ સીમા હોય છે. વિમલા બ્હેન, એ સીમા તમે ઓળંગી જઈને સ્ત્રી જાતિને કલંક લગાડો છો. તમે હિંદુ સમાજનો પાયો તોડી નાંખો છો.

વિમલાઃ હિન્દુ સમાજનો પાયો શો છે?

નરેન્દ્રઃ પ્રભુની કુદરતથી અને મનુષ્યના કાયદાથી સ્ત્રી પુરુષને આધીન રહેવા સર્જાયેલી છે. સ્ત્રીની પરાધીનતા એજ આપણી સમાજનો પાયો છે. તમે મનુ વાંચ્યો છે?

સુરેન્દ્રઃ ત્હેં વાંચ્યો છે?

નરેન્દ્રઃ એ જુદી વાત છે. છતાં પે મનુનું ચલાઇ ગયેલું સત્ર હાલ જો ખોટું મનાતું હોય તો તો એમ કહેનારાઓજ ખોટા છે–છે અને છેજ. કહો તો પચાસવાર કહું કે ખોટા છે.

વિમલાઃ પુનરૂક્તિથી કંઇ એ પુરવાર નથી થતું.

સુરેન્દ્રઃ બ્હેન, આ વિશે મ્હારો નમ્ર મત જુદો છે. હાલ તરત એવી માન્યતા છે કે પુનરૂક્તિથી બધું પુરવાર થાય છે. ઉદાહરણાર્થ, ભાષણ કર્તાઓ હાલ ભાષણો આપે છે કે લેખકો લખે તો એકની એક વાત ફરી ફરી કહીને એ તીર શ્રોતાજનોના ને વાંચકોના મનમાં એ બરોબર મારે છે. અમુક વર્ગને ગુલામ ઠરાવવા હોય કે અમુક પદ્ધતિને દુષ્ટ ઠરાવવી હોય તો ભિન્ન ભિન્ન મનુષ્યો આગળ એ અનેકવાર કહેવડાવ્યું કે એ મતની સત્ય તરીકે સ્થાપના થઇ. શ્રેષ્ઠ ઉક્તિ એ પુનરુક્તિ છે. એના વડેજ હિલચાલો ને સંચલનો થાય છે. અને ભળવાઓ નાવાય છે—

વિમલાઃ (આ ભાષણને ન ગણકારતાં) પરંતુ સ્ત્રીઓને જે કાયદાઓને તાબે થવું પડે છે બનાવવામાં એમણે લેશમાત્ર પણ ભાગ લેવો ન જોઇયે? જેમની પર રાજ્ય થતું હોય મની સંમતિથી રાજ્ય થવું જોઇએ એવો નિયમ આપણે ઘડીયે છિયે. તમને પૂછ્યા વગર એજ સરકાર તમારીપર રાજ્ય કરે છે; જે કાયદાઓને, તમારે તાબે થવું પડે છે એ બનાવવામાં તમારો નહિં જેવો ભાગ છે એની વિરુદ્ધ તમે પોકાર કરો છો. પણ સ્ત્રીઓને પૂછ્યા વગર એમને માટે કાયદાઓ કરો એ અયોગ્ય નહિં?

નરેન્દ્રઃ અલબત્ત નહિં. મનુએ સ્ત્રીને સ્વતંત્રતા ન આપવાનું લખ્યું એનું કારણ એમ છે કે એના કરતાં પુરુષો સ્ત્રીઓનું હિત વધારે સારૂ સમજે છે. સ્ત્રીઓ પરતંત્ર પદવીમાંજ વધુ ... છે.

વિમળા: અંગ્રેજ સરકાર—હરેક રાજ્ય કરતી પ્રજા—પણ એમજ કહે છે કે "ત્હમારું હિત ત્હમારા કરતાં હમે વધારે સારી રીતે સમજિયે છિયે' છતાં તે વખતે ત્હમે એમ કહો છો "ભલે હમે હમારું હિત ન સમજિયે હમે સ્વતંત્ર ને ડાહ્યા બને ન થઈયે તો ડાહ્યા નહિ થઈ પણ સ્વતંત્ર થઈશું' ના, એથી પણ વધીને કહીશું કે "હમને સ્વતંત્ર બનાવો પછીજ ડાહ્યા ભાગ્યશાળી થઈશું'. ત્હમે હમારે માટે વિચાર કરો એના કરતાં હમેજ હમારી મેળે વિચાર કરિયે વધારે ઉત્તમ છે.'

સુરેન્દ્ર: ત્હમારું કહેવું તદ્દન વાજબી નથી વિમળાબ્હેન, વર્તમાન સમયમાં પોતાની મેળે વિચાર કરવાની લોકો વિરુદ્ધ છે. હાલ તો વિચાર કરવાનું બીજાનેજ સોંપી દીધું છે નહિ તો નેતાઓને 'પ્લેટફોર્મ' પરથી નીચે ઉતરવું પડે, નિશાળો બંધ કરી દેવી પડે અને વર્તમાનપત્રો દેવાળાં કહાડે

વિમળા એ આપણું દુર્ભાગ્ય, પણ નરેન્દ્રભાઈ ત્હમારો શો ઉત્તર છે ?

નરેન્દ્ર: એટલેજ કે રાજકીય સિધ્ધાન્તો ધર્મની બાબતમાં લાગુ પાડીને ત્હમે ગોટાળો કરો છો

વિમળા: નરેન્દ્રભાઈ, જીવનમાં રાજકીય સિદ્ધાન્તોના ને ધર્મના સૂત્રોના ભિન્ન ભિન્ન ઓરડાઓ નથી જીવન એકજ છે. જે રાજકીય સિદ્ધાન્તોમાં ખરું છે એ ધર્મમાં પણ ખરું હોવું જોઈયે નહિં તો શું રાજકીય સિદ્ધાન્તોમાં સત્યો અધર્મમાંથી ઉત્પન્ન થયાં હશે ? એકમાં ત્હમે અમલદારના જુલમથી છુટવા જાઓ અને બીજી બાજુએ બ્રાહ્મણનો જુલમ સહન કરો એ અસ્વાભાવિક છે.

નરેન્દ્ર: ત્યારે ધર્મમાં સ્ત્રીને પરતંત્ર રાખવાનું કહ્યું છે—એ ધર્મ વચનો ખોટાં ?

વિમળા જે ધર્મમાં જન્તુ, વનસ્પતિ પ્રાણી સર્વને એક ગણેલાં છે, જે ધર્મના અનુયાયીઓ પ્રાણીને પણ પૂજે છે અને વનસ્પતિને નમે છે, એ ધર્મમાં સ્ત્રીને પરતંત્ર રાખવાનું કહ્યું હોય એવું હું માની શકતી નથી, અને જો હોય તો પણ પ્રભુએ આપેલા આ અનુપમ દાન બુધ્ધિનો ઉપયોગ કરી આપણે એ ધર્મનો ત્યાગ કરવો જોઈયે હિન્દુ ધર્મના કમનશીબે આપણામાં શાસ્ત્રનું અધ્યયન કરનારા થોડા છે અને એને નામે ધતિંગ ચલાવનારા ઘણા છે 'ધર્મ' એટલે શું એ ત્હમે મ્હને કહેશો ?

નરેન્દ્ર એ કામ આપણું નથી. આપણું કામ શાસ્ત્રો કહે એ માનવાનું એનું મૂળ શોધવાનું નહિં. હું ચુસ્ત હિન્દુ છું અને મ્હારી બુદ્ધિ વાપરવાનો મ્હને પ્હેલેથીજ પ્રતિબંધ છે.

વિમળા આજ દેખાડે છે કે આપણને આપણા શાસ્ત્રપર શ્રદ્ધા નથી શ્રદ્ધા હોત તો ગમે તેવી ટીકા ને કસોટી પછી એ શાસ્ત્રોમાંથી કચરો જઈ સોનું નિકળી આવશે એની ખાતરી આપણી ખાતરી હોય. નરેન્દ્રભાઈ, શાસ્ત્રોની આરપાર જોવાનો પ્રયત્ન કરો, ધર્મને ઓળખીને જુવો તો ત્હમને જણાશે કે જેમના હાથમાં સત્તા હોય છે તેઓ પોતાની એ સત્તા તે દેશનો ધર્મ છે એમ દેખાડવાનો અને મનાવવાનો નિરન્તર પ્રયાસ કરે છે.

સુરેન્દ્ર હિયર ' હિયર !'

ભાનુ હું પણ એમજ માનું છું.

નરેન્દ્ર ત્હમારું ક્હેવું વધારે સ્પષ્ટ કરો, વિમળા બ્હેન.

વિમલાઃ આપણા કહેવાતા ઉચ્ચ વર્ગોને અત્યંજોનો દાખલો લ્યો. આપણે ઉત્તરમાંથી આવ્યા અને એમને દબાવી દીધા. એ તો બધા લોકો કરે છે. પરંતુ આપણે એવી ખુબીથી રૂઢિઓ રચી કે એ જમાનામાંજ નહિં, પણ હજારો વર્ષો પછી આજે પણ આપણે એમને અસ્પૃશ્ય ગણિયે છિયે અને એ અસ્પૃશ્યતા એક ધાર્મિક કર્તવ્ય છે એમ માનિયે છિયે. ત્હેનું કારણ એ છે કે તે વખતે આપણા હાથમાં સત્તા હતી અને એ સત્તા દેશનો ધર્મ છે એમ આપણે બતાવ્યું જ્યારે એ સત્તાને આધીન રહેવું–પરતંત્ર થવું અને અસ્પૃશ્ય ગણાવું–એ અત્યંજ વર્ગનું કર્તવ્ય છે એમ આપણે–આપણા અને એમના મનમાં ઠસાવ્યું. બ્રાહ્મણો અને અન્ય વર્ગોનો દાખલો લ્યોઃ વેદ વાંચ્યો પણ ન હોય એવા બ્રાહ્મણો ભૂદેવો છે. તેઓ સામાન્ય શિક્ષાને પાત્ર નથી–કારણ કે એ શાસ્ત્રોના લખનાર પોતેજ હતા અને તેથી પોતાની બુદ્ધિથી મેળવેલી સત્તા જાય નહિં માટે એમણે એને ધર્મ તરીકે જગતને દેખાડી. પછી રાજાને પણ લ્યોઃ રાજા ગમે તેવો દુષ્ટ ને જુલમી હોય પણ એને મનુષ્યોમાં પ્રભુ તુલ્ય ગણવાનો કારણ શું? એજ. એની સત્તાને આપણે ધર્મ માનિયે છિયે.

નરેન્દ્રઃ પરંતુ આ બધા વિવેચનનો આપણી વાત સાથે શો સંબન્ધ? હવે તો એ સમયથી જગત–ત્હમારા મન પ્રમાણે તો–વણું આગળ 'વધી' ગયું છે ને! હવે તો બ્રાહ્મણોને ગાળો દેવાય છે, ઢેડની પૂજા થાય છે, રાજાનો મહેલ કેદખાના જેવો થઇ પડ્યો છે. પ્હેલાં જો સત્તાધારીઓની સ્હામે સત્તા વગરના ઉઠતા તો એમને દાબી દેવામાં આવતા. હવે તો દુનિયા ઘણી 'સુધરી' નથી?

વિમલાઃ નરેન્દ્રભાઇ, જગતના બધા આગળ વધવા છતાં, આમાં તો આપણે ઘણા આગળ વધ્યા નથી. મ્હારો કહેવાનો ઉદ્દેશ એટલોજ છે કે સ્ત્રીઓની પરાધીનતાની વાત માત્ર જુની હોય તેથી ખરી થઇ જતી નથી. કોઇપણ પ્રકારની પ્રાચીનતા એક ખરાબ વસ્તુને સારી કરી શકતી નથી. આજે પણ જ્યારે સ્ત્રીએ પુરુષની સત્તા સ્હામે વાંધો ઉઠાવ્યો ત્યારે પોતાની સત્તાને ધર્મ તરીકે મનાવતો આવેલો પુરુષ એ ખમી શક્યો નહિં શારીરિક બળથી ત્હેણે સ્ત્રીને દાબી દેવાનો માર્ગ લીધો. એમાં પુરુષનો વાંક નથી. જગતના આરંભથી જો સ્ત્રીને સત્તા હોત તો એ પણ કદાચ એવો કંઈ માર્ગ લેત. આટલો વખત જે સ્ત્રી ત્હેને તાબે થતી હતી, ત્હેનું ગૃહ સાચવતી હતી, ત્હેનાં બાળકો સંભાળતી હતી, ત્હેના દિવાનખાનાને પૂતળાં માફક શોભાવતી હતી—

નરેન્દ્ર (ગજવામાંથી ઘડિયાળ કહાડીને જોતાં) બ્હેન, હવે હું ત્હમારી રજા લઇશ. મ્હારે જરા કામ છે ને સ્હાડા પાંચ થવા આવ્યા. બાકી ત્હમારા ને મ્હારા વિચાર એટલા જુદા છે કે ત્હમારા વિચારો મ્હને વિચિત્ર લાગે એમાં નવાઇ નથી.

સુરેન્દ્રઃ હું પણ હવે રજા લઇશ. ત્હમારા થોડા પણ વિચારો સાથે હું મળતો આવું છું તો પણ ત્હમારા કેટલાક વિચારો છેલ્લામાં છેલ્લા મતને મળતા નથી. પોષાકની પેઠે મતમાં પણ 'ફેશન' છે એ ભૂલતાં નહિં. બાકી ત્હમારા કેટલાક વિચાર નવા જમાનાને અનુકૂળ છે કે નહિં એ મ્હને ખબર નથી એટલે એમાં તટસ્થ વૃત્તિ ધારણ કરું છું.

વિમલાઃ આવજો, ભાઇયો. ત્હમારી લાગણી દુઃખાઇ હોય તો બહુ દિલગિર છું. હું જાણું છું કે જ્યાં આપણા બધા સારા લોકો એકજ મતના હોય છે ત્યાં દલીલ કરવી એ બહુ દુષ્ટ

જ છે. પણ વિચારના ઉત્સાહમાં એ વાત હુ હમેશ વિસરી જાઉં છું ( બંને હંસીને જાય

ભાનુ: વિમળા, પેલા 'પૂતળાં'નું ત્હમે શું કહેતાં હતાં ?

વિમલાઃ ( વિચાર કરતાં ) પૂતળાં ? હા—હું એમ કહેતી હતી—કે—હા ! કે..ઘણા ગૃહોમાં ી એવા શણગાર જેવીજ પત્ની ભોગવે છે.

ભાનુ: શણગારનો અર્થ ત્હમે શો કરો છો એ મ્હને ખબર નથી બાકી મ્હારે મને પણ ીઓ કલાના નમુનાઓજ છે

વિમલાઃ ( સ્હેજ ભવાં ચ્હડાવી ) એટલે ?

ભાનુ: એટલે એમ કે પુરુષનુ જીવન એક મંત્ર છેઃ સ્ત્રીનુ જીવન એક ચિત્ર છે.

વિમલા: શું ! ત્યારે ત્હમે એમ માનો છો કે સ્ત્રી ભીરુતાને નિર્દોષતાના ચિન્હરૂપજ છે-રમત કરતાં બિલાડીના બચ્ચાં જેવી છે-કૂતરાં માફક ત્હેણે ધણીને તાબે થવાનું છે ? ત્યારે તમે સ્ત્રીને સ્વતંત્ર બનાવવાની તો તરફેણમા કેમજ હો ! સ્ત્રીને નિર્દોષતાના સુન્દર નામ વડે અજ્ઞાન રાખવાની શી જરૂર છે ? હમે હમારુ સૌન્દર્ય જોઇ હર્ષ પામો એવી હમે ત્હમારા ગૃહની ઢીંગલીઓ નથી થવા માંગતા.

ભાનુ: ( જરા ગભરાઇને) અરે ! ના,ના. વિમળા. એવો કદી મ્હને સ્વપ્ને પણ ખ્યાલ હોય કે ? સ્ત્રી સ્વાતન્ત્ર્યનો હુ હિમાયતી છુ. માત્ર મ્હને લાગે છે કે સ્ત્રી જેવી પવિત્ર વસ્તુને—

વિમલાઃ વસ્તુ ! શું પુરુષની સ્ત્રી મિલ્કત છે ? સ્ત્રીને શું આત્મા નથી ? આકર્ષક લાવણ્ય-માટેજ, અંધ તાબેદારી માટેજ-પુરુષના સ્વચ્છંદી વિકારો પૂરા કરવા માટેજ સ્ત્રી જન્મી છે ?

ભાનુ: અરે, એવો વિચારજ મ્હને કેમ આવે ? હું તો એમ કહું છું કે આ વ્યાપારી યુગની હરિફાઇ ને રસાકસીમા સ્ત્રી જેવી પવિત્ર-પ-વ-ર-પવિત્ર સ્ત્રી પડશે તો જીવનની મધુરતા જશે;

વિમલાઃ હા, હમારી ગુલામી પરાધીનતા ઢાંકી દેવા પુરુષો એવા સુન્દર વાક્યો હમારે માટે વાપરે છે શું પુરુષની જીવનની મધુરતા માટેજ સ્ત્રી જન્મી છે ? એના જીવનનો બીજો કંઇ હેતુ જ નથી ? પુરુષને આનન્દ આપવા જ સ્ત્રી જીવે છે—કે પોતાની શક્તિયોના વિકાસ માટે ? પોતાના આત્માની પ્રગતિ માટે ?

ભાનુ: બીજો એવો હેતુ તો છેજ. પણ એ જે હેતુ હોય તે આવા દુષ્ટ જાહેર જીવનમા પડવાથી-રાજકીય પ્રવૃત્તિના કલહને મંક્ષોભ માથે ચઢાવાથી કંઇ એ હેતુનો નાશ થશે એવો મ્હારો ક્હેવાનો હેતુજ નથી-પણ એ સ્હેજ ઢંકાઇ જશે નહિં ? એવી તોફાની જિંદગીથી સ્ત્રીની પવિત્રતાપર ને ત્હેની મૃદુતાપર, ત્હેના વિનયપર ને ત્હેના સ્વભાવની ઉન્નતિપર માઠી અસર નહિં થાય ?

વિમલાઃ પુરુષ જ્યારે વિચારની પાંખો વડે ઉડી શકે નહિં ત્યારે ત્હેને પ્રમત્ત કરનારું આનુ ક્ષેત્ર હોય તો તો ત્હેણે પ્રજા જીવનમા ભાગ ન લેવો જોઇયે. ( સ્હેજ ઉશ્કેરાટથી ) ઉલટા હમારા રાજકીય જીવનમા જે ગુનો જોઇયે છિયે અને જે ગુણની ખોટ છે એ નૈતિક ભાવનાઓને પૂર્ણ ત્હમારી સ્ત્રીઓજ ત્હમને આપશે. ત્હમારી હરિફાઇમા, ત્હમારી વ્યાપારી વર્તણુકોમાં એ સ્ત્રી

ત્હમને પરસ્પર સાહાય્યનું રહસ્ય સમઝાવશે, આદર્શરૂપ સૃષ્ટિયોનાં સ્વપ્ન જોવડાવશે, શુષ્ક પ્રજા જીવનને કલ્પનાથી ઉલ્લસાવશે.

( થોડીક ક્ષણની શાન્તિ )

ભાનુઃ વિમળા, ત્હમારા પિતાના મૃત્યુને થોડા વખતમાં વર્ષ થશે અને આપણા લગ્નનો દિવસ પાસે આવશે. ત્યાં સુધી સ્ત્રી સ્વતંત્રતા શિવાય બીજા કોઇ વિષયની વાત નહિં કરો ?

વિમલાઃ ભાનુકુમાર, આજ સુધી હું એમ સમઝતી હતી કે ત્હમને આ વાતમાં ઘણોજ રસ પડે છે. આજેજ મ્હેં જાણ્યું કે આપણને જુદી જુદી વાતોમાં રસ પડે છે,-( ભાનુના મુખ પર અસ્વસ્થતાનાં ચિન્હો જણાય છે ) અત્યાર સુધી હું એમ માનતી હતી કે આપણી વચમાં બિલકુલ મતભેદ નથી—

ભાનુઃ (ઉતાવળથી) તે કોણ કહે છે કે છે'!

વિમલાઃ (શાન્તિથી)–અમે અત્યારેજ મ્હેં જાણ્યું કે જે સવાલ મ્હને સહુથી મહત્વનો છે અને સહુથી પ્રિય છે—જે પ્રશ્ન માટે ગમે તેવો આત્મભોગ આપવા હું તૈયાર છું–એમાંજ આપણો મતભેદ છે.

ભાનુઃ (અત્યંત ગભરાટમાં) વિમળા ! વિમળા ! આવો વિચાર ત્હમને શાથી આવ્યો ? સોગંદ ખાઇને કહેવા તૈયાર છું કે—

વિમલાઃ (પોતાનાજ ધ્યાનમાં) તો પણ એથી હું ત્હમારી સાથે લગ્નગાંઠથી નહિં બંધાઉં એમ ન માનતા (ભાનુના મુખપર સ્વસ્થતાના ચિન્હો ફરી પ્રગટે છે ) પતિપત્નીની એકમત હોય તો જીવન નીરસ થઇ જાય. દલીલથી બુધ્ધિ પૂર્વક વાદવિવાદથી હું ત્હમને મ્હારા મતના કરીશ (અચાનક અટકીને) ત્હમે કાંઇ હમણાં કહ્યું ? માફ કરજો મ્હેં એ ન સાંભળ્યું.

ભાનુઃ (વિનતિથી) મ્હેં એમ કહ્યું કે હું સ્ત્રીસ્વતંત્રતાનો હિમાયતી છું એમ ખાત્રી પૂર્વક કહેવા—

વિમલાઃ એમાં કંઇ મ્હારૂં કે સ્ત્રી જાતિનું સંકટ ઓછું ન થયું.

ભાનુઃ (સ્હેજ ચિન્તાથી) ત્યારે–મ્હારે શું કરવું ?

વિમલાઃ હમારી સંસ્થાના મેમ્બર થાઓ. એટલુંજ નહિં પણ આવતે મહિને અહિંની ધારાસભાઓમાં આ કામ કરવાનું માથે લ્યો અને એ 'પ્રોગ્રામ' અમલમાં મૂકો. હમારી માગણીઓનો સાથે ભ્યાસ ત્હમે ત્યાં આપો. બીજા સભાસદોમાં એ મારની ઇચ્છા થાય, દિલસોજી ઉત્પન્ન થાય એમ કરો. સ્ત્રીઓના પ્રશ્નોથી એમને જાણીતા કરો, એનું જ્ઞાન એમને આપો. એક પુરુષ હમારા પક્ષમાં હશે તો હમારું બળ વધશે તો પુરૂષોના મન પર છાપ પડશે કે પુરૂષ અને સ્ત્રી સ્હામા સ્હામી લડવા નથી માગતા, પણ સાથે રહેવાજ આ હકની માગણી કરે છે.

ભાનુઃ પણ એ હક્ક શાનો છે ?

વિમલાઃ મત આપવાનો હક્ક. પોતાના દેશની રાજકીય સ્થિતિમાં રહીને રસ પડવો જોઇયે એની કોઇ ના પાડતું નથી. જુના વખતમાં સ્ત્રી પ્રજાજીવનમાં ભાગ લેતી. જેઓ દેશમાં રહે છે ત્હેમણે દેશની પ્રવૃત્તિઓમાં રસ લેવો જોઇએ. દેશપર પ્રેમ હોવો જોઇયે. મતથી એવો રસ પડે છે અને એવો પ્રેમ પોષાય છે.

ભાનુ: મત આપવો એ કેવી ન્હાની ને તુચ્છ બીના છે !

વિમલા: પણ ન આપવો એ કેવી મ્હોટીને ગંભીર છે ! કૃત્રિમરીતે એને અવરોધ કરવો એ અણછાજતું અપમાન છે. મત એ હકકનો સવાલ છે. એમ હોય તો સ્ત્રીને શા વાસ્તે એ હક ન આપવો ? કેટલીક સ્ત્રીઓ કર આપે છે. મત વગર કર નહિ એ સિદ્ધાંત છે. જે કારણોથી પુરુષોને સ્વરાજ્ય જોઇયે છે એજ કારણોથી સ્ત્રીઓને એ જોઇયે છિયે. જો એકને માટે સારૂં હોય તો બીજાને માટે શા સારૂ નહિ ? રાષ્ટ્રીય પ્રવૃત્તિ માટે સ્ત્રીઓને જવાબદાર ન ગણવામાં આખી સમાજને ખોટ જાય છે. જ્યા સુધી દેશમાં રહેનારાઓના અર્ધ ભાગને ત્હમે મત ન આપો ત્યાં સુધી ત્હમે બધાને મત આપ્યો છે એમ કહી કેમ શકો ? ત્યારે તો એમજ હોને કે હમે સંતુષ્ટ થયા છિયે એટલે જેઓ અસંતોષી હોય ત્હેમની ફરિયાદ કોઇયે સાંભળવી નહિં. રાજ્યમાં સ્ત્રીઓની પદવી શી છે અને પ્રજા પ્રત્યે એમનાં શા કર્તવ્યો છે એ સમજવાની અને એનો નિર્ણય કરવાની બહુ જરૂર છે. પુરુષોનું લક્ષ્ય એજ સ્ત્રીઓનું લક્ષ્ય છે. બને સાથે ચ્હડશે કે સાથે પડશે.

(ભાનુકુમાર ખભા હલાવી હાથના ચાળા કરી ત્હેની આશ્ચર્યની લાગણીઓ દર્શાવે છે. વિમલા ત્હેની સ્હામું જોઇ રહે છે )

પડદો પડે છે.

અંક પ્રથમ સમાપ્ત.

---

# ચિત્ર પરિચય.

## લાવણ્ય

મુખ પૃષ્ટનું આ સુન્દર ચિત્ર બંગાળના પ્રસિદ્ધ ચિત્રકાર એચ. મઝુમદારની હૃદયંગમ કૃતિ છે. અમ્હે બાબુ મહાસુખરાય ચુનીલાલના મિત્રકૃત્યને પરિણામે તે પ્રકટ કરી શકયા છીએ તે માટે એમ્હનો આભાર માનીએ છીએ.

ચિત્રકારે ચિત્રનું મૂળ નામ " રૂપ " રાખેલું પરન્તુ ત્હેમાંથી નીતરતા મીઠા રસને પરિણામે અમ્હે "લાવણ્ય" નામ રાખવું ઉચિત ધાર્યું છે. ચિત્ર એકાકિની મુગ્ધાનું છે અને અનેક રસમય આંદોલનો ઉભાં કરે છે છતા ચિત્રકારે સારી રીતે અદબ જાળવી છે. એના પરિણામે કેટલાક " રંગીલા " ચિત્રકારોનાં ચિત્રો પેઠે આ ચિત્રની છાપ અશ્લિલ થઇ નથી—સર્વ રીતે શાંત, મનહર ભાવોજ ઉપજ થાય છે. ચિત્રોના વધુ પૃથક્કરણથી શો લાભ ?

---

# સ્નેહલતાનું ઘર.



સ્નેહલતાનું ઘર કળાના નમૂના જેવું હતું: ન્હાનું અને નાજુક ઘાટનું અને જરાક ઉંચાણમાં હતું. આસપાસ સ્વચ્છ ફળી હતું. એક તરફ સુંદર પુષ્પછોડ અને વેલી હતાં. બીજી તરફ તુળશીના ક્યારા પાસે ન્હાનો ઓટલો હતો. અને તે પર સાંજરે આખું કુટુંબ બેસતું. ઉમેશના છેલ્લા મંદવાડમાં બહુ ખર્ચ થયું; ને તેથી સ્નેહલતાનાં બધાં જ ઘરેણાં વહેંચાઇ ગયાં. રમેશ અને તેની મા સ્નેહલતા અંતે આધાર વિનાનાં થઇ રહ્યાં અને ઘરપર કેટલુંક કરજ મૂકી ઉમેશ ચાલ્યો ગયો. રમેશ હવે માતાની સંભાળ નીચે આવ્યો. ઉમેશની પ્રથમાવસ્થા સંમૃદ્ધ હતી પણ વ્યાપારના એક ઝપાટામાં આવવાથી, નિર્ધન દશા થઇ ગઇ. હવે ઉમેશના મૃત્યુ પછી, સ્નેહલતાને માત્ર રમેશનો આધાર હતો.

રમેશ મેટ્રીકમાં પાસ થયો ને ત્હેને સ્કોલરશીપ મળી. એ કોલેજમાં દાખલ થવા ગયો. ત્હેની માએ પોતાનું એરિંગ કાઢી આપ્યું: "બેટા! આ બહુજ જરુરી ખર્ચ માટે"

રમેશ કોલેજમાં ગયો. ગામથી બોર્ડિંગ દૂર હતી' હવેના સમયમાં વિદ્યાર્થીઓ વસે છે ત્યાં એક જાતનું ઉચ્છૃંખલ અજવાબદાર તંત્ર ચાલી રહે છે. રમેશને એકજ જુદી ઓરડી મળી હતી. બીજાની જેડ તેમાં બે બારીનો ફાયદો ન હતો પણ સ્થલ એકાંત હતું! રમેશે પોતાની બારી પાસે એક વેલી વાવી. અને ત્હેણે બારીમાંથી ધીમે ધીમે સ્નેહાળ ડોકીયું કાઢ્યું. રમેશ કેટલીક વાતે બીજાથી જુદો તરી રહેતો હતો. ત્હેનામાં ગરિબાઇનું અભિમાન હતું. રમેશની ઓરડીને વિદ્યાર્થીઓ 'આન્દામાન' ટાપુ કહેતા. અને રમેશનું નામ 'દેશનિકાલ' રાખ્યું હતું. અમીચંદની ઓરડીમાં જ્યારે સૌ ભેગા થતા ત્યારે આ વાત પર બે કલાક સહેજે નીકળતા!

રમેશ સૌમાં ભળે તેવો નહિ હતો. એને સૌનાથી ડરવાનું એક કારણ હતું. એની જૂની ગોટલી ને કપાળમાં તિલક જોઇ કેટલાક ગૃહસ્થના છોકરા મનમાં હસતા! સવારે એ લોટો લઇ બહાર જાય ત્યારે ઓશરીમાં ઉભા રહી કેટલાક છોકરાં હસતા ને એમનું હાસ્ય રમેશ છેટેથી સાંભળતો;

એક અમાવાસ્યાની રાત્રીએ સૌએ નિશ્ચય કર્યો કે 'આન્દામાન' પર હલ્લો લઇ જવો છે. અમીચંદને સરદાર બનાવવામાં આવ્યો. ને સૌએ ત્હેની સાથે સામેલ થવું એમ ઠર્યું. ત્રણ છોકરાઓને જૂદી જૂદી ત્રણ દિશા સોંપાણી ને રહેગાનખાં બાર બજ્યાની રોન ફરી જાય ત્યારપછી તરતજ રમેશની ઓરડીની આસપાસ 'ચોર'. એવી બૂમ પાડવાની હતી. રમેશ બહાર આવે કે તરતજ એક છોકરાએ બીજી તરફના બારેથી અંદર જઇ, રમેશની માએ તેના માટે ખાસ તૈયાર કરેલ 'લાડીઆ' ઉપાડવાના હતા!

બાર બજ્યે હલ્લો શરૂ થયો. રહેમાનખા ચાલ્યો ગયો કે તરતજ ચોરની બૂમ પડી. સૌ છોકરા બહાર આવ્યા. ને રમેશ પણ બહાર આવ્યો. એક બાજુથી રહેમાનખાં દોડતો આવ્યો. પ્રોફે. કૃષ્ણલાલ વિદ્યાર્થીઓને કાંઇ હરકત ન થાય માટે પટાવાળા સાથે આવતા હતા. અમીચંદે રમેશની ઓરડીમાંથી અડદીઆનો ડબ્બો ઉઠાવ્યો ને તે સાથે જ રમેશની માએ મોકલાવેલી એક મખમલની ન્હાની પેટી હાથ લાગી. તે પાસેજ પડી હતી. તે પણ ઉઠાવી લીધી !

ચોર વિષે બહુ તપાસ થઇ. વિદ્યાર્થીઓને સુચના, અપાણી ને સૌ પોતપોતાની રૂમમાં ગયા!

રમેશે આ બનાવ બન્યા પછી ઓરડી ફેરવવાનો નિશ્ચય કર્યો. ત્હેણે સવારમાં જોયું તો અડદીઆનો ડબ્બો ને તેની માએ મોકલેલી પેટી ન હતી. મખમલની પેટીમાં એની માનું એરિંગ હતુ. રમેશને લાગ્યું કે કોઇ ચોર નથી આવ્યો પણ સૌએ મશ્કરી કરી છે. મ્હારી માનું એરિંગ જાય એ મ્હારા ઘરની આબરૂ જાય છે એ વિચારે રમેશને ધ્રુજાવ્યો. ત્હેણે પોતાનો સૌથી સારો વેષ પહેર્યો. આ પહેલાં તે કદી વિદ્યાર્થીઓની ઓરડીમાં ગયો ન હતો. તે સીધો અમીચંદની ઓરડીમાં ગયો. ઓરડીમાં મશ્કરી ચાલતી હતી, રામપ્રસાદે ટીકા કરીઃ બેવકુફ નહિ ? કોઇ ઓરડી-માં એરિંગ રાખે ?

" અરે ! તુંબડું છે " ! અમીચંદે કહ્યુ.

" ગામડાનું ભુત ! " નવરંગલાલે પોતાની બાબરીના વાળ સમારતાં કહ્યું: " કેવો જંગલી જેવો ટકો દેખાય છે ! અને એમા પાછું હિંદી મહાસાગર જેવડું કપાળ !! વચ્ચે સીલોનના જેવું ટીલું "

સૌ ખડખડાટ હસી પડયા. તેજ વખતે રમેશે પ્રવેશ કર્યો.

" મ્હારૂં એરિંગ આપો છો ? " એણે અર્ધું ગુસ્સામા અને અન્ધું ભાનમાં કહ્યું.

" તમે કોને કહો છો ? "

' આખી સોનેરી ટોળીને '

' સોનેરી ટોળી ! ' અમીચંદે જવાબ આપ્યો ' વિચારીને બોલવું હો ! '

રમેશ ક્રોધથી ત્હેમના પર કુદી પડત પણ એટલામા તે એ એને જ દૂર ખેંચ્યો. અમીચંદે અભિમાનમાં જ જવાબ આપ્યોઃ ' ત્હારૂં એક શું પણ દશ એરિંગ વસાવ ને ! ' એણે સો રૂપીઆની નોટ રમેશના મુખ આગળ ફેંકી. અમીચંદ એટલામા સૌનો મન્દાર હતો. અમીચંદ માટે નાટકની ટીકીટ ખરીદનાર ચાર પાંચ જણ હોય જ ! અમીચંદ સાથે બે ચાર પાંચ જણા મફત પાર્ટી અમીચંદનો નાસ્તો દૂરની ઓરડીમાથી પણ વિદ્યાર્થીઓને ખેંચી લાવતો. એની શ્રીમતાઇમાં ઉપકાર કરતા અભિમાન વધારે હતુ. અને એવો શ્રીમત સમાજમા સેવા કરતાં સત્તાનો શોખ વધારે રાખે છે.

રમેશે એની સો રૂપીઆની નોટ ફેંકી ઉછાળી મૂકી. રમેશ આ વખતે સ્કોલરશીપ મેળવી શક્યો ન હતો. એનું માથું હમેશાં દુખતું. અને પોતાના દરેક કાર્યમાં માતાને કેટલું કામ વધારે કરવું પડશે એ ભયંકર ખ્યાલ હાજર રહેતો રમેશને ક્રોધને લીધે ભાન ગયું

અમીચંદ રમેશની ઓરડી પાસેથી નીકળ્યો ત્યારે રમેશને અચેત પડેલો જોયો. તે એકદમ દોડયો. એરિંગ લાવ્યો. ને બહુ માયાળુભાવથી દિલગીરીભર્યા અવાજે બોલ્યોઃ

રમેશ આ ત્હમારૂં એરિંગ !

રમેશને ભાન ન હતું.

હવે સૌ મૂંઝાયા. ડૉ. પાંડુરંગ પાસે રહેતો હતો. તેને બોલાવ્યો. પાંડુરંગે તદ્દન આરામની જરૂર જણાવી. રમેશ બે દિવસે ભાનમાં આવ્યો. તે દરમ્યાન રમેશનું સરનામું જાણવા અમીચંદે કાગળ ખોલ્યા. ને તેમાંથી એક હસતી સુંદર સ્ત્રીની છબી નીકળી. અમીચંદ તે તરફ જોઈ રહ્યો. કાંઈ અનુમાન બાંધે તે પહેલાં રમેશના અક્ષરપર દ્રષ્ટિ પડી. છબી નીચે લખ્યું હતું:

'મ્હારી મા: ઉમ્મર સત્તરવર્ષ: ૨૮:૯...' અમીચંદનું સજલ નયન રમેશ તરફ ફર્યું. આ કૉલેજમાં એક વિદ્યાર્થી આવો પણ છે!

સ્નેહલતાને કાગળ ને તાર મોકલ્યા. તે જલ્દીથી મોકલી એનું બીજું એરિંગજ લટકતું હતું. પોતાની મહેનતના તમામ પૈસા લઈ તે આવી.

રમેશને ઠીક થયું. સ્નેહલતા પાછી ગઈ. પણ પાછું તેણે વાંચવાનું શરૂ કર્યું. સ્કોલરશીપ વિના તે કેમ નભે? કેમ આગળ વધે? ત્રીજે દિવસે જ પાછો તાવ આવ્યો. ડૉ. પાંડુરંગે હવે આશા છોડી, ને સ્નેહલતાને બોલાવી. સ્નેહલતા આવ્યા પછી થોડાજ કલાકે રમેશની આંખ હંમેશને માટે બંધ થઈ ગઈ.

સ્નેહલતાનું રૂદન જોઈ અમીચંદ રોયો. નવરંગ રોયો. રહેમાન પણ રોઈ પડ્યો. પરંતુ અફસોસ! બધાના રૂદન વચ્ચે રમેશનું ફિક્કું મુખ હસતું હતું. જાણે હમણાંજ બોલશે, પણ રમેશ બોલે તેમ નહિ હતો.

સ્નેહલતા ભારે પગલે ઘર ભણી પાછી ફરી. અમીચંદ અને નવરંગ સ્ટેશન સુધી મૂકવા ગયા. બોલ્યા નહિ પણ રોઈ પડ્યા. એમના હૃદયમાં ભાર હતો. અને તે ખાલી થાય તેમ ન હતું. સ્નેહલતા શાંત ઘરે આવી. હવે તેનામાં નિરાશાભરી હિમ્મત હતી. ઉમેશના મૃત્યુસમયે જે કરજ રહ્યું હતું તે વાળવાની હવે હેનામાં શક્તિ ન હતી. સ્નેહલતાના ગુલાબના છોડ પરથી ઉતરતાં ગુલાબ દરેક દર્દીનાં શયન પાસે જતાં. સ્નેહલતાનું કરજ વધ્યું હતું. તે આવ્યા પછી બીજે જ દિવસે ગોપાળદાસ શેઠ ખરખરે આવ્યા હતા. ને સાથે જ કહી દીધું હતું કે સ્નેહલતા માટે એક પાસે જ સારૂં ઘર ભાડે મળે તેમ હતું!

સ્નેહલતાએ ઘર ખાલી કરવાની તૈયારી કરી ને રમેશની અભ્યાસની ઓરડીમાં ગઈ. એક તુટેલું ટેબલ પડ્યું હતું. એક ખુણામાં ચોપાનીઆની ફાઈલ પર ધૂળ ચઢી હતી. પાસે રમેશનું ન્હાનો હતો ત્યારનું વાજું પણ કોણ જાણે કેમ રહી ગયું હતું. 'કરણઘેલો' નાં ફાટેલાં પાનાં હસતાં હતાં ને છેટે રમેશની 'Sixth Reader' રમેશના અક્ષર સહિત પડી હતી. અરે! આ નિર્માલ્ય વસ્તુઓમાં અત્યારે દ્રવ્ય હતું. સ્નેહલતાએ આ બધું એકઠું કર્યું. સાથે સાથે રમેશનું કૉલેજનું પોટકું પણ ત્યાં હતું તે ખોલતાં રમેશની છબી અને સ્નેહલતાની છબી નીકળી. નીચે રમેશના અક્ષર હતા. સ્નેહલતા પોતાના પ્યારાં ગુલાબ, વેલી, ફળી અને ઘર કાલે છોડવાની હતી. આજે એ ભારે ખમ હૃદયે ઘડી ભર રમેશના રૂમમાં બેઠી. ઝડાર વરસદ હતો. રમેશની ઓરડીના બારીના સળીઆમાંથી વેલી ડોકીયાં કાઢતી હતી.

સ્નેહલતા એ તરફ જોઈ રહી.

વેલી નીચે ફુલ તોડતું કોણ ઉભું છે? કેવો રમેશ જેવો ચ્હેરો! રમેશ! કાંઈ બોલ્યું નહિ.

વરસાદ વરસતો રહી ગયો હતો ને આછાં વાદળોમાંથી ચંદ્રની ઝાંખી રોશની દરેક ચીજને સ્પષ્ટ અસ્પષ્ટ દેખાડી વધારે ભવ્ય મનાવતી હતી.

રમેશ !

કોણ સાંભળે ?

સ્નેહલતાને એકદમ સાંભર્યું. એ બધું ભૂલી જ ગઇ. વરસાદમાં રમેશ ભીંજાતો હશે !

તે એકદમ બારી તરફ દોડી. બહાર દોડી.

રમેશ ત્યાં હતો નહિ. એણે બુમ પાડીઃ 'રમેશ ! બેટા !' એનાજ સ્વર પાછા ફર્યા.

÷ ÷ ÷

બીજે દિવસે બારી નીચેથી જ એક કાગળ મળ્યો. એ જે કાગળ જેમાં ઉમેશના હસ્તાક્ષરમાં ખાતું હતું ને તે પ્રમાણે ઘર પર લેણું થવાને બદલે ગોપાળદાસ પાસે લેણી રકમ નીકળતી હતી. પાસે સ્નેહલતાનું એરિંગ પડ્યું હતું ! રમેશે એક દિવસે વાતમાં કહ્યું હતું. 'બા ! એ કાગળ હું ગોતીશ હો !

× × ×

બીજે દિવસે કોઇકે કહ્યું કે રાત્રે દસ વાગે કોઇ ઘોડાગાડીમાં ઉતરી રમેશનું ઘર પૂછતું હતું.

સ્નેહલતાએ કરૂણતા ભરી આશામાં કહ્યુંઃ એ જ મ્હારો રમેશ ! એણે જ કાગળ આપ્યો !

ગોપાળદાસે અવિશ્વાસભરી રીતે કહ્યુંઃ 'હશે !'

ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી.

---

# સીગરેટ કેસ.

(૧)

"વન, ટુ, થ્રી-બેન્ગ !"

ભીષણદૃષ્ટિ-તણખાં ઝરતાં નયનોથી સાક્ષાત દુર્ગા સ્વરૂપ દેખાવાના પ્રયત્નો કરતી નિર્દૂપણા દેવીએ તાકેલી રીવોલ્વરનો બાર કર્યો. પ્રેક્ષકોમાં હાહાકાર વર્તી ગયો. વાંસા પછળ અદબ વાળી જાણે કે દુશ્મન પક્ષનો પકડાયેલ કોઇ શુસચર ન હોય તેનો અભિનય કરીને ઉભા રહેલા પ્રફુલ્લચંદ્ર દેવના સ્હેજ વિક્રમેના અને ગુપ્ત સ્મિતથી સ્હેજ ફરકતા ઓષ્ઠપુટની વચમાં કારતુસ આબાદ પેસી ગઈ પછી પોતાનો પાર્ટ ભજવી રહ્યા પછી સરકસના નટ જેવો લ્હેકો કરીને ગજવામાંથી દીવાસળીની પેટીની સહાય લઇને બાબુજીએ મુખમાંથી ધુમાડાના ગોટા કાઢવા માંડયા.

એ કારતુસ તે એક નાજુક "ડી રેઝ્ક" સીગારેટ હતી.

વીસમી સદીએ કાંઇ કાંઈ આશ્ચર્યજનક તરંગો રમકડાં બનાવવાની કળામાં દાખવ્યા છે. 'તેમાંનો આ છેલ્લો તરંગ' વાંચકે "છેલ્લી ઢબ" ના વિકાચતી રમકડાની કોઇ દુકાનની મુલાકાત લીધી હશે તો ત્યાં તેણે રમકડાં ભેગી મૃત્યુગ્રાહિની દેખાતી પીસ્તોલો જોઇજ હશે; અને સેલ્સમેનને પૂછતા જાણ્યુંજ હશે કે "છેલ્લી ઢબના સીગરેટ કેસ-પાંચ વાર સુધી તેની નેમ અચૂક જાય છે."

વાચકે ભલે એ અનુભવ કર્યો હોય વા ન કર્યો હોય, પણ ચર્ચગેટ અને કોલાબાનાં સ્ટેશનો વચ્ચે જમણા હાથ તરફની હારમાં ઝગારી ઉઠતા ભપકાદાર બંગલાના માલિક શ્રીયુત્ પ્રફુલ્લચંદ્ર×

---

×અમે વાચકને ખાત્રી આપીએ છીએ કે અમારી જાણમાં છે ત્યાં સુધી આ વાર્તા બંગાળી કે કોઇપણ અન્ય ભાષાની કૃતિનો અનુવાદ નથી

તો કર્યોજ હતો. અવાર નવાર, મિત્રવર્ગ—કે સખીવર્ગને "જેલ્સી કેસ" નું આશ્ચર્ય પોતાનાં ('એજ્યુકેટેડ') પતિ શ્રીમતી નિરૂપણા દેવીની આરાધના અને સાહાય્યથી પૂરું પાડતા.

એક સાધારણ મીલીટરી અમલદારોને આપવામાં આવે છે તે પ્રાણઘાતિની પીસ્તોલ અને આ સુશિક્ષીત યુગલને એ ઘડી આનંદ દેનારું આ રમકડું—બાહ્ય દૃષ્ટિએ બન્ને કેવાં તદ્દન એક સરખાં હતાં! જાણેકે એક ચાકુની બે ફાડ, એક માતાનાં જોડકાં સંતાન!

\+ + +

"બોય, છોકરા!"

મેજર ટોમસ રૂથનોર પોતાના ટેબલ આગળ બેસીને પોતાની રેગ્યુલેશન રીવોલ્વર ફેરવી ફેરવીને જોતા હતા. મેજરે તેના ઉપર કાંઇક અસ્વચ્છતા જોતાં—કે કલ્પતાં ભવાં ચઢાવીને અને સહેજ ક્રોધથી હોઠ કડક કરીને બુમ મારી.

બ્હારથી તરત યુનિફોર્મમાં સુસજ્જીત સીપાઇ કાળા ગુલામને લાયક નમ્રતાથી "જી હુઝુર" કહીને અંદર આવ્યો અને મીલીટરી ઢબથી સલામ કરીને ઉભો રહ્યો.

"તું ક્યા સીપાહીગીરી કરતા હય કે કુછ હજામત કરતા હય" સાહેબ બહાદુરે કર્કશ સ્વરે પ્રશ્ન કર્યો.

સીપાઇએ એ ગૂઢ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. અને પોતે તથા પોતાના સાહેબે અંગીકાર કરેલા ધંધાના લક્ષણનો નિર્ણય સાહેબ બહાદુરની અક્કલ ઉપરજ છોડી દઇને–બુદ્ધિમતાની બાબતમાં ગોરી ચામડી કરતાં કાળી ચામડીની કનિષ્ઠતાનો સચોટ પૂરાવો આપ્યો.

"યે રીવોલ્વર કબસે એસી ડર્ટી પડી હુય હય? યુ...ક્લીનીટપે–ચાર્પ...સાફ કરકે ટેબલમેં રખ...અરે સમાલ. અંધા હય, દેખતા નહિ હય કે લોડેડ હય?..."

બહાર કોઇનાં પગલાં સંભળાયાં

"હલો, મી૦ પ્રોફુલચંદ્ર—અને મીસીસ નિરૂપમા પણ સાથે! ભલે પધાર્યા."

આવેલા મ્હેમાનો–જુનાં મિત્ર—જોડે હસ્તધૂનન કરીને સાહેબ બહાદુર તેમને અંદર લઇ ગયા.

"પ્રોફુલ્લે આજે મ્હારો અક્ષમ્ય અપરાધ કર્યો છે, મેજર" નિરૂપમાએ હસતાં હસતાં મેજરને કહ્યું.

"આહ યુ. બદમાશ પ્રોફુલ્લ! બોલો મેડમ, હમણાંજ કાર્પોરલ–ડેમ્પ્સીની સુંદર વધારા વાળી આવૃત્તિ બતાવી દઉં? ફરમાવો."

"મેજર, ધારો કે તમારી રેજીમેન્ટમાં વિગ્રહ સમયે કોઇ સીપાઈ પોતાના નિર્ણિત સ્થાન ઉપરથી નાસી ગયો, તો તે કેવી સજાને પાત્ર થાય?"

"પકડાય કે તરત ગોળીબાર–કોર્ટમાર્શલ પણ નહિ"

"ત્યારે પ્રોફુલ્લે તેવોજ ગુન્હો કર્યો છે. અને હું પણ તેને તેવીજ શિક્ષા કરીશ." કડક મુખ મુદ્રા પણ દાબી રાખેલા છતાં ઉભરાઇ જતા હાસ્યથી પલકારા મારતાં નયનોવાળી યુવતિએ ભિષ્મ પ્રતિજ્ઞાનો અભિનય કર્યો.

પ્રોફુલ્લે દીનવદન કર્યું, અને દૂર જઇને ઉભો રહ્યો. તે સુંદર સીલ્કનાં વિવિધ રંગી વસ્ત્રોમાં એકાદ મનોવેધક અપ્સરા જેવી દેખાતી રમણીએ પોતાનાં વસ્ત્રોના કોઇ ગેબી ભાગમાંથી

રીવોલ્વર ખેંચી કહાડી—અને પોતાના પતિને સીગરેટ અર્પણ કરી

" હા, હા, હા, હા " શરૂઆતમાં રમુજ, પછી કાંઇક મુંઝવણ, પછી તે રમણીના મગજની સ્થિતિ વિષે શંકા, પછી સ્હેજ ભય, એવા ભાવોમાંથી પસાર થઇને મેજરની લાલ મુખાકૃતી છેવટે પ્રચંડ અને અનિવાર્ય હાસ્યથી વધારે લાલ બની ગઇ અને તેમની આંખોમાંથી અતિહાસ્યના અશ્રુ ઢળી પડયા

તે રમકડું કારતુસ ભરેલી સાચી પીસ્તોલની જોડે ટેબલ પર નાખ્યું

\+ \+ \+

આળસભર્યા જીવનમાં કાંઇક રમુજ અને રસ આણવાના અવિરત પ્રયાસ પાછળ એકાગ્રતા કરી મથતી વ્યક્તિઓ પોતાના જેવીજ આકાશપુષ્પની શોધ પાછળ મથી રહેલી બીજી કેટલીક વ્યક્તિઓ જોડે બપોરના ખાણા પછી એક ખંડમાં વાર્તાલાપ કરી રહી હતી.

ટેબલ પર એક રીવોલ્વર પડી હતી.

સહસા, કાંઇક યાદ આવતાં નિર્દોષપણે હસી પડી અને મેજરના, મનમાં કાંઇક કહ્યું, અને ટેબલ પર રહેલી વસ્તુ તરફ નજર કરી બન્ને—નહિ, એકના મેજરના મુખમાં હાસ્ય તે રમણીએ પોતાનું હાસ્ય પોતાના હાથરૂમાલમાં ઢાંક્યું.

પછી સંકેત મુજબ અને 'ગોઠવેલા મુજબ" મેજર ઉપર ગંભીર આરોપ મૂકાયો અને મોત ફરમાવવામાં આવી કેદી ફરમાન મુજબ ઉભો રહ્યો અને તે યુવતીએ પીસ્તોલ લીધી—તાકી.

પ્રેક્ષકો મેજરે પ્રથમ અનુભવે અનુભવેલા ભાવો અનુભવવા લાગ્યા.

મેજરને કાંઇક સુઝતાં તેણે ટેબલનું ખાનું ખોલ્યું, ખાલી જોયું, અને અતિશય ગભરાટ તેના મ્હોં પર છવાઇ ગયો તાકેલી પીસ્તોલ સામું જોયું, સ્હેજ રુંવાડાંમાં ભય ચડયા.

"વન, ટુ—"

"સબર, ખબરદાર" ગભરાટના પરસેવાથી તરબોળ કપાળ, ફાટી આંખો સાથે મેજરે કોઇ ઉન્માદવશ માણસની માફક તરાપ મારી ને તાકેલી રીવોલ્વરને ઉંચે ઝટકો માર્યો

તેજ ક્ષણે —"થ્રી"— રીવોલ્વર ફુટી

સીલીંગમાં એક સુંદર વર્તુળાકૃતિનું છિદ્ર પડી રહ્યું અને કેટલોક કચરો તેમાંથી ખર્યો.

સાહેબનો બોય પીસ્તોલને બદલે સીગરેટ કેસ સાફ કરવા લઇ ગયો હતો. તેને પરિણામે જીંદગીમાં પહેલીજવાર નિર્દોષપણે દેવીને હિંસ્રીગયાનો અનુભવ થયો.

× × ×

હવે સીગરેટ કેસનું નામ પણ તે યુવતી સાંભળે છે ત્યારે તેને અંગેઅંગ કંપારી છૂટે છે અને પોતાના પતિ તરફ ટગર ટગર જોઇ રહેલી દયાજનક પ્રેમભરી આંખોમાંથી સહસા અશ્રુસ્નાન સરી પડે છે.

(૨)

તે સીગરેટ કેસ પેલા નોકર પાસેજ રહ્યું પોતાનો અપાર ગુસ્સો મેજરે નોકર ઉપર કાઢીને તેને બરતરફ કર્યો. વખત જતાં પોતાના બીજા અનેક દેશભાઇઓની માફક કમાણી કરવા પેટની માગણી વધી જતાંથી તે રમકડું તેણે ડી મેંક્રે પોસ્તાના દરવાજા આગળથી, પસાર થતા કોઇ ગુરખાને વેચ્યું.

પોતાની નવવધુને દિંગ્મૂઢ બનાવી દેવાની માનુષિક ઇચ્છાથી "બી બેગર્સ કંપની લીમીટેડ" ના કેશીયર નવ-ગ્રેજ્યુએટ મી. ઇશ્વરલાલ દેસાઇ હાથમાં તે રીવોલ્વર-સીગરેટ કેસ લઇને સજ્જ થયા. પત્નિને સંતોષપૂર્વક આશ્ચર્ય પમાડી રહીને સમય થતાં વીજળીક બત્તી બુઝવી દઇને પોતે તેની પડખે પોઢી ગયા—નિદ્રાને આપણે તો માની લઇશું કે પોઢીજ ગયા.

ખડખડ, ઠપ, ઠપ.......

'અરે જાગો ઉઠો... નીચે કાંઇક અવાજ સંભળાય છે. ચોર બોર તો નહિ હોય? મને તો બીક લાગે છે."

"ચોર બોર કોઇ નથી. કીયો ચોર અત્યારના પહોર અહિં આવવા નવરો ધ-ર-ર-ર" ઉંઘમાં પતિરાજ બબડયા.

ખર ખર, ટપ. ખટ.——

"અરે સાંભળો તો ખરા, હું તો મરી જઇશ- બળ્યું જાગો તો ખરા." વધારે ખડખડાટ થતાં મી. દેસાઇ સમજ્યા અને ઉંઘ ઉડી ગઇ. નક્કી નીચે ચોર ભરાયો હોવો જોઇએ. શું કરવું? વિચાર કરતાં કરતાં તેમના ગભરાયલા મુખપર સ્મિત ફરક્યું. પેલી રીવોલ્વર હાથમાં લીધી. ધીમે પગલે નીચે ઉતર્યા- એકા એક બારણાં ખોલી નાખીને ધડકતે હૈયે બટન દબાવ્યું કે તરત ખંડ વીજળીક રોશનીથી ઝગઝગી રહ્યો."

"ખબરદાર" લુહારના હથોડાની માફક ધડકતી છાતી તથા એકાએક પાણીપાણી થઇ જતાં અને થરથર ધ્રુજતા પગ છતાં હિંમતનો મુખ પર ભારે બાહ્યાડંબર દેખાડીને, આશ્ચર્યચકિત ગભરાટથી મુંઝાઇ ગયેલા બે ચોરો તરફ રીવોલ્વર તાકીને મી. દેસાઇ ઉભા રહ્યા.

તે બદમાશો ગભરાયલી આંખે રીવોલ્વર તરફ જોતા અને ત્યાંથી બારણા તરફ નજર નાખતા પાછે પગલે હઠવા લાગ્યા. તેમતેમ વધારે મક્કમ થતા જતાં પગલાંથી મી. દેસાઇ આગળ વધવા લાગ્યા.

આ પ્રમાણે, કૈરવ જેવા અને સ્પષ્ટ ખુની સ્વભાવના જણાઇ આવતા બે બદમાશો ઉપર સત્તા ભોગવવાનો મી. દેસાઇને ભાગ્યેજ કદી પણ અનુભવ થયો હોય? આ નવિન અનુભવે તેમના ઉપર મદની અસર કરવા માંડી; એમના મગજ ઉપર ગરમી ચઢવા લાગી; ધીમે ધીમે આંખો ક્રોધાતુર થવા લાગી; જેમ બદમાશો પાછળ હઠતા ગયા તેમ સત્તાના નિશાનો અપૂર્વ લ્હાવો લઇ રહેલા મી. દેસાઇનો પોતાના મગજ ઉપરથી કાબુ ખસવા લાગ્યો.

ચોરો લગભગ પાછલી બારી સુધી પહોંચી ગયા.

હવે મી. દેસાઇથી સહ્યું રહ્યું નહિ. તે લોકો ભાગવા જાય છે એટલામાં તો તેમણે નિશાન તાક્યું. પોતાના હાથમાં શું ચીજ છે તેનું ભાન ન રહ્યું. સાચી રીવોલ્વર હોવાની ભ્રમણામાં ટ્રીગર દાબી અને—

એક સીગરેટ ધીમે રહીને તે બદમાશોનાં પગ આગળ પડી.

× × ×

તે દિવસથી જે. જે. હોસ્પીટલના એક વાર્ડમાં શારિરીક ઇજાઓથી ગંભીર હાલતમાં પડેલા પોતાનાં પતિની સારવાર કરવા રોજ સવારમાં મીસીસ દેસાઇ પ્રવૃત્ત થાય છે.

રમેશ રંગનાથ ઘારેખાન.



# પાપનું પ્રાયશ્ચિત્ત.

લેખકઃ છગનલાલ હરિલાલ પંડ્યા.

## પ્રકરણ પહેલું.

**ધનકોર** શેઠાણીએ શકરાય જેવા સ્વરૂપવાન યુવાનને પોતાની બહોળી જાગીરનો વહીવટ સંભાળવાનું કામ સોંપ્યું ત્યારે તેમના પરિચિત મનુષ્યોમાંજ નહિ પણ આખા મુંબઇ શહેરની તેમની ન્યાતના ચોપડીઆમાં છપાતા નવરા ગપીદાસોમાં પણ ભારે ચર્ચા ઉઠી. મદનજિત શેઠનો અકાળ સ્વર્ગવાસ થયે બે વર્ષ થયાં હતાં તેટલામાં તેમના વિધવા શેઠાણીએ પોતાની મિલકતની વ્યવસ્થા એવી ઉદાર ચિત્ત વૃત્તિથી કરી હતી કે તેમને માટે સૌને સદ્ભાવજ ઉત્પન્ન થયો હતો. નિરાશ્રિતોના દુઃખ દૂર કરવામાં, સત્પાત્રને ઉત્તેજન સાથે દાન આપી સન્માર્ગે પ્રેરવામાં, ધર્મકાર્યોની વૃદ્ધિ કરવામાં, દવાશાળાઓ ચાલુ રાખવામાં, પ્રવાસીઓને માટે આશ્રમસ્થાન બંધાવવામાં અને એ વિગેરે બીજા પરોપકારી કાર્યોમાં દ્રવ્યનો વ્યય એવી સદ્બુદ્ધિથી તેઓ કરતાં હતાં કે તેમને માટે કોઇને પણ કશી શંકા લેવાનું કારણ ઉપસ્થિત થયું ન હતું. અને તેઓ સાક્ષાત્ દેવી સમાન પૂજાતાં હતાં. મુનીમો વૃદ્ધ અને અનુભવી હતા. તેઓના હાથથીજ શેઠાણી ગૃહકાર્ય દક્ષતાથી ચલાવતા. પરંતુ તેમનું વય હજી ત્રીસ વર્ષનુંજ હતું. શરીરનો બાંધો સુદૃઢ અને મજબુત હોવાથી, શોક સહન કરવાની દશા આવી પડયા છતાં તેમના લાવણ્યમાં કંઇ ન્યુનતા આવી ન હતી એટલે અન્ય દૃષ્ટિથી જોનારને ઉજળું એટલું બધું દૂધ ન ભાસે એ પણ સ્વાભાવિક છે. શકરાય કાર્યકુશળ હતો. આફ્રિકામાં જઇને તે ચાર વર્ષમાં સારી સંપત્તિ સંપાદન કરી લાવ્યો હતો. સ્વભાવે મળતાવડો હતો, શરીરે પહેલવાન જેવો હતો. અંગબળની સર્વ કસરતોમાં કુશળ હતો અને વ્યાપાર રોજગારમાં ફિટ હતો એટલે તેને માટે પણ કોઇ આંગળી કરે એવું અપલક્ષણ તો જાણવામાં ન હતું પરંતુ જગતને મ્હોંએ કંઇ ગળણું હોય? કોઇ કહે એ ધનના લોભથી શેઠાણીની નોકરીમાં જોડાયો છે. બહારથી સાધુ જેવો દેખાય છે પણ માહેના ગુણોનો મહાદેવજી જાણે નીવડે વખાણ. એટલું ખરૂં કે શેઠાણીના શ્વશુર પક્ષમાં તે એકનો એક દુરનો સગો હતો અને પિયરીઆમાં શેઠાણીને કોઇ ભાઇ ભાંડુ ન હતું માત્ર શેઠની પાછળ તેમના પુત્ર ઇંદ્રજીતનેજ બધો વારસો મળે એમ હતું. પણ તેના શરીરનું વાન નરમું હતું. ઉધરસનું પાસું જણાયાથી ક્ષયની બ્હીક તેની માતાના મનમાં પેસી ગઇ હતી તેથી તે પોતાના વ્હાલા પુત્રને કોઇ યોગ્ય પુરૂષના સહવાસમાં મુકવા ચાહતી હતી અને શકરાય એક રીતે સગો હોવાથી તથા ભણેલો ગણેલો અને શિક્ષણ આપવાના સર્વ ગુણ ધરાવતો જણાયાથી તેમણે તેની પસંદગી કરી હતી.

નવી નીમણુંકને સ્થળે દાખલ થયા પછી શકરાયે જાગીરની સંભાળ એવી તો કાળજીથી લેવા માંડી કે તેની ઉપજમાં વૃદ્ધિજ થતી ચાલી. અને બીજી બાજુ તેણે ખર્ચમાં બહાર-જમાવ આવે નહિં એવી કરકસર દાખલ કરી, તેથી નફો વધવા લાગ્યો. ઇંદ્રજિતને માટે તો તેણે તનમન જ સમર્પ્યાં. રાત દિવસ તેને પોતાની સાથેજ ફેરવતો. ખુલી હવામાં ઘોડે સ્વાર સમરે એવો તો તે હવે દોડવા લાગ્યો હતો કે તેના મુખ ઉપરની પીળાશ ને ઇંદ્રિકાશ જઇને લાલાશ આવવા માંડી હતી. બળ-પ્રદ પદાર્થોનું સેવન, નિયમિત આહાર વિહાર અને નિદ્રા, આનંદમગ્ન ઓચ્છ, અને

શિક્ષણના વિષયોની વિવિ…, બાળકને એવા તો રૂચિકર થઇ પડયાં કે તે શકરાયથી ઘડી ભર વિખુટો રહેવા ઇચ્છતો ન હતો. પોતાના પ્રિય બાળનું હિત સુધરતું જોઇને માતાને આનંદ થાય એ સ્વાભાવિક હતું. તેની સાથે શકરાયને પસંદ કરવામાં પોતે ભુલ કરી ન હતી એ વાતની ખાત્રી થતી ગઇ તેમ તેમ તે સંબંધે પણ સંતોષજ વધતો ગયો. કોઇ કોઇ વાર તેઓ બંનેથી અદ્રશ્ય રહીને તેમની વાતો સાંભળતાં ત્યારે બાળકને દુર્ગુણથી દૂર રાખવાના હેતુથી શકરાય નીતિનો એવો તો સજ્જડ પાઠ દ્રષ્ટાન્ત સહિત આપતો જણાતો કે શેઠાણીના મનમાં તેની વૃત્તિ સંબંધિ જરા પણ શંકા પ્રથમ હશે તો તે હવે તદન દૂર થવા પામી. બંનેનુ જોડું જુગતુજ હતું એમ તેમને લાગતું. બાળક પોતાના સર્વ કામ કાજમાં શકરાયની શીખામણનેજ અનુસરીને વર્તતો. શંકાઓનું નિવારણ તેનીજ પાસે જઇને કરતો. આવી રીતે દીર્ઘ કાળના અભ્યાસથી તેનો સ્નેહ પણ શકરાય ઉપર એવો તો બંધાયો કે તે તેને સ્વજન કરતાં પણ અધિક વ્હાલો થઇ પડ્યો. શેઠાણીનાં કામમાં પણ શકરાય દીલ દઇને મંડ્યો રહેતો. જરા તેમનું માથું દુઃખે તો નોકરના કરતાં પણ વધારે કાળજીથી તેમની સારવાર કરવામાં સાવધ રહેતો પણ વિવેકની હદ ઓળંગતો નહિં તેથી તેને માટે કોઇને અણગમો ઉત્પન્ન થવાનું કારણ મળતું નહિં.

ધનકોર શેઠાણી સ્વભાવે જરા શરમાળ હતાં તેથી બ્હાર હરવા ફરવાનું તેમને ઓછું ગમતું. તેઓ કોઇને ત્યાં જતાં ભાગ્યેજ. માત્ર દેવદર્શન નિમિત્તે બ્હાર જવું થાય તેમાં પાછાં પડતાં નહિં તેથી તેમને ત્યાં આવનારી સ્ત્રીઓ પણ ઘણી કમતી હતી. સખીઓમાં ગણો તો માત્ર એક સુમતિજ. બાળપણથી બંને પાડાપડોશી હોવાથી સાથે ઉછરેલાં હતાં ને સુમતિનો પતિ પણ દૈવયોગે પરલોકવાસી થયેલો હતો તેથી તે ધનકોર સાથેની મૈત્રીમાં વધારે વધારે જોડાઇ શકી હતી. નામ પ્રમાણે તે ગુણીયલ ને ડાહ્યી હતી. વખતો વખત પોતાની પુત્રી રંભાને તેડીને શેઠાણી પાસે આવતી અને બંને એકજ ન્યાતમાં તથા એક કુટુમ્બી જેવાં હોવાથી કલાકના કલાક તેમની સાથે રહેતી. તે દરમ્યાન ઇંદ્રજિત તથા રંભાને રમવાની પણ સારી છુટ મળતી. રંભા રૂપમાં તેના "નામ-રાશિ" સમાન હોવાથી સર્વને વહાલી લાગતી. તેના પિતાની અવસ્થા સાધારણ હતી તેથી શેઠાણીને ત્યાં તેને વૈભવનાં અનેક ચિહ્ન જોવામાં ઘણો રસ પડતો અને આનંદ થતો. સુમતિ પણ શકરાયની રીતભાત જોયાં કરતી ને ગામ ગપાટાથી તેના મનમાં કંઇક વિરૂદ્ધ અભિપ્રાય પ્રથમ બંધાઇ ગયો હતો એટલે એકદમ તો શકરાયને સર્વ વાતે પ્રમાણિક અને વફાદાર માનતાં અચકાઇ પણ કાળે કરીને તેના મનની એ શંકાનું નિવારણ થવા માંડયું. તિરસ્કાર જેવું તો તેને કંઇ હવે રહ્યુંજ નહિં. રંભા ઉપર શકરાયને પણ વ્હાલ આવતું તેથી ઇંદ્રજિતની સાથે તેને પણ કંઇ કંઇ શીખવવામાં પોતાનો સમય કોઇ કોઇ વાર ગાળતો પરંતુ બાળસ્વભાવનું સૂક્ષ્મતાથી અવલોકન કરનાર સર્વ કોઇ જાણે છે તેમ બાળકોને કોઇ અપરિચિત વ્યક્તિ જોતાં એકાએક તેના પ્રતિ વ્હાલનો ઉમળકો આવે છે તેથી તેના તરફ હસતે મ્હોંએ દોડી જાય છે, તેની સાથે ખુશીથી ગેલ કરે છે, તેને વળગે છે, તેને પોતાના પ્રેમનું પાત્ર ગણે છે અને તેવીજ રીતે, કેટલીક વાર કોઇ નવા માણસને જોતાંજ એવી તો ચીસ પાડીને માની કે બાઇમાંડુની સોડમાં ભરાઇ જાય છે તથા ડુસકે ડુસકે રોવા માંડે છે કે તે નવું માણસ ગમે તેટલું હસતમુખું હોય તો પણ ત્યાંથી ખસે ત્યારેજ તે શાન્ત થાય છે; તેના ઉપર બાળકને અંતઃકરણથી અણગમો થાય છે અને આપણે એમ કહીએ છીએ કે અંતરનું વ્હાલ બાળકજ ઓળખી

શકે છે સામાનું વ્હાલ ખરેખરૂં દેખે તોજ તેની પાસે જવાને તુરી પડે છે. બહારના ઢોંગથી તે છેતરાતું નથી. એજ નિયમને અનુસરીને રમા શકરાયનું વ્હાલ કેવા પ્રકારનું છે તે કળી ગઇ હોય કે બીજું ગમે તે કારણ હો પણ ઇંદ્રજિતના મનમાં જે સ્નેહની લાગણી શકરાય પ્રત્યે ઉદ્ભવી હતી તે રમાના મનમાં જાગૃત થઇજ નહિ. તે તેનાથી દૂરને દૂરજ રહેવાને મથતી. શકરાય તેને પટાવવા ઘણા પ્રયત્ન કરતો પણ તે વ્યર્થ જતા. ન ચાલે ત્યારે ઉત્તર આપતી ને મ્હોંએ આંગળી અટકાડીને આંધીને આવીજ ગંભીર મુખાકૃતિ સહિત ઉભી રહેતી.

શેઠાણીને તો મનમાન્યો પુરૂષ પોતાના બાળકને કેળવી તેનું શરીર સુધારે તેવો મળ્યો હતો અને ઘણી રીતે તેમણે તેની કસોટી કાઢી હતી તેથી તેમનો વિશ્વાસ તેના ઉપર દિવસે દિવસે વધતો જતો હતો. તે જાણતાં હતા કે પોતાના પતિની મિલ્કતના ઉપર પોતાનો હક જીવિત પર્યંત હતો. પછી તો પુત્રના હાથમાં બધું જવાનું હતું પણ ન કરે નારાયણ ને પુત્રનું શરીર જો નાનપણમાંજ લથડ્યું તો તેના પછી આવડી મ્હોટી જાગીર અને અઢળક સંપત્તિનું શું થાય તે વિચાર તેમને વખતો વખત આવ્યા કરતો તેથી તેઓ પોતાના વકીલને બોલાવીને વિલ કરાવી રાખતા ને તેમાં પ્રસંગાનુસાર ફેરફાર કરાવતા હતા.

હવે તેમને એમ લાગ્યું કે શકરાયને માત્ર પગાર આપવો તેના કરતાં ઘરના માણસ તરીકે તેને કંઇક વધારે લાભ અપાય તો હજી પણ વધારે કાળજીથી ને પોતાનું જાણીને ને વધારે સંભાળથી સર્વ કામની વ્યવસ્થા કરે. તેથી તેમણે વિલમાં એવો ફેરફાર કરાવ્યો કે શકરાય જીવે ત્યાં સુધી તેને ત્રીજા ભાગની મિલ્કતની ઉપજ આજીવિકારૂપે આપવી. મિલ્કત ઉપર તેનો હક સમજવો તો રહેવાનો ન હતો પણ મા દીકરાના શરીર દૈવયોગે અકાળે પડી જાય તો છેવટ વારસો તેને મળે એવું પણ તેમણે લખી રાખ્યું હતું. કેમકે તેમના કુટુંબમાં શકરાય સિવાય બીજો કોઇ સગો કે હકદાર હતોજ નહિ. એક વાર વાતમાં વાત નીકળતાં શકરાયને તેમણે સૌજન્યમાં કહ્યું "ભાઇ, તમારી સંગતમાં રહેવાથી મ્હારા ઇંદ્રજિતના શરીરમાં તથા મનમાં ઘણો સુધારો થયો છે ને તેમને માં મજબૂત આકાર થાય છે એને માટે મને અહર્નિશ ચિંતા થતી હતી પણ તમે તે મ્હારી ચિંતા દૂર કરી છે. મ્હારા કામકાજનો વહિવટ પણ તમે એવો નિર્દોષ કર્યો છે કે કોઇથી પાછા આપ જવાય તેમ નથી અને ઉપજમાં મોટો વધારો થતો જણાય છે. નોકરો પણ તમારાથી સંતુષ્ટ રહે છે. તમે કોઇની સાથે ઉંચે અક્ષરે વાતો કરતા નથી છતાં સર્વ તમારા કહ્યામાં રહે છે. આ બધું જોતાં મને લાગે છે કે તમને પગારદાર તરીકેજ હવે રાખવા એ મ્હારી કૃતઘ્નતા કહેવાય. તમે આમ પણ મ્હારા સગાજ છો તેથી મ્હેં એવો ઠરાવ કર્યો છે કે મ્હારી ઉપજમાંથી ત્રીજો ભાગ તમને જીવતાં સુધી ખર્ચ માટે મળે જાય. આથી તમારૂં મન પ્રફુલ્લ રહેશે ને તમારે સમાજમાં જેવી સ્થિતિએ રહેવું જોઇએ તેવી સ્થિતિએ રહી શકાશે. મ્હારી પછી સર્વ મિલ્કત મ્હારા ચિરંજીવીનેજ હસ્તગત થશે પણ પ્રભુની જો તેવી ઇચ્છા નજ હોય ને તેનો રોગ નિર્મૂલ ન થતાં તે બાળપણમાંજ કાળનો ભોગ થઇ પડે તો અમારી પછી તમે બધાના વારસ છો એમ સમજજો. મ્હારા વિલમાં તે પ્રમાણે મ્હેં લખાવ્યું છે."

આ સાંભળી શકરાય હાથ જોડી બોલી ઉઠ્યો કે "બેન ? આ શું બોલ્યાં ? વિલની વાત મ્હારે મ્હોંએ કરશોજ નહિ. આપના ઇંદ્રજિતને હું મ્હારા સગા ભાઇથી પણ વધારે ચાહું છું. તેના

હિતમાં જેમ શ્રેયસ્કર થાય તેમ કરવા હું અતિ પ્રયત્ન કરું છું અને આજ સુધી મને સફળતા મળી છે તેથી હું આશા રાખું છું કે તમે એમના છોકરાંનાં છોકરાંને રમાડવાનો લહાવો લઇ શકશો. પ્રભુ મને પણ એ સુદિવસ જલદી દેખાડે એમ હું અંતઃકરણપૂર્વક માગું છું. મને તો તમે આપ્યો છો તેજ ઘણું છે. તેમાં વળી આપે આટલો બધો વધારો આજથીજ કરી આપ્યો એ કંઇ જેવી તેવી વાત છે? આપની ઉદારતા તો જગ જાહેર છે. હું એકલો છું તેથી મ્હારે નાણાં ભેગાં કરીને નાંખવાં એ શામાં? માટે મ્હારા સંબંધી લગારે કાળજી રાખશો નહિં. બાકીનું આયુષ્ય પ્રભુ સો વરસનું કરો અને આપ તેને સર્વ વાતે સુખી જુઓ એજ આ ઉપકારનો પુરે પુરો બદલો હું માનીશ."

શેઠાણી તો તેના આ વિવેકભર્યાં વાક્યપુષ્પથી છક થઇ ગયાં અને તેમને ઘણી સારી લાગણી થઇ એ સ્વાભાવિક છે તેમના વચીલે તેમનું આટલું બધું ભલું થયેલું જોઇને તેમને ફરીથી વિચાર કરવાનું કહ્યું અને કદી શકરાભાઇ ઉપર અતિ કૃપા કરી હોય તો પણ તેની માહિતી આજથી તેને આપવી ન જોઇએ એમ દીર્ઘ દ્રષ્ટિથી શીખામણ દીધી પણ તેમણે તો નિશંક મને બધું કહી દીધું હતું એટલે હવે કંઇ બાકી ન હતું તેઓએ કંઇ ભુલ કરી હોય એમ તેમને લાગતું નહિં. ઇન્દ્રજીતને પ્રતિ દિવસ વધારે સન્માન થતો જોઇને તેઓ તો પોતાની પસંદગી માટે અભિમાન પણ રાખવા લાગ્યાં હતાં. અને હાલ કરીને આ રોપાયલા મીઠાં ફળ ચાખવાને તેઓ આગળથી નીરખશે એમ આશા બાંધી બેઠા હતાં પણ દૈવને શું રુચતું હશે તે કોણ જાણે?

(અપૂર્ણ.)




## ચિત્રદર્શનો.*

(લે૦ "પ્રેરિત")

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન!

* * * *

એ મહાકવિની કાવ્યકળાની રાહ જોતું ગુજરાત હૃદય ઉત્સુક રાખી ઉન્મુખ જ રહે છે. "ઇન્દુકુમાર" અને "જયા અને જયન્ત" એ પણ એક રીતે ચિત્રદર્શન જ છે પરંતુ ચિત્રદર્શન કરતાં ત્હેમાં ઘણું વધારે છે. "ઇન્દુકુમાર" એટલે એક ભવ્ય વિચાર આખો રંગમજાયલો. "જયા અને જયન્ત" એ પણ એક ભવ્ય વિચાર સ્ફુટ પરમેલો. પ્રસ્તુત ચિત્રદર્શનો ચિત્રદર્શનો જ છે. એ ચિત્રદર્શનોમાં ચિત્રના વિશિષ્ટ અંશ છે. અને એ વિશિષ્ટ અંશો સર્વ કળાના સામાન્ય

* લે. ન્હાનાલાલ દલપતરામ કવિ. પ્રકાશક મોતીલાલ ચામનદાસ શાહ. ૧૦, સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઇ. મૂલ્ય રૂા. ૨. છાપ, બાંધણી અને દિદાર સુન્દર છે પણ છાપમાં ભૂલો રહી છે. ક્રિમનમાં પણ Ruskin ની ભાવનાનું અનુકરણ કર્યું હોય એમ લાગે છે.

અંશો ઉપરાંતના તે જ. કવિતાના અને ત્હેમાંય કવિ ન્હાનાલાલની 'કુલડાં કટોરી' જેવી કવિતામાં અનુભવેલા વિશિષ્ટ ગુણો આ ચિત્ર દર્શનોમાં બહુ ધ્યાન ખેંચે હેવા સ્વરૂપમાં તો નથી. અહિંયાં નથી ઉકેલવાના વિશ્વના ઉંડા ઉંડા ભેદ કે નથી ગાવાની બ્રહ્મબ્રહ્માંડની મીમાંસાની ગાથાઓ. કલ્પનાના તરંગ પેઠે એક પછી એક એમ અહીંયાં કોમળ, કરેલ અને રસભીની પીંછીએ ચીતરેલાં ચિત્રોજ દર્શન દે છે. હાવાં ચિત્રદર્શનો આપણા સ્મરણસ્તંભ છે–સ્મરણમંદિરો છે. એ સ્મરણ-મંદિરમા–એ Westminster Abbey માં ઘૂમતાં ઘણા વિશાળ ગોખ ખાલી રહ્યા છે * કેટલાક ખાલી નથી છતાં આ આપણા કવિએ ખાલીજ દેખ્યા છે. કેટલાક ગોખ રહી ગયા છે ત્હેનું કારણ કદાચ એમ હોય કે કવિને તેમની સાથે પરિચય નથી. પરિચયનો અભાવ એ કહેવાનું તો કયહાં રહ્યું; પરંતુ જાણે મંદિરમાં રહી ગયલાં મનુષ્યોમાં સ્વ. જમનાબાઇ સક્કાઇ, પ્રો. ગજ્જર અને રણછોડદાસ રેંટીયાવાલા જ માત્ર હોય એવી ભ્રાન્તિમાં વાંચકને નશે સ્વરો એમની પ્રસ્તાવના મૂકે છે. 'સ્વ. જમનાબ્હેન સક્કાઇ તથા પ્રો. ગજ્જર એ સ્નેહીઓ ને ગુર્જરરત્નોના દર્શન આ દર્શનાવલિમાં નથી. ગુજરાત મુંબઇના ઉદ્યોગવ્યાપારના વડિલ ને અમદાવાદના પિતામહ રણછોડ-લાલ રેંટીયાવાળા અને 'પ્રેમશૌર્ય'ની હાકલ વગાડનાર વીર પુરૂષ નર્મદના યે ચિત્રો આપ્યાં નથી, એ નથી તે આ સંગ્રહની મ્હને તો ઉણપો લાગે છે" એ ઉણપ છે એ પારખવામાં કાંઇ કવિહૃદયની બહુ શકિતની જરૂર નથી તેમ એ કબુલ કરવામાં કાંઈ મ્હોટી હીમત નથી છતા એ ઉણી શકિત અને ઉણી હીમતની પાછળ ન્હાનાલાલે પોતાનો પ્રદેશ સંકુચિત કરવામાં ભૂલો કરી છે એ તો ચોકખું જ છે.

* સમર્પણ સંબંધી હમારે ખાસ કઇ કહેવાનું નથી. માત્ર એટલું જ કે 'બ્રહ્મ શબ્દ બહુ વખત વપરાયો છે તે પુનરુકિત દોષ લાવી રૂચિભંગ કરે છે. કલ્પનાશાહી વર્ણ સગાઇનો અજબ ભણકાર "છવાઇ છબીલી છટા"મા લાગે છે. બાકી કેટલુંક હેતું અજબ ગમ્ભર્યું કવિતાસૌંદર્ય કેટલીક નીચેના જેવી લીટીઓમા ભરાયું છે:–

"મોરા જીવનમન્દિરો મ્હોરેલા વ્હાલવેલના,
વધાવે વિશ્વને આજે, આછુ–ઘેરું મહેકતા."

એ રૂપનુ વિશેષણ પ્રથમ સગીન ને ગીતમા યોજાયુ નગસિંહરાવે પણ એ યોજ્યુ છે એમ સ્મરણમા છે 'ઘેરૂં મહેકવું' એ પ્રયોગ આનન્દજનક છે. રૂપ, સ્વર અને ગંધમા કઇક હેતું કોક વખત અનુભવીએ છીએ કે જેનુ સાકાર સ્વરૂપ બતાવવા ઘેરૂ શબ્દ વાપરવો જ યોગ્ય છે. મુમ્બાઈ જતા પાલગઢ આગગ સ્હવારા પાચ છ વાગે કોક વખત ઘંટી આગળનું ગીત સાંભળીએ છીએ. તે ગીતને ઘેરૂ ગીત કહેવુ, તમ, કોઇ ભવ્ય સુગન્ધ આપનારને ઘેરો મઘમઘાટ કહેવો એ રસમર્મી તેમજ ઉચિત જ પ્રયોગ છે

પહેલુ અને છેલ્લું કાવ્ય ગુજરાત પરત્વે છે. 'કુલયોગિની,' 'સૌભાગ્યવતી', 'નવયૌવના' 'કાઠિયાણીનું ગીત' એ ચારમા રસનો તાર એક છે. માનવ જીવનનુ સુહાગી મંથબિન્દુ, સૌન્દર્યનું પ્રભુમુખબિન્દુ એ આ ચારે કાવ્યનો વિષય છે. 'શરદ પુનમ અને 'આસરી અમાસ' ને સાથે મૂક્યા હોત તો કુદરતની વિપરીતતાનુ ભાન વધારે ચોટ આપત. શરદપુનેમના કરતી પુષ

* ધર્મગંગાના પાર્ષદો વિદાય આ સમયમા ટકીથી છપાયુ હોત તો તે વિન્દુ મન્દિરુ કુદીથી રસમય સ્મરણ થાત.

અને શ્રાવણી અમાસના પણ કુદરતી જો કુલ વચ્ચે સૌંદર્યના આદર્શ, 'ગુજરાતણ' કે 'તાજમહેલ' મૂકવામાં કલાવિધાન હમે ગણીશું. 'રજપૂતીર' ના સ્થાન માટે પણ યોગ્યાયોગ્યતા નહી પૂછીએ પણ વચ્ચે શ્રીમન્ત ગાયકવાડના બહુ કવિતામય* વૃતાન્ત નહી એવા જીવનને મૂકવાથી કલાવિધાન નું કોઇ પણ તત્ત્વ સધાતુ નથી. 'રાજવીર' અને મહારાજાનું ચિત્રદર્શન બ્રહ્મદીક્ષા પહેલાં કરાવ્યું હોત તો છે હેવા સુંદર કલાવિધાનમાં પણ વિશિષ્ટ ઉમેરો થાત.

'બ્રહ્મદીક્ષા' તે 'ગુજરાતનો તપસ્વી' સુધી ઉત્તરોત્તર વિકાસ પામતાં, ઉત્તરોત્તર વધારે અગત્યનાં ચિત્રદર્શનમાં ગિરનારની ઝાડની ઘટાઓ પેઠે સૌંદર્યને કવિતાની રંગભૂમિ–Theatre of beauty and truth જેવું લાગે છે.

(અપૂર્ણ)

---

* હમે શ્રીમન્ત ગાયકવાડ સરકારના જીવનના ચિત્રદર્શનને વાક્પ્રવાહનો નમૂનો ગણીએ છીએ. તેમાં કવિતાના અંશો અલ્પ જ છે. Eloquence વાક્પ્રવાહ વધારે છે.

---



# સમકાલીન વિચારસૃષ્ટિ.

## ગગનનાં રૂપેરી કુસુમો.

કુસુમની સૌરભથી મ્હેકતા ઉદ્યાનમાં ત્હમે કોઈકવાર લટાર મારતા હશો. તે વખતે ત્હમને જે અલૌકિક આનન્દ થાય છે તેવા જ પ્રકારનો કાંઈક આનન્દ ખગોળશાસ્ત્રીઓને ગગનોદ્યાનનાં કુસુમોને દૂર્બિન વડે નિહાળવામાં અને તેમનો અભ્યાસ કરવામાં થાય છે. ગયા ડીસેમ્બર માસમાં તે ગૂઢ કુસુમોની ગણત્રી કરવામાં આવી હતી અને તેને લગતી રસભરેલી રીજી બાગતો પણ ૫૬૨ ૫૬. હની તે વિષેનો ઉલ્લેખ ગયા ફેબ્રુઆરી માસના વિજ્ઞાનતના "ધી નેશન" પત્રમાં થયો હતો.

ઇ. સ. ૧૯૦૩ થી ૧૧ સુધી ગગનના જે ફોટોગ્રાફો લેવાયા હતા તેના પરથી જણાય છે કે આકાશમાં તારાઓની કુલ સંખ્યા લગભગ ૩૦૦૦ મીલીઅન ( ૧ મીલીઅન=૧૦૦૦૦૦૦ ) ની છે. પહેલાં થયેલી ગણત્રીઓ કરતાં આ ગણત્રી ઘણી વધારે છે. ૨૦૦૦ મીલીઅનથી વધુ સંખ્યા હજુ સુધી અંકાઇ ન્હોતી. હાલમાં ગણાયલી ૩૦૦૦ મીલીઅનની સંખ્યા પણ તદ્દન સાચી છે એમ તો ન જ કહી શકાય, કારણ કે ફોટોગ્રાફની પ્લેટ પર જે તારકો ભાગ્યેજ અસર કરી શકે ત્હેની પણ ગણત્રી આ સંખ્યામાં થઇ છે.

ખગોળ શાસ્ત્રની ગણત્રીઓમા ન કલ્પી શકાય તેવાં મ્હોટાં મ્હોટાં અન્તરોની ગણત્રી કરવાની હોવાથી, એક આંકડા ઉપર અપારમીંડા ચઢાવવાની કંટાળા ભરેલી રીત દૂર મૂકી ખગોળવેત્તાઓ માત્ર એક શબ્દથી જ મ્હોટાં અન્તરો સૂચવે છે. આ શબ્દ 'પારસેક' ( Parsec ) છે. એક પારસેક એટલે ૧૯ મીલીઅન માઇલ. આંકડા ને મીંડામાં મૂકતા આ સંખ્યા ૧૯૦૦০০০০০ ০০০০০ થાય. પાસેમાં પાસેનો તારો આપણાથી એક પારસેક કરતાં જરા વધારે આઘો છે. આથી વધારે પાંચ પારસેક જેટલા અંતરના બીજા ૩૦ થી ૪૦ તારાઓ છે. પાસે હોવા છતાં પણ આ તારાઓ સૌથી વધારે પ્રકાશમાન નથી; એટલું જ નહિં, પણ તેમાંનાં કેટલાક તો સાદી આંખે દેખાતા પણ નથી. એથી ઉલ્ટું સૌથી વધારે પ્રકાશવન્ત દેખાતા તારાઓમાંના કેટલાક અંતરિક્ષના દૂરમાં દૂર આવેલા ખૂણામાં રહેલા છે. આપણા સૂર્યને પ્રકાશના એક માપ તરિકે ગણીએ તો સઘળા તારાઓનો પ્રકાશ વત્તા ઓછા પ્રમાણમાં સૂર્ય કરતાં ૪૮ ગણા વધારે થી માંડી ૨૫૦ ગણા ઓછા સુધીમાં છે.

આપણો સૂર્ય પણ તે અપાર તારકોમાંનો એક હોઇ તેને વિષે થોડી માહિતી આપી, આગળ ચાલતાં લેખક એક તારકના જીવનનો ઇતિહાસ વર્ણવે છે.

સૂર્ય આ ૩૦૦૦ મીલીઅનમાંનો માત્ર એક તારક જ છે; એટલું જ નહિ પણ બીજા મ્હોટા

તારાઓ સાથે સરખાવતાં તે ક્ષુદ્ર છે. હેને પ્રોફેસર રસેલે yellow dwarf ( પીળો વામન નામ આપેલું છે. સને ૧૯૧૪માં રસેલે જણાવ્યું કે સંઘળા તારકોને બે સમૂહમાં વ્હેંચી શકા એક Giant ( રાક્ષસ ) અને બીજો dwarf ( વામન ). દરેક તારક જ્યારે પોતાની જીંદગી શ કરે છે ત્યારે હેનું દ્રવ્ય ઘણું આછું અને વાદળ જેવું હોય છે. હેનું ઉષ્ણપરિમાણ ( tem erature ) ઘણું ઓછું હોય છે એટલે કે તે બહુ ગરમ હોતો નથી. જેમ જેમ હેનું દ્ર સંકોચાતું જાય છે તેમ તેમ તે વધારે ગરમ થવા માંડે છે, અને અમુક હદ સુધી વધારે વધારે ગરમ થયા પછી તે પાછો ઠંડો થવા માંડે છે. હેનું કદ ઓછું થવા માંડે છે અને રીતે 'રાક્ષસ'ની સ્થિતિ પૂરી કરી 'વામન'ની સ્થિતિમાં તે દાખલ થાય છે. જીંદગીની શરૂઆત દરેક તારક રાતો હોય છે, પછી તે પીળો થવા માંડે છે અને ઘણી જ ગરમી વધી જવા સા તે સફેદ થઇ પ્રકાશે છે. પછી હેના જીવનની પડતી શરૂ થાય છે અને ચ્હડેલે પગથિયેથી જ પા ઉતરવા માંડી, પીળો થઇ, લાલ થાય છે અને આખરે કાળા અદૃશ્ય ધાબા રૂપે અંતરિક્ષમાં રહે છે. મૃત્યુ પામેલી આ સ્થિતિમાં ને dead star કહેવાય છે. રાતો રાક્ષસ ( Red giant પીળો રાક્ષસ ( yellow giant ) અને સફેદ રાક્ષસ ( white giant ) એ એક તારક ચ્હડતીનાં પગથિયાં કહેવાય છે અને પીળો વામન ( yellow dwarf ) રાતો વામન ( re dwarf ) અને છેવટ મૃત્યુ એ હેની પડતીનાં પગથિયાં છે. આપણો સૂર્ય પીળા વામનની સ્થિતિ હોઇ, તેણે જીંદગીનાં પગથિયાં ઉતરવા માંડ્યાં છે.

એક ચાતુર્યભરેલી યુક્તિથી, એક રાતા રાક્ષસના વ્યાસ ( diameter )નું માપ ગ ડીસેમ્બર માસમાં લેવાયું હતું. બૅટલ જ્યુઝ ( Bettel geuse ) નામનો મૃગશીર્ષ (Orio નક્ષત્રમાં આવેલો તારો રાતા રાક્ષસની સ્થિતિમાં હોઇ હેને પસંદ કરવામાં આવ્યો હતો તે તારા વ્યાસ ૩૦૦ મીલીઅન માઇલ્નો છે એમ જણાયું હતું. આપણા સૂર્યનો વ્યાસ ૧૦૦ મીલીઅ માઇલ કરતાં થોડો ઓછો છે. જો સૂર્યનું કદ બૅટલ જ્યુઝના જેવડું હોત, તો પૃથ્વી પ્રદક્ષિણા કરવાનો રસ્તો સૂર્યના અંદર જ સમાયલો હોત, અને તેથી તે બીજા કે દિવસની અગ્નિ બળીને ભસ્મ થઇ ગઇ હોત.

## વર્તુ નિહારીકાઓ ( Spiral Nebulæ. ).

આકાશમાં દેખાતી અસંખ્ય નિહારીકાઓ, અગણિત પાસે પાસે આવેલ તારાઓની બનેલી હોય છે. તે તારાઓ એક બીજાની એટલા બધા તો પાસે પા આવેલા હોય છે કે તે નિહારીકા તો આપણને એક વાદળ જેવી જ દેખાય આપણે જેને આકાશગંગા અથવા દૂધગંગા કહીએ છીએ તે સૌ નિહારીકાઓમાં ઘણી ચોકખી અને ઉજળી છે. કોઇ કાળી રાત્રીએ હેની ખૂબી ત્હમે જોઇ હુશે આ શિવાય બીજી ગુંચળાં જેવી દેખાતી વર્તુલ નિહારીકાઓ પણ ગગનના બે પટ ઉપર અસંખ્ય છે. તેના વિષે માહિતી આપતાં તેજ લેખમાં મી. "S" આગ કહે છે:—

આકાશમાં દેખાતી કેટલીક ગુંચળાં જેવી નિહારીકાઓ વિષે હમણાં હમણાં ખગોળવેત્તાઓ મહાન ચર્ચા ચાલી રહી છે. તે નિહારીકાઓ આપણા સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્રો, ગ્રહો જેઓ

માગ યે વિશ્વને બનાવ્યું છે એમ આપણે માનીએ છીએ તેના જેવાંજ બીજા વિશ્વોની બનેલી છે એમ તેઓ કહે છે, અને જે ફક્ત આપણને ગુચળા જેવુ જ ભાસે છે ત્હેમાં તો બીજુ અગણિત તારાઓ અને પ્રકાશવન્ત સૂર્યો રહેલા છે એમ તેઓનો મત છે. આ નિહારીકાઓનો આકાર પણ આપણા વિશ્વના જેવો ગોળ જ છે અને બીજી પણ જે જે બાબતોના પુરાવા તેઓ દૂર્બિન સમક્ષ રજુ કરે છે, તેવી જ બાબતો આપણા વિશ્વમાં પણ મળી આવે છે. વળી આ નિહારીકાઓના ફોટોગ્રાફોના બારિક અભ્યાસથી એમ પણ જણાયુ છે કે તેમા આવેલા તારાઓ મ્હોટા મ્હોટા બે ભાગોમા વહેચાઇને એક એકથી ઉલટી દિશામા વહન કરે છે. આપણા વિશ્વમા પણ જે તારાઓ દેખાય છે, તેમાના કેટલાક ૩:૨ ના પ્રમાણમા વહેચાઇ એકથી ઉલટી દિશામા એક સેકંડના ૨૫ માઇલની ઝડપે, નિહારીકાઓના તારાની માફક જ ફરતા માલમ પડય છે. હવે, આપણા વિશ્વમા જણાતો આ દેખાવ અને વર્તુલ નિહારીકાઓમા માલમ પડતો તેવોજ દેખાવ માત્ર અકસ્માત હોઇ શકે નહિ. એટલે આ દેખાવ એમ પૂરવાર કરતો જણાય છે કે આજ સુધી આપણી જે ધારણા હતી કે આખુ વિશ્વ સૂર્ય, તારા, નક્ષત્રો અને ગ્રહોનુ જ માત્ર બનેલુ છે, તે માન્યતા ભૂલ ભરેલી છે, અને આપણુ આ વિશ્વ તો એક મહાન વિશ્વમાનુ માત્ર એક અણુજ છે.

અંતરિક્ષના ઉંડા ઉંડાણમા જવાની જો આપણમા શક્તિ હોય અને ત્યાં જઇને સારાયે વિશ્વ તરફ આપણી આંખને આપણે ઠારીએ તો જણાય કે જેને આપણે સૂર્યોથી અને તારાઓથી ભરેલુ વિશ્વ માનીએ છીએ તે તો માત્ર અંતરિક્ષમા રહેલી હઝારો ગોળ નિહારીકાઓમાની એક ન્હાનકડી ગોળ નિહારીકા જ છે તેમા આપણી બાપડી પૃથ્વીની તો ગણત્રી બીલકૂલ નકામી છે

**બ્રહ્માંડમાં શું શું નહિ હોય !**

---

# પ્રાસંગિક નોંધ.

## શૅકલ્ટનની દક્ષિણધ્રુવની યાત્રા.

પાટીઆ ઉપર પૃથ્વીના ગોળાનો નકશો ટાંગી લાકડી વડે શિક્ષક ભૂગોળ શીખવતા, તે નિશાળનાં દિવસો ત્હમને સાંભરતા હશે. તેમા છેક ઉપરના ભાગમા ઉત્તરધ્રુવ અને સૌથી નીચેના ભાગમા દક્ષિણધ્રુવ તેઓ બતાવતા. " તે પ્રદેશો બરફથી છવાયલા છે, ત્યાં છ મહિના રાત અને છ મહિના દિવસ રહે છે, ત્યાં રહેતા લોકોને બરફના ઘર બાંધવા પડે છે " આમ તેઓ કહેતા ત્યારે આપણને ઘણી નવાઇ લાગતી, અને તે વિશે વધુ માહિતી મેળવવા હમેશાં ઇંતેજાર રહેતા અને તે ધ્રુવોની મુસાફરીના વર્ણન ઘેર ચોપડીઓ લાવી વાચતા અને હજી પણ વાચીએ

ત્યા શિયાળો આવે, ચારે મેર સમુદ્રો ઠરી ગયા હોય, ત્હેમાં વ્હાણ સપડાઇ જાય; મુસાફરો 'સ્લેજ' ( પૈડા વગરની હોડીના આકારની ગાડી ) ને તે પ્રદેશના ટેવાયલા કુતરાઓ જોડી હાંકે અને સર સર કરતી ' સ્લેજ ' બરફ ઉપર ચાલી જાય, જ્યારે ઠંડું ગાર વાતાવરણ ગાત્રને શિથિલ કરી નાખતું હોય, સઘળી દિશાઓ શન્ય ભાસે અને અસામાન્ય શાન્તિ પ્રસરી રહી હોય, ત્યા દૂર ક્ષિતિજમાંનુ શૂન્ય સફેદ પોપડ ચીરી સ્હામે ધસતુ આવે. પણ સ્લેજમાંના એક તીક્ષ્ણ

અવાજ સાથે બરફના પાંદડું તે તેમાંય પેસી ચોંટી પડે; પછી થાક લાગે ત્યારે મુસાફરો સ્લેજમાંથી ઉતરી, તંબુઓ નાંખી તેમાં આરામ લેઇ ઊંઘે અને જાગે પછી ઉઠી જાય અને એમ હરરોજ શોધખોળમાં દિવસો વીતવા લાગે. કોઇ દિવસ સૂર્ય અહિં ઉગે છે તેમ જ ઉગે, તો કોઇ દિવસ સૂર્યોદય નો સમય થતાં પાંચ છ કે તેથી પણ વધુ એમ સામટા સૂર્યો ઉગે. આવી રીતે થોડા મહિના પહેલાં ત્યાં પાંચ સૂર્યો એક સામટા ઉગ્યા હતા. ખરો મુખ્ય સૂર્ય સૌથી હેઠે, ત્હેની ઉપર સીધી લીટીમાં સરખે અંતરે બે સૂર્ય અને તેવાજ બે સૂર્ય બાજુમાં. બાજુના બે સૂર્યોને અને સૌથી ઉપરના સૂર્યને એક અર્ધ ચંદ્રાકાર પ્રકાશિત કુંડલી જોડતી હતી. સૂર્યોદય પછી લગભગ વીશ મિનિટ આ દેખાવ ચાલુ રહ્યો અને પછી ખોટા ચાર સૂર્યો ન્હાસી ગયા ! તેઓ તો માત્ર પ્રકાશના પરાવર્તનથી ઉંચે વાતાવરણમાં ઉત્પન્ન થયેલાં મુખ્ય સૂર્યનાં પ્રતિબિંબો હતાં. આ શિવાય ત્યાં 'ઑરોરા' પણ દેખાય. દૂર ક્ષિતિજમાં એક ઝગઝગતું મ્હોટું અખકુંડાળું, (Arc) દેખાય. તે કુંડાળાની કિનાર પર કલ્પી પણ ન શકાય તેવા અદ્ભુત રંગે રંગેલી પીળી. રાતી, લીલી, કે ભૂરી તેજરેખાઓ દેખાય. તેઓ ન્હાની થાય; મ્હોટી થાય, અદૃશ્ય થાય પાછી આવે, રાતીને ઠેકાણે ભૂરી આવે અને ત્હેનું સ્થાન પાછી લીલી લે એમ અખંડિત રીતે ચાલ્યા કરે. સ્વપ્ને પણ તે દેખાવ તમે જોયો નહિ હોય; ધ્રુવના મુસાફરો પોતાની સગી આંખે તે જુએ છે.

આવી રીતનું ધમધડાકા કરતું જીવન જેઓ ગાળે; કંઇ પણ તેઓ બરફનાં પુતળાં બની જશે અથવા તો બરફમાં કબ્રવાસ લેશે ત્હેની ત્હેમને દરકાર નથી. તેઓ હિમાલયને શિખરે ચઢી શકે છે અને પૃથ્વીના મ્હોટામાં મ્હોટા યોજનયોજનના વિસ્તારવાળા સમુદ્રોને આકાશમાર્ગે કુદાવી જાય છે, પછી ભલે કદાચ વિમાન સમુદ્રમાં તૂટી પડતાં તેઓને જલસમાધિ મળે. ખરેખર મૃત્યુને તેઓએ નહિવત ગણ્યું છે. 'મૃત્યુંજય' તેઓએ ક્યારનો જપી મૂક્યો છે અને તેનું ફળ પણ તેઓને મળી ચૂક્યું છે. આનું નામજ જીવન કહેવાય જ્યારે નસેનસમાં ઉછળતું લોહી મૃત્યુ સાથે અખાડે રમે છે.

આવી રીતે મૃત્યુ સાથે ફરી એકવાર અખાડે રમવા કર્નલ શૅકલ્ટન દક્ષિણધ્રુવ તરફ પ્રયાણ કરે છે. આ ત્હેનું ચોથી વારનું સાહસ છે. ઠંડા પ્રદેશોની મુસાફરીએ છેવટ તે ૧૯૦૭ માં ગયો હતો, અને પોતાની છેવટની હોંશ અને આશા પૂરી કરવા તેણે ગયા સપ્ટેંબર માસમાં ઇંગ્લંડનો કિનારો ફરી એકવાર છોડયો. તે યાદગાર દિવસે લંડનનિવાસીઓએ ટેમ્સ નદીને કિનારેથી ૩૦,૦૦૦ માઇલની લાંબી મુસાફરીએ કુદરતના કંઇ કંઇ ભેદો ઉકેલવા જતા ન્હાનકડા વ્હાણ "ક્વેસ્ટ" ને બારે હર્ષે વિદાય આપી અને શૅકલ્ટન તેમજ ત્હેના સાથીઓને ક્ષેમકુશળતા ચાહી.

"ક્વેસ્ટ" એક ન્હાનકડું વહાણ (Steam Ship) છે. પણ તે ન્હાનું હોવાથીજ વધારે સગવડવાળું છે કારણ કે પવન અને દરિયાના ભારે તોફાનોમાં ત્હેની ઉપર સ્હેલથી કાબુ રાખી શકાય. શૅકલ્ટને ત્હેની મજબૂતી વિગેરે ધ્યાનમાં લઇનેજ ત્હેને પસંદ કર્યું છે. કુદરત જે જે વિઘ્નો રસ્તામાં નાંખે તે બને તેટલાં દૂર કરવા "ક્વેસ્ટ" કોઇ પણ બાબતની કચાશ રાખી નથી. જ્યારે દક્ષિણધ્રુવના સમુદ્રો ફરી જઇને "ક્વેસ્ટ"ને જકડી લે, ત્યારે તે પ્રદેશોમાં શોધખોળ કરવા માટે અસલની જૂની "સ્લેજ" વાપરવાની રીતને બદલે શૅકલ્ટને એક ન્હાનકડું એરોપ્લેન સાથે લીધું છે અને ત્હેની મદદ વડે કર્નલ બરાબર દક્ષિણધ્રુવ (South pole) જ્યાં પૃથ્વી પશ્ચિમગોળાર્ધમાંથી

પૂર્વગોળાર્ધ તરફ વધે છે, અને જ્યાં હોકાયંત્ર વિષુવવૃત્ત (equator) થી ૯૦ ડીગ્રીનું અંતર બતાવે છે, ત્યાં પહોંચવાની ધારણા રાખે છે. છેલ્લીવારની મુસાફરીમાં શૅકલ્ટન ૮૪ ડીગ્રી સુધી જવા પામ્યો હતો.

પૃથ્વીને છેડે બેઠાં બેઠાં પણ સારી દુનિયા સાથે વ્યવહાર ચાલુ રહી શકે તેટલા માટે વાયરલેસ ટૅલિગ્રાફીનાં પણ છેલ્લામાં છેલ્લી ઢબના યંત્રો "ક્વેસ્ટ"ની સાથે છે, વળી ત્યાંની અકલ્પ્ય ઠંડીમાં પણ શરીરની શક્તિ જાળવી રાખી કામ કરી શકવા માટે શૅકલ્ટનની પાર્ટિએ ઉનનાં ગરમ કપડાં સાથે લીધાં છે, જેની અંદર ફરતો વીજળીનો પ્રવાહ તેઓને કશી પણ અડચણ આવવા નહિ દે.

આ મહાન પ્રવાસમાં સાથે આવવા માટે શૅકલ્ટનને હઝારો અરજીઓ મળી હતી, તેમાંથી તેણે પંદરને જોઇને ખાસ પસંદ કર્યા છે. આમાંના કેટલાક ત્હેની સાથે પહેલાં ગયેલા અને તેવી મુસાફરીના ટેવાયેલા અનુભવીઓ છે.

ભૂસ્તરશાસ્ત્રના પંડિતો કહે છે કે દક્ષિણધ્રુવ તરફ કોલસાની, સોનાની તેમજ બીજી પણ ધાતુઓની કિંમતી ખાણો છે. હજી સુધી નહિ શોધાયલા એવા કેટલાયે ટાપુઓ પણ ત્યાં છે, જે જલક્રીડા કરતાં અર્ધડુબેલા કોઇ ગજેન્દ્રની જેવા કરોડો વર્ષ પહેલાંના ભૂતકાળમાં ગરકાવ થયેલા પૃથ્વીના બીજા અદૃષ્ટ પડોના માત્ર અવશેષ લાગે છે, એમ તે પંડિતોનું કહેવું છે.

આ અને આવાં બીજાં કંઇ કંઇ આશ્ચર્યો જેની આપણને હજી સુધી કલ્પનાયે નથી અને જે સંતાડી રાખવામાં કુદરત મોજ માણે છે, પણ માનવી સાહસબળ તે શોધી કાઢવામાં પોતાનું સામર્થ્ય સમજે છે, તે પ્રકૃતિનાં ગૂઢ રહસ્યો ઉકેલવાની શૅકલ્ટનને મોટી ઉમેદ છે.

ચમત્કૃતિઓના ભંડાર સાથે ક્ષેમકુશળ પાછા વળતા શૅકલ્ટન અને ત્હેના સાથીઓની આપણે આતુર જીગરે રાહ જોશું, અને ફરી આપણી ભૂમિ ઉપર પગ મુકશે ત્હેમને પુષ્પોથી વધાવીશું.

---

## સાભાર સ્વીકાર.

**શિક્ષાનો આદર્શઃ મૂળ લેખક ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર ભાષાંતર કર્તા અને પ્રકટ કર્તા દલપતરામ ભાઇશંકર રાવળ કાસમપુરા, વિરમગામ. મુખ્ય એજંટઃ જીવનલાલ અમરશી મહેતા મંત્રીઃ જ્ઞાનવર્ધક પુસ્તકમાળા અમદાવાદ કિમ્મત રૂા. એક**

કેળવણીનો પ્રશ્ન દેશની પ્રવૃત્તિઓમાં અગ્રસ્થાન ભોગવે છે તેથી કવિ ટાગોરની આ તાત્વિક ચર્ચા કરતાં ભાષણોનું ભાષાંતર ખાસ ઉપયોગી નિવડવું જોઇએ. ચારે ભાષણો આધુનિક શિક્ષણ ક્રમની ખામીઓ તથા શિક્ષક-શિષ્ય વચ્ચેના કૃત્રિમ સંબંધ વિષે સારો ખ્યાલ આપે છે કોઇ કોઇ સ્થળે એમની સાથે મતફેર થવા પામે પણ વિચારોને વિશુદ્ધ કરી સમય તેમજ દેશને અનુકુળ શિક્ષણ પ્રણાલિઓ રચવામાં મદદ રૂપ થઇ પડવા જોઇએ. કવિની કુદરતી હાર્દગામિતાથી તેઓ કેટલાક મહામલ્લોની પીછાન કરાવે છે ( દાખલા તરીકે 'પ્રત્યક્ષ વસ્તુનાં સંસર્ગ વિના જે જ્ઞાન, ભાવ, ચરિત્ર બંધાય છે તે નિર્જીવ હોય છે') રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ આદિવચન લખ્યું છે જેમાં તેઓએ પુસ્તકગત વસ્તુ સંબંધી તેમની સહાનુભૂતિ બતાવી ભવિષ્યમાં

સ્થાનાની શિક્ષણ-પદ્ધતિઓમાં પોતાના અનુભવ ઉપરથી થવા જોઇતા કેટલાક સુધારાઓ જણાવે છે ( દાખલા તરીકે ઉચ્ચારની શુદ્ધતા, આંખે ઉડીને બાઝે એવા અક્ષર, ઇતિહાસનો વિષય-રસ પૂર્વક શિખવાડવો જોઇએ. સંગીતનો વિષય સ્ત્રી શિક્ષણમાં યોજાવો જોઇએ વિગેરે.) આશા છે કે દેશની પરિસ્થિતિને વિસ્તૃત દ્રષ્ટિથી વિલોકી જાતિ સંસ્થાઓ, સ્ત્રી કલાકતા લેખો, બાળકો વિગેરે અસ્તિત્વમાં આવે જેથી દેશની ઘડતરને મજબુત પુષ્ટિ મળે. એઓ કહે છે તે ખરૂં છે કે એવી રીતે ઉપસ્થિત થતા પ્રશ્નો એવા તો ગંભીર પ્રકારનાં છે કે એકએકપર ટીકા કરવામાં આવે તો પાનાનાં પાનાં ભરાઇ જાય પણ આ પ્રશ્નોનો નિકાલ સર્વ કોઇ સ્વીકારશે. રાષ્ટ્રીય શિક્ષણની યોજનામાં ગુંથાયલી વ્યક્તિઓને 'શિક્ષા-સંસ્કાર' સંબંધીનો 'સ્પીકર' નામનાં માસિક ઉપરથી ઉતારેલો સારાંશ ખાસ ઉપયોગી લાગશે. આદિવચનમાં શાન્તિનિકેતન સંબંધી કલકત્તા યુનીવર્સીટી કમીશનનાં રીપોર્ટમાંથી લીધેલો ઉતારો પણ ઉપયોગી વાંચન છે. એટલું જણાવીએ કે શિક્ષણ સંબંધીનાં પ્રાચીન આદર્શોમાં સમયોચિત ફેરફાર કરતાં જરૂર પડ્યે પાશ્ચાત્ય સંસ્કૃતિની મદદ લેવામાં આપણા સ્વદેશાભિમાનને કોઇ પણ પ્રકારની હાનિ નથી. પૃથ્વીનાં પટપર એવી કોઇ પણ વસ્તુ નથી જે સંશોધન કરતાં ભારતના પુરાણાં ઇતિહાસમાંથી મળવી મુશ્કેલ હોય પણ એજ સ્વદેશલાગણી આપણાં સાધનોને બનતી ત્વરાએ વ્યવસ્થિત કરી પ્રતિવર્ષ થતું ગંભીર નુકશાન નિવારવા પુરતી પ્રેરણા કરે છે તેથી અત્યારે ખાસ જરૂરની તે, કોઇપણ પ્રકારની 'Slave-mentality' નહિ, પણ સારગ્રાહી વૃત્તિ હોવી જોઇએ. એ રીપોર્ટમાંથી સ્હેજ લાગુ પડતો એક ફકરો ટાંકીએ.

'Education should endeavour to correct the defects of the national temperament, to supply what is wanting in it, to fortify what is weak and not least to give training in the habit of steady Co-operation with others, in the alert use of opportunities for social betterment, in the practice of methods of organization for the collective good.'

પુસ્તકની છપાઇ અને બંધામણી સારી છે. નવા શબ્દો બનાવતાં ભાષાંતરકારને કોઇ કોઇ વાર પુરતી સફલતા નહિ મળી હોય પણ આ ઉપયોગી ભાષણો ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા માટે અમ્હે ધન્યવાદ આપીએ છીએ.

સ્ત્રી-બોધ. ઓગસ્ટ ૧૯૨૧ પુસ્તક ૬૫મું અંક ૮મો. ઓક્ટોબર ૧૯૨૧ અંક ૧૦ મો. તંત્રીઓ: બાઇ પુતળીબાઇ કાબ્રાજી, અને રા. કેશવપ્રસાદ છોટાલાલ દેશાઈ બી. એ. એલ એલ. બી. મંત્રી: જીવનલાલ અમરશી મહેતા "સ્ત્રી-બોધ" ઓફીસ, પીરમશાહ રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૨-૮-૦ (ટપાલ ખર્ચ સુદ્ધાં) છુટક અંકના ૦-૫-૦

આ માસિકનાં ઉપલા બે અંકો અમ્હને મળ્યા છે. સામાજીક પ્રશ્નો ચર્ચતા અને બાલકો પયોગી લેખોની ચૂંટણી જોતાં આ માસિક ઉપયોગી વાંચન પુરૂં પાડે છે. આવતા અંકથી સચિત્ર વાર્તાઓ શરૂ કરી માસિકને વધુ ઉપયોગી બનાવવા રા. જીવનલાલ ઉત્સાહ ધરાવે છે. ઓગસ્ટનાં અંકમાં 'સ્ત્રીઓ અને સ્વતંત્રતા' નામક સુંદર-સચોટ શૈલિમાં લખાયલો લેખ ખાસ ધ્યાન ખેંચે છે. સ્ત્રીઓને લગતા સામાજીક પ્રશ્નો લેખ એટલી સરસ રીતે ચર્ચે છે કે પ્રત્યેક વિચારક તે વિચારવા

# સાહિત્યના નવીન પુસ્તકો.

**હિન્દુધર્મની પાઠમાળા** } મૂળ લેખક લાલા બૈજનાથ રીટાયર્ડ સેશનજડ્જ, હિંદુ ધર્મનાં સિદ્ધાંતો, પ્રચલિત સંપ્રદાયો. ધર્મ નિષ્ઠ સંત સ્ત્રી પુરૂષો, સાધ્વી સ્ત્રીઓ, ધર્મસંસ્થાપકો, રાજા મહારાજાઓનાં જીવનચરિત્રો વગેરે તેર ભાગ અને ૧૨૨ પાઠ આ પુસ્તકના છે. ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૪૦૦ ઉપર. પાકું સોનેરી ત્રણ નામવાળું સુશોભિત પુઠું. કીમત રૂ. ૩–૮–૦

**શિક્ષાનો આદર્શ** } મૂળ લેખક ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોર. સા૦ શ્રી છગનલાલ હરિલાલ પંડયાના લાંબા ઉપોદ્ઘાત સાથે પાકું પુઠું કી રૂ. એક

**એડીસનનું ચરિત્ર** } વીજળી તાર, ટેલીફોન, સીનેમેટ્રોગ્રાફ. ફોનોગ્રાફ વગેરે હજારો શોધોના શોધક એડીસનનું સંપૂર્ણ જીવનચરિત્ર. તેની બે ત્રણ ઓ ન ધે એડીસનને જાતે તપાસીને પસંદ કરેલા અંગ્રેજી પુસ્તક ઉપરથી સોનેરી પુઠું કી. રૂ. એ

**નિર્ઝરિણી–** } દામોદર ખુશાલદાસ બોટાદકરનાં કાવ્યોનો નવો ત્રીજો સંગ્રહ સા શ્રી કેશિકરામ વિઠ્ઠલરામ મહેતાના ઉપોદ્ઘાત સાથે રા. બોટાદકરના "કલ્લોલિની" તથા "સ્રોતસ્વિની" ના જેવાજ લોકપ્રિય છે કીમત બાર આના.

**રણજીત કૃતિસંગ્રહ** } સ્વ૦ ભાઇ રણજીતરામ વાવાભાઇની નાની મોટી ચૈદ્દવાર્તાઓ તથા બે નાટકોનો સંગ્રહ. પ્રકાશ સા. પ, ભંડોળ કમિટિના મંત્રી પ્રો બળવંતરાય ક. ઠાકોર. પૃષ્ઠ ૪૨૫ પુઠું પાકું, **કીંમત રૂ. સવાબે.**

**રત્નાવલિ** } શ્રી હર્ષકૃત સંસ્કૃત ઉપરથી ભાષાન્તર કર્તા **રતિપતિરામ ઉ૦ પંડયા;** બી એ છ સુન્દર ચિત્રો, એક નકશો, કવિચરિત્ર રત્નાવલિની ટૂંકી વાર્તા નાટક નાટિકા ભેદ, પાત્રનિરૂપણ તેમજ સમજણ માટે ઉપયોગી ટીકા સાથે. **કીંમત રૂ. સવા.**

**અંગ્રેજની ઉન્નતિનો ઈતિહાસ** } કર્તા **સ્વ૦ નવલરામ લક્ષ્મીરામ બીજી આવૃત્તિ.** રાષ્ટ્રીય વિનયમંદિર વડોદરાની ટ્રેનિંગ કોલેજ તથા શ્રી સયાજી હાઇસ્કૂલ વગેરેમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે કિંમત રૂ. દોઢ.

**પ્લેટોકૃત ફીડ્સ.** } લે ગ. મણિશંકર ર. ભટ્ટ પ્રકાશક સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિ મૂ રૂ. ૧–૪–૦

તમામ પુસ્તકોનું વિ. પી. પોસ્ટેજ ખર્ચ જુદું લખો—

**જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ અમદાવાદ**

---

**જોઇએ છે:— 'ચેતન'** ના ગયા વર્ષના જુલાઇ, જાન્યુ–ફેબ્રુવારી, માર્ચ, એ માસોના અંકો વેચાતા જોઇએ છે: લખો: ચેતન મન્દિર. ગોપીપુરા, સુરત.

**રસ–ગીતો :** સુન્દર આર્ટપેપર ઉપર છાપેલો ભેટ આપવા લાયક, ગીત સંગ્રહ. ગુજરાતના પ્રસિદ્ધ છાપાંઓની પ્રશંસા પામેલ. મૂ. ૦—૧૨—૦

## લેખોનો અનુક્રમ
### સપ્ટેમ્બર—અક્ટોબર

## વાંછના.

પ્રભો ! પ્રેમામૃતની તૃષા ક્‌ય્હાં છીપશે ?
જલપૂર્ણ વાદળિઓ ઘૂમે છે, ગર્જે છે:
પ્રભો ! ચાતકની તૃષા ક્‌ય્હાં મટશે ?

પ્રભો ! માનવજીવન ક્યારે વિકસશે ?
તેજ છે, મધુરા રંગ છે, સુગન્ધ છે :
પ્રભો ! કળિઓ ક્યારે ઉઘડશે ?

પ્રભો ! તે સદાનન્દ, મનોહરતા, ધન્યતા,
ત્‍હારી સ્વર્ગભાવનાઃ મનુષ્ય માટે નથી ?
ત્‍હારી રમણીય કલા, ત્‍હારી કોમલ પ્રભા,
પ્રભો ! સુરમ્ય સાધુતાઃ માનવ માટે છે ?

પામર પ્રાણીને પરમ સુખની તો આશાજ છે ?

પ્રભો ! ત્‍હારી ઈચ્છા પૂર્ણ થાવ !
મહાહેતુની પ્રસિદ્ધિમાં જીવનસાર્થક્ય છે.
પ્રભો ! ત્‍હારી ઇચ્છા મ્‍હારી થાવ !

**દિવ્યતાના ઉન્નત ખિલાવ તે જીવન હેતુ છે.**
**પ્રભુનો મહિમા ગાવા જીવન છે તે જીવશું.**

—ન્હાનાલાલ.

આ માસિક સુરત ખરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન
ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા
ફળિયામાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રગટ કર્યું.

[વર્ષ ૨ જું.] નવેમ્બર ૧૯૨૧. [અંક ૬ ઠો.]

# ચેતન

## પ્રણયની જ્યોત.

પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:
હું તો આત્માને આંગણે ઉભી'તી, સખિ !
મ્હારા જીવનની તંત્રી જગાડી:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:

નયન-દ્વારે હું જાઉં છું તણાતી, સખિ !
પ્રાણ-પરવશતા એ તો અનામી:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:

જગત્ જાગતું મેં માન્યું અજાગતું, સખિ !
અહો, અમૃતધૂન એ અનેરી:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી:

જીવન જીવ્યું, મેં જીત્યું-જીતાડયું, સખિ !
પ્રીતમ પુરૂષ. હું પ્રકૃતિ અનાદિ:
પ્રણયની જ્યોત જાગી, જ્યોત જાગી.

—સૌ. સુવર્ણા.

# રઢિયાળા રાજવી !

રઢિયાળા રાજવી ! સ્નેહયોગ યોગી !
માયા તમ મુખડાની મોંઘેરી રેઃ
પુણ્યોદક જાહ્નવી આ જગની ઘુમન્તી,
શા શા ઉત્સવ ધીર માણુશોજી રેઃ

૨.

સાગર શા રાજ આપઃ હું તો દ્યોદુહિતાઃ
ઉગું તમ ઉર રસનીતરી રેઃ
ઝૂલું હિંડોલે હસી હાસ્ય રાજ ! મોહડાંઃ
નિત્ય નિત્ય નવરૂપ નીરખી રેઃ

૩.

મારે દેવદેશ તમ ઉર્મિનાં નિમંત્રણઃ
આંજું માંહિ અંજનો હું વિરલાં રેઃ
સંયમ ને શીલ સમાં યોજીએ વિનિમયઃ
ભક્તિ ને જ્ઞાન રાજ ! ગુંજતાં રેઃ

૪.

ગર્જે જી ઘેરાં અદ્વૈત ભાવ ઓપતાંઃ
આત્માનાં ગીતડાં ઉદ્ગારતાં જી રેઃ
સ્વજ્યોતિ અમૃત અનંત રાસ ખેલતાં,
એવાં એ વર્ષો દશ દિશમાં જી રેઃ

૫.

રઢિયાળા રાજવી ! સ્નેહયોગ યોગી !
માયા તમ મુખડાની મોંઘેરી રેઃ
પુણ્યોદક જાહ્નવી આ જગની ઘુમન્તી,
શા શા ઉત્સવ વીર માણુશો જી રે.

૧૪-૧૧-૧૭ મંજુલાલ

# એક દિન.

દિન એક ઉષા પ્રગટી ન જહીં,
નિકળ્યો—તુજ દર્શન કાજ સખી!
જુઇ મોર સશોક રડે,
ઘૂંણી ને બદમો રવડે;
અવ મન્દિર આવી શકું ન સખી! ૧

દિન એક બપોર થયા ન જહીં,
નિકળ્યો—ગૃહ અંગ બધું નિરખી.
તુજ દ્વાર ટકોર કરૂં,
પછી નામ પૂકાર ભરૂં;
અવ મન્દિર આવી શકું ન સખી! ૨

દિન એક સહાંજ પડી ન જહીં,
નિકળ્યો—ગૃહદીપકજ્યોત જગી;
પ્રભિયે, ઘેર, વાડી ભમ્યે,
મુજને નવ કોઇ મળે;
અવ મન્દિર આવી શકું ન સખી! ૩

દિન એક ઘૂમે મધરાત જહીં,
નિકળ્યો—ઉભી રહું પુરવાટ ભરી;
નજરે જવ મૂર્તિ ધરૂં,
ગઇ હું છુપવી મુખડું;
અવ મન્દિર આવી શકું ન સખી! ૪

દિન એક ઉષા પ્રગટી ય જહીં,
નિકળું નવ દર્શન કાજ સખી!
તુજ મોર પ્રફુલ્લ ઝુલે,
તુજ કોમળ સાદ ખુલે;
અવ મન્દિર આવી શકું ન સખી! ૫

દેશળજી પરમાર.

# અકબરનુ સ્વપ્ન.

( અંગ્રેજ કવિવર ટેનીસનના એ કાવ્યનું અનુગાન—આગળ ચાલુ. )

## ૧૦-ધર્મદ્રષ્ટા

ધીરેજ તારક ધર્યો નહીં પશ્ચિમે, જો ! [illegible]
ખ્રીસ્તી ધરે નમન ધાર્મિક સ્વામીને જો:
ત્હારી સલાહ મહદ્દેજ બન્યોછું બેવો—
ઇસ્લામનો અધીન રક્ષક ધર્મ કેરો !

( ગઝલ )

ધુરંધર " ધર્મદ્રષ્ટા " હું, ન, યશ મૃગનીર પીવાને
બધી અગણિત ચૈતને, " જગતથી એક," જીવવાને.
અસલથી જુલ્મી વાધોને દઈ ને દૂર કરવાને
" દીને ઇલાહી 'થી તોફાની પન્થોને શમવવાને
પરમ એ સત્યના દૂધે પ્રજાપાલનજ ધરવાને !
જુના વિખવાદને કંચન, ' પ્રીતિ જાદુ ' જગવવાને.
ઇજારેદાર ધર્મોના ભુજંગનાં ઝેર હરવાને
ખુદાનો એ ખલીફ આજે પૂકારુ એક અલ્લાને !

## ૧૧-સ્વપ્ન સૃષ્ટિ ( Still, at times &c. )

છતા ક્યારેક શંકાને ભયે, ઉદાસ હું બનુ
બપોર પછી કાલે તો સ્વપ્ન લાધ્યુઃ તને કહું—
વ્હાલો સલીમ યુવરાજ મને તું જાણે—
તે તો મનસ્વી ત્યમ આપખુદીન માને !
પાખંડપૂર્ણજ સલાહ મને તું દેતો—
ધિક્કારતોજ તુજને, ગણી એમ-ત્યાતો—

( ગઝલ )

સ્વપ્ને મને ભાસ્યુઃ—રચ્યુ મે એક લોકાલય !
ન મન્દિર મસ્જીદ દેવળ, પવિત્રજ પુણ્યાલયઃ
દરરોજ ખુંલેદ્વાર, સાદુ, ભવ્ય સ્વર્ગાલય
ત્યા સત્ય, શાંતિ, પ્રીતિ નીતિ સુહાય સર્વાલય !
ત્યા સલીમ હમ્પો દૂરે, હર્ષે જ્યા આપણે ઉભાઃ
"નવા કુરાનના બન્દા !" પ્રાણ ત્હારા, કહી લીધા !
હજાઇલે મરણદૂત જ શ્યામપક્ષી—
આવી ગયો લઇ મને પણ સર્વભક્ષી !
મૃત્યુ થતા ય જીવ જોઇ સુણી શકે શું ?
હા ! તેમ શ્રૃષ્ટિપટના નિરખી રહ્યો હું !

## ગઝલ ૧૨-સર્વ ધર્માલય ( I watched &c. )

જોયુ—અરે ! મુજ પુત્રને ઓલાદ પણ નિર્દય—
તોડી જમીનદોસ્ત કરે મુજ લલિત લોકાલય !

એ સત્ય-તારો; અસંખ્ય લોકે ત્રાસ પૂકાર્યોઃ
આગળ સમો એ સાંભળી હું ખિન્ન કંપાયો !
અસ્તાચલેથી આવી ત્યાં વિદેશી કો મહા પ્રજાઃ
ઈશે માંડી સમુદ્રારે સર્વ ધર્માલય મમ !;
એ સત્ય, શાંતિ, પ્રીતિ, નીતિ, વસી રહે ત્યાં
સીમાંતમાંય ન ચિતા સતીની બળે ત્યાં-
ને બાળ પત્નીની પીડા ન સુણાય કો ત્યાં-
કે હિન્દુની ન વિધવા વિલપે કદી ત્યાંઃ
સ્વપ્નમેં વિચાર્યું મેં:-વિભૂતિ વિભુનીજકે-
પુણ્યાદેશ ફળે, પાળ્યો મેં તે જેમ પ્રભુ ચ્હે !
ઉજાન સખે ! સંગીત સુણ, પણ પ્રભુ-પ્રજાલય આપણે !
અરુણે રજનીની સ્યામ પાંપણ ઉંચકી: જાગૃત દિન સ્ફુરે !
આપણે સૂર્યનું સૂક્ત, જો, તેઓ ગાયછે બધાઃ
ગુલાબી ગૌર તેજસ્વી, ચાલોછ, ધૂમિયેઃ સખા !

૧૩-સુર્યસુકત ( Hymn-Once again &c. )

( પ્રશાંતિયું-)

સુરસદન ગામી, પ્રભુ ! જ્યોત તુજ ઝળહળે !
પુનરપિ, ઉદય તુજ જોઇ રહિયેઃ
હર રહવારેજ, તુજ જન્મદિન ઉજવિયેઃ
માનુષી હૃદય નયને નિરખિયેઃ
ઉગને પ્હોર, અંહિયાં, અમે વન્દિયેઃ
તુજ શરણ દીન લયલીન સૂકિયેઃ
વિકૃતિવશ તુજ વ્યોમે, અવિકારી તું !
મધુર પ્રભુ-મૂર્તિ રવિ તુજ લહિયેઃ

( ૨ )

રજસ્ માયા રચે. તમસ્ છાયા હરે,
સર્વદિક્ચારી સત્ જ્યોતિ-શર તું !
સ્વામી ! તુજને સ્તવે અણગણ્યાં ભકત ઉરઃ
નિજ વન ભૂમિ ગીતે સરલ તું !
કૂજતાં પંખી, ફૂલ ખીલતાં, સુરજનો—
નીલ ગગન તલ, લળી, પાય પડતાં—
અતીત ત્રિકાલથી,પ્રભુ લલિત ! તુજને—
સમય-જ્વાલા રવિ રૂપ ભજતાં !

( સંપૂર્ણ. )

—જન્મલલિત.



# મિલન.

લખનાર અબ્બાસ અ. હજુરી.

ગાઢ અંધકારમાં તારાઓની મદમસ્ત આંખો ઝબકતી હતી ચંદ્રની નૌકા ધીમે ધીમે આગળ વધતી હતી મ્હારા નેત્રો પણ તેની વાટ જોતા જોતા ઝંખી ગયા. ચેતના જડભુત થતી ગઇ મ્હારી આસપાસની વસ્તુસ્થિતિ વિસરવા લાગ્યો વ્યાકુળતા તથા બેતેજારીની વેદનાથી ક્ષણવાર મુક્તિ મળી એવે તેના નૂપુરઝંકારનું સંગીત ઓરડામાં ગુંજી ઉઠયું અર્ધ જાગૃતાવસ્થામાં હું તે ઝીલવા લાગ્યો તે આવી ને મ્હારા ઓશીકે બેસી ને મ્હારા લલાટ ઉપર તેના કોમળ કર મુકી મંજુલ સ્વરે બોલી ' વીર, શું ઉંઘો છો ? "

આહ ! હું શું કહું ! તેની ઝુકેલી અમીમય આંખોથી સેંકડો વિદ્યુતધારા વહી રહી હતી તેના સુસ્મિત ઓષ્ટોના મધુરા હાસ્યમાં અને લજ્જાથી સંકોચાયેલા તેના અંગમાં અદ્ભુત જાદુ ભરેલા હતા

તેના આગમનનો આભાર હું વાણીથી તો પ્રગટ કરી ન શક્યો, પરંતુ મ્હારા લોચનો તે દર્શાવવા લાગ્યા તે પણ અમોલ રહી ન શકી કંઠાયેલા કંઠે પ્રેમથી કહ્યું, વીર ગભરાવ નહિ વ્યાકુળતાની અશુભ ઘડીઓ પૂર્ણ થઇ છે

આ વખતે મ્હેં સ્પષ્ટ જોયું તો તેની આંખો સજળ હતી અફસોસ, આ વખતે મ્હારી દેહ શ્રી મ્હને સહાય કરતે અને હું તે પાત્રોને ચુમી લેને તે પાત્રો જે સુધારસથી છલોછલ ભરેલા હતા, યા તો તે પ્રિયતમા મ્હારી આ લાલસાને તૃપ્ત કરવા મ્હને મદદ કરતે, પરંતુ મિલનની આ મંગળ ઘડીએ ઉભયને ઉન્મત્ત બનાવી દીધા હતા

મ્હને યાદ નથી કે મ્હારા હૃદયની શી સ્થિતિ હતી માત્ર એટલુંજ યાદ છે કે તેનું પ્રત્યેક અશ્રુબિંદુ મ્હારી ઉત્કંઠાનું ચોકીદાર બની ગયું હતું

આહ ! અચાનક મ્હારા ચક્ષુઓમાંથી કેટલાક અશ્રુબિંદુઓ તેની સુંદરીના પાલવ ઉપર સર્યા તથા તેના મુક્તાશ્રુઓ મ્હારા વસ્ત્ર ઉપર ગબડી પડયા

મ્હેં ગભરાઇ જોયું તો તેના પાલવ ઉપર ' વ્યાકુળતા ' તથા મ્હારા વસ્ત્ર ઉપર ' પ્રેમ ' શબ્દો લખાયેલા હતા

હા આકાશમાંથી સ્વર્ગના દુતો પણ ગર્જી રહ્યા આનાથી હા " નમ્રતુ બીજુ નામ ' વ્યાકુળતા ' તથા સૌંદર્યનું બીજુ નામ પ્રેમ

## ખુદાની સિતાર.

દિલનો એકરાર ન પિછાનતાં તે ચાલ્યો ગયો. ઓ ખુદા! હદીની હું ત્હેને ભાર નહિ જાઉં. ઓ મન! ખુદાની સિતાર બજાવી લે—એનાજ તાલમાં તું મશગુલ રહે. એક વાર તું નીચું નમતું હતું—ખુદાઈ રહેમથી તું બચ્યું છે, તો ભલા! તું ત્યાં ન જઈશ જ્યાં હજારો મર્દો ખુવાર થયા છે.

—હાફિઝ.



## " એકદા જ્યહારે સાથે હતાં. "

[ રવિબાબુનું આ સુન્દર ગીત-ધી નેશનના તાજેતરના અંકમાં પ્રકટ થયું હતું.—અધિ. ]

એકદા જ્યહારે આપણ સાથે હતાં, ત્યહારે વસંત આપણી વાડીમાં આવી. ત્હેણે કહ્યું "હું આવું?" આપણે માટે કંઇ છાનો છાનો આનંદ તે લેતી આવી હતી; નવાં પાંદડાંનાં ગીતો ય ત્હેણે આપ્યાં હતાં.

હું મ્હારા તરંગોમાંજ રમતો હતો; તું કાંતતી હતી. આપણે દરકાર કરી નહીં એટલે તે પાછી ગઈ. જતો રહેતો ત્હેનો પડછાયો જોયો અને રહી ગયલાં ત્હેનાં ફુલ જોયાં ત્યહારે આપણે મળી રહ્યાં.

વહાલી! તું દુર દેશોમાં ગઇ છું, અને વસંત આપણા વાડામાં આવે છે.

" હું આવું ? " હેવી બુમ તે પાડે છે. બપોરની છાંય જેવા ગુન્જારાને લેતી આવે છે, ફાગુનના વિરહી ઘુઘાટ તે લેતી આવે છે. હું એકાકીએ બેસું છું અને કથું કંતાતું કંતાતું મારે માટે દરદમાંથી સ્વપ્ન કાંતે છે.

હવે જ્યહારે વસંતને છાનાં છાનાં દુઃખો જ ભેટ આપવાં છે તો બાર ઉઘાડાં છે.

( પ્રેરિત. )



## પ્રેમને:

રાત અંધારી છે, ને મ્હારે શાન્ત જીવન ત્હારી નિદ્રા થ ઉડી છે, જાગ, ઓ પ્રેમ જાગ; કેમ ખોલવું તે મને નથી આવડતું: ને હું દ્વાર બહાર ઉભો છું.

કલાક વધે છે, તારાઓ જાગે છે, વાયુ નિશ્ચલ છે ને મુજ અંતર મૌનનો ભાર છે,

જાગ, પ્રેમ, જાગ; મ્હારા ખાલી પાત્રને ભરપૂર ભરી દે ને સંગીતશ્વાસે રાત્રિનો ઘુંઘટ ખોલ,

( ૫ )

ઉપરનો બનાવ બન્યા પછી ત્રીજે ચોથે દિવસે દિવાકર પોતાના બંગલાની પાછળના મેદાનમાં સહવારને વખતે હવા ખાતો હતો. મૂર સાહેબ તે વખતે મધુપુરમાં ન્હોતા, ખાણનું કામ જોવા બ્હાર ગયા હતા. એટલે મિસિસ મૂર કેટલાક કુતરાઓને લઇને એકલી હવા ખાતી હતી. અને વચમાં વચમાં પોતાના નીલ નયનોના કટાક્ષથી દિવાકરના હૃદયને અન્તસ્તલ સુધી ક્ષુબ્ધ કરી નાંખતી હતી.

દિવાકરને જોઇ એક ન્હાનો કૂતરો ભસવા લાગ્યો. મેડમ સાહેબે અપ્રસન્ન થઇ એને મુંગો કર્યો. આ વખતે મિસિસ મૂર અને દિવાકર વચ્ચે માત્ર પાંચ છ ગજનુંજ અંતર હતું. દિવાકરે વિચાર કર્યો કે આવો સુયોગ નહિ જવા દેવો. ઘણીજ મૃદુતાથી, ઘણીજ વિનયથી યુવતી તરફ ફરી તે બોલ્યો: Thank you, Madam.

યુવતીએ એક સ્મિત છોડયું. દિવાકરના બાગમાં આવી એણે ત્યાંના ગુલાબ વખાણ્યા. કૃતાર્થ યુવકે એકદમ થોડાંક ગુલાબ તોડી તે ભેટ કર્યાં, યુવતીએ ઉપકાર માન્યો અને બેચાર આડી અવળી વાતો કરી અન્તે કહ્યું—મ્હારા સ્વામીનું મન બહુ શંકાશીલ છે, નહિતર હું આપને હમારે ઘેર તેડતે. નિર્બોધ દિવાકરને મન સ્વર્ગપ્રાપ્તિ થઇ. પુનર્મિલનની આશા આપી ૨–પત્ની વિદાય થઇ.

ઉક્ત ઘટનાને આઠમે દિન મૂર-પત્નીએ દિવાકરને ફરી દર્શન દીધાં, અને સંધ્યાકાળે તાને ત્યાં ભોજન લેવા નિમંત્રણ કર્યું. દિવાકરે વિચાર્યું પોતાનો પતિ ઘેર નહિ હોવાથી, લેરાએ શિષ્ટાચાર-પ્રમાણે મિત્રતા વધારવા આ અનુગ્રહ કર્યો છે.

( ૬ )

વાતો કરતાં કરતાં રાત્રે દશ વાગી ગયા. કેવળ એક નોકર સેરામાં હાજર હતો. દિવાકરે આખા જીવનમાં આવું સુખ કદી અનુભવ્યું ન્હોતું. પ્રગલ્ભ ફલેરા તરેહ તરેહની વાતો કરી દિવાકરને ખુશ કરતી હતી. રાતના સસ્તાના કપડાથી યુવતીનું રૂપ સોગણું વધી ગયું હતું.

ફલેરા સસ્મિતવદને બોલી-દિવાકર આપતો જમીન્દાર છો. આ જુદથી મ્હને છોડશો ? મ્હને ક્યાંક લઇ જાવને ?

દિવાકર ચિન્તામાં પડી બોલ્યો-તે કેવી રીતે બને ?

ફલેરા બોલી—દિવાકર, ઉમા પાસે પૈસા છે. પણ પૈસામાં કાંઇ સુખ છે ?

એજ વખતે ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો. વિસ્મયથી ફલેરા બોલી-દિવાકર, માર્યા ગયા ! સાહેબ આવ્યા લાગે છે.

ભયભીત દિવાકર ઉઠી ઉભો થયો. ફલેરાએ કહ્યું—ગભરાતા નહીં, મ્હારી સાથે આવો. વિસ્મિત દિવાકર અન્ધકાર ભરેલા એક ખંડમાં પહોંચ્યો. ફલેરાએ કુંચીથી તાળું ઉઘાડ્યું. દિવાકરને ત્યાં ઉભો રાખી, કુંચીનો ઝુમખો તેના હાથમાં આપી તેણે કહ્યું-આ ખંડમાં રહેજો. બધા ઉંઘી જાય ત્યારે કુંચી પાછી આપી ચાલ્યા જજો. આજ ખંડમાં મ્હારા પતિની બધી પૂંજી છે.

સંતોષ દિવાકર કુંચી લઈ અન્ધારા ઓરડામાં દાખલ થયો.

યુવતી બોલી—દિવાકર, એક બીજું કહેવાનું છે. મ્હારી સ્મૃતિ રૂપ આ મુદ્રાનો ત્યાગ નહિ કરતા.

મુદ્રા પ્હેર્યા પછી દિવાકરના આનન્દની સીમા ન રહી. આંખા સમયના પરિચિત પ્રિયજનની માફક કલેરાને હૃદયસરસી ચાંપી તે ઘણાજ સ્નેહથી તેને ચુમ્બન કરવા લાગ્યો. કલેરા ગયા પછી, સૌનો સઈ જવાની તે વાટ જોવા લાગ્યો.

( ૭ )

મૂર સાહેબ પોતાના હમેશના રિવાજ પ્રમાણે આવતાં વાર ભંડારગૃહમાં ગયા. ડોસાએ વિચાર કર્યો-આં શું હું સ્વપ્ન જોઉ છું ? પોતાના ગજવામાં હાથ ઘાલી જોયો તો કુંચીતો ત્યાંજ હતી-છતાં પણ દરવાજાનું તાળું તો ઉઘાડું હતું. આ કોનું કામ હતું-ડોસો કાંઇ સ્હમજી શક્યો નહિ. ડોસાએ એકદમ ફાનસ સળગાવ્યું ને અંદર જઇ જુવે છે તો આખા જીવનની પ્રાપ્ત કરેલી સંપત્તિપાસે એક કાળો માણસ ઉભો છે. એને જોતાં વેંત ડોસાએ ચીસ પાડી.

ડોસાનો મિત્ર હેવુડ કાળીમાટીથી એની સાથે આવ્યો હતો. ડોસાની ચીસ સાંભળી હેવુડ અને નોકરો ત્યાં આવી પ્હોંચ્યા. કહેવાની જરૂર નથી કે ભય, લજ્જા ને વિસ્મયથી દિવાકર કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. વિસ્મય કાંઇક ઓછો થતાં, પહેલો વિચાર નાસી જવાનો કર્યો. ડોસાની ચીસ સાંભળી એણે નાસવાનો પ્રયત્ન કર્યો. પણ હેવુડના આવી પ્હોંચવાથી એ પકડાયો.

મૂર સાહેબના બંગલામાં ગડબડ મચી ગઇ. આંખ ચોળતી કલેરા આવીને બોલી—બેસીર, વ્હાલા! ક્યારે આવ્યા ? આ શી ગડબડ છે ?

મૂરે કહ્યું—વ્હાલી, સર્વ નાશ વળી જતું હતું. આ વેળા પ્રભુએ રક્ષા કરી, નહિ તો બધું સ્વાહા થઇ જાત. ભણ્ડારગૃહમાં ચોર ઘુસી ગયો હતો.

આ વખતે દિવાકર એકીટશે કલેરા સામુ જોતો હતો. મૂરની વાત સાંભળી કલેરાએ એક ઉંડો શ્વાસ લીધો.

હેવુડે પૂછ્યું—મિ૦ મૂર આ માણસના હાથપર વીંટી છે તે કોની છે ?

મૂરે કહ્યું—અરે પ્રભુ ! આ તો મ્હારી કિમતી હીરાની વીંટી છે. આ તો બંધ પેટારામાં હતી. લાગે છે કે એણે મ્હારી જણસો પણ ચોરી છે.

હેવુડે દિવાકરના ગજવાની ઝડતી લીધી. એમાંથી કલેરાએ આપેલો ચાવીનો ઝુમખો નીકળ્યો.

વૃધ્ધે માથું પીટી કહ્યું—ભગવાન્ ભગવાન્ ! આતો મ્હારી કુંચી જેવીજ નકલી કુંચીનો ઝુમખો છે !

બધાજ આશ્ચર્યથી દિવાકર સામું જોવા લાગ્યા. એક નોકર બોલ્યો—સાહેબ, આ મહીનો એક થયાં આપણા બંગલા પાસે રહેવા આવ્યો છે.

વૃદ્ધને મન એક ઉંડો ભેદ ખુલ્યો. થોડે થોડે વખતે કોણ એનું ધન ચોરી જતું હતું તે હવે એને સ્હમજાયું. આ કાળો આદમીજ આબરૂદાર માણસની માફક પડોશમાં રહી એનું સર્વ નાશ વાળતો હતો. પ્રભુની અપાર કૃપા વિના ચોર આજ આમ પકડાતે ?

ફલોરા બોલી—જોસેફ, મ્હને ગડબડ પસંદ નથી; પણ આજ દેખાય છે કે મ્હારા તરફનું ત્હમારું વર્તન કેટલું નીચ હતું ! આ દુષ્ટ ત્હમારું ધન ચોરતો હતો અને ત્હમે મ્હને—ત્હમારી પત્નીને—પ્રેમના—

વૃદ્ધે એને આગળ નહિ બોલવા દીધી. ચમ્પાની કળી સમી અંગુલી ચૂમી તે બોલ્યો—વ્હાલી ફલોરા, મ્હને માફ કર.

અને હતભાગ્ય દિવાકર ? તે મનમાંને મનમાં બોલવા લાગ્યો—આ પિશાચિની આટલા માટે હેં પ્રેમ બતાવ્યો ! જગત્ ઘણું નિષ્ઠુર છે. એનું મુખ કેટલું સરલ ને સુન્દર છે, પણ એનો પ્રાણ કેવા નારકી ભાવોથી ભરેલો છે. આનું નામ અંગ્રેજમહિલા—આજ એની સંસ્કૃતિ !

સૌ વિસ્મયચકિત થઈ ગયા હતા. માત્ર નાજિરખાં નામનો એક નોકર જે સાંજના દિવાકરની સેવામાં હાજર હતો તે એની સામે થોડી થોડી વારે દુઃખભરી દૃષ્ટિએ જોયા કરતો હતો.

(૮)

કેદખાનાના જાળીઆમાંથી ચાંદનીની એક ક્ષીણ મલિન રેખા દિવાકરની દીન શય્યાપર પડતી હતી. કેદખાનાની બ્હાર થોડે દૂર ગામમાં એક કૂતરો ભસતો હતો. એનો અવાજ કંસારીના તીણાસ્વરમાં મળી હતભાગ્ય બન્દીના સ્મૃતિ પટ પર એના બાલ્યકાળના શાન્ત ગ્રામની સ્નિગ્ધ મધુર છબિ આલેખતો હતો. એક પછી એક વિચારને અન્યાન્ય ભાવ દિવાકરના હૃદયનું મંથન ચલાવતા હતા.—તેના સોસો ટુકડા કરી નાંખતા હતા. એના અજાણ્યુંતાંજ આંખમાં બે ચાર અશ્રુ બિન્દુ ભરાઈ આવ્યાં. યુવક વિચાર કરતો હતો—કેવું અપમાન, કેવો સંતાપ, કેવો અપયશ ! ઉત્તમ કૂળમાં જન્મી, મિથ્યા પ્રલોભનમાં પડી, મિથ્યા અપરાધથી આ સાચી કઠોર શિક્ષા ભોગવી રહ્યો છું. ઇચ્છતે તો બચી શકતે, ન્યાયાધીશને સાચે સાચી વાત કહી શકતે. કાકાને સમાચાર મોકલતે તોય આ દુર્ગતિમાંથી બચતે. પણ હું કંઇ રીતે—એ પાપ—કયાં કહેતે ? કઇ રીતે કેદખાનામાંથી નીકળી મ્હારું કાળું મ્હોં બતાવતે ? મુંગો માર રહેવા શિવાય મ્હારે બીજો શો માર્ગ હતો ?

દિવાકરનું મૌન જોઇ અંતે એની સુન્દર મુખશ્રી નિહાળી ન્યાયાધીશને એના અપરાધ વિષે જરૂર શંકા આવી હતી. તેને જરૂર લાગ્યું હતું કે આ મામલામાં કાંઇક ભેદ છે, પણ ચક્ષુસ પ્રમાણ વિરુદ્ધ અભિપ્રાય કેમ આપી શકાય ? દિવાકરે ન્યાયાધીશ સમક્ષ સાચે સાચી વાત કહી હોય તો કોણ જાણે એનું ભાગ્ય કેવું ફેરવાઇ જાત ?

કારાગૃહની નિર્જનતામાં દિવાકર ઘટનાના પૂર્વાપરનો વિચાર કરતો હતો ત્યારે તે માત્ર આંગ્લમહિલાના કપટની નિન્દાજ કરતો હતો એમ ન્હોતું. એક ગંભીર આત્મગ્લાની એના ચિત્તને અનેક કારાગૃહના દુઃખ જેટલું કષ્ટ આપતી હતી. એક કુલીન સુશિક્ષિત યુવક જાણીબુઝીને પર સ્ત્રી સાથે વ્યભિચારને માર્ગે જાય એ કેટલું ઘૃણિત કર્મ, કેવું નારકી આચરણ છે—ધીરે ધીરે આ વિચારે યુવકના મગજમાં પ્રવેશ કર્યો. કવચિત એ વિચાર તો શું મ્હને વિના અપરાધે શિક્ષા થઇ છે ? ચોરીના અપરાધમાં તો હું નિર્દોષ હતો, પરંતુ એથી પણ વિશેષ પાપમય કર્મ માટે હું દંડિત ન્હોતો થયો ? પ્રભુના રાજ્યમાં ન્યાયવિચારણ નથી એમ કહેવું તે ગાંડાઇ નહિ

તો શું ? બાલ્યાવસ્થાથી હું માત્ર લાગણીઓને વશ રહી વર્તન કરતો આવ્યો. ચારિત્ર્ય વિકાસ તરફ પૂરતું ધ્યાન કદી નહિ આપ્યું. કદી સ્થિર ચિત્તે વિચાર નહિ કર્યો કે જે કરૂં છું એનું કેવું પરિણામ આવશે ? કલ્પનારાજ્યના વન-વાટિકા, પ્રાસાદ-કુટીમાં યથેચ્છ વિચરતો રહ્યો હેને પરિણામે આજ મ્હારે આ નારકીજીવનપૂર્ણ વાસ્તવિક જગતના ઘૃણિત અધન્ય કારાગૃહમાં વસવું પડે છે.

( ૯ )

વખત કોઇને માટે થોભતો નથી. એ વાત જુની હોવા છતાં સાચી છે. દિવાકરની સજાનો વખત પણ અનન્તતામાં લુપ્ત થવા લાગ્યો. સાત દિવસ પછી એની ત્રણ માસની સજા પૂરી થશે, એની સ્વાધીનતા એને ફરી પ્રાપ્ત થશે. કેદખાનામાંથી છૂટી ઘેર નહિ જવાનો એણે પાકો નિશ્ચય કર્યો હતો. આટલો પ્રયત્ન કરવા છતાં પણ વખતે ઘેર કોઇને ખબર પડી ગઇ હોય ! ભવિષ્યનું જીવન કેવી રીતે જશે-એજ ચિંતા દિવાકરના હૃદયમાં અહર્નિશ રહેતી.

એવામાં કર્મચન્દે પાછળથી આવી રામ-રામ કર્યા. દિવાકર કોઈ કદી સાથે બોલતો નહિ. વખત ગાળવા માટે એને એક બે જણ સાથે વાતચિત કરવી પડતી. તેમાંનો કર્મચન્દ એક હતો.

કર્મચન્દે કહ્યું-ભાઇ, હમારી સજા તો પૂરી થઇ. મ્હારે તો હજુ પાંચ વર્ષ કાઢવાના છે.

દિવાકર મહાકષ્ટે મુખપર વિષાદયુક્ત હાસ્ય લાવ્યો. લૂંટારા સાથે સુખદુઃખની વાતો કરતાં એને કંઇ અજબ આશ્ચર્ય લાગતું.

કર્મચન્દ બોલ્યો—ગુસ્સે નહિ થાવ તો એક વાત કહું. એક જગ્યાએ મ્હેં દશેક હજાર રૂપિયા મૂક્યા છે. હરકત નહિ હોય તો અહીંથી છૂટયા પછી એ પૈસા વડે કોઇ ધંધો શરૂ કરી દેજો. હું જેલમાંથી છૂટું ત્યારે આપની અર્ધી સંપત્તિ મ્હને આપજો. આટલો એકરાર કરો.

દિવાકરના જીવનમાં આ ત્રણ મહીનામાં જેટલા આશ્ચર્યકારક બનાવ બન્યા હતા તેમાં આ વાત તો સૌથી વિશેષ આશ્ચર્યકારક હતી. આ પ્રસ્તાવ સાંભળતાંજ એનું હૃદય ધડકવા લાગ્યું. ભય, વિસ્મય, નીતિવિચાર, લોભનો ઉલ્લાસક સુમિષ્ટ સ્વર-બધાએ મળી દિવાકરના હૃદયમાં તુમુલયુદ્ધ મચાવ્યું. એ વિચારવા લાગ્યો:— છિઃ છિઃ શું ચોરીના પૈસાથી હું ભવિષ્ય જીવનના સુખનો પાયો નાંખીશ ? પણ નહિ, મ્હેં કયાં ચોરી કરી છે, હું તો ઉછીના પૈસા લઉં છું. ત્યારે આ હૃદયમાં તાંડવનૃત્ય શાનું ચાલી રહ્યું છે ? હૃદયની દુર્બલતાને હવે બીલકુલ નમતું નહિ આપું, પણ કદાચ ખબર પડી ગઇ કે ચોરીનો માલ લેવા જાઉં છું તો પાછું કેદખાનું—

દિવાકરે કર્મચન્દને કહી દીધું—ભાઇ, મ્હને તારા પૈસા નહિ જોઇએ.

કર્મચન્દ દિવાકર સામું મુંગો મુંગો જોઇ રહ્યો. એને લાગ્યું કે દિવાકરના હૃદયની મંત્રી સભામાં એના પક્ષનો અવાજ પણ હતો. એણે દિવાકરને દલીલથી સમજાવવા માંડયો. એણે કહ્યું-હમે કોઇ મહાજન પાસે પૈસા ઉછીના લ્યો તો તે પૈસા પાપાર્જિત નહિ હોય એની હમને શી ખાત્રી ? અને કોણે કહ્યું કે કર્મચન્દનું ગુપ્તધન ચોરેલું છે ? હમને એવો સંદેહ હોય તો દાનથી તેનું પ્રાયશ્ચિત કરી શકો છો. દશ હજારના ધંધામાંથી લક્ષાધિપતિ થાવ તો વીસ ત્રિસ હજારનું દાન કરી પાપ ધોઇ નાંખજો.

દિવાકર પોતાને ઘેરતો જવાનો મ્હોતો. ત્યારે એને આ પૈસા લેવામાં શી હરકત હોય ?

જગતમાં થાય છે તેમ થયું. દુર્બલ મનુષ્યે લોભની મોહિનીથી પરાજિત થઇ હેને પોતાનું બલિદાન આપ્યું. વિજયી કર્મચન્દે બતાવ્યું કે એના પૈસા કયાં સંતાડેલા હતા.

(૧૦)

કર્મચન્દના દસ હજાર રૂપિયા લેવાથી દિવાકરનું મન થોડી વખત તો ડંખ્યું. પણ જ્યારે એણે જોયું કે લક્ષ્મીદેવીનો અનુગ્રહ એના ઉપર અવિશ્રાન્ત વરસતો હતો ત્યારે એણે વિવેક બુદ્ધિ સાથે સમાધાન કરી નાંખ્યું. ઉત્તર પશ્ચિમના એક બે શહેરમાં નસીબ અજમાવી અંતે દિવાકરે લાહોર આવી વ્યવસાય શરૂ કર્યો. તેમાંથી એકજ વર્ષમાં એને ત્રણ હજાર મળ્યા, એટલે લાંબો વિચાર કરી એ સ્વદેશ પાછો ફર્યો. શોકાતુર માતાના સાક્ષાત્કારથી એને પાપી જગતમાં સ્વર્ગ-પ્રાપ્તિ જેવો આનન્દ થયો. એકજ સપ્તાહમાં, વૃદ્ધ માતાને સાથે લઇ દિવાકર લાહોર પાછો આવ્યો, અને આજ વીસ વર્ષ થયાં એ લાહોરમાંજ રહે છે.

કેદખાનામાંથી છૂટયા પછી પાંચ વર્ષે દિવાકરે કર્મચંદની ખબર કાઢી, પણ તે હીણભાગ્ય તો જેલમાંજ ગુજરી ગયો હતો.

( ૧૧ )

જે સમયે દિવાકર લાહોરમાં આવી વસ્યો તે સમયે ત્યાં કોઇ બંગાળી રહેતો ન્હોતો. વિદેશમાં યૌવનસુલભ અધ્યવસાયથી પરિશ્રમ દ્વારા દ્રવ્ય સંચિત કરી બધાજ બંગાળી સ્વદેશ પાછા ફર્યા હતા. નવીન લાહોરવાસી બંગાળીઓ દિવાકરના સંબંધમાં મનમાનતા સિદ્ધાંત ગોઠવી પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરતા હતા.

એક દિવસ આશુતોષે વિચાર કર્યો-" આજે ગમે તે થઇ જાય પણ દિવાકરની બધીજ વાત જાણવી " આવું મહાભારત કામ એકલે હાથે પાર પાડવું મુશ્કેલ છે એમ ધારી તે સતીશચંદ્ર પાસે ગયો.

એની દરખાસ્ત સાંભળી સતીશે કહ્યું-ભાઇ. મ્હોટા લોકને વ્યક્તિગત પ્રશ્ન કરવો સારો નથી. વળી જ્યારે દિવાકર એની સ્થિર,ભાવહીન આંખે મ્હારી સામુ જુવે છે.ત્યારે આપણા તો હાંજાજ ગગડી જાય છે.

પોતાની મ્હોટી મ્હોટી મૂછ પર તાવ ચઢાવતો આશુતોષ બોલ્યો-તું મ્હને તદ્દન નાદાન સમજે છે કે શું? મ્હેં તો ક્યારનીજ ઉપાય શોધી કાઢેલું છે.

સતીશે પૂછ્યું—શું ? કહેતો ખરો.

આશુએ કહ્યું—એમને કહીશું કે કલકત્તાના એક સમાચાર-પત્રે લાહોરના સૌથી મોટા ગણાતા બંગાળીનું જીવનચરિત માંગ્યું છે. લાહોરના બંગાળીઓમાં દિવાકર ધન-માનમાં,-દયા સહૃદયતામાં સૌથી ચઢી જાય છે. ખરો હેવાલ મળશે તો સમાચારપત્રમાં પણ આપી શકાશે.

સતીશ આશુની તીક્ષ્ણ બુદ્ધિની ખૂબ પ્રશંસા કરી કપડાં પ્હેરવા ગયો.

( ૧૨ )

આખા દિવસના કામકાજથી નિવૃત્ત થઇ દિવાકર પોતાના શણગારેલા ઓરડામાં ગાતા વગાડતા બેઠા હતા. સંગીતસુધાસાગરમાં દિવાકર કેવળ મગ્ન થઇ ગયા હતા. એક કાળો બીલાડો એમના પગ આગળ બેઠો બેઠો એકીટસે એમના સામું જોઇ રહ્યો હતો. વચ્ચે વચ્ચે તે પોતાની આંખ મીંચી દેતો હતો. ન્હાર પિંજરમધ્ય બુલબુલ વાદ્યના સ્વરમાં પોતાનો સ્વર મેળવવાનો વ્યર્થ પ્રયાસ કરતું હતું. બુલબુલનું ગાન આનન્દમય ને સાંભળતાં હૃદયને ખ્હેલાવનારું છે. દિવાકરનો સ્વર કરૂણ ને મર્મસ્પર્શી હતો. દિવાકરનું કરૂણગાન સાંભળી આપણું હૃદય સ્તબ્ધ થઇ

થાય છે. ઉશ્કેરાયેલા આશુ ને સતીશ પણ કરૂણ સંગીત સુણી સ્તબ્ધ થઇ ગયા. દિવાકરે તો એમને જોયા પણ નહિ.

પેલો ખીસકોલો પણ એમને જોયાં છતાં વિક્ષેપના ભયથી પત્થર પર લાંબો થઇ સુઇ ગયો. દિવાકરે પાછા ફરી જોયું તો બે ભદ્રપુરૂષ એને મળવા ખોટી થતા હતા.

અપ્રતિભ દિવાકર ઝટપટ વાદ્ય દૂર મૂકી બોલ્યા—અહો ! સૌભાગ્યની વાત છે—એકકી વારે બન્નેએ કૃપા કરી. માફ કરજો, મ્હને આપના પગલાં નહિ સંભળાયાં.

આશુ બોલ્યો—હમે તો સંગીત સાંભળતા હતા. હમે બંધ કેમ કરી દીધું ? દિવાકરે સ્મિતપૂર્વક કહ્યું—વખત ગાળવા કોઇકવાર વગાડું છું.

વાતચીત ચાલવા લાગી. બન્ને યુવક હિમ્મત કરવા છતાં પોતાની ઇચ્છા પ્રકટ કરી શક્યા નહિ. આંખરે સતીશે આશુને ઇસારો કર્યો—મુદ્દાની વાત કાઢની !

મહામહેનતે આશુએ મનની વાત કહી.

દિવાકર હસ્યા—પૈસાવાળા થયા એટલે મ્હોટા થઇ ગયા ? હું કોણ ને મ્હારું વૃત્તાંન્ત શાનું ?

એટલામાં નોકરે આવી જણાવ્યું કે કોઇ અંગ્રેજ સ્ત્રી પુરૂષ મળવા માંગે છે.

કામ પડતાં દિવાકર અંગ્રેજ પુરૂષોને કદી કદી મળતાં; પણ આજ વીસ વર્ષ થયાં દિવાકરે કોઇપણ મડમ સામું જોયું સુદ્ધાં ન્હોતું. નોકરને એમણે કહ્યું—જરૂર હોય તો સાહેબ આવીને મળે. હું મડમને મળવા નથી ચહાતો.

આશુ અને સતીશે એક બીજા સામું જોયું. નોકરે આવીને કહ્યું—મડમ આપને મળ્યા વગર જવાની ના કહે છે.

દિવાકર ભારે ચિંતામાં પડ્યા. તક જોઇ આશુએ કહ્યું—એમાં શું વાંધો છે, જુઓ તો ખરા શું કહે છે ?

એ લોક આ વખતે હાજર નહિ હતે તો જરૂર દિવાકર મડમને મળવા નાજ કહેતે. એ લોકોને લીધે મ જ્ઞટક એમને હા કહેવી પડી. આશુ–સતીશને ઉઠતા જોઇ દિવાકર બોલ્યા—મહાશય આપ બેસો. હું એકલો તો એને નહિજ મળું.

સતીશે આશુને બેસવાનો હાથથી સંકેત કર્યો. આશુ મૂછ આમળતો સાહેબના કાર્ડ વાંચવા લાગ્યો. એમાં લખ્યું હતું—ફ્લોરેન્સ ડિલ.

ધીરે ધીરે ફ્લોરેન્સ ડિલે ઓરડામાં આવી દિવાકરને સલામ કરી. એની પાછળ એક આધેડવયની સ્ત્રી આવી—જેને જોતાં લાગતું હતું કે એક સમયે તે જરૂર સુન્દરી હશે. તેને જોતાંજ દિવાકર ચકિત થઇ ગયા. દિવાકર સ્વગત બોલ્યા—પેલીજ પાપિષ્ઠા છે. પિશાચી–રાક્ષસી !–આજ હોરા શરીરમાં સૌન્દર્યનો અંશ બાકી છે વળી શી આપદા આવવાની હશે !

ફ્લોરા દિવાકરને નહિ ઓળખી શકી. આટલા વર્ષમાં એની માનસિક સ્થિતિમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. એના નવનીતસમા કોમળ વક્ષઃસ્થળ ઉપર એક લાંબું વસ્ત્ર હતું. એના ભાલપર ચિન્તાની રેખા સ્પષ્ટ જણાતી હતી. એના ચંચળ કમલ–નયન આ વેળાએ સ્થિર, ગંભીર, ને વેદનાપૂર્ણ હતા.

દિવાકરને પરિચિત સ્વરમાં ફ્લોરા બોલી—વણી ભારે વિપત્તિમાં ફસાયલા અમો પતિપત્ની

આપની સેવામાં હાજર થયા છીએ. હમે સાંભળ્યું છે કે આખા લાહોરમાં આપ જેવા કોઇ ઉદાર નથી. આપની પાસે યાચના કરવા આવ્યા છીએ.

આ પ્રસ્તાવનાની દિવાકરના મનપર કશી-અસર થઇ કે નહિ તે જોવા બન્ને જણ થોડીવાર મુંગા રહ્યા. આશુતોષ દિવાકર સામું આશ્ચર્યથી જોવા લાગ્યો. આ પ્હેલાં એમની મુખાકૃતિ કદી આવી ન્હોતી થઈ.

રમણીએ ફરી શરૂ કર્યું-શેઠજી મ્હારા પતિ રેલ્વેમાં ગાર્ડ છે. મ્હારા પ્હેલા પતિના અવસાનથી મ્હને બહુ ધન મળ્યું હતું. કહેતાં લાજું છું કે હિલે જુગારમાં બધુંજ ગૂમાવી દીધું. ખોટા ખરચથી એ એટલો બધો કરજદાર થઇ ગયો છે કે હવે એને આખી લાઇનપર કોઇ એક પૈસો ધીરતુ નથી. પાંચસો રૂપીયાની એક ડિક્રી માટે એને કાલે જેલમાં જવુ પડશે. એવી બેઇજ્જતી કરતાં આપ જેવા મહાનુભાવ પાસે ભીખ માંગવી સારી ગણીને આપની પાસે આવ્યા છીએ.

આટલું બોલી કલેરા ચૂપ થઇ ગઇ. આશુતોષે જોયું કે દિવાકરનું મ્હોં ગંભીર થઈ ગયું. દિવાકરે ચિત્ત ઠેકાણે લાવી પૂછ્યું-એને કેટલું કરજ છે?

કલેરાએ કહ્યું-શેઠજી, એતો પૂછ્યુંજ નકામુ છે. ત્રણ હજારનું દેવુ છે.

એનો ઉત્તર દીધા વગરજ દિવાકરે એક બુકમાથી ત્રણ હજારનો ચેક ફાડી હિલને આપ્યો. બન્ને વિસ્મિત થઇ ગયા.

હિલે કહ્યું—શેઠજી, હું આપની દયા માટે યોગ્ય પાત્ર નથી. હું મહાપાપી છું. આ રમણીના પ્રેમમાં પડી મ્હે અનેક પાપ કર્યાં છે.

કલેરાનું વદન રક્તહીન થઇ ગયુ. દિવાકરે પૂછ્યું-એના પ્રથમ પતિનું નામ મૂર હતું?

વિસ્મિત કલેરાએ જવાબ આપ્યો-હા.

"મધુપુરમાં રહેતો હતો?"

હિલે પૂછ્યુ—આપે કેવી રીતે જાણ્યુ?

દિવાકરે કલેરાને ઉદ્દેશી કહ્યું—મ્હને ઓળખી શકે છે? પોતાનું પાપ છૂપાવવા મિથ્યા અપવાદ મૂકી જેનું સર્વનાશ કરતા જરાય ખંચાઇ ન્હોતી ત્હેને હવે ઓળખી શકે છે? હું તો ઇહકાળને પરકાળે માનવાવાળો અવશ્ય હિંદુ છું ત્હારાજ આશીર્વાદથી આજ મ્હારી પાસે આટલી સંપત્તિ છે. તેના મદદ રૂપે આ સાધારણ પ્રતિદાન કરૂં છુ.

દિવાકર બોલી રહ્યો નહિ એટલામા તો કલેરા પૃથ્વી પર પડી ગઇ. દિવાકર ઉઠીને બીજા ઓરડામાં ચાલ્યા ગયા હિલની કલેરાપરની વિરક્તિ દ્વિગુણિત થઇ ગઇ. એણે વિચાર્યું-આ બલાથી દૂર થયેજ મ્હારો છૂટકો છે

આશુ અને સતીશે મહામહેનતે કલેરાની મૂર્છા દૂર કરી કલેરા ગઇ એટલે સતીશે પૂછ્યું બાબુ; કંઇ સમજાયું?

આશુતોષ ગર્વને આભળા ચઢાવતો બોલ્યો-હા, દિવાકર ખરેખર કુમારો છે. પણ મ્હારો સિદ્ધાન્ત તદ્દન ખોટો નથી. મૂળમાં હિંદુને મડમનો મિશ્ર પ્રેમ તો છેજ.

---

હિન્દી દ્વારા એક બંગાળી કથાનો અનુવાદ.

# પાપનું પ્રાયશ્ચિત.

## પ્રકરણ ૨ જું.

મદનજિત શેઠનો વેપાર રૂનો હોવાથી રૂની ખરીદી માટે તથા માલની આયાત નિકાસ માટે વખતો વખત તેમને કોકણે જવું થતું. ત્યાંની હવા શહેરના બીજા ભાગો કરતાં વધારે સ્વચ્છ હોવાથી તેમણે દરીઆ કિનારે એક સુંદર બંગલો બંધાવ્યો હતો ને તેની આસપાસ મન પસંદ વૃક્ષો રોપાવીને એક બાગ બનાવ્યો હતો. તેમાંનાં વૃક્ષોની શીતળ છાયા તથા તેમની ડાળીઓ ઝુલવાથી આવતી પવનની લહેરો અને વિવિધ પુષ્પ કુંજમાંથી પ્રસરતી મીઠી સુગંધને લઈને બંગલામાં આવાસ રાખવાનું શેઠને ઘણું રૂચિકર થઇ પડયું હતું. તેમના અવસાન પછી તો તે બંગલો ઘણે ભાગે બંધજ રહેતો પણ હવે કાળે કરીને શેઠાણીના શોકનો આવેગ નરમ પડેલો હોવાથી તથા ઇંદ્રજિતને પણ બાલ્ય કાળની ત્યાંની આનંદજનક ક્રીડાઓ યાદ આવ્યાથી તેણે વખતો વખત પાછા ત્યાં રહેવાનો આગ્રહ પોતાની માતા પાસે કર્યાથી શેઠાણીએ તે બંગલો ખોલાવી સાફ સુફ કરાવી રાખ્યો હતો અને ગ્રીષ્મ ઋતુ બેસી ગએલી હોવાથી તેઓએ ત્યાંની શીતળતાનો લાભ લેવા માટે બે ત્રણ માસ ત્યાંજ રહેવા જવાનું ધાર્યું હતું. પોતાના વિનોદને અર્થે પોતાની સખી સુમિત્રાને તથા તેની પુત્રી રંભાને પણ સાથે આવવાનું ઠરાવ્યું હતું. શારાપ તો હવે ઘરના માણસ જેવોજ થઈ ગયો હતો ને ઇંદ્રજિતને ઘડી પણ તેના વિના ચાલે એમ ન હતું તેથી એ તો સાથે આવવાનોજ હતો. નોકર ચાકરોને પહેલેથી મોકલી દીધા બાદ શેઠાણી, તેમની સખી અને તેની પુત્રી ઘરની મ્હોટી ઘોડા ગાડી જોડાવી એક દિવસ પ્રાતઃકાળમાંજ ત્યાં જવા ઉપડયા. શારાપ કામમાંથી પરવારીને ત્યાં પરભાર્યો આવવાનો હતો.

ઘણે દિવસે શેઠાણી શોક મુકીને પહેલી વારજ બ્હારની ખુલ્લી હવામાં આજ નીકળેલાં હોવાથી તેમનું મન પ્રફુલ્લ હતું. પોતાના જે પુત્રની તબીઅત માટે તેમને અહર્નિશ ચિંતા થતી હતી તે હવે રાતો માતો થઇને પોતાની સાથે નાના ટટ્ટુ ઉપર બેસીને ગાડીની પાસેજ ચાલતો હતો તે જોઇને પણ તેમનો આનંદ દ્વિગુણિત થતો હતો. મોહક નગરીના મ્હોટા માર્ગ પર મદોન્મત્ત રીતે ચાલતા મજબુત મનોહર ઘોડાઓની ખરીઓનો કઠોર નાદ દુરથી પણ સંભળાતો હતો. જોત જોતામાં તો ગાડી બાગના દરવાજા પાસે આવી પહોંચી અને બંગલાની સામેના ફુવારામાં ઉડતી શીતળ જળ બિન્દુઓના વર્ષાદથી જાણે ખરેખર ચોમાસુંજ જામી ગયું હોય એવો ભાસ તેમને ત્યાં પ્રવેશ કરતાંજ થવા લાગ્યો. ઉતરીને સૌ પોત પોતાને માટે નિયત કરેલા ભાગમાં સરસામાન ગોઠવવામાં રોકાયાં. ઇંદ્રજિતનું મન તો આજ અભિનવ વન પલ્લવથી છવાઇ ગએલી વાટિકાની શોભા નિહાળવામાં તલ્લીનજ થઇ ગયું. રંભાને બોલાવીને તેની સાથે તે બાગમાં ચારે પાસ ફરવા તથા દોડા દોડી કરવા લાગ્યો. સામેજ સુંદરનો મહાસાગર રૂપેરી પ્રકાશ આપતો—સતત ઉછળતી મોજાંની ધોળી છોળોથી ક્ષીરસાગરની ભ્રમણા કરાવતો, અસંખ્ય જળચર પ્રાણીઓનું પોષણ કરતો, અનેક ભોગો લેતો હોવા છતાં પ્રશાન્ત સ્વરૂપ ધારણ કરીને બગ ભગતની પેઠે જગતને ઠગતો હતો. તેના ઉપર તરતી અનેક હોડીઓ—દુરથી દેખાતી સ્ટીમરો—વચ્ચે વચ્ચે દ્રષ્ટિએ પડતાં વહાણો વિગેરેનું દ્રશ્ય આ સ્વાભાવિક રીતે કુતુહલ ભરેલા બાળકોને આલ્હાદજનક થાય એમાં આશ્ચર્ય પણ શું ?

શેઠાણીને જરા શ્રમ પડયો હતો. ઘણા દિવસ મકાનમાંજ કાઢેલા અને એકાએક બ્હાર લાંબે પલ્લે જવાનું થયું તેથી તેમને માથામાં જરા દુખાવો પણ ઉપડી આવ્યો હતો. જ્યારે જ્યારે તેઓને આ પીડા થતી ત્યારે ત્યારે તેઓ એક સાંકડી કાચની ભુંગળીમાંથી એક નાની સફેદ ચકતી મ્હોમાં મુકતાં એટલે શિરોવેદના ધીમે ધીમે નરમ પડતી. શકરાય બપોરે આવી પહોંચ્યો અને તેણે જોયું કે શેઠાણીની તબીઅત જરા નરમ છે એટલે તરતજ તેમની પાસે ગયો ને તેમના આરામને માટે બીછાના વિગેરેની સર્વ ગોઠવણ તેણે જાતેજ કરી દીધી તથા પેલી ટીકડી લેવા માટે કાચની ભુંગળી તેમની પાસે રજુ કરી તેમાંથી એક તેમને હાથે તેણે ગળાવી અને ઉપર થા પાઇને તેમને સુવાડી દીધાં. શેઠાણીને પણ તેની કાળજી માટે ઘણીજ લાગણી થઇ. સુમિત્રા પાસે હતીજ તે સમજી કે શકરાયને માટે લોક ગમે તેમ કહેતા હોય પણ શેઠાણીની તબીઅત સંભાળવામાં તેના જેવો કોઈ ઉપયોગી થઇ પડે તેમ નહતું.

ભોજન લીધા બાદ સર્વ બપોરની ગરમીમાં જરા આરામ લેવા વેરાઇ ગયાં. પાછલો પહોર થતાં શેઠાણીને ઠીક હોવાથી તેઓ બ્હાર આવીને આરામ ખુરશીમાં સૂતાં તથા સુમિત્રા જોડે વાર્તા વિનોદમા પડયાં. છોકરાં તો પાછાં બાગમાં ચક્કર મારવા ને નવી નવી રમતો રમવામાં ગુંથાયા હતા. સંધ્યા કાળ પડવા વખતે શેઠાણીએ સુમિત્રાને બાગમાં આંટો મારી આવવા કહ્યું કેમકે બેઠે બેઠે તેને પણ કંટાળો આવે એ સ્વાભાવિક હતું. તેણે ઘણી ના કહી ને તેમની સભાળને માટે રહેવાની ઇચ્છા જણાવી પણ શેઠાણીએ બહુજ આગ્રહ કરીને તેને ફરવા મોકલી પોતાને હવે સારૂં છે માટે કોઇની જરૂર નથી એમ કહેવાથી તે જરા પગ છુટો કરવા ફરવા નીકળી રાત્રિ પડતાં સૌ પાછાં આવ્યાં. ત્યારે શેઠાણી પાસે કોઇ અવનવા માણસને વાતે વળગેલા જોઇને જરા ચમકયાં, પણ પાસે આવતાં તેમને જણાયું કે તે તો બીજો કોઇ નહિ પણ ત્યાંનો પ્રખ્યાત રસાયણ શાસ્ત્રી ડા. સુરેશચન્દ્ર હતો. તેને મદનજિત શેઠે સારી મદદ કરેલી હોવાથી તે વચ્ચે વચ્ચે તેમના મેમાન તરીકે હવે આવી ચડતો તેને જંગલોમા તથા પહાડોમાં ફરીને નવા નવા ઝાડપાલા શોધવાનો ઘણો શોખ હતો ને વખતે સુંદર જીવ જંતુઓ પણ પકડી લાવતો. તેથી છોકરાં તેને જોઇને રાજી થયા. રંભા તો દોડતી દોડતી આવીને બૂમ પાડવા લાગી કે–“ વ્હાલો સુરેશ કાકા, આજ તમારા ગજવામાં શું લાવ્યા છો? હું અડકીશ તો નહિં આ; તમે મને તે દહાડે નાનું બચુકડું સાપોલીયું કાઢીને એવી ડરાવી હતી કે ત્યારથી હું તો બ્હીઉં છું. પણ નક્કી તમે આજ કંઇ નવું નવું બનાવવાને લાવ્યા તો હશોજ.”

સુરેશને તેના કાલા બોલ સાંભળી હસવું આવ્યું. તેણે વર્ણવેલો પ્રસંગ તરતજ પોતાને સાંભરી આવ્યો. તેથી રંભાને પટાવીને ગજવું બતાવી તેમાં કંઇ બ્હીવા જેવું નથી એમ કહીને તેણે પોતાના ખોળામા બેસાડી અને ઇન્દ્રજિતને પણ સ્નેહથી આલિંગન દીધું. શકરાય પણ ત્યાં આવી પહોંચ્યો હતો તેથી આખું મંડળ તેમને વીંટલાઇને તેમની રમુજી વાર્તા સાંભળવા બેઠું. પણ રંભાનું કુતુહલ હજી સમ્યું નહતું. ને તો વારે વારે પુછવા લાગી કે “ કહોને કાકા–આજ શું લાવ્યા છો? નહિં બતાવો તો જવા નહિં દઉં–પેલી રીસામણી કેવી તમે લાવ્યા હતા? એ તો ખરેખર જાણે જીવતીજ હતી. હાથ અડકાડીએ કે તરત એની બાર ને પાંદડાં બંધજ કરી દે ને આપણે પાછા ખસીએ ત્યારેજ ઉઘાડે. એ તે શું હશે? એને નાક કે કાન કે હાથ કે આંખો તો છે નહિ.

"એ, બ્હેન! પ્રભુની લીલા છે. એની કૃતિ ?" સમજવાની મનુષ્યની શક્તિ ક્યાંથી હોય

"એ તો ઠીક-પણ રંભાના પ્રશ્નનો ઉત્તર તો આપે હજી દીધો નથી"-શંકરરાવે વાત ફેરવીને પુછ્યું. "હમણાં આપ કેવી શોધમાં મંડયા રહો છો તે તો કહો ?"

"ભાઇ—હાલ તો મ્હેં એવી દવા શોધી કાઢી છે કે તે કોઇના ખાવામાં જરો પણ આવે તો વગર દુઃખે આનંદમાંને આનંદમાંજ સ્વપ્ન જોતાં જોતાં તે ખાનારનો અંત આવે અને દાક્તરો તેના લોહીને તપાસે તો પણ તેમાં તેની કસી અસર જણાય નહિ. સ્વાદમાં પણ કંઇજ ફરક નથી, બીજી ઝેરી દવાઓની અસર તો પાછળથી માલમ પડે છે ને તેથી તે ઓળખાઇ આવે છે પણ આનું તો નામ નિશાને રહેતું નથી."

"અહો ? શો ચમત્કાર ?" શેઠાણીથી બોલાઇ જવાયું. "બબ્બા, લડાઇમાં સેંકડો ગોળીઓ મારીને કે તરવારના ઝાટકા મારીને દુશ્મનોને મારી નાંખે છે તેને બદલે એ વાપરતા હોય તો કેવું ? ન કોઇને દુઃખ થાય કે ન કોઇને વસમું લાગે."

"પણ એ કંઇ કોઇ ખુશીથી-લે ?"

"નાં, એ તો ખરૂં. ત્યારે એમના ખોરાકમાં કે એમના પીવાના પાણીમાં છુપકીથી ભેળવી દેવાય તો કેમ ?"

"હા એ બને—ખરૂં—પણ સામટા માણસોને એમ દવાથી મારવા એ કંઇ જેવું તેવું સાહસ ના કહેવાય. એવો દગો કરવામાં પણ બહુ બાહોશી જોઇએ છીએ."

"બળી એ વાત-હવે જવાદોને-એને આપણે કરવું છે એ શું ?-"શેઠાણી નરમ સ્વભાવના હોવાથી તેમને એવા વિચારો અણગમો ઉત્પન્ન કરતા જણાયા. ડાક્તરે તે વાત બંધ કરી પણ શંકરરાવને હજી કંઇક જિજ્ઞાસા રહી ગઇ તેથી તે બોલી ઉઠયો કે-તમે તે કેવા આકારમાં બનાવો છો ? કેવી કેવી ચીજો તેમાં પડતી હશે ?"

"ભાઇ, આકાર તો સફેત ટીકડીઓનોજ છે. પણ ચીજો તમે સમજશો નહિ. હું તેનું અમારા શાસ્ત્રના નિયમ પ્રમાણે વર્ણન કરૂં તે તમારે શા કામનું ?"

"ના—ના હું તો અમથો પુછતો હતો."

રંભા કહે: "પણ તે કયાં છે ? બતાવો તો ખરા" બાળકને મનતો રમતજ હતી.

આ ઉપરથી દાક્તરે ગજવામાં હાથ ઘાલી એક નાની ભુંગળી બહાર કાઢી. તેમાં સાત ટીકડીઓજ હતી તે બતાવી કહ્યું કે-"આટલી તો કેટલાંએ જણાના જીવ લેવાને બસ થાય એમ છે."

"ના બાપ-મ્હારે એ નથી જોઇતી"-રંભા હવે ગભરાઇ. "મુકીદો જ્યાં હોય ત્યાં. હવે તમને હું કંટાળો નહિ આપું ને જોવા માગીશ પણ નહિ."

"ગભરા નહિ-બેન-એ તો અમારે રસાયણના પ્રયોગ જનાવરો ઉપર અજમાવવા પડે તે વેળાજ વાપરવાની છે તેથી હું બહુજ સંભાળથી રાખું છું."

"કહો દાક્તર સાહેબ, આપ સુશો ક્યાં ?" બધું શાંત પડતાં શંકરરાવે પ્રશ્ન કર્યો.

"બંગલાનો બધો ભાગ તો રોકાઇ ગયો છે પણ આ પાછેનાં મકાનો છે તેમાંનો એકાદ ભાગ તમારે-માટે તૈયાર કરાવું તો કેમ ? ઘોડાવાળા, નોકરો વિગેરે પણ તેની નીચેજ સુએ છે તેથી માણસની આપને અડચણ નહિ પડે. આપની મરજી હોય તો બતાવું."

"મને તો જ્યાં રાખશો ત્યાં સરખુંજ છે. રાતની રાત કેટલીક વાર હું તો જંગલમાંએ ઝાડ ઉપર સુઇ રહું છું."

એમ કહેતાં તેઓ શઠરાય જોડે ચાલ્યા ને પોતાનો મુકામ જોઇ આવ્યા. બારી એકજ હતી તે બંધ કરે તો પવન ન આવે તેથી શઠરાયે ખુલ્લી રાખવા કહ્યું.

" અહીં કંઇ ભો જેવું નથી માટે ગભરાશો નહિં."

અરે મને તે કોઇ શું કરનાર છે ? મ્હારી પાસેથી લઇ જવાનું પણ શું હોય ? અમે તો રમતા રામ છીએ ને કંઇ જોખમ મ્હારી સાથે હું રાખતોજ નથી."

વાતો કરતાં બંને પાછા આવ્યા. દાકતરને માટે ત્યાં પલંગ પથરાવવાનું તથા પાણી ભરાવવાનું નોકરને કહીને સૌ વાળુ કરવા ગયા. શેઠાણી તો પહેલેથીજ નિદ્રાવશ થઇ ગયાં હતાં. દાક્તર પોતાને સ્થાનકે જઇને સૂતા. શઠરાય તેના ઓરડામાં ગયો પણ ત્યાં તેને નિંદ્રા આવી નહિ. તેનું મન દાકતરની નવી શોધના વિચારમાંજ ગુંથાયું. તેના દીલમાં શું હશે તે હવે જાણવાનો વખત આવ્યો. બ્હારથી પ્રમાણિકપણાનો ડોળ કરીને જગતને છેતરનાર તેના જેવો કપટી બીજો કોઇ ન હતો. શેઠાણીની જાગીરનો રખવાળ હીરો નિખાલસ દીલનો હતો તે જ્યારે જ્યારે તેને જોતો ત્યારે તેને મન તો એમજ થતું કે આ ભાઇ નક્કી દગલબાજ છે ને છેતરપંડી કરવાજ ડોળ ઘાલીને ફરે છે. તેથી તે પોતાના કુતરા ટીપુ જોડે જ્યારે એકલો બેસતો ત્યારે ટીપુ જોડે વાતે વળગતો. તેને એમજ લાગતું કે ટીપુ પણ મ્હારા જેવો સમજદાર છે તેથી બધી વાત તેને તે કહી સંભળાવતો. તેની ઓરડી એકાન્ત ભાગમાં હતી તેથી બીજું કોઇ સાંભળી જાય એવી જરાએ બ્હીક ન હતી

" સાંભળે છે કે ટીપુ ?" ટીપુએ તરત કાન ઉંચા કરીને હીરાની સામું જોયું.

" આ શઠરાયને ત્હેં ઓળખ્યો ? ત્હારામાં અલ્યા અક્કલ તો પહેલાં બહુ હતી પણ હવે તું તો મ્હારી પેઠે ઘરડો થઇ ગયો છું હાં–હમણા તો ત્હારાં નસકોરા પણ નબળાં પડી ગયા છે. તને અગાઉના જેવી ગમ ક્યાં આવે છે ? સારા નરસાનું પારખું હવે તો તું કરતો નથી પણ મને તો નક્કી લાગે છે કે આ ભુંડો માનવી કાંઇક કાળું ધોળું કર્યા વિના રહેવાનો નથી. શેઠાણી બાઇ ભલાં તે ભલાંજ છે, એ બચારાં શું સમજે ? પણ માહલા ગુણ–કહે છે ને કેમ ? જાણુછ કે નહિ–એ તો એવી વાત છે–ભીતરકી રામ જાણે "

ટીપુ જાણે સમજ્યો હોય તેમ ઉંચુ માથું કરીને બધું સાંભળતો ને વાત થઇ રહે કે તરત માથું બે આગલા પગ વચ્ચે ઘાલી દઇ આંખો મીંચીને સુઇ જતો.

*આવી રીતે કોઇ કોઇ વ્યક્તિના મનમાં કુદરતી શંકા થઇ આવતી પણ બ્હાર કેમ કોઇથી બોલાય ?*

શઠરાય જેટલો નિર્લોભી દેખાતો તેટલોજ લાલચુડો છે એમ હીરો માનતો તેજ પ્રમાણે શઠરાયે પણ પોતાની બાજી ગોઠવવા માંડી હતી. વિશ્વાસના પૂર્ણ આડંબરથી સર્વને આંજી નાંખીને પોતાનું કામ કાઢવાની યુક્તિ તે શોધતો હતો ને શેઠાણીને આજે બાગમાં આવવાનું થયું તેથી તેને બેવડો લાભ થયો એમ એ સમજતો હતો. મધ્ય રાત્રિ થતાં તે ધીમે રહીને ઉઠી પોતાનું બારણું હળવે હળવે ઉઘાડીને બંગલાની બ્હાર આવ્યો ત્યાં તેણે જોયું કે નોકર ચાકર સર્વ સુઇ ગયા હતા. રાત્રિનો અંધકાર પરિપૂર્ણ રીતે વ્યાપો હતો. સર્વ સ્થળે શાંતિ હતી પણ સાગરના દરીઆના મોજાંનો અવાજ નિરંતર આવ્યાજ કરતો હતો તેથી કંઇ ખડખડાટ જરા થાય તો પણ તે ઉપર કોઇનું ધ્યાન ત્યાં જાય તેમ નહતું

બ્હાર નીકળીને તે ધીમે ધીમે તબેલા બાજુ ગયો ને ત્યાં પડેલી નીસરણી મુકી બાજુ સુરેશ ને સુવા આપેલી મેડીની ખુલ્લી રાખેલી બારીની ઉપર સુધી પહોંચ્યો ને પછી હળવે રહીને તે અંદર દાખલ થયો.

( અપુર્ણ )

છે. આ સમાજ પણ દરેક સંસ્થાની માફક—એક જુદું શાસ્ત્ર છે સ્ત્રી સ્વતંત્રતા પણ એમજ.

ઇન્દુ: આપનું કહેવું તો મ્હને વ્યાજબી જણાય છે. પણ આપ સ્ત્રી સ્વતંત્રતાની વિરૂદ્ધ હશો એની મ્હને ખબર નહિં.

ભાનુ: જેમાંથી મ્હને લાભ ન મળે એવા બધાની હું વિરૂદ્ધ છું પણ ત્હમે જરા આસ્તેથી બોલો. વિમળા પાસેના ઓરડામાં વળી હશે તો રમખાણ મચશે.

ઇન્દુ: એટલે !

ભાનુ: જુવોને આજ વિમળાની સાથે હું લગ્ન કરવા માંગું છું. પણ સ્ત્રી સ્વતંત્રતા વિરોના મ્હારા વિચારો એના જાણવામાં આવે તો મ્હારો તિરસ્કાર થાય. માટે લગ્નના દિવસ સુધી તો હું ભાષણો આપતો કે સ્ત્રીને સમાન રાજકીય ને સામાજિક હક્ક મળવા જોઇએ. હવે ત્હમે જાણતા હશો કે યુવાવસ્થામાં ન્યાય ને સ્વતંત્રતાને સમાનતાની ચેષ્ટાઓ એટલી હોય છે, તત્વો. તે સિદ્ધાન્તો માટેનો પ્રેમ એવો હોય છે કે એ વખતે આપણે એક કલ્પના માટે એક ભાવના ખાતર સઘળું ત્યાગ કરવા તૈયાર હોઇયે છિયે. પરંતુ કૉલેજ છોડયા પછી આપણે જ્યારે દુનિયા જોઇયે છિયે, સત્યજીવન નિહાળિયે છિયે ત્યારે જાણિયે છિયે કે જીવનમાં તો અસત્ય ઢોંગ, અપ્રમાણિકતાનોજ વિજય થાય છે. બાકી સ્ત્રી સ્વતંત્રતાનો પ્રશ્ન ઘણો મુશ્કેલ ને ગૂંચવાડાભર્યો છે.

ઇન્દુ: આપના મત સાથે હું તદ્દન મળતો આવું છું રાજકીય પ્રવૃત્તિમાં તો સંતાન વગરની કે કુમારિકાનું જીવન ગાળતી સ્ત્રીઓજ પડી શકે—કેમ ?

ભાનુ: પણ જે સ્ત્રીઓને સંતાનની ઇચ્છા ન હોય એવી સ્ત્રીઓનું શું ?

ઇન્દુ: આપ કહો છો ને સાચું છે. પણ એવી સ્ત્રીઓ તે વળી હશે ?

ભાનુ: કેમ નહિં ? ઘણી. ફ્રાન્સમાં એજ મુશ્કેલી આવી હતી. સુધરેલા ફ્રાન્સ જેટલો આપણે સુધારો કરીશું તો આપણે પણ એજ સ્થિતિ આવશે. તેઓ કહેશે કે "સંતાન તો પુરૂષોએ નાંખેલો એક બોજો છે"—તો !

ઇન્દુ: આપની ટીકા ને ભય બિલકુલ ખોટાં નથી પણ—

ભાનુ: ત્હમે સુધારાની વિરૂદ્ધ હો એમ મ્હને લાગે છે.

ઇન્દુ: હું કોઇની વિરૂદ્ધ નથી અને બધાની વિરૂદ્ધ છું. કોઇની તરફમાં નથી ને બધાની તરફમાં છું. સુધારાવાળાની સાથે વાત કરતાં સુધારાવાળો છું. જુના મતવાળાની સાથે ચર્ચા કરતાં જુના મતવાળો છું.

ભાનુ: હા ! પણ ત્હમે શું કહેતા હતા ?

ઇન્દુ: આપનું ફ્રાન્સનું દ્રષ્ટાન્ત યોગ્ય છે પરંતુ આપણા દેશમાં એવી ભેદી સ્ત્રીઓ હશે ?

ભાનુ: અત્યાર સુધી ન્હોતી—હજી લાગી નથી. માતાનું કર્તવ્ય પવિત્ર લેખાતું આવ્યું છે. દરેક યુવતીને માતા થવાની ઇચ્છા થાય છે. એનું કારણ એમ છે કે સંતાનવાળી માતા માનની પાત્ર હતી વાંઝણી સ્ત્રીઓ નામોશીને પાત્ર હતી પરંતુ હવે એ સર્વ ફરી જાય તો ? સ્ત્રી સ્વતંત્રતાની હિમાયત એ માત્ર સ્ત્રીને મત આપવાની હીમાયત નથી સ્ત્રીને મત આપવામાં આપણે એક અસાધારણ પ્રયોગ કરિયે છિયે ભયંકર જવાબદારી માથે લઇયે છિયે. ગોનાની કુસમની

જિંદગી ખાતર, પોતાના જાહેર જીવન માટે, પોતાની મઝા વાસ્તે માતૃત્વનું બળિદાન માતા થવાનું ધિક્કારશે-તો ! એજ એમની "સ્વતંત્રતા" થશે તો ! બાળકાથી શેગાઇને અંધાર ઘરમાં ગોંધાઇ રહેવા કરતા એ રાજકીય જીવન પસંદ કરશે, મ્યુનિસિપાલિટિમાં મ્હાલશે, ધારા સભાઓ ગજાવશે, પરિષદો ડોલાવશે પરંતુ ભવિષ્યની સંતતિનો નાશ કરશે !

(વિચારમાં ડુબેલી વિમળા ઇન્દિરા સાથે દાખલ થાય છે અને ઇન્દિરાને વળાવે છે 'ભાનુકુમાર બાજુએ ઉભો રહે છે-અને ત્હેનું વાક્ય ત્હેના મ્હોંમાં રહે છે. ઇન્દુભાઇ બ્હાર સટકી જાય છે વિમળા પાછી ફરે છે એટલે ભાનુકુમાર સ્હામો આવી વંદન કરે છે.)

ભાનુ: વ્હાલી વિમળા, આજે હું કાંઇ નવા અજાયબી ભર્યા સમાચાર લાવ્યો છું.

વિમલા: (ચમકીને-લાગણી વગરના સૂરમાં) હું પણ કાંઇ નવા સમાચાર લાવી છું.

ભાનુ: ત્હમારા શા છે—કહો તો ખરા ?

વિમલા: 'સ્ત્રી સ્વાતંત્ર્ય સમાજે' ત્હમને એ સંસ્થા માટે નાલાયક ગણવાનો અને ત્હમારે માટે સખ્ત ના પસંદગીનો ઠરાવ પસાર કર્યો છે. (ભાનુ બે ડગલાં પાછળ હઠી જાય છે.)

ભાનુ: આવી ક્રૂર મશ્કરી-વિમળા ! વિમળા શા માટે હું નાલાયક વારુ ?

વિમલા: કારણ કે મુંબઇની ધારાસભામાં સ્ત્રીઓને મત આપવા બાબત આવેલા ઠરાવની ત્હમે વિરુદ્ધ પડયા. ભાનુકુમાર ! પ્રભુને ખાતર કહો કે એ જુઠું છે મ્હને કહો કે વર્તમાન પત્રમાં ભૂલથી લખાયું છે. અને હું જીતીશ-આપણે જીતીશું-સ્ત્રી જાતિ જીતશે. મ્હને કહો કે દી ત્હમે એમ હમને દગો દોજ નહિં. આજ સુધી હું ત્હમને નિર્દોષતાની મૂર્તિ સમાન ગણતી તી. મ્હારા અંતઃકરણની વિરુદ્ધ મ્હારા સિદ્ધાન્તોનો અનાદર કરીને ત્હમને, મ્હારા નાથ, મ્હારા હૃદયમાં પૂજતી હતી ત્હમને મ્હારા નાથ કહું છું પણ પ્રભુ સિવાય કોઇ પણ મ્હારા નાથ થઇ શકે નહિં એમ હું બધાને કહેતી હતી. મ્હારા જીવનના જે એકજ દિવ્ય દેવ, મ્હેં સ્થાપ્યા છે તે પણ મ્હને દગશે ! ના, ના મ્હને ના કહો.

ભાનુ: વિમલા, હું કહેવાને ઘણો દિલગીર છું પણ એ તદ્દન સાચું છે. (વિમલા પાસેના કોચ પર બેસી જાય છે. ભાનુકુમાર સ્વસ્થતાથી સ્હામેની ખુરશી પર ગોઠવાય છે)

વિમલા: (ગળગળા સાદે)-તો આજથી આપણી વચ્ચેનો સંબન્ધ પણ તૂટેલો ગણજો. (કંઇક હિમ્મત એકઠી કરીને) ત્હમારા જેવા દ—માણસના હાથમાં મ્હારું જીવન આપવું એ કરતાં-એ કરતા તો અનીતિના ખાડામાં પડી નાશ પામવું-જીવનને છિન્નભિન્ન કરી નાખવું-એ વધારે ઉત્તમ છે. એવી અનીતિમાં આવી નીતિ કરતાં વધૂ સત્ય ને વધુ આનન્દ હોય તો ખરો.

ભાનુકુમાર : આપણા લગ્ન આ મહિનામા-કે-આ-જન્મારામા પણ નહિં થાય. (વિમલાની હિમ્મત ખૂટી જાય છે ને, એ કોચ પર પછડાઇ ધ્રુસકે ધ્રુસકે રડે છે ભાનુકુમાર ઉઠીને ત્હેની પાસે જઇ બેસે છે અને ત્હેના બે હાથ પોતાના હાથમાં લે છે.)

ભાનુ: વિમલા, વિમલા સ્વસ્થ થાઓ. આ નકામી 'સમાજ'ને ક્યા વળી વચમાં લાવો છો. જો (એનું મ્હોં પોતા તરફ ફેરવવાનો પ્રયાસ કરતાં) આપણી મહિંની એક્ઝીક્યુટીવ કાઉન્સિલના હિન્દી મેમ્બર સર વલ્લભદાસની મદદથી એમના હાથ નીચે હું પાર્લામેન્ટરી

સેક્રેટરી નિમાયો છું. એ ખબર આપવા હું અહિં આવ્યો હતો. (વિમલા સ્વસ્થ થઈ બાજુએ પડેલી બીજી ખુરશીએ જઈને બેસે છે. ભાનુ ત્યાંજ બેસી રહે છે. વિમલા કંઈ બોલતી નથી.)

ભાનુ: (પાછી વાત શરૂ કરવા) હમને હેરાન કરવામાં પેલી દુષ્ટ છોકરીનો હાથ હશે. કેમ ?

વિમલા: (સ્હેજ હસવાટથી) એ તો એનું સ્ત્રી જાતિ પ્રત્યેનું કર્તવ્ય હતું. હમારા જેવા લોકોને ઉઘાડા પાડી હમારી 'સમાજ'ને અને એક અનાથ છોકરીને બચાવવી એ કોનું કર્તવ્ય નથી ? એની જગ્યાએ હું હોઉં તો પણ એમજ કરૂં.

ભાનુ: અરે, છોકરી આમ તો જો. હું કોણ છું તે તું જાણે છે ? હું અત્યારે મુંબઈની સરકાર છું. કારોબારી કાઉંસિલ મારફત સરકારને મ્હારી ઇચ્છા પ્રમાણે હું ચલાવીશ મ્હારૂં ધાર્યું હું હવે કરી શકીશ સમઝી ?

વિમલા: હમે મુંબઈ સરકાર તો શું પણ હિન્દની કે ઇંગ્લંડની સરકાર પણ હો તો મ્હને દરકાર નથી. મ્હોટામાં મ્હોટી સરકાર કરતાં મનુષ્યનું અંતઃકરણ વધારે મ્હોટું છે. સંસ્થાઓ આત્માને પ્હોંચી વળતી નથી.

ભાનુ: (સ્વાગત) વિજ્યાએ થોડા દિવસ તો રોકાવું હતું પછી હું એને મ્હારૂં બળ દેખાડત (વિમલાને) મ્હારી મશ્કરીથી હમે આમ ચ્હીડાઇ ન જાઓ. વિમલા, ધારાસભામાં ગયો તે પ્હેલાં મ્હને સર વલ્લભદાસની ચિઠ્ઠી મળી હતી. સરકાર આ સુધારાની વિરૂદ્ધ છે એ હું જાણતો હતો—

વિમલા: અને હમે મ્હને જુદુંજ વચન આપી ગયા હતા.

ભાનુ: એ વિરૂદ્ધ પ્રકારનાં વચનો અપાઇ જાય પછી જેથી આપણને વધારે લાભ થવાનો સંભવ હોય તે વચન પાળવું.

વિમલા: એટલે કે આકસ્માતિક સંજોગો વાસ્તે સનાતન સિદ્ધાંતોનો ત્યાગ કરવો. (આંખમાં આંસુ સાથે) હા ! વિજ્યાએ મ્હને એજ કહ્યું હતું કે સ્વાર્થ શિવાય બીજો કોઈ હેતુ પુરુષને નથી હોતો.

ભાનુ: (ગંભીરતાથી) સ્વાર્થ ! સ્વાર્થ શિવાય જગતમાં કોણ કંઈ પણ કરે છે ? પુરુષ કે સ્ત્રી ગમે તે હોય પણ અમુક સ્વાર્થ વગર એક પણ કામ તેઓ નથી કરતા. અને તે સ્વાર્થ એ પોતાના મનની ઇચ્છાને તૃપ્ત કરવી એજ છે. સળિયાપર સૂઇ દુઃખ સહન કરતો બાવો ખરી રીતે દુઃખ નથી સહન કરતો, પણ એમ સૂવામાં પોતાને આનન્દ આવે છે માટેજ સૂવે છે. યુદ્ધમાં લડી દેશ ખાતર મૃત્યુ પામતો યુવક નિઃસ્વાર્થી નથી, પણ એમ મરતાં પોતાના અંતઃકરણમાં ખુશાલી ઉપજે છે માટેજ એમ મરે છે. લાખો રૂપિયાનું દાન કરતો ધનિક પરમાર્થી નથી પણ પોતાને સંતુષ્ટ કરવાજ એમ કરે છે, પોતાનું વસ્ત્ર ન્હાનાં બાળકને ઓઢાડી ટાઢથી મરણતુલ્ય થતી માતા નિઃસ્વાર્થ પ્રેમથી એમ નથી કરતી પણ એમ કરવામાં ત્હેના આત્માને અમુક પ્રકારનો ઉંડો સંતોષ થાય છે માટેજ એવો માર્ગ લે છે. અને જ્યારે એમને એ આત્મસંતોષ થતો નથી ત્યારે બાવો એમ સૂવાનું મૂકી દે છે, યુવક યુદ્ધમાં જતો નથી, ઉદાર ધનવાન દાન કરતો અટકે છે, માતા બાળકની દરકાર કરતી નથી. એ બંધવાનો માટે-પોતાના અન્તઃકરણને ખુશી કરવાજ આ બધું કરે છે. મતભેદ જેમ અન્તઃકરણમાં ને અન્તઃકરણમાં ફેર હોય છે એમજ

ભાનુ: પ્રશ્ન એ છે, વિમળા, કે સ્ત્રી માતા થશે કે જાહેર જીવનમાં ભાગ લેશે?

વિમલા: એ બંને શા માટે ન થાય?

ભાનુ: કારણકે એ જો માતા થાય તો જાહેર જીવનમાં પડે નહિ અને જાહેર જીવનમાં પડે તો માતા થાય નહિ. વિમળા, મ્હને વધુ સ્પષ્ટ રીતે બોલવા દો. પ્રજાતે વૃદ્ધિ સાથે સ્ત્રીનો સંબંધ વધારે ગાઢને વધારે લાંબો છે. ભાવિની સંતતિ માટે સ્ત્રી પોતાનું યૌવન સાચવે છે, આપણે બધા આપણી ભવિષ્યની શક્ય પ્રજાને વાસ્તેજ જીવિયે છિયે પરંતુ વ્યક્તિના જીવનનો આ અન્તનો હેતુ સ્ત્રીઓને બંધારણમાં વધારે સ્પષ્ટતાથી વણાયેલો છે. આથી પ્રકૃતિ સાથે સ્ત્રી વધારે ગાઢ સંબન્ધ ધરાવે છે અને સ્ત્રીને પોતાના ખાસ રક્ષણ હેઠળ લીધી છે. એ સંબંધ ત્હમે તોડવા માંગો છો? બાળકના દાનમાં પ્રકૃતિએ સ્ત્રીને એવો સ્થૂળને સંગીન આનન્દ આપ્યો છે કે જેવો પુરુષના જીવનમાં એકકે નથી. એ આનન્દ ત્હમે લઇ લેવા માંગો છો!

વિમલા: ત્હમે ભુલ કરો છો. માતાનું કર્તવ્યજ હમને જાહેર જીવનમાં આણે છે. હમારે માત્ર હમારાં બાળકો માટેજ સુખને સગવડ નથી જોઇતી. બધાં માટે જોઇયે છિયે. દરેક બાળક છે એમ હમે ગણાવવા માગિયે છિયે એમને હમારો માતાનો સ્નેહ અપીને પછીજ હમે સ્વસ્થ થઇશું હા! પ્રકૃતિએ સ્ત્રીને આનન્દી કરી છે પરંતુ પુરુષને સ્હેજ જંગલી રહેવા દીધો છે. પુરુષે પ્રકૃતિ પર અને એની રક્ષિત સ્ત્રી પર ક્યાં વેર નથી લીધું? પ્રકૃતિના ક્ષેત્રમાં સ્ત્રી ઘણો ભાગ પરોવાયેલી રહે છે ત્યારે પુરુષ પૃથ્વીપર ભટકયો છે અને બુદ્ધિ તથા શકિતને તીક્ષ્ણ કરીને પ્રકૃતિની સાથે સનાતન કલહ મચાવી રહ્યો છે. આથી પ્રકૃતિપરના પુરુષના દમનથી સ્ત્રીની પણ પુરુષ પરની શારીરિક ને માનસિક પરાધીનતા વધતી જાય છે. જે સમયમાં પુરુષ લ્હડકણો ન્હોતો એ સમયમાં સ્ત્રી સુખી હતી પુરુષ પ્રકૃતિપર જેમ વિજય મેળવતો ગયો, જગતની સંસ્કૃતિ જેમ પૌરુષમય થતી ગઇ તેમ સ્ત્રી નીચે પડતી ગઇ ભાનુકુમાર. બાળકોનાં દાન વિશે ત્હમે સાચું કહો છો. હમે જેમ બાળકોની સંભાળ લઇયે છિયે તેમજ ક્ષેત્ર વિશાળ કરીને જગતની સંભાળ લઇશું.

ભાનુ: ક્ષેત્ર વિશાળ કરીને ત્હમે પુરુષના કામમાં માથું મારશો. પુરુષનું કાર્યક્ષેત્ર ત્હમારા કરતાં ત્હમને વધારે પસંદ પડે છે?

વિમલા: પેરુષી સ્ત્રી બાબતનો ભય ખોટો છે. પુરુષના જે ગુણોથી મનુષ્યનું ચારિત્ર્ય ઘડાય છે અને સ્ત્રી પ્રાણીની અવસ્થામાંથી ઉંચી આવે છે એ જો પૌરુષી હોય તો ભલે હોય. પણ એ પુરુષનું કાર્યક્ષેત્ર છે એમ કેણે કહ્યું?

ભાનુ: કુદરતે. હમે ત્હમારું કાર્ય નહિં કરી શકિયે.

વિમલા: પ્રકૃતિનો કાયદો રખે તૂટે એવો ભય ને ચિન્તા અયુકિત ભરેલાં ને અસ્થાને છે. જગત એવું અરક્ષિત નથી અને એવી ભયયુકત રીતે ગોઠવેલું પણ નથી. કે જરાકમાં—અકસ્માતે—સમતોલપણું ખોઇ પડી જાય! સામાજિક સંબન્ધોમાં પુરુષને સ્ત્રીની વચ્ચે કૃત્રિમ-દિવાલો-બાંધવાની આપણને સ્વતંત્રતા નથી. કોઇ પણ કાર્ય કે હક્ક માટેની સ્ત્રી કે પુરુષની યોગ્યતાના પ્રશ્નો નિર્ણય તો સાપેક્ષ ને છુટ્ટા પ્રયોગથીજ થઇ શકે, નવા પ્રયોગ કરતાં બ્હીવું એ તો ગામડિયાંઓ નવા યન્ત્રોથી ગભરાય છે એના જેવું છે. પ્રયોગ વગર સંસ્કૃતિ કેમ થાય? ભાનુકુમાર, આપણે પરસ્પર સહાય કરી ન શકિયે?

ભાનુ: કેટલીક યોજનાઓ પૈકે 'પરસ્પર સહાય' શબ્દ-કાગળ પર ને બોલવામાં-દેખાવમાં બહુ સુન્દર લાગે છે. અમલમાં મૂકયે કિંમત વગરના જણાઈ આવે છે. પોતાના કર્તવ્ય પ્રતી બેદરકાર રહી પુરુષનું કાર્ય સ્ત્રી કરવા માંગે છે જેનો આકર્ષક છલકાર્ય 'પરસ્પર સહાય્ય' છે.

વિમલા: (એક ક્ષણની શાન્તિ પછી) ત્યારે ત્હમે ધારો છો કે સ્ત્રીઓને મત આપવાનો ઠરાવ ત્હમે ઉરાડી દઇ શકશો ?

ભાનુ: આ દેશમાં સરકાર પોતાનું કયું ધારેલું કાર્ય પાર પાડી શકી નથી ?

વિમલા: પણ પ્રજામત–

ભાનુ: પ્રજા ! કંઇ પ્રજા ? મત ! એને મનજ કયાં છે ? અને હોય તો એ મતની દરકાર કોણ કરે છે. ત્હમારા સભાસદોને દેશ કરતાં પોતાના અન્તઃકરણની દાઝ વધારે છે. તેઓ માતૃભૂમિની સ્વતંત્રતા ને સંરક્ષણ કરતાં પોતાના આત્માની મુક્તિનો વધારે વિચાર કરે છે. એનો લાભ હમે લઇએ છિયે. પરંતુ પ્રજામત જેવી હિન્દુસ્થાનમાં તો કોઇ વસ્તુજ નથી.

વિમલા: પ્રજામત જેવી કોઇ વસ્તુજ નથી !

ભાનુ: બિલકુલ નહિં. કેટલાક મત ધરાવે છે. પરંતુ ત્હેમને જો તોપને ગોળે ઉશકાય આવે તો એ મત ધરાવતા માણસો કોઇ રહે નહિં. એટલે પ્રજા મત જેવું કંઇ રહે નહિ એટલે પ્રજા મત જેવું કંઇ રહેજ નહિં પ્રજામત એ મત છે તે ધ્યાનમાં રાખજો. મન પદાર્થથી અભિન્ન છે. માટે જો પદાર્થનો નાશ કરીયું તો મનનો નાશ થશે. રાજ્ય કરવાનું રહસ્ય છે, વિમળા.

વિમલા: ત્હમારો પોતાનો ખાનગી મતજ નહિં હોય ?

ભાનુ: (રહીદાઇને) આ પ્રશ્નો અસ્થાને છે. પ્રશ્ન એ છે વિમળાકુમારી કે ત્હારા પ્રિય પ્રશ્નને માટે-ત્હમારા મહત્વને પ્રશ્નને માટે ત્હમે ત્હમારો ભોગ આપવા તૈયાર છો કે નહિં ? ત્હમને માગું છું.

વિમલા: અને હું ન આવું તો ?

ભાનુ: તો આવતે મહીને સ્ત્રીઓને મત નહિં મળી શકે-હું ત્હમને સ્પષ્ટ કહું છું કે ઠરાવના મ્હારા-હમારા-વિરોધની કિંમત ત્હમે છો.

વિમલા: શું આપણા બે પર-એક સ્ત્રીને એક પુરુષ પર-આખી હિલચાલનો આધાર છે

ભાનુ: હા, સમાજ એમજ બંધાય છે. દરેક પુરુષ ને સ્ત્રી પર જગત્ આધાર રાખે "મ્હને શો લાભ થાય? એમ દરેક પૂછશે ને એના ઉત્તર પ્રમાણે કરવા મથશે. આ સ્વતંત્ર સમાજ બીજી કોઇને શોધશે. ત્હમે એને છોડી દ્યો.

વિમલા: શા માટે ? શા માટે મ્હારે મ્હારૂં કાર્ય મૂકી દઇને ત્હમારામાં ભળી જવું ?

ભાનુ: મ્હારી પત્ની થવા. મ્હારે પત્ની જોઇયે છિયે-મિત્ર નથી જોઇતી, સલાહકાર સહાયકાર નથી જોઇતી, હરિફ નથી જોઇતી. મ્હારે તો એક પત્ની જોઇયે છિયે. જેને હું રાખી શકું. જેને માટે મહેનત કરી હું રળી શકું, જેને માટે મરીને રહઉં. પણ એ મ્હારી પત્ની જોઇયે. સ્ત્રી સ્વતંત્રતાની હિમાયતી નહિં, સુધારક નહિં. સ્ત્રી બાગિયણ છે ને સંમાન છે. કલ્પના દુનિયાએ ઘણો વખત ચલાવી અને એ ચાલી ? એ ચાલી ? સ્ત્રી એક ઇનામ છે, સ્વાધીન કરવાનું કાર્ય છે, એક જવાબદારી છે. એને સાચવવાની છે અને એની સંભાળ લે

છે. પરંતુ સ્ત્રીઓ સહાયકર્તી નથી–એ તો એક સ્વપ્નજ છે. તેઓ મોદ છે, આલ્હાદ છે, ચિંતા છે, વ્યવસાય છે...........

વિમલા: ત્હમે કહેતા હતા કે 'હું' સ્ત્રી સ્વતંત્રતાની પક્ષમાં છું કે આપણે મિત્રોની માફક જીવન ગાળીશું–એ શું ઢોંગ હતા ?

ભાનુ: સ્ત્રીની સ્વતંત્રતા સ્ત્રી પુરુષના યુગલથીજ સંપૂર્ણ થાય છે. વ્યક્તિની સ્વતંત્રતા એ તો માત્ર સ્વપ્ન છે આપણે બધાને એક બીજા પર આધાર રાખવો પડે છે. પુરુષની પર સ્ત્રીનો સ્નેહ હોય છે એવો સ્ત્રીને સ્ત્રી પર કે પુરુષને પુરુષ પર હોય છે ? એક કુદરતી છે: બીજો કૃત્રિમ છે. ત્હમારાં બાળકો માંનું સુંદર જગત લ્હડતાં સ્ત્રી પુરુષો બનાવી શકશે કે પ્રેમવાળાં ? સ્ત્રી પુરુષ લ્હડવાને માટે નથી સર્જ્યાં. પ્રકૃતિએ એને માટે ત્હેમને સર્જ્યાં નથી. શું આપણે મિત્રો તરીકે જીવન ગાળીશું ? કદી નહિં. સ્ત્રી અને પુરુષ વચ્ચે મિત્રતા કદી શક્ય નથી. એમની વચમાં વિકાર હોય, વૈર હોય, આરાધના હોય, પ્રેમ હોય–પરંતુ મિત્રતા હોઇ શકે નહિં.

વિમલા: આપણે લ્હડવા માગતા નથી. પણ ભિન્ન ભિન્ન રીતે આપણે એકજ લક્ષ્ય માટે કામ ન કરિયે ?

ભાનુ: Humbug! પુરુષ અને સ્ત્રીનાં લક્ષ્યો જુદાં છે–પછી શું અને ત્હારા કહેવા પ્રમાણે પણ જો ભિન્ન પ્રકારે આપણે કાર્ય કરવાનું છે એજ આપણો પરસ્પર સંબંધ નક્કી કરે છે. પુરુષ ચપળ ને બળવાન હોય છે. સ્ત્રી નબળી ને સહનશીલ હોય છે. એકમાં સત્તા ને ઇચ્છા હોય: બીજામાં ત્હેની વિરુદ્ધ થવાની શક્તિ ન હોય. પુરુષ પોતાની ઇચ્છાને લીધે સ્ત્રી પર આધાર રાખે છે. સ્ત્રી પોતાની જરૂરિયાતોને લીધે આધાર રાખે છે. ત્હમે હમારા વગર ન જીવી શકો ! હમે ત્હમારા વગર જીવી શકિયે.

વિમલા ! પુરુષો મનુષ્યના હૃદય વિશે ફિલ્સુફીથી વાદ વિવાદ કરશે: પણ સ્ત્રી ત્હેમના કરતાં વધારે સારી રીતે મનુષ્યનું હૃદય વાંચશે. પુરુષો વિચારશે. સ્ત્રીઓ નિરખશે. જગત એ સ્ત્રીનું પુસ્તક છે. પુરુષમાં બુદ્ધિનું સામર્થ્ય છે ! સ્ત્રીમાં બુધ્ધિની તીક્ષ્ણતા છે. હમે જાતિ છિયે અને ત્હમે તો અકસ્માત છો...

ભાનુ : ત્હમે ડાળી છો અને હમે ફળો છિયે. માત્ર જીવન આપવું એનાં કરતાં જીવવું એ વધારે સારૂં છે અને સ્ત્રીનું કાર્ય તો જીવન આપવું એજ છે. પછી બન્નેને આપણે એમને ભુલાવી દેવાનો પ્રયાસ કરિયે અને એનાં ખોટાં લાડને સુધારાનું નામ આપિયે. ત્હમારી આ બધી ફિલસુફીનો ગૂઢ હેતુ હું સમજું છું. ત્હમને સ્ત્રીનાં કર્તવ્યો કડવાં લાગે છે. રાજકીય તકરારો હમારે સ્ત્રીઓને યોગ્ય કાર્ય નથી.

વિમલા ! (ક્રોધથી) એ—હમારે—સ્ત્રીઓને—નક્કી કરવાનું છે. સ્ત્રીઓને શું યોગ્ય ને અયોગ્ય છે એનો ત્હમે શું ન્યાય કરી શકો ? પુરુષોને યોગ્ય કાર્યો ત્હમે કરોને એમાંજ ત્હમારો બધો સમય જશે. સ્ત્રીને ઝાડુ વાળવા દો, રાંધવા દો, કપડાં ધોવા દો, એ બરાબર છે. પણ એ જો વધારે ઉંચું કાર્ય કરવા માંગે તો—અરે, ના, ના, સ્ત્રીનું સ્ત્રીત્વ ચાલ્યું જાય. સ્ત્રી આજે પરતંત્ર છે કારણ કે તે મનુષ્ય નથી ગણાતી. મનુષ્ય ગણાવવામાં જો સ્ત્રીનું સ્ત્રીત્વ નાશ પામે તો તે સ્વતંત્ર કહેવાય નહિં. સ્ત્રીને સ્ત્રી થવા દ્યો—એટલુંજ હમે માંગિયે છિયે. સ્ત્રીમાં જો બુદ્ધિ હોય તો પુરુષને એટલાને ન્યાયાધીશ થવાનો શો હક્ક છે ? સ્ત્રીને જો રાજકારભારમાં

આગળ ન આપવો હોય તો એમજ કહોને કે સ્ત્રીમાં બુદ્ધિમાં સ્ત્રી મનુષ્ય નથી, સ્ત્રીને આત્મા નથી એમ તો તમે નથી માનતા ને? કેટલાકો કહે છે. ત્હમે માનો છો, પણ ખાનગી રાખો છો.

ભાનુ: ( કચવાટથી ) છટ્ છટ્ રાજકીય પ્રવૃત્તિ કેવી, કઢંગી ને કઠણ વસ્તુ છે—

વિમલા: રાજકીય પ્રવૃત્તિ વળી શું છે? એ ફક્ત એક વિશાળ ગૃહ સાચવવાનું કાર્ય છે. ત્હમારા મિત્રોને પૂછી જોજો કે ત્હમારામાં કોનાં ઘર સુઘડ ને સ્વચ્છ રહે છે! જેને ત્યાં સ્ત્રીઓ હોય અને એ ઘર સંભાળતી હોય એમનાંજ સ્ત્રીઓની ગેરહજરી જ્યાં હોય ત્યાં કેટલી અવ્યવસ્થા હોય છે એ ત્હમે જોયું છે? આ ત્હમારો દેશ, ત્હમારું જગત—એ સર્વે રાષ્ટ્રીય ગૃહો સ્ત્રીની ગેરહાજરીથી એ'જ અવ્યવસ્થિત દશામાં છે—

ભાનુ: ( અધિરાઇથી ) હવે એ ભાષણો બંધ કરો હું અહિં રહું છું ત્યારે આપણે આડે રસ્તે ઉતરી જઇયે છિયે—ત્હમે મ્હારી કલ્પનાશક્તિને તીવ્ર કરો છો. હું પાસેના ઓરડામાં જઉં છું. ત્હમને પાંચ મિનિટની મુદત આપું છું. એ દરમિયાન વિચાર કરી જોવો. કાંતો ત્હમે ત્હમે ત્હમારો ભોગ આપો નહિં તો ત્હમારી હિલચાલના હેતુનો નાશ થશે. ( જાય છે. )

વિમલા: ( રડીને ફરતાં ) શું એક મ્હારા જેવી તુચ્છ છોકરીના સુખને ખાતર હજારોના સુખથી પણ વધારે ઉચ્ચ એવી સ્વતંત્રતાનો ભોગ અપાશે? કદી નહિં. ભલે મ્હારી હૃદયના ચુરેચુરા થઇ જાય, પણ મ્હારે માટે કોઇયે શું કામ સહન કરવું જોઇયે? સ્ત્રી જાતિના લાભ ખાતર મ્હારા જેવી એક ક્ષુદ્ર જાતિને હું બ્હોળી સ્ત્રીજાતિને માથે બેળવી ન શકું તો સમાજના હક્ક ભોગવવાનો મ્હને શો અધિકાર છે? એ પણ કુદરતની એક ખુબી છે કે જેનું પેપર મ્હને ભારેલો તિરસ્કાર છે એની સાથેજ મ્હારે લગ્ન કરવાં પડે છે સ્નેહનો હું તુચ્છકાર કરું છું, આશાઓને બાળી નાંખું છું. મૃત્યુ પછીનો ન્યાયાધિશ એમ નહિં પૂછે કે "હેં કોની સાથે લગ્ન કર્યાં હતાં?" પણ એમ પૂછે કે "હારી સમાજ માટે તેં શો આત્મભોગ આપ્યો?—સ્વાર્થત્યાગ કર્યો?" સ્નેહને કર્તવ્યના આ કલહમાંથી એક વ્યક્તિ તરીકેનો મ્હારો સ્નેહ ન ગણકારતાં સમાજના એક અંગ તરીકેનું મ્હારું કર્તવ્ય—( એ અટકી જાય છે )

ભાનુ ( દાખલ થઇને ઘડિયાળમાં જોતાં ) કેમ શો ઉત્તર છે?

વિમલા: ( ખુરશીને ટેકવીને ) સ્ત્રી જાતિને ખાતર હું ત્હમારી પત્ની થઇશ.

ભાનુ: (સ્હેજ તિરસ્કારયુક્ત હાસ્ય કરીને) સ્ત્રી જાતિને ખાતર નહિં! ત્હમારા આત્માના સંતોષ ખાતર. અથવા ગમે ત્હેને ખાતર—ત્હેની મ્હને દરકાર નથી હમણાં તો હું જાઉં છું. ચાલો આવજો!

વિમલા: (ઉંડો નિશાસો નાંખી પાસેની ખુરશીપર બેસતાં) હા. (ભાનુ જાય છે. વિમલા ઉઠવાનો પ્રયાસ કરે છે પાછી પડાય છે. બ્હાર જવાના બારણા તરફ નજર કરે છે) વિમલા: (ભાનુ ગયો એ તરફ દૃષ્ટિ કરીને)

હા! પુરૂષ—પુરૂષ!

પડદો પડે છે.

અંક બીજો સમાપ્ત.

# જીનતાન




જીનતાન—ઉલટીને તરતજ બંધ કરે છે.
જીનતાન—પાચનશકિત માટે અકસીરછે.
જીનતાન—શકિત માટે એના જેવી એક
પણ ચીજ નથી.

આખો વખત ખોં ખોં કરનારા-
ઓએ જીનતાનનો તરતજ
ઉપયોગ કરવો

જીનતાન—ગાનારાઓ અને ભાષણ કરનારાઓ પોતાના કંઠને
માટે જીનતાનનોજ ઉપયોગ કરે છે.

**જીનતાનની એક બે ગોળીઓ પાનમાં ખાવાથી પાનનો અજબ**
સ્વાદ આવે છે; અને મોઢામાંથી દુર્ગંધ દુર કરવા માટે
જીનતાન વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

જીનતાનનું એક પડીકું આજેજ ખરીદો.



| | |
|---|---|
| નાનું પેકેટ .... .... | ૦-૧-૦ |
| મધ્યમ કદનું પેકેટ .... .... | ૦-૪-૦ |
| મોટું પેકેટ ફેન્સી પીલ કેસવાળું | રૂ.૧-૦-૦ |

સોલ એજન્ટસ. **જીનતાન એજન્સી**

(જી. આર ચોખળ)
જુમા મસજીદ, મુંબાઈ.

દરેક આબરૂદાર વેપારીઓ જીનતાન વેચેછે.

ઓળખીએ. હવે આ આત્મા શું કવિતામા નિયમબદ્ધ રચનામા જ ઉતરવો જોઇએ? હા. નિયમબદ્ધ તે રચના હશે જ, જો રસ નૈસર્ગિક હશે તો. પણ તે નિયમો કહેવાતા પદ્યના જ શા માટે હોવા જોઇએ? સાજે સૂર્ય આથમતા વિરહિણી સ્ત્રી માત્ર એટલુંજ ભાવભર્યું બોલે, "સૂર્ય આથમ્યો" આટલો જ ઉચિત પ્રસગે નૈસર્ગિક વ્યંગ ભર્યો ઉચ્ચાર તે ઉચ્ચારને કવિતાનુ સ્થાન આપવા બસ છે. એજ ભાવને પદ્યમા ઉતારવા મથતા, એજ હીરાને પાસા પાડતા શુ તો વિશુદ્ધ ભાવનો નૈસર્ગિક ઉચ્ચાર સધાય છે, સૌન્દર્ય વધારાય છે કે હેને છદ ઇત્યાદિમાં મૂકતા સૌન્દર્ય કચરાય છે.

આનો જવાબ એ થશે કે સૌન્દર્ય વધે હેતુ જ પદ્યનું સ્વરૂપ પસદ કરવું જોઇએ આ સ્વીકારીએ તોય સૌન્દર્ય રહ્યું હોય હેના સ્વરૂપને કવિતા-કાવ્ય-કહેવામા શો બાધ? વળી આમ પદ્યના પ્રકારને પસદ કરતાંમા કવિ હૃદયને કૃત્રિમતા નહી લાગે? ઉર્મિમય રસસ્પર્શી કલ્પનામય વિચાર ઉચ્ચારમા મૂકવાને માટે પદ્યને પસદ કરવાનુ તો ગયુ, તો પછી નૈસર્ગિક ઉર્મિ છદમ જ-પદ્યમા જ ઉતરે છે એ ક્યા રહ્યુ?

હમારે મતે તાલબધ્ધ રચના એ કવિતાનુ આવશ્યક અગ નથી, વનસ્પતિનુ અધિષ્ઠાન "Victoria Gardens" જ હોય એ મતને સ્વીકારતા પહેલા ગ. મ્હોટાલાલ પાસે વધારે સમર્થ કારણોની આશા રાખીએ છીએ.

આપણું વિચારમડળ એક બાજુથી પૃથક્કરણ કરે છે તો બીજી બાજુથી સમન્વય કરતું જાય છે પૃથક્કરણ અને સમન્વય એજ આપણુ માનસિક જીવન છે આપણે એક સામાન્ય દાખલો લઇએ શિલ્પીના અને ચિત્રકારના સાધનો જૂદાં છે. છતા ઘણે અંશે આશય એક હોય છે તેથી શુ પરિણામ આવ્યુ? રગથી-તેજ અને છાયાથી-વસ્તુનું સ્વરૂપ શુધ્ધ અને સૌન્દર્ય ભર્યું ન લાગ્યું તો કોક ચિત્રકારે (ઘણા કેલેન્ડરોમા જોઇએ છીએ તેમ) પ્રથમ ઓળી વતી ઉપસાવેલી ભૂમિકામા રગ પૂર્યા આમ ચિત્રકાર બનતો થોડો શિલ્પી બની ગયો આમ જ પરીક્ષાના મડપના સ્હામે એક કલાના નમૂના ઉપર ચિત્રકામના જેવી ભૂમિકા પસંદ કરી આખું આખુ શિલ્પનુ કામ કરેલુ મ્હેં જોયુ છે. કવિતા ને સગીતને કઇ હાલું જ બન્યું છે, એ યોગ થઇ વિશિષ્ટ સ્વરૂપમા આગળ નથી દીપી આવતો હેતુ કારણ એ છે કે આશયો જૂદા હોવા જોઇએ છતા સાધનો બહુ જ ભળી જતા છે. અને સાધનો ભળી જતા હોવાથી આશયો પણ જાણે એક થઇ જતા લાગતા છે.

કવિતાની પર્યેષણાના ઇતિહાસની દૃષ્ટિએ જોતા એમ લાગે છે કે નિયમબધ્ધ સ્વરની રચનામા જ કવિતાપણું જોવાયુ આ વખતે કવિતાનુ શુદ્ધ સ્વરૂપ ન ઓળખાયું હેતું કારણ એ હશે કે ઉર્મિ વગરના ઉચ્ચારને નિરતરનુ સ્થાન હતું જ નહી. પછી તો ઉર્મિ વગરના ઉર્મિવાળા, કલ્પનાવાળા કે કલ્પના વગરના કવિના કહેવાતા ઉચ્ચારમા 'નિયમબદ્ધ રચના' અગ થઇ પડયું. બીજાનુ સાધન લઇ કવિતાનુ સૌન્દર્ય વધારાય ખરૂ પણ સૌન્દર્ય (અને તે પણ કોક વખત નહી) કવિતાનું આવશ્યક અગ થઇ પડે-હેઠ થઇ પડે-એ સહમજાતુ નથી કહેવાતી અપદ્યાગદ્ય શૈલી ચિત્રદર્શનોમા છે માટે આ કહેવુ પ્રાપ્ત થયું ચિત્રદર્શનોના આ શૈલીમા લખાયલા બધા કાવ્યો કાવ્યો તરીકે સ્વીકારવાજ જોઇએ એ પ્રશ્ન છે અને હેમા મતભેદ. સભવે છે પણ એ મતભેદ આ શૈલીની સ્હામે જ તકરાર છે, માટે હોવો જોઇએ. (અપૂર્ણ)

—"ચરિત"

# પ્રાસંગિક કૈંક.

## મનુષ્યની ઉત્પત્તિ.

### હોડેશિયામાં મળી આવેલી અત્યંત પુરાતન ખોપરી.

ડાર્વિનના સિદ્ધાંત પ્રમાણે મનુષ્યની ઉત્પત્તિ ક્રમે ક્રમે જલચર, સ્થલચર, અને પછી રેપ્ટાઇલ્સ આદિ પ્રાણીઓમાંથી થઇ. (જુઓ 'ચેતન' ૧૩મો અંક પાનું ૩૫) તે કુદરતી વિકાસથી ઉત્પન્ન થયેલું પ્રથમમાં પ્રથમ મનુષ્ય દેખાવે કેવું હશે; હેની વર્તણુક અને ટેવો કેવાં હશે, તે વાતોમાં વૈજ્ઞાનિકોને તેમજ બીજાઓને ભારે કુતૂહલ રહેલું હોય છે, અને આ બાબત ઉપર કોઇ પણ પ્રકારની શોધ આવકારને પાત્ર થાય છે.

થોડા વખત ઉપર આફ્રિકાના હોડેશિયા પ્રાન્તના ઉત્તર ભાગમાં આવેલી "ધી બ્રોકન હિલ" ખાણમાં કેટલાક મજુરોને ખોદતાં ખોદતાં મનુષ્યની ખોપરીને મળતી એક ખોપરી હાથ લાગી. "બ્રોકન હિલ"ની "બોન કેવ" ( હાડકાંની ગુફા ) તેમાં ઉત્પન્ન થતા જસત વિગેરે બીજા પદાર્થો માટે પ્રખ્યાત છે. તે ગુફાની જમીન અસંખ્ય પત્થર થઇ ગએલાં હાડકાં ("ફોસિલાઇઝ્ડ રીમેઇન્સ") થી પથરાએલી છે. તે હાડકાંઓ પુરાતન કાળનાં સિંહ, હાથી, ચિત્તા, ગેંડા, સુસવાટ, ( "હીપોપોટેમસ" ) હરણ, પક્ષી કાનકડીઆં વિગેરે પ્રાણીઓનાં છે. આમાંથી હજારો મણ હાડકાં દૂર કર્યા પછી, દરિયાઇ સપાટીથી ૬૦ ફીટ નીચે, ઘણાંજ અસાધારણ પણ મનુષ્યના અવયવો જેવાં હાડકાં અને એક ખોપરી—એ મળી આવ્યું. એ ખોપરી ઘણી વિચિત્ર છે. ઉપરથી જોતાં તે વાનર-ખોપરીને ઘણી રીતે મળતી આવે છે, પણ હેનું મગજ આબેહુબ મનુષ્યના મગજને મળતું છે. ઇ. સ. ૧૮૯૨માં પ્રો૦ ડ્યુબોઇને જાવામાંથી મળી આવેલી એક બીજી ખોપરીના જેવીજ લગભગ આ છે, અને તે કોઇ જુનામાં જુના મનુષ્યની છે એમ માનવાને ચોક્કસ કારણ મળે છે. જાવાની ખોપરી કરતાં હોડેશિયાની ખોપરી ઘણી વધારે સારી રીતે જળવાઇ રહેલી છે, પણ દુર્ભાગ્યે હેનું નીચેનું જડબું નથી; તે જો હત તો ઘણી વધારે માહિતી મળી શકત. તે ખોટના દિલાસા તરીકે તેને માણસનું હાંસડીનું હાડકું. ( "કૉલર-બોન" ) તેમજ પગ અને કેડનાં હાડકાં મળ્યાં છે. આ બધાંની મદદ વડે એક કુશળ અવયવશાસ્ત્રી ( "ઍનૅટૉમિસ્ટ" ) આપણને આ પ્રાણીના આકારનો સારો ખ્યાલ આપી શકશે.

ઇંગ્લંડમાં તે ખોપરી તથા બીજાં હાડકાંને લઇ જવામાં આવ્યા પછી ત્યાંના અવયવશાસ્ત્રીઓએ તેને બારીકાઇથી તપાસ્યાં અને તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે તે ખોપરી એક સ્ત્રીની છે. મરતી વખતે હેની ઉમ્મર ૩૦ વર્ષથી વધારે ન્હોતી. જો તે પ્રાણી કોઇ જુદાજ પ્રકારનું ( "જીનસ" ) નહિ તો મનુષ્ય જાતિના એક જુદાજ વર્ગ ( "સ્પીશીઝ" )નું તો હતું એમાં સંશય નથી. દાંત ઉપરથી જોતાં તેને દાંતમાં કોઇ પણ જાતનો સડો થયો હશે એમ લાગે છે અને તેથી હેને બહુ વેદના ખમવી પડી હશે. દાંતનો સડો એ હાલના સુધરેલા જમાનાનો રોગ છે અને તે આ પ્રાણીમાં ક્યાંથી થવા પામ્યો તે કળી શકાતું નથી. કારણ કે ચાર પાંચ હજાર વર્ષ પૂર્વેનાં ઇજીપ્તની કબરોમાંથી મળેલાં હાડપીંજરોના દાંત ઉપરથી તે રોગ બીલકુલ જણાતો નથી. હોડેશિયાના આ મનુષ્યનું

ગરદનનું સ્નાયુ ઘણુંજ મજબુત છે. ખરેખર તે પ્રાણીને ઘણીજ જાડી અને જોરાવર ગરદન હશે. પગનાં અને સાથળનાં હાડકાની તપાસ ઉપરથી જણાય છે કે આ પ્રાણી ગોઠણ અને કોણીની મદદ વડે (નાનાં બચ્ચાંઓ શીખે, કે કોઈક તેવી રીતે કોણી જમીન પર રાખીને) ચાલતું હશે.

યુરોપના જૂનામાં જૂના નીએનડરથલ અને જાવાના પીથેકોનથ્રૉપોસ બન્ને મનુષ્ય કરતાં હોડેંશિયાનું આ મનુષ્ય-પ્રાણી જુનું છે, જો કે હેનો સમય ચોકકસાઈથી નક્કી કરતાં હજી વખત લાગશે.

આ રીતે આફ્રિકાએ મનુષ્યનાં ઇતિહાસની શોધખોળમાં એક અમુલ્ય હિસ્સો આપ્યો છે. ડાર્વિને જે અટકળ કરી હતી કે જૂનામાં જૂના મનુષ્યનાં હાડકાં આફ્રિકામાંથી મળી આવશે-એટલે કે પૃથ્વી ઉપર પહેલું મનુષ્ય આફ્રિકામાં અવતર્યું હતું, તે આ શોધ સાબિત કરતી લાગે છે.

---

# સાભાર સ્વીકાર.

**પ્લેટો કૃત ફીડ્રસઃ અનુવાદકઃ મણિશંકર રતનજી ભટ્ટ, પ્રકાશકઃ ગુજરાતી સાહિત્ય પ્રકાશ. કમિટિ. પૃ. ૧૭૬. મૂલ્ય ૧-૪-૦. મળવાનું ઠેકાણુંઃ-જીવણલાલ અમરશી મહેતા**

સ્નેહ અને સ્નેહીઓનાં જુદાં જુદાં સ્વરૂપ, મનુષ્ય સ્વભાવના ગુણ દોષ અને ખાસ લક્ષણો, પૂર્વ સંસ્કાર ને વર્તમાન ચારિત્ય, ને એ સૌની આત્માની ઉન્નતિ અવનતિ પર સારી માઠી અસર વગેરે વિષયો પર ફીડ્રસ અને સોક્રેટીસનાં 'વ્યાખ્યાન' અથવા સંવાદો વિષયની ગંભીરતા ને લાંબી ચર્ચાને લીધે ઘડીક કંટાળો આપે એવા હોવા છતાં કોઇ કોઇક જગ્યાએ વાંચકને રસુજ ઉત્પન્ન કરાવે છે. જીવ માત્રનું આકર્ષણ સૌન્દર્ય તરફ થાય છે દરેકને કોઇ એકાદ વસ્તુમાં ખાસ સૌન્દર્ય જણાય છે અને તે હેને વધારે પ્રિય લાગે છે. આ સૌન્દર્ય ને સ્નેહ એજ આત્માનો સતત પ્રયાણમાં સાથે રહે છે અને પોતાના અધમ કે ઉત્તમ સ્વરૂપ પ્રમાણે આત્માને અવનતિ કે ઉન્નતિ માર્ગે દોરે છે, એ આ પુસ્તકનો મુખ્ય સાર છે. વિષય ગંભિર હોવાથી પુસ્તકમાંના સંવાદો ખાસ વાંચવા-વિચારવા જેવા છે પણ સૌન્દર્ય કે આકર્ષણ જેવું પુસ્તકમાં કંઇજ નથી, અંગ્રેજી વાક્યોનો શબ્દશઃ તરજુમો થયો હોય તેથી કે શાથી કોણ જાણે, પુસ્તકમાં કોઇ કોઇક જગ્યાએ વિચિત્ર વાક્યરચના થઇ ગઇ છે. શુદ્ધ-સરળ ગુજરાતી ભાષાનું મનોહર સૌન્દર્ય કે રસિકતા પુસ્તકમાં ક્યાયે નજરે આવતાં નથી. છતા પુસ્તકનો હેતુ ભાષાસૌન્દર્ય નહીં પણ વિચાર દર્શાવવાનો છે એ દૃષ્ટિએ જોતા પુસ્તક અવશ્ય ઉપયોગી અને વાંચવા લાયક છે.

—ગ.

---

# સમકાલીન વિચારસૃષ્ટિ.

## સ્વરાજ્યની લાયકાત.

નવેંબરના ધી ઇંડિયન રિવ્યુમાં મિ. પોપલેએ વર્તમાન રાજકીય પ્રવૃત્તિ વિષે એક મનનયોગ્ય લેખ લખ્યો છે. હિંદના અનક્ષર સ્ત્રી પુરૂષોમાં દૃષ્ટિએ પડતી જાગ્રતિ, પ્રાન્ત-ભાષાઓનો પુનરૂદ્ધાર, ઠામ ઠામ ભરાતી સભાઓ વિ. હિન્દની સચોટ ઉન્નતિ દર્શાવે છે એમ જણાવી હિન્દ સ્વરાજ્ય માટે લાયક છે કે નહિ એ અગત્યના પ્રશ્ન વિષે કહે છે કેઃ

પણ એ લાયકાત એટલે શું? એવી લાયકાત એટલે (૧) સંરક્ષણ માટેની શસ્ત્ર શક્તિ? કે (૨) અમલદારીની કુનેહ કે (૩) નીતિ અને ન્યાયની લોકભાવના?

પહેલી જરૂરીઆતના ઉત્તરમાં લેખક કહે છે કે બેલજીયમ, સ્વિત્ઝરલેન્ડ, ન્યુઝિલેન્ડ ઇ. દેશો પોતાનાજ શસ્ત્રબળ વડે સંરક્ષણ કરવાને અસમર્થ છે. અને યુનાઇટેડ સ્ટેટ્સ તથા અમેરિકન રિપબ્લીકનાં કેટલાક રાજ્યોમાં બીજી લાયકાત નથી; અને ઘણા યુરોપી રાજ્યોમાં આ ત્રણમાંની એકે તરેહની યોગ્યતા નથી. આ યોગ્યતા સંબંધી લેખક વાઇકાઉન્ટ બ્રાઇસનો અભિપ્રાય ટાંકે છે. તેઓ કહે છે કેઃ

જે દેશમાં ઉચ્ચ લોકમત, વિવેક બુદ્ધિ, ઔદાર્ય અને સર્વવ્યાપી કાર્યશક્તિ છે તે દેશ સ્વરાજ્ય માટે લાયક છે.

જે દેશમાં અહિંસાત્મક અસહકાર શક્ય નહિ પણ વિજયી નીવડે છે, વસુધાને કુટુંબ માનવાની ભાવના અને એવું અનેક તરેહનું આધ્યાત્મિક ચૈતન્ય જે પ્રજાની રગેરગમાં યુગો થયાં વહી રહ્યું છે તે પ્રજા બ્રાઇસના તો શું પણ દરેક ન્યાયી પરીક્ષકની કસોટીમાં પાર ઉતરે એમાં શું આશ્ચર્ય હોય?

## રાજ્યકર્તાની લાયકાત.

એજ લેખમાં લેખક પૂછે છે કેઃ આપણા રાજ્યકર્તાઓ હિન્દમાં રાજ્ય કરવા લાયક છે?

ભૂતકાળમાં તો હિન્દમાં રાજ્ય કરવાનું કામ વણશોધ્યું અંગ્રેજો પર આવી પડ્યું; પણ હવે એ વિષય વિચારવો જોઇએ. બુરોક્રસીની સત્તા સંબંધીનો સવાલ દૂર રાખિયે તો પણ આ વાત વિચારવા જેવી છે. ઇગ્લંડ હિંદને ન્યાય આપવા ઇચ્છે તો પણ વ્યાપાર સંબંધની ગડમથલમાંથી મુક્ત રહી, એક બાજુએથી ઇંગ્લંડની બજારોની તરફેણ કરવી ને બીજી બાજુએ હિંદમાં ન્યાયથી રાજ્ય કરવું એ કેવળ અશક્ય છે. ને રોમિની-બાન્સને એવી કસાકસીમાં હિંદને ન્યાય મળવાનો સંભવ પણ ક્યાં હોઇ શકે?

## છેવટ.

મિ. સિલીએ લખ્યું છે કેઃ હિન્દમાં સ્વદેશ ભાવના સર્વત્ર પ્રચાર પામે તો બ્રિટીશ રાજ્ય પૂરૂં થાય એટલુંજ નહિ પરન્તુ પૂરૂં થવુંજ જોઇએ. મિ. પોપલે આ મત ટાંકી કહે છે કે એ વખત આવી પહોંચ્યો છે. છેવટે લેખક એક જૂની પણ ઉપયોગી શિખામણ આપે છેઃ જે વેળાસર આપે છે તે બમણું આપે છે; જે બહુજ મોડું આપે છે તે અર્ધું યે નથી આપતો.

## મનુષ્યની પડતી.

મશિનરી, મીલ ઇ.ને વખોડી કહાડનાર અસહકારીને ધી સનડે પિક્ટોરિયલમાં પ્રકટ

થયેલ મિ એડવર્ડ પોઇનનો લેખ (જેનો સાર નીચે આપવામા આવ્યો છે) ઉપયોગી થશે

યુરોપ આજે ઢોળાવથી ગબડવાની તૈયારીમા નથી, ઝડપથી તે તો ઢોળાવથી ગબડી રહ્યુ છે, અમેરિકા પણ તેમા વસટાવાનુ અને આનો ઇલાજ પણ નથી–આપણા જમાનામા મનુષ્ય એટલે બધે ઉચે ચ્હડી ગયો છે કે ત્હેને પોતાને તમરી આવે છે હવે તો કોઇક અકલ્પ્ય યુગમાન્ડ્રી તે બિચારે કચે ચ્હડતા પ્રયત્ન કરે ત્યા સુધી ત્હેને પડવાનુજ રહ્યું છે આપણા નગર નાશ પામશે આપાગી રેલે, આપણા વિમાનો બધુંજ ગાઢ તિમિરમા ડુબી જવાનુ, મનુષ્ય અકથ્ય હાડમા રીથી ઉભા કરેલા આપણા યત્ને ને સાચા મામ પણ બરબાદ થવાના ગયુ મહાયુદ્ધ આનુ સૂચક હતુ મનુષ્યજાતિ આ ફરી વાર આત્મહત્યાના વખતમા આવી પહોચી છે પોતા આકાશમા ચળકતા તારાઓના સુદર પ્રદેશમા પહોચી જવાની આશા બાધતી મનુષ્યજાતિ કદાચ સો વર્ષ પછી લગભગ નાશ પામી હશે ને આપણાબચ્યા ખચ્યા રહી ગયેલા સતાનો આપણી સસ્કૃતિના થોડાક ચિહ્નો આશ્ચર્ય અને ઇતિહાસકૌતુકથી જોઇ રહેશે

## મો. પૅાલ રિશારનો સંદેશ.

**[ મો. પૅાલ રિશાર એક સમર્થ ફ્રેન્ચ વિચારક છે. જગતમાં અંધકારને ઉલેચવા પ્રભુ કોઇને કોઇ રૂપે અવતરે છે એવો ત્હેમનો મત છે. એવા યુગાવતારીની શોધમાં ત્હેમણે પૃથ્વી પર્યટન કર્યું છે. હાલમાં તેઓ મ. અરવિંદ ઘોષના તત્ત્વજ્ઞાનથી આકર્ષાઈ ત્હેમની સાથે "આર્ય" પત્રનું તંત્ર ચલાવે છે. નાગપુર કોંગ્રેસમાં ત્હેમણે હાજરી આપી હતી. આ વખતની મહાસભામાં ફરીવાર ત્હેમણે હાજરી આપી છે. આ વખતનું ત્હેમનું અપૂર્વ સદ્દેશવાહી વ્યાખ્યાન અહિં રજુ કર્યું છે. —અધિ. ]**

ભાવી ભારતના નાગરિકો—

મ્હારે આપની સમક્ષ ફ્રેન્ચ ભાષામાજ બોલવુ પડે છે તે માટે મ્હને ક્ષમા આપશો જે પ્રજાઓની વચ્ચે હુ રહુ છુ તેમની ભાષાઆથી અજ્ઞાત હોવાને લીધે મ્હારે એકાન્તવાસ અને અવાક્પણુ અનુભવવા પડે છે પણ એથી હુ પ્રભુનો અવાજ વધાર સારી રીતે સમજી શકુ છુ કારણ કે હુ હિન્દની ભાષા સમજી શકતો નથી તેથી હુ તેમના આત્માનો અવાજ વધુ સારી રીતે સાભળી શકુ છુ ને પ્રજાના આ આત્માનો અવાજ સાભળવા સિવાય મનુષ્ય ત્હેની સાથે શી રીતે વાત કરી શકે ?

મ્હને ક્ષમા આપજે હુ એક મનુષ્યજ છુ–એવો પામર પ્રાણી છુ કે જેને દેશ કે જાત નથી જે પ્રજાઓમાનો હુ એક છુ એમ મ્હેવડાવી શકુ તે પ્રજા હજી જન્મીજ નથી જે દેશને હુ મ્હારો કહી શકુ તે પણ ભવિષ્યના પડદા પાછળ જ રહેલો છે તેથીજ હુ દુનિયા પર ભટકુ છુ મ્હને પોતાને જગતના શહેરી તરીકે હુ ઓળખુ છુ ને પ્રજાઓમા ભટકતા ભટકતા ભવિષ્યમાં થનારા દેશ અને પ્રજાની હુ વાટ જોઉ છુ તે દેશ અને તે પ્રજા એવી હો - જેનામા સ્વાર્થ નહિ હોય, કોઈ પણ જાતની હદ સીમા કે બન્ધનો જેને નહિ હોય, જેમનો જન્મજ નવીન હશે, જેમનામા વહેમ પડદાના રિવાજ કે જાતિભેદ નહિ હોય જેમને ત્યા ફેટ ને અન્ત્યજો નહિ હોય જ્યા અજ્ઞાનનો અધકાર નહિ હોય જ્યા ભુખમરો નહિ હોય, ગરીબમા ગરીબ બનેલા લોકોજ જ્યા મહાન ગણાતા હોય જ્યા પુરેપુરા નિસ્વાર્થી લોકોજ બળવાન ગણાતા હોય તે એવો દેશ હશે જ્યા ધર્મગુરુઓ નહિ હોય પરતુ દરેક જણ પ્રભુનો સેવક–ધર્મગુરુ હો

ને આ નવીન વર્ષ ને નવીન યુગની સ ધ્યાએ આ ઐતિહાસિક મિલન સમા સ્થાનમા હુ આપના હૃદયો ભારતના નવજન્મનો એ સદેશ આપવા કે

"તે પ્રજા તું બન, તે દેશ તું થા."

ને શું જગતની પ્રજાઓમાં આધ્યાત્મિક પ્રજા બનવાનું પરમ ને દિવ્ય કર્તવ્ય તથા સાચી આધ્યાત્મિકતાના દૃષ્ટાંત ને પાઠ સકળ માનવ પ્રજાને આપવાનું કાર્ય શું ત્હારૂં નથી? ભૂતકાળમાં આખી આલમનું નૂર તું હતો. તો દુનિયાનો એક ચેલો તું તે બન.

પણ એવો દેશ બનવા માટે તું એમ હોવાનો દાવો કરીશ નહિ. ત્હારા દિલને તું એમ ના કહીશ કે હું જ એક આધ્યાત્મિક દેશ છું. જ્યારે કોઇ પણ પ્રજા અથવા પુરૂષ એમ માને છે કે તે બીજા કરતાં ચઢિયાતાં છે ત્યારે તે બીજાનાં કરતાં વધારે ને વધારે હલકા બને છે. ત્હારા અંતરને તું છાનુંછાનું કહીશ નહિ કે—હું જ પ્રજાઓની ચૂંટાયેલી ને પસંદગી પામેલી પ્રજા છું. કારણ કે ઘણીયે પ્રજાઓ પોતાને સર્વશ્રેષ્ઠ ને ચૂંટાયેલી માને છે. પણ સર્વોત્તમ પ્રજા તો તે છે કે જે પોતાનો લેશ માત્ર પણ વિચાર કરતી નથી, જે અન્યની સેવામાં પોતાની જાતને ભૂલે છે.

સુન્દરી પ્રજા તો તે કે જે ભૂતકાળમાંથી જાગીને બીજાને ભવિષ્યને રસ્તે દોરે, જે પોતાના પ્રાચીન આદર્શો ત્યજી દેવાને તત્પર થાય, ને નવયુગને જન્મ આપનાર નવીન આદર્શોને સત્કારવા કાજ જુના રિવાજોને અળગા કરે.

સર્વમાન્ય પ્રજા તો તે છે કે જે બધાની શિક્ષક થવા માટે બધાની પાસે શિક્ષણ મેળવવા તૈયાર થાય, જે બીજાઓને સમજવા માટે પોતે ચેતનાત્માના નિયમો અનુસરે.

કારણ કે આધ્યાત્મિક જીવન એ કાંઇ અધ્યાત્મ ભાવની માન્યતાજ માત્ર નથી. અધ્યાત્મવાદ Spiritualism અને આધ્યાત્મિક Sipirituality બન્ને એક નથી. જગતમાં એવા પુરૂષો પણ છે કે જે Spiritનો અસ્વીકાર કરતા હોય, પોતાને જડવાદી Materialist કહેવડાવતા હોય અને છતાં તેમનાં જીવનો આધ્યાત્મિકતાના અદ્ભુત નમુના રૂપ હોય. અને જગતમાં એવા પણ હોય છે કે જે પોતાને આધ્યાત્મિક Spiritual કહેવડાવતા હોય અને છતાં તેમનાં જીવન આધ્યાત્મિક નહિ હોય.

જડ વસ્તુઓની અજ્ઞાનતામાં આધ્યાત્મિક જીવન રહેલું નથી. ચેતન, જડના અસ્તિત્વનો અસ્વીકાર કરતું નથી. તે જડ વસ્તુઓનું નિયમન કરે છે, પોતાનામાં ત્હેનો સમાવેશ કરે છે, ત્હેને સુંદર બનાવે છે, ને ચેતન, જડવસ્તુનું સ્વરૂપજ બદલી નાંખે છે.

જડવાદ એટલે આત્માનો અહંભાવ, નામરૂપની અવ્યક્તતા તરફની ત્હેની બેદરકારી, અવ્યવસ્થા અને અંધેરની વચ્ચે જ્ઞાન ને પ્રકાશનાં રાજ્ય સ્થાપવાનો ઇનકાર અને જડવાદ એટલે જડવસ્તુને આધ્યાત્મિ ભાવે રંગવાની નિષ્ફળતા.

વળી આધ્યાત્મિક જીવનનો બાહ્યોપચાર કે રિવાજ કોઈ મત સાથેનો સંબંધ—એ પણ આધ્યાત્મિક જીવન નથી. અધ્યાત્મ ભાવને સ્વરૂપો સાથે કંઇ સંબંધ નથી. તે તો ત્હેમને નવીન જન્મ બક્ષે છે.

પ્રાચીન પુસ્તકોમાંના વ્હેમો તથા પ્રાચીન ક્રિયાઓના વ્હેમો, કાળ અને સમયની મર્યાદા, આત્માની જડતા અને અધ્યાત્મ માર્ગનું વિસ્મરણ—ત્હેનું નામ ખરો જડવાદ.

હિન્દની ઓ આધ્યાત્મિક પ્રજા! ત્હારૂં પ્રથમ કર્તવ્ય ત્હારી આ અંતરવાસીન જડવાદ પર જીત મેળવવાનું છે. ભૂતકાળને ભુલી જઈ ભવિષ્યમાં ત્હારે જન્મ લેવાનો છે. કારણ કે ફરી જન્મવા માટે પ્રજાઓ અને પુરૂષોને મૃત્યુને ભેટવું પડે છે. જુનાનું મૃત્યુ, મરીને બાળકનો નવજન્મ ત્હેમને પામવાનો હોય છે.

"એક સમયે અહીં પ્રકાશ હતો" એમ આથમેલા સુરજ તરફ જોઇ, અંધારામાં બેસી, બૂમ મારતી પ્રજાને ધિક્કાર છે. મરેલા ભૂતકાળને શોધતી, શ્રદ્ધાની પેઠે નવીનતા જોઇ આશ્ચર્ય પામતી, જીવન કેમ જીવવું અને મરીને પાછું પુનર્જીવન કેમ પામવું ત્હેનું જેને ભાન નથી—તે પ્રજાને ધિક્કાર છે.

ઊતારશે. ને એવું પરમ આધ્યાત્મિક રાજ્ય સ્થાપશે કે જેના રાજ્ય કારભાર અર્થેનું મધ્ય બિન્દુ સાધુ પુરૂષોનું મંડળ હશે; ત્હેના ઉપરી તરીકે સમસ્ત માનવ પ્રજાનું મંડળ હશે અને તે સૌની યે ઉપર તે દૈવી મૂર્તિનું રાજ્ય હશે કે જે સર્વ પ્રજાઓની સાચી માલિક છે.

આમ ઓ ભારત! બીજાઓ જે છે તે તું બનીશ નહિ. તેમજ ત્હારી આધુનિક સ્થિતિમાં પણ તું રહીશ નહિ. પરંતુ તું ત્હારામાંથી પાપને દૂર કરજે—જે પાપને તેં અર્ધુંજ જાણ્યું છે અને અર્ધુંજ કબલ્યું છે ત્હેને તું દૂર કરજે.

કારણ કે કોઈકે એમ કહ્યું હતું કે અસ્પૃશ્યતા એ આપણું રાષ્ટ્રીય પાપ છે. પરંતુ હું ત્હને કહું છું કે કોઈપણ જાતનો વિભાગ એજ પાપ છે. અસ્પૃશ્યતાનું મૂળ. જ્ઞાતિઓ—જ્ઞાતિપણાનો ભાવ, એજ રાષ્ટ્રીય પાપ છે.

તેથી એ પાપનું તું પ્રાયશ્ચિત કર, એકતા ને બંધુત્વનો ભાવ તું ફરી સ્થાપ, ને અંતર પ્રેમની એકતા સાધ કે જેથી બાહ્ય દૃષ્ટિએ પણ તું જગતનો સંદેશવાહક ને સૌની દૃષ્ટિએ તું જીવન્ત દેવદૂત બની રહે. કારણ કે ભૂતકાળની પેઠે ભવિષ્યમાં પણ પ્રેમજ ત્હારો દૈવી સંદેશ થશે.

તેથી—તેથીજ ઓ ભારતની આધ્યાત્મિક પ્રજા! જો ત્હારે અત્યારેજ સ્વતંત્ર થવાનું હશે તો તે સ્વાર્થીપણાથી નહિ પણ પ્રેમથી, કોઈ પણ પ્રકારના તિરસ્કાર વિના.

જો ત્હારે સ્વતંત્રજ થવું હોય—થવું જ છે—થવું પડશે જ—તો તે નહિએ ત્હને દૈની સાથે જોડી છે. ત્હેનાથી છૂટા પડવા કાજે નહિ. પરન્તુ ત્હેની સાથે, પણ બળથી યે વધુ બળવાન એવા પ્રેમ—સંબંધે જોડાવા.

ત્હારે—સાગે થવાનું નથી, પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનાં અંતર વધારવાનાં નથી પરન્તુ ત્હેમને એક બીજાની વધુ પાસે લાવવાનાં છે. ત્હેમને વધુને વધુ એકત્રિત કરવાનાં છે અને તે માટે ત્હારે પોતાને બીજાઓ સાથે—એકાદ પ્રજા સાથે નહિ પરન્તુ પશ્ચિમની દરેક પ્રજા સાથે—જોડાવું પડશે.

જો ત્હારે સ્વતંત્ર થવું જ હોય, જો ત્હારે કાંઈ પણ પ્રજાનું સર્વોપરિપણું સ્વીકારવું ન હોય, તો તે ત્હારી જાતને બીજાઓને સમર્પણ કરવા કાજે; તો તે પશ્ચિમની પ્રજાઓ સાથેજ નહિ પરન્તુ પશ્ચિમ અને પૂર્વ બન્નેની સાથે એક થવા માટે—તો તે ગુલામની પેઠે પોતાનાજ બંધુને પારકા માટે ગુલામ બનાવવા માટે, ત્હારી સરહદો ઓળંગી જવા માટે નહિ પરન્તુ ત્હેમના મિત્ર અને સ્વતંત્રતા અર્થેના પ્રયાસમાં ત્હેમને મદદ કરનાર તરીકે આખી દુનિયામાં ઘૂમવા માટે.

જો ત્હારે સ્વતંત્ર થવું જ હોય, તો તે બીજાઓના નાશ માટે નહિ પરન્તુ સર્વત્ર પ્રેમનો સંદેશ ફેલાવવા માટે—તો તે જગતમાં આધ્યાત્મ વાદનો સંદેશ પ્રસારવા માટે.

સાંભળ અને જગતને માટે હૃદયથી રો. કારણ કે આજની દુનિયાનો જન્મ અનેક દીવાગીરીઓમાંથી થયો છે; તે સૌને ત્હારે દિલાસો દેવાનો છે.—કારણ કે આજની દુનિયાનો જન્મ અજ્ઞાન અને અંધકારમાંથી થયો છે; ત્હેને ત્હારે જ્ઞાન અને પ્રકાશનાં દાન દેવાનાં છે.—કારણ કે આજની દુનિયાનો જન્મ અનર્થદ રુદનાસમાં થયો છે; તે ત્હારે દૂર કરવાનો છે.—કારણ કે આ દુનિયાનો જન્મ અનેક પ્રાણીઓનાં દુઃખો અને દરિદ્રતામાંથી થયો છે; તે સૌનાં દુઃખો ત્હારે ટાળવાનાં છે. આ દુનિયામાં મનુષ્યની પાર્થિવ ભાવનાઓ ઉર્ધ્વમુખી થઈ આકાશના ઉન્નત સંદેશાઓ ઝીલી રહી છે.—જેમ જેમ આપણી પાર્થિવ ભાવનાઓ વધારે મલિન છે; જેમ જેમ આપણી ચોપાસ દર્દ ને અંધકાર વધારે છે તેમ તેમ આકાશમાંથી ઉતરતો પ્રભુપ્રેમ વધુ ઉજ્જ્વળ ને દયાર્દ્ર છે. યુગો થયાં જગત્ આમ આગળ ધપતું જાય છે. કારણ કે યુગો જેમ વધારે અસંસ્કારિત હોય છે. તેમ તેમ તેઓ પ્રભુનો આવિર્ભાવ વધારે પ્રમાણમાં કરી રહે છે.

આજના આ કળિયુગમાં અસુરની ઉત્પત્તિ થઇ છે. તેથી દુનિયાને જરૂર છે કે પૃથ્વીપરી પ્રેમના અંદર ગમે અલૌકિક પ્રેમી—મહાન પ્રભુ પૃથ્વીને પાટલે ઉતરનાર છે. ઓ ભારત! એના તેજ વડે ત્હારી જાતને કરી શકજે પ્રાણીઓને ને પ્રજાઓને તું ઉદ્ધાર.

# સ્વ. સૌ. બ્હેન કનકલક્ષ્મી દવે.

આ અંકનું પ્હેલું કાવ્ય પ્રકટ કરતી વખતે અમ્હને જરાયે ખ્યાલ ન્હોતો કે ત્હેના રચનાર, ગુજરાતના અતિપરિચિત સ્ત્રીરત્ન, સૌ. બ્હેન કનુબ્હેન દવેના અકાળ ને દુઃખજનક અવસાનની આ ટૂંક નોંધથી આ અંક ખીડાશે. એમના અંગત પરિચયમાં આવેલા અનેક સ્ત્રી પુરુષો ઉપરાંત જરૂર આખું ગુજરાત આ દુઃખદ સમાચારથી ખેદ પામશે.

સ્વ. સૌ. કનુબ્હેન ગુજરાતના ગણ્યા ગાંઠ્યાં ભગવતી અને વિદુષી સ્ત્રીરત્નોમાંના એક હતાં. જે કોઇ ત્હેમના અંગત પરિચયમાં આવ્યું હશે ત્હેમને ત્હેમના ઉન્નત, ગૌરવભર્યાં જીવનના પ્રસંગો યાદ આવશેજ. ઘણા પુરુષો શરમ પામે તેવું પ્રતિભાશાળી ગદ્ય તેઓ લખતાં; ઘણા કવિઓ નીચું જુએ તેવી અસ્ખલિત ત્હેમની કાવ્યસરિતા વહેતી; પણ એ સૌથીયે ચ્હડીયાતી તો ત્હેમનાં સંસ્કારિત જીવનમાં સદા સર્વદા વહી રહેતી બ્હાલસોઇ મમતા હતી. જે પુરુષો બ્હેનના સ્નેહથી વંચિત હતા તે એમના ભાવપૂર્ણ હૃદયના સંસર્ગમાં આવતાં પોતે બ્હેન વિનાના છે એ વાત ભૂલી જતા.

સ્વ. બ્હેનની કાર્યભૂમિ વિદેશી હતી; ગીતાંજલિના ભાષાંતર ઉપરાંત ત્હેમનાં ઘણા મનન યોગ્ય લેખો અને કાવ્યસુમનો ગુજરાતના પ્રતિષ્ઠિત માસિકોમાં પ્રકટ થયાં છે. ગુજરાતી સાહિત્ય પરિષદના પ્ર. સ. ૧૯૧૫ ના અધિવેશનમાં સ્વ. સૌ. બ્હેન સુમતિ તથા સૌ. વિજયાલક્ષ્મીના અકાળ મૃત્યુ સંબંધી "અકાળે કરમાયલી કળીઓ" નામક નિબંધ ત્હેમણે વાંચેલો, ત્યારે શ્રોતા મંડળને ખ્યાલ ન્હોતો કે એ સુસંસ્કારિત ને કોમળ આત્મા પણ થોડાંજ વર્ષોમાં એમજ અકાળે ઉડી જવાનો છે. ને પછી પ્ર. સ. ૧૯૨૦ ના અધિવેશનમાં 'ગુજરાતનો કવિ પયગંબરનો' વિચારશાળી ને વિવેચક નિબંધ ત્હેમણે વાંચ્યો હતો. સ્વ. બ્હેન ડૉ. રવીન્દ્રનાથના પરમ ભક્ત હતાં. રવીન્દ્રનાથ સુરત આવેલા ત્યારે જાણે સ્વગૃહે મહેમાન આવ્યા હોય તેટલો ત્હેમને આનંદ થયો હતો. આ ભક્તિના પરિણામે ત્હેમણે ગીતાંજલિનું ભક્તિભાવવાળું ભાષાંતર રચ્યું છે.

સ્વ. કનુબ્હેનની દેશ સેવા ને લોકસેવા પણ પ્રશંસનીય હતી. ગુજરાત રાજકીય કોનફરંસના વીશ મંડપમાં દુઃખીઓ માટે ફંડ ઉઘરાવતાં, ત્હેમને, જેમણે જોયાં છે તેઓ દયાભાવથી ભરપૂર ઉભરાતો, તે સ્નેહાળ ચ્હેરો ભીસરી શકશે નહિ. ગુજરાત સંસાર સુધારા પરિષદ સુરતના અધિવેશનમાં જ્યારે તેઓ એક મન્ત્રી હતાં ત્યારે ત્હેમણે કન્યા, ગૃહિણી, માતા, વિધવા ઇ. ના પ્રશ્નોનો વિચારશાળી ને વિવેકી નિરુપણ કર્યો હતો. રાષ્ટ્રીય પ્રશ્નો સંબંધી પણ અનેક વાર ત્હેમણે વ્યાખ્યાનો આપ્યાં હતાં. હિન્દી ભાષા દેશ ભાષા થવી જોઇએ એવો ત્હેમનો આગ્રહ હતો. સ્ત્રીઓની ગુલામગીરીની બેડીઓ ગમે તે પ્રકારે ઉતારવી જોઇએ એવું નિરુપણ પણ તે કરતાં. રાજકીય જગતમાં ખપતરુ જેવી ગંભિરતા ત્હેમને સહજ હતી; ત્હેમની વિચારદૃષ્ટિ દીર્ઘ હતી; અને

તેમનું વિનોદીપણું, મુત્સદ્દીપણું, સારગ્રાહી કુશાગ્ર બુદ્ધિ, તુલનાત્મક શક્તિ તથા ઉચ્ચ રસિકતા અસામાન્ય હતા. તેમની માતા જેમને ઉપનિષદો પ્રિય હતા તેમના તરફથી શાન્ત, ગંભિર વિચાર શક્તિ તેમણે મેળવી હતી. આર્યાવર્તની આર્યા માટે તેમનું અભિમાન અનહદ હતું અને આપણી બધી સ્ત્રીઓ એ આદર્શ અનુસરે એ માટે તેઓ સતત્ પ્રયાસ કરતા. પોતાના જીવનમાનો એ આદર્શ તેમણે મ્હોટે ભાગે ઉતાર્યો હતો. સ્વ. બ્હેનની સાહિત્ય કૃતિઓ માટે કે સામાજિક સેવા માટે બે મત હશે પરંતુ એક આદર્શ પત્નિ, એક આદર્શ માતા, એક આદર્શ સખી તરિકે તેમણે તેમનું જીવન વિતાવ્યું છે એ તો નિઃશંક છે અને એથી યે વધારે નિર્વિવાદ એ છે કે કોઈને તેમણે દુભવ્યું નથી ને કોઈથી તે દુભાયા નથી.

થોડાજ વખત ઉપર તેમના પતિ પ્રો. મંજુલાલ જોડે કોલ્હાપુર જતા તેમણે ગુજરાત છોડ્યું. ગુજરાતમાં તેમને અનેક કડુ અનુભવો થયા હતા અને છતાં ગુજરાત અને ગુજરાતીઓ માટેનો તેમનો ભાવ જેવોને તેવોજ હતો. કોલ્હાપુરમાં સેંઢ મહિનાની એનીમાની માંદગી ભોગવી તા. ૬ જાન્યુઆરીએ ૧૨-૩૦ વાગે તેમણે એ તપસ્વિનીનીને છાજે એવો આત્મોત્સર્ગ કર્યો. 'વીસમી સદી'માં પ્રગટ થયેલ એમની 'એક ભાવના' નામક રસગીતને અનુસરતુંજ રમણીય તેમનું મૃત્યુ થયું. પંચગંગા નદિને તીરે, કુદરતની પવિત્ર અને રમણીય સુંદરતાની સન્મુખ, વેદ મંત્રો અને અનંત શાન્તિ ભણતા સ્વરોચ્ચારો સાથે એ પરમ સૌભાગ્યવતીના દેહને અગ્નિદાહ દેવાયો.

એ પરમપુનિત આત્માને અખંડ શાન્તિ હો !"

અમે ભાઈ મંજુલાલને તથા સ્વ. બ્હેનના પુત્રી ચિ. પુષ્પાવતીને એમના આ અસામાન્ય અને અસહ્ય દુઃખમાં નીચેના વાક્યોથી જેવું તેવું આશ્વાસન આપવા યત્નીએ છિએ.

' A power passed from the Earth
To breathless Nature's dark abyss
But when the great and good depart
What is it more than this—
That She who was from God sent forth
Did yet again to God return ? "

૯-૧-૨૨

# અનુક્રમણી



# શંખનાદ.

શંખનાદ સંભળાયે ભૈયા, શૂર પુરૂપને તેડું હો—ટેક.

ગ્ર એ કહે સાધુ દેહ છોડે, શું એ કહે દેવ જાગે હો,
કારી કારમો ઉગ્ર ઉછળતો, રણુનો મુજને લાગે હો—શંખ

વળી સાંભળું આ રણુશિંગું, હા, હા, રણુનો નક્કી હો,
રાહદારી ભૈયા, કહો ઢોડો, વાત કહી દો પક્કી હો—શંખ

એ બોલે શુ બેઠી રહ્યા છો, શત્રુએ કોટ પાડયો હો,
દેશભૂમિ કરી લોહીલોહિયાળી, પુત્ર તણો ઘાણુ કાડયો હો—શંખ

રક્ષણુ કરવા ધાઈ વળો સહુ, હજી રહી છે આશા હો,
સ્નેહ શૌર્ય ને જુદ્ધકળાથી, પડશે સવળા પાસા હો—શંખ

રણુમાં મૂઆ તોએ રુડું, દાસપણાથી છુટશુ હો,
ગતપ્રાણીને બંધનનું નથી, ભયકો રીતનુ કશું હો—શંખ

સ્વતંત્રતા સુખ જો ન મળ્યું અહી, નિશ્ચે ત્યાં તો મળશે હો,
પરમારથને માટે મથતાં, કીર્તિ ધ્રુવપદ ઠરશે હો.—શંખ

દેશજનની સ્વતંત્રતાને, અર્થે વીર ઝુઝી મરશે હો,
શાહદારી કહે પ્રભુ સંધાની, જયસુખ આશા પુરશે હો—શંખ.

હા ભૈયા હું તો આ ચાલ્યો, શંખનાદ હજુ થાએ હો,
નર્મદ કહે બીજા વીરો પણુ, કેસરિયાં કરી જાયે હો—શંખ

—નર્મદ



रसो वै ब्रह्म ।

વર્ષ ૨ જું—અંક ૮–૯ મો.

જાન્યુઆરી–ફેબ્રુઆરી.

૧૯૨૨




## આ અંકના મુખ્ય લેખોઃ

### કાવ્યોઃ



### લેખોઃ



### વાર્તાઓઃ



વાર્ષિક લવાજમઃ હિન્દ માટે રૂ. ૩ (પોસ્ટેજ જુદું)
હિન્દ બહાર રૂ. ૪–૮

આ અંકની છુટક નકલના બાર આના

## લેખોનો અનુક્રમ.




આ માસિક સુરત બંદરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા સંઘાડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રકટ કર્યું.

# ચેતન અને વિનોદ.



## —નવો કાર્યક્રમ—

### લવાજમમાં ઘટાડો.

### નવું તંત્રી મંડળ—ખાસ લેખક મંડળ.

પ્રિય સજ્જન,

વિશ્વની લીલા પેઠે ચેતન અને વિનોદ આજે નવું રૂપ ધારણ કરે છે, અને છતાં એ રૂપાન્તરમાં પણ તેનું અસલ તત્ત્વ કાયમ જ રહેશે. આ અંકથી ચેતનમાં વિનોદ અથવા વિનોદમાં ચેતન ભળે છે—તે દ્વૈત મટવાના પ્રસંગે ચેતન વિનોદનો વિકાસ સાધવામાં જેમણે સહાય આપી છે તેમનો આભાર માનવાની અમે ફરજ માનિએ છિએ. લેખોથી અને ચિત્રોથી, તન, મન, શુભેચ્છા કે હરિફાઇથી જે કોઇ નિમિત્તે ચેતનવિનોદનો વિકાસ થયો તે તે નિમિત્તને અમે સત્કારિએ છિએ.

જીવન જીવનારાં બધાંને સ્વપ્નાં તો કૈં કૈં હોય છે. ચેતનવિનોદને પણ અનેક સોણાંઓ લાધે છે, કારણ જીવન જીવતાં શીખવું અને શીખાડવામાં નિમિત્ત બનવું એટલે જ ચેતન અને વિનોદ. આ સ્વપ્નાંઓમાં કૈંક સફળ થયાં છે—બીજા માટે કાર્યવાહકો રસ અને કળાના જાણકારોની મદદ માંગે છે.

જીંદગીની કળા મહેલમાંજ હોય અને મઢુલીમાં ન હોય એવું નથી. જ્યાં જ્યાં હૃદયના ધબકારા છે, જ્યાં જ્યાં સાચી સરળતા છે ત્યાં ત્યાં જીવન છે અને ચેતન હોવું જોઇયે. સહુથી અને સહુને પોષાય એ ઉદ્દેશથી **ચેતનના લવાજમમાં ઘટાડો કરી વાર્ષિક રૂા. ૩ ઠરાવ્યું છે.**

ચેતનવિનોદનાં નવાં સ્વપ્નાંઓ સફળ કરવા માટે નવીન વ્યવસ્થા યોજાઇ છે—તે પ્રમાણે મુખ્ય તંત્રીની સહાયમાં તન્ત્રી મંડળ રહેશે. ભિન્ન ભિન્ન સ્વભાવ શિક્ષણ અને સંસ્કારવાળાં સ્ત્રીપુરૂષો આ પ્રમાણે જુના જમાનાની રીતિઓ છોડી દઇ કોઇ કાર્ય માટે એક થાય એજ ગુજરાતની ચેતનમયતાનું ચિન્હ છે. ગુજરાતનાં રસિયાં અને જ્ઞાનબાલો એ ચેતનને સત્કારતાં શીખે એમ અમે પ્રાર્થિએ છિએ.

ચેતન માટે લેખો ખાસ તૈયાર કરાવવામાં આવશે. અને એ કાર્ય માટે ભિન્ન ભિન્ન વિષયના તજ્ઞ વિદ્વાનોએ લેખો તૈયાર કરવા સ્વીકાર્યું છે.

### ચેતન વિનોદનું લેખક મંડળ —

શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ, સૌ મૃદુલા, સૌ સુલોચના દેશાઇ, શ્રીમતી નલિની, રા. ધીરજ લાલ ગજાનનજી મ્હેતા, બી. એ. રા પ્રેમરાય ગૌરીશંકર એમ એ રા. બટુ લાલભાઇ ઉમરવાડિયા, રા વિનોદકાન્ત બી. એ. રા. મનુભાઇ કલ્યાણજી દેશાઇ. રા. મનુ ત્રિવેદી, પ્રોફેસર દવે, એમ. એ. પ્રોફેસર ત્રિવેદિ બી એ. પ્રોફેસર શાહ બી એ પ્રોફેસર ચન્દ્રશંકર બુચ બી એ

ઉપરાંત પ્રોફેસર ખુશાલ શાહ બી. એ. બી એમ. સી. બાર એટ લૉ, રા. નૃસિંહદાસ વિભાકર બી. એ. એલ એલ. બી. બાર એટ લૉ. રા હિમ્મતલાલ અંજારિઆ એમ એ એલ. એલ. બી. એમણે લેખો વિગેરેથી સહાનુભૂતિ દેખાડેલ છે. રા મુનશી, રા. ન્હાનાલાલ, રા. ખબરદાર, રા. લલિત તથા બીજા સુપ્રસિદ્ધ લેખકોની પ્રસાદી હમેશ પેઠે આપવા ઉમેદ રાખિએ છિએ.

મુખ્ય તન્ત્રી
જ્યોત્સ્ના શુક્લ
તન્ત્રી મંડળ
બહેન જ્યોત્સ્ના શુક્લ
રા. બટુભાઇ લાલભાઇ
ઉમરવાડિયા બી એ.
રા. વિજયરાય કલ્યાણરાય
બી. એ.
પ્રોફેસર ચન્દ્રશંકર અમૃતલાલ
બુચ બી એ.

આ લેખકમંડળની સહાયથી અને ગુજરાતના પાઠકગણની સહાનુભૂતિથી ગુજરાતી સાહિત્યને કંઇ કંઇ સમૃદ્ધિ અર્પવામાં નિમિત્ત બનિએ એ પ્રાર્થના સાથે અમે વિરમિએ છિએ

ચેતન મન્દિર,
ગોપીપુરા
સૂરત.

લી
બિહારી સુરજરામ તાપીદાસ શેઠ
વ્યવસ્થાપક.

---

## વિશેષ સૂચના.

અણચિન્તવ્યાં કારણોને લીધે આ અંક બહાર પડતાં અમારા રિવાજ પણ ઘણું મોડુ થઇ ગયું છે. ચેતન વિનોદની વધતી જતી અનિયમિતતા ટાળવાની ઉતાવળને લીધે આ અંકમાં કાગળો પણ હંમેશના કરતાં હલકા વાપરવા પડયા છે. આ બન્ને ત્રુટીઓ માટે ચેતન વિનોદના ગ્રાહકોની ક્ષમા યાચીયે છીએ. 'માર્ચ એપ્રિલ અને મેના' અંકો પણ હવે બનતી ઉતાવળે પ્રકટ કરી જુન મા સુધીમાં ચેતનને નિયમિત બનાવવા આશા રાખીએ છીએ.

વ્યવસ્થાપક

વર્ષ ૨ જુ.] જાન્યુ.-ફેબ્રુ. ૧૯૨૨. [અંક ૮-૯ મો.

# ચેતન

## દુનિયાને !



મ્હારાં નરસાં કૃત્યોની માલેકી સ્વીકારતાં હું ખંચાતો નથી. જે મ્હારૂં છે અને મ્હારામાંથી જેનો જન્મ થયો છે ત્હેના ગુણદોષો મ્હારા છે અને તેથી તે મધુર છે.

—અને મ્હારાં સુકૃત્યો માટે પ્રશંસા પણ મ્હારે જોઇયે છે. હું સાધુ નથી ને સંસારી છું. એકાદ સુકૃત્ય માટેનો મ્હારો એટલો હક પણ હું શા સારૂ જતો કરૂં ? મ્હારાં સુકૃત્યો મ્હારાં છે અને તેથી જ તે મધુર છે.

દુનિયા ! મ્હારૂં લેણુ અદા કર.

૧૯-૨-૨૨. બટુ ઉમરવાડિયા.

# ચમકી અને ચાલી ગઈ.

સૌદામિની શી સુન્દરીઓને જ્હાન કુમાર અગર કુમારિ આમ ચમકી ચમકીને ચાલ્યા જાય છે તેથીજ વિતાના ગગનને "ગીતો" ના મહાસાગરો ચિરંજીવી રહે છે એમ નથી લાગતુ ? અધિ. ચેતન

(૧.)

શાન્તિભરી હતી વાટિકાઃ
શાન્તિભરી સંધ્યા હતી:
શાન્તિભરી દીલની દશાઃ
શાન્તિભરી સર્વ સ્થિતિ
ચાલી ગઇ ઓ શાન્તિ એ–
પળમાં હતી નહતી થઇ,
સૌદામિની શી સુન્દરી
ચમકી અને ચાલી ગઈ

(૨.)

સમજી શકયો ના હું કંઇઃ ૯
પ્રતીતિ હતી ? ભ્રાન્તિ હતી ?
કો એ હતી ? કાં આવીતી ?
આવી-શું તો ચાલી ગઇ ?
પૂછયાં કરે પ્રશ્નાવલિ–
દિલ શાન્ત સ્હેજ થતું નહિ:
ગઈ સુન્દરી !–શાન્તિ ગઇ !
રહી માત્ર મૂંઝવતી સ્મૃતિ !

સોનાપુર ગિરગામ,
મુંબાઇ
તા. ૨૭-૯-૨૧

ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.



# ત્યાગ.

> કિન્નરકણ્ઠનાં સંગીત કરતાં, લોકોત્તર હૃદયનાં સંગીત
> ઔરજ હોય. એ સુન્દર સત્યમાં આ મધુર કથા,
> વિશ્વાસ ઉત્પન્ન કરે છે. —અધિ. ચેતન.

બંગાળાના મહારાજાના અંતઃપુરમાં સંગીતનું ભારે માન હતું. જે સમયની આ વાત લખાય છે તે વખતે નીરા નામની ગાનારી ઉપર અંતઃપુરની સઘળી સ્ત્રીઓના ચારે હાથ હતા. નીરા પર સર્વ કોઇ પ્રસન્ન હતું. તેને માસિક પગાર ઉપરાંત ઇનામો તો વારંવાર મળતાં. તે ભારે ભપકા અને ઠાઠથી રહેતી. આનન્દની સામગ્રીઓની નીરાને ખોટ ન હતી.

પ્રૌઢ વયે પહોંચેલી હોવાને લીધે નીરાનું સ્વરૂપ અને યૌવન નિસ્તેજ થઇ ગયાં હતાં; છતાં તેના કંઠની મધુરતા હજી એવીને એવીજ હતી. જે કોઇ નીરાનું એક પણ ગીત સાંભળતું તે મંત્રમુગ્ધજ બની જતું. અને જ્યારે તે વીણા લઇને ગાતી ત્યારે તો સાંભળનાર બધા તેના ગાયનમાં લીન બની પ્રતિમા સમાન સ્તબ્ધ બની રહેતા. નીરાનાં વિરહ—ગીત સાંભળીને વિયોગીઓનો દુઃખ સમુદ્ર ખળભળી ઉઠતો: તેના કરુણ ગીતો સાંભળી લોકોની આંખોમાંથી આંસુની ધારા ચાલતી.

(૨)

એજ ફુલવાડી અને એજ સંધ્યાકાળનો રમણીય સમય હતો. સૂર્યદેવ પોતાનાં કિરણો સંકેલી લઇ અદૃશ્ય થવાની તૈયારી કરી રહ્યા હતા; તો પણ કેટલાંક રમતિયાળ કિરણો જાણે આખો દિવસ રમવા છતાં પણ ધરાયાં ન હોય તેમ તેમની પાસેથી પાછાં છટકી આવી વૃક્ષપરનાં કોમળ પત્રો પર નાચી રહ્યાં હતાં. નીરા તેમની એ રમત તરફ એકીટશે જોઇ રહી ઉંડા વિચારમાં પડી હતી. પક્ષીઓના કલરવથી જાણે એક અપૂર્વ સંગીત લહરી ઉત્પન્ન થતી હતી; અને એ સંગીત-લહરી, પ્રશાન્ત વાયુમંડળમાં પોતાનો આહ્લાદ પ્રસારી, વાયુ-લહરી ઉત્પન્ન કરતી હતી. એ લહરીમાં ફુલો હસતાં હસતાં નાચતાં હતાં. રોજ તો નીરા આ ફુલોને હસતાં જોઇ પોતે પણ હસતી. પણ આજે તો તેણે તેને હસતાં જોઇ તે તરફથી મ્હોં ફેરવી લીધું.

ઈર્ષાની જ્વાળાથી તેનું અંતર આજ સળગી રહ્યું હતું.

તે આમતેમ ટહેલવા લાગી પણ મન શાન્ત ન થયું. આખરે તે ઘરમા ગઇ. જોયું તો પંદર સોળ વર્ષની યુવતી તેની રાહ જોતી બેઠી હતી.

મ્હોપર બનાવટી પ્રસન્નતા લાવી નીરા બોલી: "કેમ. પછી શું થયુ મણિ?"

"બધુજ નક્કી થઇ ગયું." મણિ બોલી "શુક્રવારને દહાડે મહારાજ સમક્ષ મારી ક્ષા થશે"

નીરા વધારે ન સાભળી શકી મનમા તે બબડી "હાય. મારૂ સુખ હવે નષ્ટ થવાનું." પર ક્ષણિક હાસ્ય લાવી તે તજે પોતાના મનની વેદના છુપાવી નીરાએ મણિને કહ્યુ: ાજકુમારીની કૃપાથી અને એમના પ્રયત્નથીજ આ બધું થયુ હશે."

કૃતજ્ઞતા ભરી દષ્ટિથી નીરાના સામે જોઇ મણિ બોલી: "હા. કેમ્ હવે આપ આપની યાને આપની નજીક આસન નહિ આપો ?"

મણિને ખાત્રી હતી કે પોતાની ગાનવિદ્યાથી મહારાજને પ્રસન્ન કરીને તે નીરાના હાથ ા ગાયિકા બનીને આનન્દથી રહેશે. નીરા સમજતી હતી કે એક દાસીની કન્યા મણિ પોતાની લ્યાવસ્થાની સખી રાજકુમારીને લીધે પોતાના કરતા વિશેષ આદર પામશે અને પોતાને લોકો ી જશે. પોતાને હવે ત્યજાયેલીની પેઠે દુર રહેવું પડશે આ તેને અસહ્ય હતું.

(૩)

અંધારી રાત્રીના ખોળામાં નિશ્ચિત બની કુદરત સુઇ રહી હતી પણ નીરાનું ચિત્ત અસ્વસ્થ તું. તેને ઉંઘ નહોતી–ચેન નહોતુ.

ભૂતકાળનું દૃશ્ય તેની આગળ ચિત્રની પેઠે ખડુ થઇ ગયુ દાસીકન્યા મણિ રમતી રમતી ગીત ગાઇ રહી છે. તે સાભળીને નીરા વિચારે છે કે મણિની સ્વભાવિક રૂચિજ ગીત ઉપર છે, પોતાનુ ગીત સાભળીને મણિએ કેટલી સરલતા અને સહેલાઇથી તે યાદ રાખી લીધુ છે? તે મણિને પૂછે છેઃ "મણિ તું ગીતા શીખીશ?" મણિ સરલતાથી હસતી હસતી સ્હાસું પૂછે છે 'તમે શીખવશો?"

× × × × ×

ઉંડા નિઃશ્વાસ નાખી નીરા બબડી ઉઠી: "હાય પ્રભુ! આ કેવો બદલો! સાધારણ ઉત્સુકતાથી મે જે દાસીકન્યાને સગીત શીખવ્યુ તે આજે મારૂ સ્થાન છીનવી લઇ રહી છે"

નીરા જાણતી હતી કે પોતાના કંઠના પ્રભાવથીજ પોતાની પ્રતિષ્ઠા ટકી રહી છે. મણિ તેની બરોબરી કોઇ રીતે કરી શકે તેમ ન હતુ. પણ આજકાલ મણિએ પોતાના કંઠની મધુરતાથી અંત પુરની સ્ત્રીઓને જાણે વશ કરી લીધી છે. કંઠની મધુરતા, ગુણ અને યૌવનસૌન્દર્યને લીધે મણિ પરીક્ષામા સફળ થશે એમ સર્વ રીતે બનવા જોગ હતુ.

(૪)

બીજે દહાડે નીરાને ઘેર આવીને મણિ જુએ છે તો નીરા તાવની ઝુમમા બેભાન પડી છે અને બબડ્યા કરે છે. મણિ સ્તબ્ધ બની તેની પાસે ઉભી રહી નીરા બબડતી હતી. "..ન્હોતી જાણતી રે ભગવાન! આવુ ન્હોતી જાણતી મને આવુ ફળ મળશે, આવું અપમાન સહન કરવું પડશે એ હુ ન્હોતી જાણતી બાળપણથી મે એ નાગણને દુધ પાઇ ઉછેરી તે હવે આ

મારી વૃદ્ધાવસ્થાએ મનેજ હસે છે ! ...કેવી કૃતઘ્નતા ! આજ મણી આગળ હું શી વિસાતમાં છું ? વૃદ્ધા કહીને લોકો મારો તિરસ્કાર કરી રહ્યા છે...... હાય ! મારું સર્વસ્વ નષ્ટ થઇ રહ્યું છે ! ......"

પાસે ઉભી ઉભી મણિ આ બધું સાંભળી રહી. તેના હૃદયમાં સખત આઘાત થયો ! તે સ્તબ્ધ બની રહી. થોડી વારે તે મનમાં બબડી: "શું હું એનું સર્વસ્વ છિનવી લેવા ચાહું છું ?"

સ્વસ્થ થઇ તે નીરાની પાસે જઇ બોલી: "કેમ આજે તાવ ચઢી આવ્યો છે?"

નીરા ગભરાઇને બોલી ઉઠી: "ક્યારની આવી છે?"

"હમણાંજ" મણિએ જવાબ આપ્યો.

નીરાનું શરીર તાવથી સળગી રહ્યું હતું અને હૃદય ક્રોધ અને ઇર્ષ્યાથી. મણિએ તેના શરીરપર હાથ મૂકી જોયો અને પાસે બેસી ગઇ. નીરા બોલી: "મણિ ! હું શું બકતી હતી ? શું મને બહુ તાવ આવ્યો છે ?"

પણ મણિનું ધ્યાન બીજી બાજુએ હતું. કોણ જાણે શા યે વિચારથી તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એ જોઈ નીરા વિરક્ત ભાવથી બોલી: "ગભરા નહિ; હું કંઇ મરી નહિ જાઉં."

(૫)

આજ એજ ગુરૂવારનો દિવસ હતો. અંતઃપુરની સ્ત્રીઓ અહીંતહીં બેઠી હતી. મહારાજ આમતેમ ફરતા હતા. રાજકુમારીનો તો હરખ સમાતો ન હતો. તે મનમાં ને મનમાં હસતી હતી, તોયે હાસ્યની રેખા તેના મ્હોં પર વારેવારે ફૂટી નીકળતી હતી. ઘડીમાં તે મહારાજ તરફ જોતી તો ઘડીમાં મણિ તરફ.

મણિએ વીણા લઇને ગાવું શરૂ કર્યું. પણ આજ આમ કેમ ? આજ મણિના સ્વરમાં એ મોહિની શક્તિ નથી. આજ તેના સંગીતમાંથી મધુરતા નથી ટપકતી. રાજકુમારી બબડી ઉઠી: "આજ મણિને શું થઇ ગયું છે ?"

કોઇને પણ એમ ન લાગ્યું કે મણિ નીરા કરતાં ચઢિયાતી છે. અંતે મહારાજ બોલ્યા: "મણિ ગાય છે તો બહુ સારૂં, પણ તે નીરાની બરોબરી કરી શકે તેમ નથી. હજી તેને વધારે અભ્યાસની જરૂર છે."

મણિએ માથું નીચું ઢાળી દીધું. તે મનમાં ને મનમાં બોલી: "આથી વધારે ખુશીની વાત મારે આજ શી હોઇ શકે ?" રાજકુમારી ગુસ્સે થઇને બોલી: "મણિ ! તેં આજે જાણી જોઇને બધી બાજી બગાડી દીધી છે ! તને શું સુખની ઇચ્છા નથી ?"

મણિ શું જવાબ આપે ? કૃતજ્ઞતાપૂર્ણ હાસ્યની રેખા તેના કોમળ મુખપર ફૂટી રહી. એ હાસ્યથી તેણે બતાવી દીધું કે ગુરૂદક્ષિણાને ખાતર આપેલા આત્મસન્માનના આ ત્યાગના સુખ આગળ બીજાં સર્વ સુખ તુચ્છ છે.

બચુભાઇ રાવત.

* હનુમંતપ્રસાદ જોશીની હિંદી વાર્તા ઉપરથી.

" कोण तुं !" हुं भाखतो.
"अज्ञात सागर कोण ए ?
आज गृहनिर्देश छे !
कहे तुं क्यांथी आवुं ते ! १३

" प्रकाश ने अंधार शुं !
ना कळे तुज बोलवुं:
गृह मुज प्रकाश ना !—
गृहलक्ष्मी वसी मीठु: १४

"आज शय्याधीन ए:
रक्तहीन अशक्त ए:
ज्वरभरी त्होये दीपे
गृहलक्ष्मी अनन्य ए ! १५

" भरती झगमग आंगणुं
स्नेह ने सोहाग शुं:
झरती आंदोलन घणे
रसरस्या सुप्रकाशने. १६

" कहे दउं कयम लक्ष्मीने !
ज्योतिने ! मुज जीवनने !
प्राणप्रेरक विभूति
कयम दइ रहुं तुजने ! १७

" मित्र मुज ए उरनोः
मित्र मुज मसारनो:
भवोभवनो मित्र ए:
कन्यो युगयुगमांथी हो ? १८

" अणगण्या कंइ कालथी
निकट अम बन्ने वस्या:
गुंथी आत्मन्-पांदडी
योग अविरत पामीआ. १९

" मोह ने किल्मिश ना
जरिय अम पथ पर वस्यां:
स्नेह ने सौजन्यभर
अम जीवन रसरस ओपीआं. २०

" प्रकृतिनां तत्त्वपर
प्रभुत्व एनुं-माहरुं:
प्रकृतिनां तत्वथी पर
एनुं- म्हारुं उभयुं: २१

" शील ने संयमतणी
परम वाणी भाखती:
सुंदरी युवती तथापि
ब्रह्मचारिणी ए दीपी. २१

" ने पडुं जब आपडुं,
मंदगति जब हु थउं:
उगारनारी ए उभी:
मुज आत्मउद्धारक खरे'! २३

" गुण अगोचर महना:
आर्यता मूर्तिमती:
कहे दउं कयम ते तने !
मुज जीवनपंथप्रकाशिनी ! २४

"अरर! आ तो कारमो
संदेश तुं लाव्यो भला!
भीषण रात्रि शी वाणने
फूंकी मुज कानमां. २५

'मुज प्राणप्रतिमानी प्रभा,
मुज स्वामिनी स्नेहांजनी;
मुज हृदयमंदिर ओपती
हाय! करमांशे सुणी!' २६

" शक्ति शी पडखे सदा:
मुज तारिणी, मुज लाडेली:
स्वर्गसंजीवनप्रगी
प्रेरणा शी प्रकाशती. २७

" विभूति ऐश्वर्यनी,
परम शोभा-बलतणी,
ईश--अंशथी उपनी
दिव्यता वर्षी रही. २८

" तेजफुवारा समुं
मुख तेनुं शोभतुं:
ने झरे कीर्तिमती
माधुरी: निशदिन झीलुं. २९

" दे मने आदेश ए:
सुणवे संदेश ए:
कुलनी अधिष्ठात्री म्हारी
सौम्य-भव्य कथा कहे. ३०

"पृथ्वी, पृथ्वीपार्थनी,
स्वर्ग ने अंतरिक्षनी
कथाओ तेनी ऊंडी
सूक्ष्म तात्त्विक अर्थनी. ३१

" प्रशांत ने गभीरा स्वरे
भाखती मृदु वाणने:
पुष्प शी परिमल अहो!
सेंकती प्रतिस्थल सरे! ३२

" ना एकलो हुं सुणतो
मित्रवर्ग अम सुणे.
ने परम चिंतनाक्रिया
देवीनां पूजी रहे. ३३

" धर्मतत्त्वो जाणती,
जाणती व्यवहारने,
भावनावश जीवतुं
मील्युं करती जग सरे. ३४

" सिद्धांत जीवनीय बांधीआ,
ना चली तेथी कदी:
धीर शी निश्चल वसे
न्याय्य पथ पर उज्ज्वली. ३५

"गृह आ, प्रभुगृह ते
एकश्रद्धाथी जुवे:
उडती पंखोळ शी
मार्ग वे नित आत्म ए. ३६

" आत्मना संवादने
धावती ने वाळती
जीवन केरा नावने:
राचती अनुगुण शी ! ३७

" धर्मअमृतसारने
नीचव्ये—पचव्यो पूरो:
ते थकी कदी ना डगे
स्तुति—अस्तुति पाय छो. ३८

" ने एज एक सत्याग्रह दीप:
अन्यने ने मुजने·
ऋतभरा प्रज्ञा थकी
वस्तु सत्यने वळे. ३९

" दैवी आद्यकला'जशी
विभूति दैवी वही.
मोक्षमार्गी पंथने
पुण्य पंथ गणी उभी, ४०

" सतत कार्य प्रनालीनो,
धैर्य ने उत्साहना,
जोम रोमेरोम हो !
योगमार्ग दीपावता. ४१

माळ चिंतनभार हे :
पाय प्रवृत्ति भरी:
सरळ आप समरनी
ए रीते मरणी करी. ४२

"ललितता उपयोगिता
कलाना रसवर्ग बे:
पेखतो ने बोधतो
मित्रगण ने मुजने. ४३

"ने ललितता पर प्रीति
ऊंडी न अतरवती.
सृष्टिनी रमणियतामां
ए सदैव भळी जती. ४४

"सहती ना आघातको
आवी ते पर आवता
वृद्धि ने य विकास तेना
इच्छेरी उर नित्य हा! ४५

"सत्य ने सौंदर्यमां,
वळी सारप रुप विषे,
युग वसंत अनंततानां
देवस्वरुपो न्याळी रहे. ४६

"मैत्रि सौ शुं धारती;
मुदिता अंतर भरी.
करुणाळु वृत्तिथी
पाप—पापी उपेक्षती. ४७

"नानडी निज कायःहा:
तोय अनुभवसिंधु त्यां:
उछळे कटुमिष्टतानी
विश्वव्यतिकरउर्मि ज्यां. ४८

"न्याय ने अन्याय ने
तोळती जन–जगतनां:
एज सिद्धांत सहु
निज-विश्वमंत्रविचारणा. ४९

"धर्म नीति समाजमां,
राज्य राष्ट्र सुपृथ्वीमां,
सुजमां ने पुत्रीमां
एक-न्यायी समानता. ५०

"त्होय सुध्रुपासमें,
उद्धरणने मार्ग ए
दाखती ने गुंजती
दिव्यता विरली खरे! ५१

"राष्ट्रहित निज उर धरी
घूमती राष्ट्रांगणेः
हंसक्षीरन्याये तथापि
सारपो तेनी झीले. ५२

"चिकित्सक रसद्रष्टिथी
पेखी अंतरमर्मने
सारुं ने नरसुं अहो!
पारखे ए तत्क्षणे. ५३

"ने सारुं पोषे जीवनमां,
ने प्रबोधे सर्वने,
नरसुं त्यागी जीवनथी
सर्वने त्यजवा कहे. ५४

"ए रीते संसिद्धी रहे
निजने परने खरे!
जीवन अट्ठावने विषे
ए रीते पद ते धरे. ५५

"देह ने देहीतणां
रोग ने सौ पापने
शें न खुल्लां पाडवां?–
मंत्रणा तेनी ज ए. ५६

"मूर्ख कोई एपणा
ना कदी दिल ए वसी;
मूर्ख कोनी एपणा
पोषती कदीये नहीं. ५७

"तोय आतिथ्य ए
धर्म निज धारी उरे
तप तपी अंतर उंडां
जगत लट करती चेर. ५८

"विमल प्राणप्रकाशनो:
विमल उरविनिमय सदा:
विमल दान दया अने
दीनता भरी ए महा. ५९

"आत्मबलवती तोय ए
सहवुं ऊंडुं समजनी:
रक्त वेची, प्राण वेची
शुभ-स्वास्थ्य वेरती. ६०

"होम अद्भुत योगनो
होम आत्मिक ने मीठो.
कुळनो जगनो सदैवे
एहनो तपतो ऊडो. ६१

"ने मांह्य विभूति उरनी
होमती ने राचती:
ब्रह्मचारिणी ब्रह्मभावे
शान्त निश्चल पेखती, ६२

शक्तिने, संसिद्धिने
परमभावी शिवत्वने,
वाचती जगमुख तर्यी
ने गुंजती आत्मारवे: ६३

"एज कवितानी कला,
एज आत्म मिठाश हा.
वसुधैव कुटुम्बनी
वीर हाकल ए सदा. ६४

"हंसी ए सोऽहम तणी:
अभयवाणी निर्झरी
हसी ए पार्थीवथी पर
मौक्तिकोने चरी रही. ६५.

"वंदती ज महर्षिने:
बुद्ध इसु स्वामीने
"वंदती ने पूजती
प्रहादि परिव्राजने. ६६

"कवि ने पयगंबरो,
राष्ट्रभक्त कलंदरो,
कलाशास्त्र विशारदो
भक्तिपूर्ण पूजती हो: ६७

"गुंजतो गीतातणां,
त्राणशासन शास्त्रना,
योगसत्व अमोल शां
उरप्राणथी पोषीआ ! ६८

"निज मातनी बक्षिस ए,
प्राणमां पचवी पूरी:
योगिनी शी मलपती
शान्त संसारे घणी. ६९

"उच्च संस्कारे भर्यो
आत्म एह बलिष्ट हो!
को कहे "पर्सनालीटी"
को कहेतुं "शक्ति" ओ ! ७०

माहरुं सर्वस्व ए:
मात तात भगिनी ए:
मित्र मुज कल्याणपथनो:
धर्मगोप्ता मुज ए. ७१

"ने मूर्ति वत्सलता तणी
वर विभूति मातृत्वनी,
कुलमांडवडे दीपी
अनुप प्रकृतिनी कृति. ७२

" परिचय आव्यां बधां
चकित बुद्धिशक्तिथी:
पुनः ए संसर्गनी
वांछना धरतां ऊंडी. ७३

" ज्यां वसी त्यां और को
भव्य वातावरण हो !
दिव्य आत्म प्रभावनी
छांय कल्याणक अहो ! ७४

"ने ते स्मरुं रसदिननी
गर्जना सत्याग्रही:
निरवधि जनमेदनी
" धन्य, धन्य " पुकारती. ७५

"ईश्वरी संकेत ए:
जीवनदुर्लभ कीर्ति ए:
अचल श्रद्धाभावथी
पामी पुण्यपवित्र ए: ७६

उर्मि वाणि ने कृति
निर्मलां निज सर्वदा:
पल न पश्चातापनी
आत्म तेने अडी कदा. ७७

" नित्य नित्य नवा नवा
उच्चग्राह धरी रही:
सरल जीवन भव्य चिन्तन,
मागती जगनष्ट थगी. ७८

"जीवनरससंकोचने
अवज्ञे ए आत्मथी:
प्रगतिबाधक जगजने
उपेक्षा धरती ऊंडी. ७९

जीवनवृद्धिविकासने
सतत गति ने प्रगतिने–
कर्मयोगिनी ए नथी
उरथी वंदी रहे. ८०

"आर्य रुढिनां बंधनो,
कूपमंडूकवत रीतो,
अरुचीकर तेहने
सर्व क्रूरतम कृतिओ. ८१

"भाग तेथी ना लीए,
आत्म ज्यां डंखी रहे:
भाव भजवे मात्र ए
आत्म उच्च जहीं उडे. ८२

"नारीना स्वातंत्र्यने
नारीना सन्मानने
नारीनरनी समानता
नित्य एणे उर धर्या: ८३

"वेदकालिन स्त्रीत्वनी
भावना फरीथी अहीं
फूंकवा निज यत्न मां
आदरे ज्यां त्यां जतां. ८४

' शास्त्र अहह. केटला '
विविध ने रस निर्झरों,
ने कलाओ केटली
नित्य तेने उर अम्या! ८५

" ने वाच्यु शुभ उतारतां
जीवनक्रममा नित्य ए.
एक ऊर्मि एक वाणी
एकर्मे ए चरे ८६

" ने परम संवादभर
जीवन मधुरु तेहनुं
भव्य आत्मा, भव्य गुजन
भव्य कृतिभर ए नर्युं. ८७

' कवित मूर्ति ए नरी
कल्पभावनी कोडील
सूक्ष्म ने गूढ मन्त्रणा
प्रेरती ने प्रकटती. ८८

"नालंदा मस्तिष्कमा
क्या भर्यु सहु ए उंडु '
नालंदा पायों विषे
निरवधि प्रवृत्ति शु' ८९

" प्रथमथी परिपूर्ण ए
प्रथमथी ज गुणो वरी
बाल्यथी विकासित विभूति
अचपि ओनम् भगी ९०

"नीडर निश्चयी निःस्पृही
ने स्वतन्त्र उभी उची.
डोक नीची कोइ समीपे
कोदी पण ना धरीं. ९१

" ने नहीं धरवा दीए
अन्यने के मुजने
अधिनता सहवी ज शें!—
प्रेरणा नित्य पाय ए. ९२

"ना मानती प्रारब्धने,
परम पुरुषार्थे वहे.
चतुर्विध पुरुषार्थ तेथी
बोधती जग सचरे. ९३

"पण देवथी डरती रहे"
ने देवथी डरवा कहे"
मानवी भय व्यर्थ त्यागी
परम प्रेमास्पद भजे. ९४

"ने सग जिज्ञासु उंडी
मुमुक्षु ए नित्यनी
सारपों सहु क्षेत्रनी
बणिती ने राजती. ९५

"पूर्वने ने पश्चिमनी,
भूतभुवनभविष्यनी,
आर्थी तेने भावती
नीरखवी रसमस्कृति. ९६

"राष्ट्रहितचिंतन विषे
आर्यो नित्य निमग्न एः
राष्ट्रहितने कारणे
घूमतो हरनीश एः ९७

"ने घणी वेळा दीसे
शांत निश्चल निष्क्रियः
दिन मास वीत्ये तथापि
परम ए स्थितिमां लीन. ९८

"हुं पूछुं, "कयम आम आ?"
हुं पूछुं, "कयम निश्चल?"
ते कहे, "नव निष्क्रिया-
भव्य चिंतनलीन हा! ९९

"श्रुतिथी धुंचवायली
बुद्धि स्थिर सद्दढ करेः
योगकेरी समाधिमां
ब्रह्मभावी ए हुंः १००

"ने ए दिनोनी दिव्यता
भव्य निज चिंतनकथा,
नरी पयगम्बरी अहाः
प्रेरणा गुने परा. १०१

"ऊंडी ऊंडी यतनाने,
रमलहान गुने—माय एः
तनमान सर्वा पूरां
पूर्यां प्रभुनी जे, सखे! १०२

"भव्य मंदिर न्याळतो,
दिव्य मूर्ति पूजतो,
हुं उभुं कल्याणनी-
साध्वी शोभन नीरखतो. १०३

"ए प्राणना सुप्रकाशने,
ए आत्मना अभिलापने
कंक पिछानी पछी
मुज चित्रपट धरुं करविषे. १०४

"आछुं ने अहः पातळुं
कंक चीतरायें हुंथीः
ए अनाहत नादने
शक्ति पारखवा नहीं. १०५

"भावनामय एहवुं —
अतीव मधुरुं जीववुंः
गाय शी गरीबी मुख
पण सिंहण सरिखुं घूमवुं. १०६

"ए रीते संभारना
दूर ओळगी कथा,
आज जो, शय्यापरे
सूती श्वास धरे धीराः १०७

"एहवी उरकांमदि,
एहवी गृहलक्ष्मीने
कयम तुं लेइ जवा अहीं
आवीओ कहेने मने? १०८

" त्यां शुं एनी खोट छे?
ए भुवन शी खामी छे?
त्यां शुं आ आर्यविना
यज्ञ कहे शा अटकशे? १०९

." अहीं अधूरा छे हजी
घणा निज यज्ञो, भला!
प्रवृत्ति—प्रगति तणां
कार्य निज अधूरां घणां. ११०

" ए थयाविण केम तुं
आज एने अहीं जशे?
-अकाले संदेश शो?
अकाले आव्यो खरे! १११

" जाणुं छुं तुं यम अहो!
जाणुं छुं तुन कार्य हो:
जाणुं छुं अनुचर तु तो
देवनो द्वारे उभो. ११२

" ने सूण्यो संदेश में:
फरीथी कंइ भाखने:
विकास ने य विनाशनां
सूत्र बहु सूण्यां छ में. ११३

" विश्वव्यापी जीवन गा:
व्यापी मोद गा:
व्यापी पूजननां
गनो कइ गा, भला? ११४

" ने सनातन जीवननी
गा गभीरी तुं गीता:
चरण धरुं मुन लक्ष्मीने
समजुं जव गीतमर्म हा:" ११५

\+ \+ \+ \+ \+ ×

× × × × \+ ×

" अनंत केरी अनंत ए:
अनंतमां ते तो जशे:
विभुलीला ना तने
ज्ञातपरिचित एवी ए! ११६

" पात्र जो, भंगुर आ:
खाली हरनीश थाय हो,
नवजीवनसिंचनवडे
पुन: एज भराय हो! ११७

" नित्य नित्य प्रभातमां
नवां संजीवनो उगे:
नित्य स्थायी अमरता
विश्वविहरती वसे. ११८

" लोकलोकान्तर बधुं
जीवन अरणु मीठडुं:
पान तेशु करी उंडुं
फरीथी वहशे नवु: ११९

"दीर्घ यात्रा एहनी
प्रकाशपंथपरे वहीः
"ओम् सत्" सम सागरे
जो, निमग्न थती पछो. १२०

"अज्ञात ए सागर कह्योः
अज्ञात ए शरणुं वह्युंः
ते थकी हुं आवतो
तुज द्वार दंने दोरीओ. १२१

"हुं जाणुं पुष्प प्रफुल्ल नाः
हुं जाणुं घेरो रंग नाः
किन्तु शतदल एहनां
वणखील्यां नव रहे हवां. १२२

"प्रकट एनुं थएल जो,
गुप्त मधुनुं स्थान हाः
धनघटानी पार्य को
नयन ए नीरखी रह्यां. १२३

"ने सशान्ति समीप ए
निकट निमंत्री रहेः
देव—आज्ञामंत्र सूणतां
नीरव जो, प्रणमे छ ए. १२४

"प्रेमना करकमलमां
आत्म अंते अर्पवा
होंस ए धरती हतीः
पूर्ण ते थती हवां: १२५

"आज ए संतप्त नाः
आज नव कंइ कामनाः
"अयमस्मि" जाणनारी
कृतकृत्य थती हवां. १२६

"घाढी जगझाडी महीं
निज स्वरूपने ढूंढतीः
आज लाध्ये ए मणि
अमरनंदिनी दिपती. १२७

"मात दक्षिण स्तन थकी
निखूटी ज्यम बालकी
वाम स्तन सहसाज तेने
पामती निज शान्ति शी! १२८

"तेम जगना जिवितथी
विखूटी तुज प्रणयिनी
ईशनय नवजिवितमां
पामशे सांत्वन शमी. १२९

"सुख वा कल्याण तेनुं
कहे मने हुं शुं चहे?
वासना के भावना
कहे उरे तुज शुं रमे? १३०

"कल्याण तेनुं उर चहे,
तो प्रभुने शरण देः
भावना उच्चोच्च जो,
तो समर्पण करी रहे. १३१

"श्रान्त चिन्ताग्रस्त आ
रात्रि गाजती भीषणता
इन्त्री रहे निज जाग्रति
देव केरा शरणमां १३२

"सुभग ए दर्शन थकी
अशान्त शान्ति पामशेः
चिदानंद प्रकाशता
ओर विभूति जागशे. १३३

"गगनतल मेघे भर्यु
ने झडी पर्यटनी
मथनो ए दिलना
तु न को प्रीछनो जरी. १३४

"अतिथि नव ताहरी
इवा एने गणी रहे.
अतिथि विभु गृहनी
एहने अनुभवी रहेः १३५

"वाणी निज मनल्गीन जो,
प्राणलीन मन एहनुः
तेजलीन अव प्राण जो ने
देवलीन निज तेज शु! १३६

"ए न तुजने ओळखे
ए न जगने अव रहे
जगतथी पर अपर उडी
आत्म परमात्मे वहे १३७

"देहवासी आत्म एनो
प्राज्ञ परमात्मा सहे
उर्ध्वच्छ्वासी जो, बनी
प्रयाण नवतम आरभे. १३८

"धर्म पडखे जो उभे
संघर्यो अहीं धीरे धीरे.
धर्म साह्य थकी तरे
तमस्दुस्तर जो, हवे. १३९

"ने वळी विद्या तथा
पूर्व प्रज्ञामय कृति,
योगनो अभ्यास तेना
दिव्यता दाखे नवी. १४०

"एकी भवाति, एकी भवीत
अव पुकारे प्राण सौ
हृदय अग्र प्रकाशवतु
आत्मनु निसरण शु. १४१

"सृष्टि मारी पुकारी रहे
भूत मात्र सुगजवी रहे.
'आवतो—अहू आवीओ—
ब्रह्म—नवयात्रिक ए!' १४२

निशागीत ज्या गाजतु,
दामिनी ज्या चमकती,
तेनी पर्य तु पेखने
दीर्घ पंथ पड्यो अति. १४३

" पुकार तेनो त्यां जवा:
तुं ना सुणे, पण हुं सुणुं:
प्रकाशप्रार्थन, शान्तिशोधन,
एहनां तो हुं लहुं. १४४

" प्रकट नव ए प्रार्थना
व्यक्त छे ए शोध ना:
तोय प्रभुमय वांछना
एनी हुं सुणतो उभुं. १४५

"व्यग्र करती वासना
अव न को तेने वरे:
निःसारता जगनी लही
ब्रह्मभाव उरे धरे. १४६

"प्रकाश जेने तुं कहे,
शांति जे तुं ओळखे,
तेहथी पर त्यां बधुं:
तुं न ह्यां अनुभवी शके. १४७

"दिनरात्रि जरा मृत्यु
शोक पुण्य न पाप त्यां:
आत्मसेतु तरन्त तेनां
विश्ववीतको वीततां. १४८

"अशक्त थाय सशक्त त्यां:
रक्तहीन सरक्त त्यां:
ज्वर जता, जय साधना:
मृत्यु मरी अमृत थतां. १४९

"ए सेतुपार्ये अनंतता:
सनातन सुप्रकाश हा:
अनस्त ब्रह्मवसन्तकेरा
विरल भावविभाव त्यां. १५०

" एनी द्रष्टि त्यां जती,
नवतर प्रकाशन पामती:
एनी द्रष्टि ठेरी त्यां
दिव्य तेजामृत पीती. १५१

"स्निग्ध ए प्रभुपदरवो
सुणती निज स्थानथी:
दुःख दुन्यवी त्यागीने
स्पर्शती पदपद्म शी! १५२

"जिवित विचलित दीसतुं:
प्रचंड मोद विषे डुब्युं:
चंद्र ने तारकगणो
गुप्त नव राखे कशुं. १५३

" आद्यज्योति ज्योतिमां
आद्यस्वरूप स्वरूपमां,
जोती ते ने राचती
ओर आनंदे डुबी. १५४

" असंख्य दिपमाळा जुवे,
रथध्वजाओ पारखे:
ने विश्वराजानां अगोचर
आगमन अभिवंदी रहे: १५५

" उगता सुप्रभातमां
निर्मी यात्रा एहनी;
ए अनन्य अनंततामां
विश्वथी अणजाण शी ? १५६

" देव ने तुज लाडिली-
देवपुत्री मीठडी,
उभय एकज नावमां
यात्रिको बनशो नकी. १५७

" ए समय अत्र आवीओ;
ना विलंब हवा घटे:
कार्य बाकी ना कंइ:
क्यारनी तत्पर छ ए. १५८

" जीवनरूपी निज नावनुं
अग्रस्थान त्यजे छ ए,
देवकर ते सोंपती
समाप्त शेष थतुं हवे. १५९

दृष्टीनां पडळो गया:
नयन नवतम नीरखता:
क्षणिक काळसीमा तूटी
क्षणिक सुखदुःख आथम्यां: १६०

" प्रेम एनो, आश एनी,
जीवननुं सर्वस्व ते-
प्रवाहित जो त्यां थत,
[illegible] दीपे. १६१

" निज स्वप्न देवसमितिनु
परम निःश्रयस प्राप्युं,
दिव्य साक्षात्कारनु
कां स्मरे नव आज तुं! १६२

" ए अधीरी जो सुती
सर्व-अर्पण काज हा:
ने अकथ्य अनंततानो
पट विशाळ जुवे भला! १६३

" इच्छ यात्रा सुभगा;
इच्छ सह कल्याणने;
उषस् रम्य प्रकाश जोने
मार्ग एनो सुहवे. १६४

" योगिनी जो एहने,
भावनाभर न्याळने:
स्थिरबुद्धि आत्मतुष्टा
समाधिस्थ तुं नीरखने, १६५

" रागद्वेषथी मुक्त ने
अजातशत्रु ए हती;
आत्मविजयी तो प्रमादी
शें लहे नव ते मीठी ? १६६

" त्रिगुणथी पर ए उभी,
योगक्षेम छूटी वळी;
द्वंद्वहीन सत्वस्थ जो,
ब्राह्मी सुस्थितिने धरी, १६७

" रहे समर्पी एवीने
शीं नु अश्रुने धरे?
तुज हृदयनी लक्ष्मी ते
विश्वविभूति अत्र बने. १६८

" आद्यशक्ति ए बने,
जगन्माता परिणमे:
काळस्थलथी पर ऊभी
शांत स्वस्थ सुहागी रहे: १६९

"पूर्ण ते ने पूर्ण आ:
पूर्ण तेथी ऊपनी:
पूर्णमां पूर्णथी विरामे;
शोक छांडी मो, स्थिति! १७०

" मूर्तिमति परिपूर्णता
अखंड ने य अभंग शी!
विमल लही आनंदने
दे विभूति विश्वनी. १७१

" स्थानभ्रष्ट नथी थती:
नव शोभना जगथी जती:
सर्वव्यापी पूर्णतामां
तारिका तुज विलसती. १७२

" देवनो उपहार जे
देवदेश न शीं वहे?
विश्वव्यापी पूजनथी
संसार निर्धन नो बने. १७३

" गान तुं प्रगति थती:
मान अमृत ए थती:
व्यक्तथी अव्यक्तताने
पामती सोऽहम् जती. १७४

" ने विश्वव्यापी जीवनना
ओर स्पर्शो अनुभवी
ओज भरी ए दिपती:
भव्य दिव्य सुपोषती. १७५

" प्रतीक्षा करती हती
देवस्वीकृतिनी सदा:
आज पल ते आवी तो
केम तुं कंपे, भला! १७६

" आत्मऊडण वांछती:
मर्मग्राही ऊडण आ:
देवना साम्राज्यमां
ऊडती सम्भ्रम महा! १७७

" शुक्लपक्षी दिन आ,
उत्तरायणना रवि,
देवयान जनारीने
सफलता सूचवे छ शी! १७८

" देवलोकथी सूर्य ने
स्थान विद्युतनां वरी
सुलभ मानस संग ए
ब्रह्मलोक जशे नकी. १७९

"भयहीणी, मृत्युहीणी,
जग भूख तृषाहीणी,
शोक मोहथी पर थशे
श्रेय आलंबन वरी. १८०

"ने एम वर्ष घणां वसी,
लघु आयु भोगवी,
पुनर-आवृत्ति नहि
नेहनी थाशे कदी. १८१

"प्रकाशपथनी पाथी ए
उत्तरोत्तर उडशे
पामी रससायुज्यने
अक्षरा शी शोभशे. १८२

"सनन् कौमार्ये भरी
सनन् कौमार्ये जती:
सनातनताने तीरे
ब्रह्मकुवरी राजती! १८३

"तपयज्ञनो भोक्ता अने
लोक सहुनो लही विभु,
सुहृद् मां भूनो तणो
पेखी शान्ति सने छ शुं? १८४

"ए शान्ति परम प्रकाशवा
ए शान्ति स्थलस्थल वेरवा,
शें न शान्ताकारमां
ए भळे क्हे तुं हवां! १८५

"शान्तिने वरवा मथी
शान्तिमाट घूमी घणु.
शान्ति आ मळती तहीं
शुं विमुख करीश तुं? १८६

"कर्म साधन अव गया -
योग-आरुढ ते थतोः
शान्ति साधन आदरी
भुवनभुवेन राजती. १८७

"प्रयाणकाल न तुं जुवे?
अडोल चित्त न पखी रहे?
प्राण भम्मर मध्य राखी,
दिव्य देव लहे छ एः १८८

' परम सिद्धि पामी ए-
जन्ममृत्युनयश्रीने'
देवसंगे दिव्यवासे
शान्ति शाश्वत माणशे. १८९

"हृदय ग्रंथि खूलती,
सर्व संशय तूटताः
कर्म सघळां क्षीण थयां,
परावर दृष्टि थतां, १९०

जो, सुंदरी तुज शोभती
त्रण तेज सोळ कला वडेः
शुद्ध ने य अपापविद्ध
पामती उपाशने. १९१

"राष्ट्री संगमनी वसूनाम्
जो, हवां तुज तारिकाः
**परम पति** जे वांछती,
आराधती नीरख हवां. १९२

"हती ब्रह्मज्ञा अहीं,
ने पामती परब्रह्मने.
परम निज सौभाग्य एवुं
पगती धन्या बने. १९३

"बनती वळी तेजस्विनी
ब्राह्मण ऋषि मेधाविनीः
बनती तुज आर्या अमुख्य
ब्रह्मयाननो यात्री शी! १९४

"परम उद्गाता बनेः
गान अमृत गाइ रहेः
जनपशुकल्याण गुंजी
देवपितृ प्रसन्नी रहेः १९५

"ण्य अने अर अर्णवे
ब्रह्मलोक सुशोभतोः
सोमझरी गंभीर छांये
तहीं अश्वत्थे उभो. १९६

"पूरी जो, अपराजिता
सुवर्णो प्रभुविमित जोः
पामी ए स्वाराज्य त्यां
निवसशे शाश्वत अहो! १९७

"त्यांथी पुनरावृत्ति ना.
फरी मानवचक्र ना,
समुद्रेलीन सरित शी
दिव्य गतिलीन ए हवां. १९८

"ने अभयशान्ति तणां
गान द्यौपृथिवी झर्याः
अंतरिक्ष एज एने
अभयशान्ति वरी रह्यां. १९९

"ब्रह्मविद् ब्रह्मैव भवति
श्रुति ए तुं ना लहे?
अमर रसतादात्म्य झीले
ऋतमवर्णा संग ए." २००

× × × +

सुणुं—समजुं वा न सौः
आंखडी भींजती बहुः
म्लान ने निस्तेज मुखे
स्नेहराज्ञी समर्पुं हुं. २०१

देवनो दूत यम अहो!
खाली हाथ न काढुं हा!
जीवनभरछक, युवाभरछक
पात्र धरुं पद तेहना. २०२

विजयसमृद्धि भरी
कार्यप्रवृत्ति बधी,
रसविकास अनुभव्या—
तेह पाय धरुं वळी. २०३

कार्य पूर्ण करी अहा!
जाय ते पाछो फरी.
ने न्याळु हु ते क्या जतो
टेरी मुज रमलाडिलो. २०४

पचगगातट तणा,
सृष्टिना सौंदर्यना,
सुभग दर्शन दाखीने
ब्रह्मपुरि भणी जाय हा! २०५

यज्ञनी माणी हती
उपमदा साथे अमे:
ए ज यज्ञतणी न शें
लेउ दीक्षा हु हवे? २०६

हाय! पण म्हारे जीवन
श्याम पट आ विस्तरे!
शून्य गृह अनाथ अट
मुज आत्म एकल शेष रहे. २०७

ए थशे उपहार हा.
देवदूत फरी आवता
ए समर्पण हर्षनी
चरण तेना . २०८

हु जाणुं . डुं,
नव मे :
पण देव ने
द्वार शोध . २०९

ए
के

ने सनातनत तटे-
ज्यां अदीठ कशु न रहे.-
अश मुज फळशे अंत
मोद उरमां व्यापशे. २१०

त्यां उभी न्याळीश हु
परम सात्विक प्रियतमा:
त्यां उभी प्रणमीश हुं
सौम्य शान्त मनोरमा. २११

यातु तो ओ देववर!
मुज शून्य जीवन सिद्ध कर:
सनातन सागरतले
डूबवी ससिद्ध कर: २१२

जेथी पुनः अनुभवु
लुप्त मधुर सुस्पर्शने:
सर्वमयता विश्वनी
माह्य वेवुं एहने. २१३

शब्दरसरूपगधमा,
स्पर्शुं मज ए भगवनी:
ब्रह्मजीवन ब्रह्मज्योति
ब्रह्मलीलामृत झगी. २१४

तो आव व्हेलो दिन ए:
देव-आज्ञा गुजतो.
असत् तम मृत्यु त्यजी
सज्ज्योतिअमृत पामुं हो! २१५

मजुलाल दवे.

'आर्यभानु प्रेस कोल्हापुर.




# હિન્દ અને એશિઆ.

મૂળ લેખકઃ મ. પૉલ રિશાર.

અનુવાદકઃ-મનુભાઈ કલ્યાણજી દેશાઈ.

હિન્દ ! તું તો એશિઆનું હૃદય છે. એનાથી જુદો રહી તું કેમ જીવી શકીશ ? ચીન એનું મસ્તિષ્ક છે, જાપાન એનો બાહુ છે, તેમ તું એનું હૃદય છે. એ સૌથી જુદો રહી તું કેમ જીવીશ !

જે આખા યુરોપનું ભાવી છે તેજ યુરોપની કોઈ પણ પ્રજાનું છે; એનાથી તે જુદું થઈ શકતું નથી. જે આખા એશિઆનું ભવિષ્ય છે તેજ ત્હારૂં પણ છે; એનાથી તે છુટું પડી શકતું નથી. ત્હારા પ્રશ્નો તે માત્ર ત્હારાજ નથી. તે સમસ્ત એશિઆના છે.

ત્હારી સ્વતંત્રતા તે એશિઆની પોતાનીજ સ્વતંત્રતા છે. અને એશિઆની સ્વતંત્રતાનો આધાર ત્હેના ઐક્ય પર રહેલો છે. યુરોપને મન તે એક હતો.—પણ તે માંહોમાંહે વહેંચી લેવાના એક શિકાર તરીકે. યુરોપની સમક્ષ તે આજ એક બનશે. પણ તે ત્હેનાં ભક્ષ્ય થવા કાજે નહિ.

સ્વાતંત્ર્ય-ઐક્ય; એજ એનો જીવન-મંત્ર છે. એજ એશિઆની નવીન સંસ્કૃતિ છે. એજ એનો કાર્યક્રમ છે. એશિઆની પ્રજાઓનું મંડળ એજ એની કાર્યપ્રણાલિ છે.

એ મહદ્ ભાવનાને અંતરમાં સમાવી શકે એટલો વિશાળ તું ત્હારો આત્મા કર !

---

# ત્યારે.

લેખકઃ મનુ ત્રિવેદી.

મારી સખિ મને તજીને ચાલી ગઈ હતી ને જીવનમાં નિરાશા સિવાય બીજું કાંઈ જણાતું નહોતું.

વાડીના એક એકાંત ખૂણામાં કૂવાની પાળ પર બેસી કરેણનાં રાતાં ફૂલ હું ચૂંટતો હતો અજાણ્યે મારા હાથમાંથી એક ફૂલ કૂવામાં પડ્યું ને હું અંદર જોઈ રહ્યો.

મારા હાથમાંનું ફૂલ નીચે જતું હતું ત્યારે એક બીજું ફૂલ જળનાં ઊંડાં ઊંડાણમાંથી ઉપર આવતું જણાયું.

પાણીની સપાટી પર એ બંને ફૂલ મળ્યાં.

મારાં જીવનનાં પ્રતિબિંબ સમી એ બાળા ! મૃત્યુનાં જળની સપાટી સિવાય બીજે ક્યાંય પણ આપણું મીલન નહિજ થાય એ હું ત્યારે સમજ્યો.

# આજનું રાજનગર.

— એક પત્ર —

પ્રિય ભાઇ,

મારૂં હિન્દ ગુજરાતના પાટનગરને આજે નીરખી રહ્યું છે.

દરેક ક્ષણે મનુષ્યોની ઉપરાઉપરી ભરતીઓ આવ્યે જાય છે અને છતાં એકજ મહાસાગરમાં ભળી જવા બધી નદીઓ ઉત્સુક હોય તેમ સૌ કોઇ ઉત્સાહના ઉછળતા પ્રવાહમાં વહે જાય છે.

અહિં પ્રાન્તપ્રાન્તની ભાષાઓના ઉચ્ચારો થાય છે અને છતાં જાણે સૌ કોઇ બધી જ ભાષાઓ જાણતાં હોય તેમ એકમેકના કથનો અણકથ્યાંજ સમજી જાય છે.

—આ વિશાળ શહેરને ઘીચ ઝાડી જેવું બનાવી દેતી પ્રત્યેક વ્યક્તિ આજે એક જ વિચાર ચલાવી રહી છે: હવે શું થશે ?

અહિં ભેગાં મળેલા અને પ્રતિક્ષણે વધ્યા જતા જનસમૂહમાં મતમતાંતરો હશે; કે સ્વભાવના મતભેદો હશે; તેમાં અનેક ગેરસમજુતીઓ થતી હશે; કોઇક વિશાળ તો કોઇક સંકુચિત દૃષ્ટિનું હશે; કોઇક બુદ્ધિશાળી ને સાહસિક તો કોઇક રાંક ને બ્હીકણ હશે અને છતાં આ ઉભરાતા જનસમૂહમાં આજે એકજ વિચાર થઇ રહ્યો છે: હવે શું કરવું ?

કોઇક કંપમાં 'સત્યાગ્રહ' વિશે તો ક્યાંક મોડરેટો કે "સમજુતી" વિષે કંઇ કંઇ વિચારો થતા હશે; કોઇ લૉર્ડ રીડિંગની તો કોઇ માલવિયા કે ગાંધીની તરફેણ કરતું હશે. એ બધું અને એવું ઘણું ઘણું હશે અને છતાં અતિ હાડમારી વેઠી અહિં ભેગા મળેલા સ્ત્રી-પુરૂષો આજે એકજ ચર્ચા ચલાવે છે: મહાસભાનો નિર્ણય શો થશે ?

આજનું રાજનગર અંગ્રેજી સાહિત્યના વાચકને ફ્રેન્ચ રેવોલ્યુશન સંબંધી કવિ વર્ડ્ઝવર્થના સુન્દર ઉદ્ગારોની યાદ આપે છે:

"સ્વમતિના તે પ્રભાતકાળે જે જીવતા હતા તેમણે પોતાનું જીવન ધન્ય માન્યું; અને જેટલા જુવાન હતા તેમણે તો અહિંજ સ્વર્ગનું સુખ મેળવી લીધું."

આજ પહેલાં ઘણીવાર કોંગ્રેસ ભરાઇ છે અને છતાં આ અધિવેશનમાં એવું કાંઇક છે જે બીજામાં ન્હોતું. અત્યાર પહેલાંની કોંગ્રેસો 'સભાઓ' હતી, રાજ્યપ્રકરણ રચનાર મહામંડળ ન્હોતી; ત્યારે ઠરાવો થતા; આજે "હુકમો" થશે ટાગણ ત્યારે કોઇ આજ્ઞા પાળનાર ન્હોતા; આજે તેમ કરવા બધા ઉત્સુક છે; ત્યારે વાદવિવાદ થતા; આજે ચર્ચા માટે સ્થાન રહ્યું નથી. 'સ્વરાજ્ય માટે હિન્દ લાયક છે ?'—એ અને એવા પ્રશ્નોને સ્થાને "આપણા ઉપર રાજ્ય કરવા અંગ્રેજો લાયક છે ?" એવો પ્રશ્ન પૂછાય છે. આજે લોકોમાં હદબ્હાર વિશ્વાસ આવી ગયો છે. પહેલાં અંગ્રેજોની મદદથી ધીરેધીરે સ્વરાજ્ય મેળવવાની આશા રખાતી; આજે બધાને તરત તરત સ્વરાજ્ય જોઇએ છે. ત્યારે ન્હાની ન્હાની શક્તિના અનેક પુરુષો પ્રકાશ આપતા; આજે એક જગન્નાથ હિન્દી પ્રજાની ગંગાલહરીઓ ઉછાળી રહ્યો છે.

આજના મુખીઓ ગમે તે વિચારના હોય, અંગ્રેજો સાથેના આપણા સંબંધ વિશે એમની ગમે તે રમત હોય. આજની મહાસભા માટે આવેલો સાધારણ માણસ તો એમજ માને છે કે "અંગ્રેજોને સ્વરાજ્ય આપવું નથી અને હિન્દીઓને તે લેવું છે". તે એમ પણ ધારે છે કે સ્વરાજ્ય તો સામેજ પડ્યું છે; હેને તે લઇજ લેવું રહ્યું છે.

આજના મુખીઓમાં અવિશ્વાસ, અશ્રદ્ધા કે સંકોચ હશે પણ હેમને અનુસરનારા સરળ હૃદયના અનેકમાં સંપૂર્ણ વિશ્વાસ, શ્રદ્ધા અને નિડરતા છે. મુખીઓ જે કહી કે કરી શકતા નથી તે સીધું લોકો કહે છે અને કરવા તૈયાર હોય એમ દેખાડે છે. પ્રજા-જાગૃતિનો પ્રચંડ જુવાળ આજે ઉછળ્યો છે તે કેમ અને કયે માર્ગે જાય એ જોવાનું છે.

લોકો બહુ સીધી વાતો સમજતા થઇ ગયા હોય એમ મનાય છે. સમજથી, ગેરસમજથી કે અણસમજથી દરેક જણ એમ માને છે કે સરકારનું ચાલશે ત્યાં સુધી આપણને સ્વરાજ્ય નહિ મળે. તેટલીજ સમજ કે અણસમજથી બધા માને છે કે આપણે થોડા વખતમાં સ્વરાજ્ય લઇ લેશું. આવું માનનારાઓ સામાન્ય વર્ગનાજ નથી. ન્હાના મ્હોટા મ્હોટેરાંઓમાં પણ આજ વિચાર જણાય છે. આનું કારણ છે. પ્હેલાં સ્વરાજ્ય, આકાશમાં ઉડતું પક્ષી હોય ને લોકો હેને જમીનથી જોઇ અનેક પ્રકારનો કોલાહલ કરે તેમ લોકો હેને બોલાવતા.

આજે સાથે વસેલું કોઇ સ્વજન હોય તેમ લોકો હેની સાથે છૂટથી રમે છે. ખરૂં સ્વરાજ્ય કયાં છે તે સમજવું કઠણ છે. આજની કોંગ્રેસ તે બતાવશે ?—મ્હારૂં આતુર મન પૂછે છે.

અમદાવાદ }
૨૫-૧૨-૨૧ }

લિ. હમારો
ધીરજલાલ ગ. મહેતા

---

# ભવિષ્યની ગુજરાતણ.

નવા નવા પ્રવાહમાં તણાતી, અનેક નવી ભાવનાઓથી પોષાતી, કંઇક નવાજ રસ ઝીલતી ગુજર સુંદરીનાં ભાવી કલ્પનાનો લોભ કોને ન હોય ? આજનો આશાભર્યો કુમાર કોઇક અદ્વિતીય નારી-રત્નની મોહનમૂર્તિ કલ્પી રહ્યો છે. છતાં એ ભાવિ કલ્પનાઓમાં કેટલું બધું વૈચિત્ર્ય સંભવી શકે છે ? ભવિષ્યની ગુજરાતણ કંઇક અસામાન્ય ધરોજ ખરી ? આજના જુદાં જુદાં કવિહૃદયો અને વિચારશીલ બુદ્ધિઓ તે અણજન્મી ગુજરાતણની કેવી કલ્પના કરે છે તે અહિ જણાશે. આવતા અંકોમાં આ લેખ માળા ચાલુ રહેશે-અધિ. ચેતન.

## ભવિષ્યની સ્ત્રીઓ.

આપણને ભવિષ્યની સ્ત્રીઓ માટે કંઇક ઝાંખો ખ્યાલ આવે છે. તેઓ સત્યપરાયણ બ્હેનો, બ્રાહ્મસેવિ માતા, બુધ્ધીમાં ગાર્ગી, પવિત્રતામાં સીતા, ને વફાદારીમાં સાવીત્રી જેવી હશે. તેમના

હૃદય ઉંચા આદર્શોથી ભરપુર હશે ને વિશ્વવ્યાપી પ્રેમ, નિસ્વાર્થપણું, આત્મસમર્પણ, તો તેમનાં આચારમાંજ હશે.

પોતે સશક્ત પ્રજાને જન્મ આપી, તેમને સંપૂર્ણ નિરોગી ને દેશના મદદગાર અંગ તરીકે ઉછેરવાની જવાબદારી ન સમજી શકે ત્યાંસુધી માતૃપદ ધારણ નહી કરે.

શારીર શાસ્ત્ર આરોગ્યવિદ્યા, તો એવી સારી જાણતાં હશે કે તન્દુરસ્ત ને લાંબુ ઉપયોગી જીવન તેઓ ગાળી શકશે હાલ જે વ્હેમો ને ખરાબ રીવાજ જડ ઘાલી રહ્યા છે તેમને વળગી રહેવાનાં વલણને તેઓનું ઉદાત્ત સાયન્સનું જ્ઞાન દબાવી દેશે. તેઓ એવાં તો કેળવાયલાં હશે કે પોતાના બાળકોને પારણામાંથીજ આત્મભોગ સ્વદેશભક્તિ, ઉત્સાહી પ્રેમનાંજ વાતાવરણમાં ઉછેરશે કે જેથી તેઓ ભવિષ્યના શહેરી થઈને જ્યાં જ્યાં સૌંદર્ય, પવિત્રતા હશે તેના ઉપાસક બનશે ને હલકાઈ સ્વાર્થ ને દુષ્ટતાને ધીક્કારી કાઢશે.

જ્ઞાન માટેની આતુર પીપાસા તેમનામાં ફેરી ચેતન જગવશે. આત્મિકબળ ને સૌન્દર્યનાં કુસુમો ફાલશે ને હાલની સમાજમા "સ્ત્રી કુછ ગીનાતમાં નથી" તે ગણનાને સમાન ભાવથી આદર દેતી બનાવી દેશે ને આપણી બ્હેનોને સ્વતંત્રતાની વેદી પર પધરાવશે કે જ્યાં પોતાના પતિ સિવાય દરેક વ્યક્તિને પોતાનાં ભાઈ માનશે. આવી રીતનું સ્ત્રી પુરૂષનું સમાનપણું, કે જે હાલ તો ઉચ્ચ આદર્શજ લાગે છે તેને તેઓ સામાન્ય રીતે આચારમા મુકી પૂર્વપશ્ચિમની બ્હેનો ભગિની ભાવથી એકમેકને ચ્હાશે ને દુનીયાની શાન્તી માટે ભ્રાતૃભાવનો રસ્તો સરલ કરી આપશે.

આ જમાનાનાં અસત્યોમાંથી ભાવિ પરમ સત્યમાં જઈશું. હાલનાં મૃત્યુમાંથી આવતા અમરપણામાં જઈશું. આદર્શ સ્ત્રીના પ્રકાશમય જીવન તરફ દોરાઈશું હાલની સ્ત્રીઓ માટે કવી કહે છે કે–

"ઓ નારી, તુ માત્ર પ્રભુનીજ કૃતી નથી પણ મનુષ્યની પણ છે. તેઓ તને પોતાના અંતઃકરણના સૌંદર્યથી અલંકૃત કરે છે. કવીઓ ત્હારે માટે કલ્પીત સોનાના તારથી જાળ ગુંથે છે. ચીતારાઓ તારા આકારને હમેશા નવું અમરત્વ આપી રહ્યા છે. સમુદ્ર તેનાં મોતી, ખાણ તેનું સોનું. વસંતની ફુલવાડી તેના ફુલો તને શણગારવા, વધારે મોહક બનાવવા અમુલ્ય બક્ષીસ આપે છે."

"પુરૂષોની હકોમતા, પોતાની કીર્તિને તારા યૌવન આગળ ફેંકી દેનારી નાખે છે" તું અર્ધ સત્ય ને અર્ધ સ્વપ્ન છે. ત્યારે ભવિષ્યની દેવી માટે કવી શું ન કહે. આમીન.

( સ્રી ધર્મ ) સુરત.

સુલોચના જ. દેસાઈ.

## પ્રેમદાન

(ગરબી)

પ્રેમ ધોધે ને ધરણી તરસે,
ધમધમ મેહુલો વરસે;
વ્હાલમજી !
એવાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૧
મુખડાંના મોહ ને દિલડાંના દાવા,
આખર છે હૈયું ઠગાવા;
વ્હાલમજી !
સાચાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૨
નયન નયનમાં પ્રતિમા પલકે,
હૈડે પરમ રસ છલકે;
વ્હાલમજી !
મોંઘાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૩
પેલું જગાડી અંધારને ભડકે,
વીજળી શું વાદળને પડખે;
વ્હાલમજી !
શૂરાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૪
ગગન સુહાગી રહે શશિ દેહે,
અંતર સુહાગી છે સ્નેહે;
વ્હાલમજી !
મીઠાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૫
ભરશે વિરાટ એક મુઠ્ઠીના દાને,
મુઠ્ઠીનો ભેદ જે જાણે;
વ્હાલમજી !
ઊંડાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૬
પગલે પગલે જ્યાં જ્યોતિનાં ફૂલો,
સ્વર્ગનો માંડવ અણમૂલો;
વ્હાલમજી !
ઊજળાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૭
શ્વાસે શ્વાસે જે આ જીવનનાં આણ્યાં,
ભરતીનાં મોજાં ભરાયાં;
વ્હાલમજી !
દૈવી તે પ્રેમદાન દેશોજી ક્યારે ? ૮

અરદેશર ફરામજી ખબરદાર.

# वितर्कलीला.

> "ચેતન" નાં 'રેપર' ઉપર આવતા A High-class Gujarati Monthly Magazine—એ શબ્દો તો સૌએ વાંચ્યાજ હશે. શબ્દબ્રહ્મમાં વિવર્તલીલા થાય એ સૌ વેદાન્તીઓ જાણે છે. આવીજ કાંઇક વિવર્તલીલા "વસંત" ને આંગણે થઇ. જ્ઞાનના બાલકપક્ષે જે વિવર્ત તેજ બાલજ્ઞાનીને પક્ષે વિતર્ક ઠરે. એવી વિતર્કલીલાનો વિસ્તાર અહિં નજરે પડશે.
>
> અધિ. ચેતન.

અદ્‌ભુત ! અકળ ! દિવ્ય ! બ્રહ્મ–બ્રહ્માંડના ભેદ કોણ ઉકેલી શક્યું છે ? માયા મહેશ્વરના વિરલ ખેલ કોણ પરખી શક્યું છે ? દિવ્ય ! અકળ ! અદ્‌ભુત !

બ્રહ્મ એક છે, બ્રહ્માંડ અનેક છે; તેમ આદ્ય લીલા એક છે, અન્ય લીલાઓ અનેક છે. યથા: બાલલીલા, દાણલીલા, પ્રેમલીલા, વિવર્તલીલા, અને આજે હવે વિતર્કલીલા.

અમ પત્રકારોનું કર્તવ્ય તર્ક દોડાવવાનું ને વિતર્ક ઉડાવવાનું. હેવા વિતર્કવ્યોમમાં એક સમે ઉડતો ઉડતો હું દેશ અને દુનીઆંને ફસાવવાના કંઇક શબ્દજાળ રચી રહ્યોતો ને ટેબલ પરનાં છાપાંઓને વીંખતો હતો ખોલતાં ખોલતાં, તે ધૂલિમય ઢગને તળિયેથી એક ચીકણો, કેસરી જેવા રંગનો કાગળ હાથ આવ્યો. આગ્લ ભાષા દાસત્વાવિર્ભૂત અને આજકાલના જુવાનો જેને 'રેપર' કહીએ તેવા ઉપયોગનો એ કાગળ હતો. એક માસિકના એ વેષ્ટન ઉપર માસિકના નામની નીચે આ પ્રમાણે શબ્દો દીઠા: "A High class Gujarati Monthly Magazine" આ વાંચીને સ્હાગ મનમા અનેક તર્ક વિતર્કની લીલા પ્રગટ થઇ. એ ગર્વયુક્ત શબ્દો હું ફરીથી મહુચ્છ્વાગ ઉચ્ચરી ગયો એ–હાઇ ક્લાસ–ગુજરાતી–મન્થલી મેગેઝીન ! શી છાલકાઈ ! શા આડમ્બર ! ગર્વોક્તિની શી પરાકાષ્ઠા ! આ યુગમાં યે શા અવિનય નીતિ ભંગ ! અમુક અમુક–High class tailors and outfitters છે હેના જેવી આ રીતિ યે સરસ્વતીના ભક્તમંડળમાં પણ પ્રવેશ પામી ? ત્યારે આ માસિક ક્યહેવા સુન્દર ને સાત્વિક આસિકે Asquith and Lord કે Evans Fraser સાથ સહીપણાં બાંધ્યાં, આખરે ? આ જાહેરખબરિયા જમાનાની આને પણ તાસીર જ ગણવાની ? હરિ ઇચ્છા !

આહાવા ભિન્ન વિતર્કો મ્હારા મનોદેશે સરી રહ્યા'તા તેવામાં ટેબલ પરના એક અંગ્રેજ માસિકના પૂંઠા પર–વેષ્ટન નહિ, પૂંઠા પર–નજર પડી "The Leading Monthly of India" એમ ગ્હાં બાલ્યયોગ્ય અક્ષરે લખેલું હતું ! અને માસિકનું નામ તો તેની નીચે હતું "The Modern Review"!

પ્રભુ પ્રભુ ! આ કેમ ખમી શકાય ? "મોડર્ન રીવ્યુ" પણ, અન્તે સરસ્વતીના પુષ્પ હસ્તને લક્ષ્મીના મોહપાશમાં સપડાયું ? આ શો ગજબ ! આ તરફ પૂર્વજોની રહીમદી પ્રીતિ

પુનરુજ્જીવિત કરવાની પ્રવૃત્તિ કરનાર રામાનન્દ બાબુ પણ ત્યારે વીસર્યા કે आत्मोत्कर्ष तथा निन्दां परेषां वर्जयेत् । સાહિત્યનો શોખ ધરાવવાનો તેઓ દંભિક ડોળ કરે છે; પણ આ કાલિદાસ વચન પણ હેણે ઉવેખ્યું કે: अनुत्सेकः खलु विक्रमालंकारः । આખી દુનીઆ જાણે છે કે "મોડર્ન રીવ્યુ" એ પોતાના વર્ણતમાં કંઇ ઓછાં પરાક્રમ નથી કર્યાં; પણ તે કંઇ આમ કહી બતાવવાનાં હોય? "પરાક્રમનું ભૂષણ વિનીતતા" એ મહાકવિનું સુન્દર સત્ર શ્રી૦ ચેતરજીને માન્ય ન હોય એમ તો ન બને? કેમ કહેવાય? જેનો વિનાશકાળ પાસે, ત્હેની બુદ્ધિ વિપરીત! "મોડર્ન રીવ્યુ" પણ ક્યાં હવે દિવસે દિવસે નરસું નથી બનતું? દુનીઆંનાં પત્રોમાંથી ઉતારા કાપી કાપીને છાપવા કરતાં વધુ તેનાથી શું થાય છે? ટાગોર-બોઝ શિવાય લખનારા પણ એને ક્યાં મળ્યા છે? દર અંકમાં એ બે ને એવા બે ચાર લખે ને "મોડર્ન રીવ્યુ" પંકાય! તેના તંત્રી પણ કાલ સ્હવાર સુધી માસ્તરગિરી ન્હોતા કરતા? કેટલાક શિષ્યનો બાંકડો છોડતાં વાત, ખરી યોગ્યતા સંપાદન કર્યા વિના માસિકના તંત્રીના ઉચ્ચ આસન પર ચઢી બેસે છે, તેમ આ મહાશય પણ શિક્ષકની ખુરસી છોડતાં વાત, ખરી યોગ્યતા—જાહેર ખબરોથી વિમુખ બની શકવા જેટલી મજબૂત યોગ્યતા-સંપાદન કર્યા વિના માસિકના તંત્રીના ઉચ્ચ આસન પર ચઢી બેઠા જણાય છે. અને તેથીજ, અંદરને પાને વળી પોતાના માસિકને "The Premier Monthly of India" તરીકે ઓળખાવે છે—કેમ જાણે "મોડર્ન રીવ્યુ" હિદુસ્થાનનું વડું પ્રધાન થવાની તાકાત ને લાયકાત ધરાવતું હોય!

જગન્નાથ પંડિતની ગર્વોક્તિ હું ભુલી નથી જતો. પણ, પૂર્વજોને મૂર્ખ માનવાના આપણા જન્મસિદ્ધ હક્કને આધારે આપણે તેને અવિનયી કહી શકીએ તેમ છીએ. સમકાલીન માસિકોના સંબંધમાં તેની છૂટ લઇ સકાતી નથી. બીજું, જગન્નાથમાં શબ્દ લાલિત્ય વિના અન્ય કશા ય ગુણો નથી એટલે હેને ખુશીથી Literary Quack ગણી લેવાય. તેથી, હેના આત્મશ્લાઘાના હુંકારો સરસ્વતીના મન્દિરમાં સુસ્વરતાનો ભંગ કરે છે, એ મંદિરમાંથી હવે તો હેનો બહિષ્કાર જ ઘટે.

અને આ સમય જ બહિષ્કારનો નથી? ખિતાબનો બહિષ્કાર થાય, શાળા પાઠશાળાનો થાય, અદાલતો ને કાઉન્સીલોનો થાય, અરે સુંવાળાં ને કુમાશદાર વિદેશી વસ્રોનો પણ બહિષ્કાર થાય, તો જાહેર ખબરોની વાસનામાં રમનાર ને આત્મશુદ્ધિનાં ઘાતક Modern Review અને પેલાં અનર્ગલ ઉચ્છૃંખલ અનક્ષર High class Gujarati Monthly Magazineનો શાને ન થાય? વળી, જાહેર ખબરની બાબતમાં તો આત્મશુદ્ધિનો ડંકો રાખનારું "નવજીવન" પણ નિર્દોષ નથી. નવજી...વન આઠવાડિક નવજી...વન એવી બૂમો મારનારા પેરીઆઓ તે પત્રની જાહેર ખબર નથી ફેલાવતા તો શું કરે છે? એ છાપું ગાંધીજીની જાહેરાત પણ જાહેર ખબર કાંઇ ઓછી ફેલાવે છે? ગાંધીજી એમ માનતા હશે કે, "આ વધારો—નવજીવનનો વધારો......!" એવા એવા પુકારો તેઓ કરાવશે તે એ ભારતના નવજીવનમાં વધારો થઇ જશે. પણ એવી માન્યતાને તે અમિત ચિત્તના મહા પુરુષની એવી પણ આગ્રહ જ જાણવી.

તા. ૮-૧૦-૨૧

બાળજ્ઞાન

# वत्सल दाम्पत्य.

લેખક રા. પેમરાય ગૌરીશંકર એમ. એ.

**वत्सल दाम्पत्य**—અલખમન્મથ જ્યારે ઉદય પામે છે ત્યારે દામ્પત્યનો આત્મા વાત્સલ્ય બને છે અને સખીગત વાત્સલ્ય વિશ્વમાત્રના વાત્સલ્ય રૂપે વિકસે છે. એ રીતે દામ્પત્ય એ પરમ શ્રેયસનું સાધન છે, સીતારામના પ્રીતિયોગ એ વાત્સલ્યના યોગ હતો. સ્ત્રીઓ તો પતિ ઉપર વાત્સલ્યભાવજ રાખે છે......માતાનો સંતાન ઉપર, પત્નીનો પતિ ઉપર અને પુત્રીનો પિતા ઉપર એજ એકજ ભાવ હોય છે...સ્ત્રીપુરુષના સંબંધ માત્ર આ ભાવનાના દર્શન કરાવે છે, "દામ્પત્ય એ આ સંબંધનું નામ છે. માતાપુત્ર, ભાઈબ્હેન સહુના સમ્બન્ધ સરખોજ વિશુદ્ધ સંબંધ પતિપત્નિનો; અને સર્વ સમ્બન્ધ એ વાત્સલ્યના દામ્પત્યનાજ સારરૂપ છે

" મનુષ્યનીરમાં રહેલ વડ વાગ્નિ પાશવ મદનને બાળી મુકે, ભસ્મ બનાવે, ત્યારે અલખ મન્મથ જાગે, રતિનાથની ભસ્મ અંગે ચોળી પછીજ શંકરે પાર્વતીના દામ્પત્યકોડ પૂર્યા, દામ્પત્યનો મદન આવો અલખ છે, ભાવનાને દુષ્ટ બનાવનો અસુર નહિ.

> "હૃદય ત્રિપુટિ તો શું પણ સેંકડો હૃદયોના વિશુદ્ધ દામ્પત્ય સંબંધ યોજી શકાય છે." આ નિડર કથનને સમર્થન કરતા આ લેખમાં, સ્ત્રી પુરુષના સંબંધની ભાવના, નવીન રીતે આલેખાઈ છે.
>
> ઋધિ ચેતન

पतिपत्नीना सुन्दर सम्बन्ध, पुरुष प्रकृतिनी विराट् विलासिनी लीलानीज रसात्कला छे—પ્રથમ જોડું પુરુષ પ્રકૃતિનું એમના સંબંધ તે વિરાટ, વિરાટ્ વિષે એવું ક–તેવોજ સંબંધ પતિપત્નીનો

स्थूलदेहे अने दृष्टिए पुरुष ते पति; पत्नी, स्त्री. परंतु वस्तुतः पतिरूप बुद्धितु त्नीरूप हृदयनु—વિવાહ પ્રતિજ્ઞામાં પુરુષ વિધાતા, સ્ત્રી વિધેય, પુરુષ ક્ષેત્રી, સ્ત્રી ક્ષેત્ર, પુરુષ । ઓજસ્વી મન્ત્રના દરિયા જેવો ઋગ્વેદ સ્ત્રી તે સ્વર ઉપરાંત સુગ્ધા મનોહર એવો સામવેદ, આમ કલ્પનાઓ છે આમાં પુરુષ સ્થાને બુદ્ધિ અને સ્ત્રી સ્થાને હૃદયની કલ્પના કરિયે તોજ આ સર્વ કલ્પનાઓ સાર્થક થાય છે. બુદ્ધિમતી સ્ત્રીના બુદ્ધિહીન પણ કેવળ હૃદયવાળા પુરુષ સાથે લગ્ન કર્યાં હોય તો તે સ્ત્રી પક્ષે તો દુઃખકર જ નીવડે "કોઇ બુદ્ધિ કીયા હૃદયને પૂજે છે, કીયું હૃદય કઇ બુદ્ધિને પૂજે છે એ જાણવામાંજ તે તે નરનારીના લગ્નનો અર્થ થઇ રહે છે લગ્ન ગ્રંથિથી જોડાયલા બુદ્ધિ અને હૃદય એક બીજાના પૂજ્ય અને પૂજક થઇ જાય છે, એમનો નિરંતર સહચારજ રહે છે. વિચાર અને આચારનું ત્યાં ઐક્યજ પર્યાપ્ત છે.'

बुद्धि हृदयनी विशुद्ध ग्रन्थिमां त्याग अने भोगनां दोर गुंथाई, संसारनी घटमालमां हर्षशोकना नीर लावे छे अने दाम्पत्यवाडीने अनुभूतिपंचक फलफूले प्रफुल्ल बनावे छे—ભોગને આધ્યાત્મિક વિશુદ્ધિ અર્પવા સારૂ અહર ત્યાગનું તત્ત્વ ભેળવવું જોઇયે તેન ત્યક્તેન ભુઞ્જીથા એ ઉપનિષદમાં આ બોધ છે મનુષ્યનીરમાં વૈરાગ્યનો વડવાનલ તે પણ આજ અર્થમાં. અહિંયાં ત્યાગ અને ભોગ એ બે દોર ગુંથાઇ લગ્ન થયાં હોય તેમ

અન્થોઇ જાણે જીવન કૂપમાંથી નીર લાવતાં હોય એમ અલંકાર કલ્પના છે. તેથી સંસાર એટલે સદા ચાલ્યા કરે એવી ઘટમાલ, ઘડાઓની હાર, આ બેવડા દોરમાં ફરતી દર્ષ અને શોક, સુખ અને દુઃખનાં નીર લાવે છે અને દામ્પત્ય રૂપ વાડીને પામ છે, પરિણામે સુખ દુઃખનો અનુભવ થાય છે અને આમ પાકેલાં એમાં ફલ ઉગે છે.

आ बे दोरमांथी पहेली तुटे तो वाडीना फळ बधां झेरी बने; मृत्यु न पमाडे तोय वेफ लावे पर्वा; बीजो तुटे तो फळ नीरस बने अने फुल वास विनानां बने. बेय एक बने तो नन्दनवन खीले. આ દોરમાંથી પ્હેલી તુટે એટલે દામ્પત્યમાંથી ત્યાગનોજ ક્ષય થાય તો બધી વિશુદ્ધિ નષ્ટ થાય. કેવળ સ્થુલ ભોગ રહે અને પાશવ મદન મ્હાલે. બીજી દોર તૂટે એટલે ભોગનો અત્યન્ત અભાવ થાય અને માત્ર ત્યાગનીજ ઉગ્ર ભાવના રહે–એટલે કેવળ અતિસૂક્ષ્મ અને અસિધાર જેવા શાસ્ત્રનિયમોજ ક્રુટાય તો લગ્નજીવનમાં રસ ન રહે. જીવનમાં એવી શુષ્કતા જોઈતી હોય ત્હેણે લગ્નજ કરવાં નહિ.

પૂર્વે એક મહાપંડિત વેદાન્ત ઉપર ગ્રન્થ રચતાં એટલું તો દીનદુનિયાનું ભાન ભૂલી ગયા કે, પોતાની નવપરિણીતા યુવાન પત્નીનું પણ ત્હેમને સ્મરણ ન રહ્યું. તે સાધ્વીએ તો પતિની સેવાનોજ નિશ્ચય કર્યો હતો એટલે રાત્રિદિવસ પતિ પોતાની ધૂનમાં લખતાં, વાંચતા, વિચારતા હોય, ત્યારે ત્હેની બરદાસ રાખતી. રાત્ર આખી જાગવી પડે તોય જાગતી અને કોડિયાંમાં વારંવાર વાટ સંકોરતી ને તેલ પુરતી. આ સ્નેહ પોષણે પ્રદીપ અને પ્રબન્ધ બેય ફરી ફરી પ્રકાશતા, અને પત્નીના દેહને કે આત્માને નિદ્રાનો જાણે સ્પર્શજ ન હતો. હજારો રાત્ર પછી એક રાત્રે, વિધિની વિચિત્રતાએજ હોય તેમ ત્હેની આંખ સહજ મળી ગઇ, અને દીવો રિસાઇ ગયો, રાત્રનો અંધકારે બ્હાર લપાતો ફરતો હતો તે બળ કરી ખણ્ડમાં પેઠી આવ્યો. ઠેઠ પંડિતજીના ચિત્તમાં વ્યાપ્યો અને પંડિતજીના હૃદયમાં કંઇક ભાન કિરણ સ્ફુર્યાં. એટલામાં પત્નીની આંખ પણ ઉઘડી. ફરી દીવો પ્રકાશ્યો. જે વિધિએ પત્નીની આંખ બંધ કરી તેણે પંડિતરાજની આંખ ઉઘાડી. સામે પૂર્ણની યૌવનના જોશ ભરી કંઇક નજરે દેખાઇ. વેદાન્ત રજ્જુ મનમાં કંઇ મનુષ્યત્વે પ્રવેશ કર્યો–પંડિતે પ્રાયશ્ચિત કર્યું. પોતાના પ્રબન્ધનું નામ–આ વીરશીને નામે રાખ્યું. આ પ્રબન્ધ તે ભામતિ. વેદાન્તના અભ્યાસીઓની બુદ્ધિને ચકિત કરી દેતા આ નિબન્ધમાં સહુથી સુન્દર ભાગ તો એના નામની પુણ્ય કથા કહેલી છે એ છે.

आ वाडीमां पशुतानो अत्यन्त अभाव होय न होय पना उपर वाडीना वातावरणनो आधार छे. केवळ पशुताज भराय तो ए उपवन मटी वन बने छे. रसहीन एकतानताविहीन संसारदेशे जुदा जुदा पशुभावो नियन्त्रित रासो, स्थूल व्यभिचारने दूर रखाय ए व्यावहारिक दाम्पत्य. पनां उपवन नहि तेम वन पण नहि. एतो पशुप्रदर्शन Zoo gardens. पशुताना रागद्वेष भेळां विरल क्यारेक मनुष्यत्वना अनुभव, तो जन्ममां थोडीक क्षणे देवत्वनो आंखो.

વાડિઓમાં પાંજરાંમાં પુર્યાં પશુઓ હોય છે. વનમાં હોય છે પણ સુરક્ષિત ઉપવનમાં પશુ બિલકુલ નથી હોય. દામ્પત્યને વાડીની ઉપમા આપી હોતાં આ અન્ય સંધર્ભતાને પણ અહિં દર્શાવી કલ્પના આગળ વધે છે. દામ્પત્ય વાડીમાંજ જો કેવળ પશુતાજ ભરાય તો તો પછી એ

પવન નહિ પણ વન, કારણ ત્યાંજ પશુઓ એક બીજાનો ક્રૂર શિકાર કરતાં સ્વચ્છન્દ વર્તે છે કી દામ્પત્યવાડીજ ન રહે; વામમન્દિરની નિરંકુશતા પ્રવર્તે. આને માટેજ આગળ વાક્ય છે " घोर भयसंकल जंगल बने " કવિ શબ્દમાં "વાઘીઓનું વન સળગે." એમાં ભાવના ઉગ્ર. સંસાર ઉગ્ર, પરિણામ ઉગ્ર. સ્ત્રી પુરુષ માત્ર એક બીજાને ભોક્તા અને ભોગ્ય દેહના નારીઓ લેખે અને તેમના સંબંધ લાગ ફાવે ત્યાં. અને આંખ મળે ત્યાં દેહનો આનંદ ચાર્વાક મતના अङ्गनालिङ्गनानन्द ) મેળવવા જાય પહેલી દૃષ્ટિએ આ કલ્પના પણ ઉગ્ર લાગે છે. સ્ત્રી પુરુષના સંબંધો આ અધમ કોટીએ પહોંચતાં પશુઓમાં જેમ મા, બ્હેન ઇત્યાદિ સમ્બંધોનું સ્મરણ રહેતું નથી તેવો વ્યવહાર પણ મનુષ્ય જાત સ્વીકારી લે એ અસંભવ નથી. પિતા ઉપર મોહ પામતી મિરહાના મનમા લેટિન કવિ ઑવિડ્ આવીજ વાસના મુકે છે. પુત્રી સરસ્વતીની પુઠે દોડતા બ્રહ્મામાં આજ કથા અન્યરૂપે દેખાય છે. કંઇ પણ સંકોચ કે લજ્જા વગર સૂર્યને मातुर्दिधिषूपतिः અને स्वसुर्जारः વર્ણવનાર ઋષિની માનસિક સ્થિતિ કંઇક આનીજ સૂચના કરે છે.

એવી પ્રજાઓ ઇતિહાસે પ્રત્યક્ષ કરી છે જેમાં પિતા પુત્રી ભાઇ બ્હેન વચ્ચે લગ્નવ્યવહાર યોજાતો. લગ્ન એ સંસ્થા એક દૃષ્ટિએ એક અથવા લગ્ન થયેલ અનેક વ્યક્તિઓની સાથે ભોગ્ય ભોક્તા સંબંધ જોડી, અન્ય અલગ્ન વ્યક્તિઓ ઉપરથી હાથ ઉઠાવવા માટે નિર્માઇ લાગે છે. જે દેશમાં લગ્ન પછી ભાઇ બ્હેન વચ્ચે સ્થૂલ ભોગ શકય બનતો હોય તે દેશમાં લગ્ન ન થતા પણ ભાઇ બ્હેન વચ્ચે વિકારદૃષ્ટિ થઇ શકે. આવા કોઇક કાલ દેશના ઉગ્ર સ્મરણોથી ત્રસ્ત મને મનુએ લખ્યું હોય કે મા, બ્હેન કે દીકરી સાથે પણ એકાંતમાં ન બેસવું. કામક્રોધને વશ થતા-કધર્મમાં Human Weakness માં ફસાતા-મનુષ્ય માત્ર, મૂઢ વિદ્વાન સહુને આવે સમયે પણ વિકાર થાય એમ તે માને છે. શી મનુષ્યત્વની અધમતા! છતાં ઇતિહાસમાં મનુષ્યનુ વર્તન અને વર્તમાનમાં પણ મનુષ્યની માનસિક સ્થિતિનું ઇંગિતાદિ તપાસે તેને એમાં આવો ભય અસ્થાને પણ ન લાગે. ચાર્લ્સ ડાર્વીન કહે છે કે ટેવ એ કુદરતથી હદ્દ પર બલવાન છે. ટેવથી મનુષ્ય બધું ભુલી શકે છે. જે સમાજમાં કાકાની છોકરી બ્હેન લાગે-તેજ સમાજમાં જો પિત્રાઇનો લગ્ન વ્યવહાર યોજાય તો-કાલે ફરી તે ભોગ્ય વર્ગમાં મુકાવાથી વિકારનો વિષય બને.

હવે આ ભોગ્ય માનેલી દુનિયાં તરફ ભોક્તાની શી દૃષ્ટિ હોય છે, તેનો વિચાર કરીયે. મૂળમાં લખ્યું છે કે " રસહીન, એકતાનતાવિહીન સંસાર દેશે, જુદા જુદા પશુભાવો નિયન્ત્રિત ગણી, સ્થૂલ વ્યભિચારને દૂર રખાય એ વ્યવહારિક દામ્પત્ય. એનાં ઉપવન નહિ તેમ વન પણ નહિ, એતો પશુપ્રદર્શન Zoo."

બુદ્ધિહૃદયનાં પૂજન અને ભજન વિનાજ ગોયે તેવું-સોયે સો-લગ્ન યોજાય ત્યા રસ અને એકતાનતા ક્યાંથી ઉગે? ચોડાંક લગ્નોમા સંપ્રત્યયાત્મિકા પ્રીતિ જાગે અને રસ પણ જામે આશી રહ્યાં તેનો હવે વિચાર કરિયે. જે બુદ્ધિને પતિ માની, તેને ભજે નહિ, તોય હૃદય તો જરૂરજ બીજી બુદ્ધિને પૂજશે-જે હૃદયને પત્ની માન્યુ તેને પૂજશે નહિ તોય બુદ્ધિ તો જરૂર અન્ય હૃદયને પૂજશે. અહિ સુધી સૂક્ષ્મ વાતજ રહી. પણ પ્રેમ Love જે માત્ર પૂજન ભજનમાં સમાપ્ત છે તે ત્યા ન અટકતાં-સ્થૂલ સહવાસ ઇચ્છે છે. આ કંઇ પ્રેમની તૃષા નથી આ તો આવેશની ભૂખ છે. આ આવેશ તે વ્યભિચાર-જ્યાં જ્યાં આવેશ ત્યાં ત્યાં અને ત્યાંજ માત્ર

ભિચાર. કોઇ પણ સ્ત્રી–પોતાની પત્ની બની રહેલી સ્ત્રી ઉપર પણ વાસની દૃષ્ટિ ન જોઇએ. Whosoever looketh upon Woman to Lust after her, committeth adultery, "already with his heart." એક પુણ્ય દર્શન કવિ લખે છે O give me that–To look on Woman with impassioned eye. આ આદર્શ.

આ આદર્શને વ્યવહારમાં સ્થાન નથી. વ્યવહાર એટલે આદર્શથી કંઇક જુદું. A perpetual readjustment of the compromise between the ideal and the practical. આદર્શ અને વ્યવહાર વચ્ચે અનુસંધાન અને તેવો વિધિ ઉપજાવવો એ નીતિશાસ્ત્રીઓનો ઉદ્દેશ. આ અનુસંધાન ક્યારે ક્યારે ફરી તપાસી ફેરવવું એ અધ્યાત્મ શાસ્ત્રનો ઉદ્દેશ. મનુષ્યના સકલ વ્યવહારમાં આ બે શાસ્ત્રોને જમાના થયા વિદાય મળી હોતાં ઉપજેલી અવ્યવસ્થાને યોગે માનસિક વ્યભિચાર–જ્યાં જ્યાં મન કચડી નાંખી નાબુદ નથી કર્યું ત્યાં ત્યાં–વ્યાપ છે. જ્યાં નીતિ શાસ્ત્ર અને અધ્યાત્મ શાસ્ત્ર જતું રહ્યું ત્યાં રૂઢી અને સંઘર્ષ અને બ્હારથી રૂડાં દેખાવાની લાલસા એ ફરી વળ્યાં અને સાંસારિક દામ્પત્યમાં કેવળ 'સ્થૂલવ્યભિચાર' જ ઘરમાં અને અદાલતમાં દણ્ડ્ય ગણાયો. વાઘ વરૂને પીંજરામાં પૂર્યાં, તેમને પાળ્યાં નહિ, તેમને બકરીના કુમળાં બચ્ચાં સાથે ગેલ કરતાં ન શીખવ્યું. વૈર ત્યાગ ન કરાવ્યો. માત્ર દૂર પૂર્યાં; એનેજ વ્યવહારિક દામ્પત્ય તે તો પશુપ્રદર્શન Zoo. સંસારનાં સામાન્ય જોડાંઓ જીવનનાં બહુ વર્ષો–આ ભૂમિએ ગાળે છે.

પશુતા એ ચિત્તમાંની અવસ્થા છે. એટલે એને લીધે એના થોડાં યા ઝાઝાં પ્રમાણને લીધે દામ્પત્યની જુદી જુદી ભૂમિઓ નિર્માય છે. જેમ: જો પશુભાવનેજ અવકાશ હોય તો તે સહજ કે, એ પરણેલો વ્યભિચાર–આથી કંઇક ચ્હડિયાતી ભૂમિમાં પશુતાનો અલ્પ ભાવ પછીની ભૂમિમાં પશુતાનો અત્યન્ત અભાવ.

આ ત્રીજી ભૂમિકા અસંભવ જેવી છે. છતાં એવાં સુન્દર હૃદયવાળાં સાધુજનો છે, જેમને પ્રેમમઠનો રહસ્યાવતાર હૃદયમાં પ્રત્યક્ષ થયા છે. અને જેઓ નન્દનવન સમી દામ્પત્ય વાડીઓમાં આશ્રમ બાંધી જીવન ગાળે છે.

અત્યન્ત પશુતા ભર્યાં, રાગદ્વેષ ભર્યાં દામ્પત્યમાં પણ વિરલ ક્યારેક મનુષ્યત્વનો અનુભવ. આ જીવનમાં થોડીક ક્ષણો દેવત્વની ઝાંખી થાય છે. પતિપત્નિ તરીકે ભલે પશુજ રહે છતાં પણ જીવનમાં અન્ય વ્યવહારમાં સદ્ચાર અને ન છુટકે ભલે, પણ સહવાસ હોવાથી બેયનાં ચિત્તમાં કોઈ કોઇ વાર અતિ દુઃખમાં, માંદગીમાં રહેલું મનુષ્યત્વ દીપી નીકળે; તેમ એવી પણ કેટલીક ક્ષણો આવે જ્યારે દેવત્વની ઝાંખી થાય, "પાશવ રાગદ્વેષથી ભરેલા સંસારમાં પણ બાળકનો જન્મ દેવતાની ઝાંખી કરાવે છે. અધમમાં અધમ પુરૂષને પણ બાળકના જન્મની આશાજ પોતાની પત્ની પ્રતિ આકર્ષે છે. ભાવી પ્રસંગની પૂર્વે રેખાજ દેહ ઉપર ઉગતા અરૂણ પેઠે આસમાન થાય ત્યારેથીજ પ્રભુતાનાં કુંકુમ પગલાંએ સંસાર સુભાગી બને છે"

એથીજ પ્રથમના કટુ જીવનમાં, બાળક થયા પછી મીઠાશ આવે છે, અને આ તો પ્રથમ દર્શન–જેને લગ્ન ન કહેવાય એની વાત થઇ જ્યાં પશુતાનો અત્યન્ત અભાવ હોય, સ્વપ્નો, સૌન્દર્ય ઊર્મીઓ બુદ્ધિના વિમલ તરંગોને સર્વ સમર્પે અને પરસ્પરમય બને.

पति नन्दनवन. त्यां देव देवीनां लग्न नहि, कारण हृदयमात्र स्नेहमयी बुद्धिमात्र स्नेहमुखी जीवनमां हेतु स्नेहदान अने जीवननुं साफल्य स्नेहभोग.

व्यवहार पशुधर्मो-अनुभव देखना-વ્યવહારનું હોય પણ એનું આચરણ નથી એની અસર આત્મા ઉપર પરબારી થાય. એ આચરણ આચરતાં જેટલો રાગદ્વેષ હોય તેટલા પ્રમાણમાં અને એ રાગદ્વેષનીજ અસર-મલિનતા-આત્માને કલુષિત કરે છે. બહારથી એક સરખો લાગતો વ્યવહાર અંદરની વૃત્તિને બળે અતિશુદ્ધ કે અતિ અધમ બને છે આગમ ઉપર અતિ સ્વચ્છન્દ જીવનનું વર્ણન કર્યું છે. એની કલ્પના પણ કંપારી ઉપજાવે છે, છતાં ઉચ્ચતમ ભૂમિકા દર્શન કરતાં પણ એજ બાહ્ય વ્યવહાર દેખાશે અને તેથી તેવાજ શબ્દોમાં તેનું વર્ણન થઇ શકે-માત્ર અંદરનો ફરક પરબ્રહ્મ અને પાપના પૂતળા વચ્ચે હોય તેટલો છે આથી પશુમાત્રમાં અને પશુતામય જીવનમાંનો અધમ વ્યવહાર અને દેવલોકનો વ્યવહાર બહારથી સરખોજ દેખાય છે છતાં એક પાથર અને બીજો દૈવી છે. માત્ર આ વ્યવહારને 'દૈવી" અને "સ્વર્ગીય" નામ આપતાં અચકાવું પડે છે કારણ જે અર્થ "સ્વર્ગીય" શબ્દનો છે તે ખરૂં જોતાં અધમ પશુઓનોજ સૂચક છે. શારીરિક વ્યવહારને અવકાશજ ન હોય, વિહાર માત્ર વિશુદ્ધ હોય તેજ ઉત્તમ. સ્વર્ગનું વર્ણન એવું છે?

સ્વર્ગનું વર્ણન કરતા પુરાણો વામમાર્ગનું વર્ણન નથી કરતા? સુરા કહો કે સોમ-પણ વામમાર્ગના વિચરતા ચિત્તની વિશુદ્ધિને નષ્ટ કરનાર, ઘટના ઘુંઘટ ખોલાવનાર મદિરા એ શું સોમપાનથી વિશેષ અધમ છે ખરી? વામમાર્ગીઓના જીવન શું સ્વર્ગના અપ્સરાજીવન જેવા નથી? "હું સર્વની પત્ની અને સહુ મ્હારા પતિ' આ વાક્યોક્તિથીજ ઉર્વશી અર્જુનને આમન્ત્રણ નો'તી કરતી? એજ ઉર્વશી ઇન્દ્રને સંતોષતી, એજ પુરૂરવસા પિવનમાં ખરી? આજ દૈવી વ્યવહાર!!

(અપૂર્ણ.)

# એ બધાંનો પરિચય.

> ગુજરાતના "જાણીતાઓ"ના આ પરિચયમાં "આદર્શ કે વ્યવહાર?" એ અગત્યનો પ્રશ્ન ઝાંખી રીતે દેખા દેતો જણાય છે. મેકસ્વિની કહેતો કે આદર્શો જીવનમાં ઉતારવાના ન હોય તો આદર્શો શા કામના?—આ લેખમાં જણાવેલા આકર્ષક પ્રસંગોમાં કેટલેક અંશે આ વિષય તરફ જુદા જુદા સ્ત્રી પુરૂષોનો જીવન-મત પણ મળે છે. **અધિ ચેતન.**

કોડી બંધ વર્ષો થયાં છતાં મેં મારી જાતને જ હજી ઓળખી નથી. આપણાં સ્વજનની પણ આપણને પૂરી પિછાન થતી નથી તો અલ્પ ઘડીના પરિચયની છાપ સાચી ક્યાંથી જ હોય? તે છતાં ગુજરાતના જાણીતાઓને મેં જેમ અને જેવાં જોયાં તેમ અને તેવાંજ અહિં જણાવું છું.

ગુજરાતના વિદ્યમાન સાક્ષરોના પરિચયના આરંભમાં જ એક જણની નોંધ લેવી ઘટે છે; કારણ કે તેમનામાં જૂના જમાનાનાં તત્વો નથી અને તેથી તેમને નરસિંહરાવ કે આનંદશંકર જોડે સ્થાન અપાતું નથી; તે ચાલુ જમાનાના નથી અને તેથી મુનશીના મંડપમાં તેમનું સ્થાન નથી; તે ઉગતા આદર્શોવાળી ઉગતી પ્રજાના નથી અને તેથી તે યુવાન મંડળમાં ઝાંખા પડે છે અને તે ક્યાંક અજાણ્યા પ્રદેશમાં પોષાતી ભાવિ પ્રજાના નથી અને તેથી હેમને અહિં આરંભમાંજ સ્થાન આપવું ઉચિત છે.

કેટલાંક લોક એવાં હોય છે જેમની હયાતી દુનિયાં ભૂલી જાય છે. તેમની હયાતીની દુનિયાં પર અસરજ નથી થતી. કમાઉ છોકરાંઓના ઘરમાં અતિ વૃદ્ધ ડોશી પેઠે તેમનો વસવાટજ શરીરથી ન હોય એવું મનાય છે. કાલ્પનિક જગતમાં કથાપીનો વૃદ્ધ રેંલીયો અને વર્ડઝવર્થનો "લીચ ગેધરર"* અને ગુજરાતના સાહિત્ય જગતમાં કચ્છના દિ. બ. અને લલિતા દુઃખદર્શક નાટક તથા ઐતિહાસિક પ્રતિહાસના કર્તા રણછોડભાઇ ઉદયરામ એવા જણાય છે. રણછોડભાઇ જૂના ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષર છે. સાંજે ગોપાટી ઉપર ધોળી પાઘડી પહેરી, લાકડી લઇ ઘણીવાર ફરવા આવે છે તે રણછોડભાઇ. પેલાં બાળબોધમાં છપાયલાં પુસ્તક છે તે એમનાં. એમની વૃદ્ધ આંખો ભૂતકાળમાં જોઇ રહેતી જણાય છે; એમનું શરીર વર્તમાન અને ભવિષ્યને સાંકળે છે. તેમની ધીમ્ગતીની સ્થિર ચાલ તેમનાં પુસ્તકો પેઠે જુના જમાનાની યાદ આપે છે. વર્તમાનમાં ભેગી રહે એટલું તેમનું હૃદય યુવાન નથી; પુરાણોની ટીકા કર્યે જાય એવું આવેશવાળું એમનું મન નથી. એમની બુદ્ધિ વર્તમાન સ્થિતિથી વિખુટી પડેલી જણાય છે. સંસાર શાણા શેક્સપિયરે કહ્યું છે કે વૃદ્ધાપો એટલે ફરી વારનું બાળપણ. આ વયોવૃદ્ધ સાક્ષરનું જીવન એ કથન સાચું

* Such seemed this man, not all alive nor dead,
Nor all asleep—in his extreme old age."

પાડતું જણાય છે. જગતના કૃત્રિમ બંધનોથી છૂટું, બાળક જેવું એમનું હૃદય સિનેમા જેવા વિનોદોમા રસ લઈ શકે છે એટલુજ નહિ પણ ઘડી ઘડીમા ઉશ્કેરાઈ જાય છે. વીતી ગયેલા જમાનાના જૂના પુરૂષોનો આ એક મુખ્ય ગુણ છે. રણછોડભાઈના સંબંધના આવા બે પ્રસંગો અહિં જણાઉં છું. ઇ. સ. ૧૯૧૯ મા ગાંધીએ મુંબાઇમા વસવાટ કર્યો. ગાંધી એટલે બહાર ઉભા રહેલા જગતને ઘડીભર વિમાસણમા પાડે એવા કૃત્યોની પરંપરા સારું ગુજરાત એકી ટસે ગાંધીના મતની રાહ જોતું સંસાર સુધારા, ધાર્મિક, રાજકીય, સૌ વિષયોમા ગાંધીને પ્રમુખસ્થાન અપાતું. કોઇક પૈસા મળે માટે મહેનત કરી રહેલા હિન્દુસ્થાન જેવા પત્રોના માલેકો ગમે તેમ ગાંધીની મદદ મેળવવા ઇંતેજાર થતા આ વખતે અન્ત્યજ પ્રશ્ન ગુજરાતમા પૂર રસે ચર્ચાતો હતો એમ મનાતુ કે ગાંધીના અભિપ્રાય ઉપર હિન્દુ માન્યતાઓનુ છીર્ણ, દેવદારી ખંડેર ટકી રહ્યું હતું. એમ કહેવાતું કે જુવાન ગુજરાત સમાજના જૂના શરને ત્યજી દેવા એક પગે થયુ હતુ. જૂના સંસ્કારોવાળા શ્રધ્ધાળુ, નિસ્વાર્થી પુરૂષો એમ માનતા કે સમાજની અવનતિ આવી પહોંચી છે વયોવૃદ્ધ રણછોડભાઇ આ વસ્તુસ્થિતિથી દુઃખ પામ્યા. સમાજની પુનર્ઘટનામાં એમને કષ્ટ અને દુ:ખની ચીસો સંભળાઇ. ગરુ કુમુદની બહારે ધાતા માનચતુર પેઠે રણછોડભાઇ ચોપાટીના મહે નથી નીકળ્યા ને ગાંધી પાસે આવ્યા ગાંધીએ જૂના ગુજરાતના વૃદ્ધ સાક્ષરને ઓળખ્યા ને એમનુ 'સ્વાગત' કર્યું. વિહ્વળતાવાળા રણછોડભાઇએ કહ્યુ " હું લડવા આવ્યો છુ " ગાંધીના અરસિક દેખાતા મ્હોના ખુણામા જરાક હસવું જણાયું રણછોડભાઇએ અંત્યજ પ્રશ્ન છોડી દેવા ગાંધીને સમજાવ્યા. ગાંધીએ થોડીક ચર્ચા કરી; એક તરફ રાજનીતિ, જેલ, આફ્રિકા ને સત્યાગ્રહના પરિચયવાળા પ્રકૃતિશાંત, નહિ યુવાન નહિ વૃધ્ધ એવા ગાંધી ધીરે ધીરે સાચવીને વિવેકી વાતો કરી રહ્યા હતા; બીજી બાજુએ વાગણીઓને સહજ વશ થતા વૃધ્ધ રણછોડભાઇ જોસભેર વાતો કર્યે જતા પરિણામે રણછોડભાઇનુ મન લાગણીઓથી ઘેરાઈ ગયુ ને રજા લીધા વિનાજ તે ઉઠીને જતા રહ્યા

આવોજ બીજો પ્રસંગ એક કોલેજની મજ્ઞામા રચાયો. મજ્ઞામા એકજ સ્ત્રી વિદ્યાર્થી હાજર હતી. એક સ્ત્રી વિદ્યાર્થીને ગુજરાતી ભાષામા રસ લેતી જોઇ રણછોડભાઇ એટલો આનંદ થયો કે એ વાત સંગથી પ્રાયેક મિનિટ પહોંચે એટલુ, એમણે વિ કરી નાખ્યુ એ વૃધ્ધ પુરૂષના હાવભાવ અને તેમની કરચલી પડેલી ભિજાયની આપોઆપ સરળ હૃદયતાનુ સંયોગ દર્શન હતું. etiquette વાળા જુવાન વિદ્યાર્થીઓ આશ્ચર્ય પામી રહ્યા. કોઇકે ટોળ હસ કર્યો પણ રણછોડભાઇ તો વિના સંકોચે પોતાના સરળ હૃદયનો જણાવી ગયા. એમ લાગે છે કે એમના જમાના પછીના લેખકોમાં એ ગુણ ઠેઠ ગયો હશે

આમ કોઇક અર્ધ કાલ્પનિક (Mythical figure) વ્યક્તિ, સંસારથી દૂર પણ સંસારસાગરની પાળે બેસી દૂરના ભવિષ્યમા નીરખી રહે તેવા આ વૃદ્ધ પુરૂષ નવીન ગુજરાતના ગુજરાતીઓ ને ગુજરાતણોના સારાખોટી પ્રવૃત્તિઓના મોટા મહાસાગરની ઉર્મીઓ જોઇ રહેતા જણાયા

( ૨ )

પેતા માથા હેટ કે ડાર્બી કેપ અને સૂટ પહેરી સમુદ્રનાં ઉછળતા મોજાં સામે જોઇ રહે ને નરસિંહરાવ ભ્હાગ એમ. મિ. ર હેન પ્રતાપ નેમના પ્રશંસક છે. કોઇક વાર તે કહે

નરસિંહરાવે આકાશ, તારા અને સમુદ્રની કંપનીઓની સોલ એજન્સી લીધી છે !... બાંદરેથી ચર્ચગેટ જતી લોકલ ટ્રેઇનના એકાદ સેકન્ડ કલાસના ડબામાં તમે તેમને જોશો; અથવા થોડોક વખત માટે કોમ્પ લિમીટેડ કંપનીના ડાયરેક્ટર નીમાયા હશે તો તે ફર્સ્ટ કલાસમાં મુસાફરી કરતા હશે એમનું મ્હોં ભરાઉ અને તેજવાળું છે; એમના વિશાલ કપાળ અને અર્થવાળી આંખો જોઈ તમને પણ લાગશે કે સરકારી અમલદારીમાં તે ન જોડાયા હોત અને વર્ડ્સવર્થના કાવ્યોનું નમાલું રૂપાંતર કરવામાં ઘણાં વર્ષો ન વીતાડ્યાં હોત તો નરસિંહરાવ કાંઈક સુન્દર કાર્ય કરી શકત. રણછોડભાઈમાં જે સાચી સરળતા જોઈ, જે સરળતા નરસિંહરાવના ઘણા સમોવડીઆમાં નથી, જે સરળતા સાચી કવિતા માટે અને સુન્દર કવિ જીવન માટે જરૂરી છે તે કંઈક અંશે નરસિંહરાવમાં ટકી રહી છે. પરન્તુ તે જુદાજ રૂપમાં દેખા દે છે. વ્યક્તિત્વની પ્રતિભા હોય, પોત હોય અને છતાં સૌ-વ્યક્તિ અને પ્રજા-ઉપર જમાનાના સંસ્કારની છાપ પડે છે. નરસિંહરાવ પણ તેમના જમાનાના ભોગ થયેલા જણાય છે. જ્યારે દેશી અને વિદેશી સંસ્કૃતિઓનો મહા સંગમ થયો તે જમાનામાં નરસિંહરાવ જન્મ્યા; જ્યારે સંસ્કૃત, અંગ્રેજીનો ઉંડો અભ્યાસ કરનાર થોડા હતા તે કાળમાં નરસિંહરાવે અભ્યાસ કર્યો; જ્યારે ઘણા લોક બુદ્ધિને સાચવી રાખતા (!) ત્યારે નરસિંહરાવ આગળ પડ્યા. જ્યારે ગુજરાતી કવિતાનું શૈશવ હતું ત્યારે નરસિંહરાવે કાવ્યો લખ્યાં અને મ્હોટપ મેળવી; અને આ બધા માટે નરસિંહરાવે મોટો ભોગ આપ્યો. પિતાના છત્ર નીચે રહેતો જુવાન પુત્ર પોતાનો સ્વતંત્ર વિકાસ કર્યે જાય છે; પણ ઘર કારભારનો બોજો પોતા ઉપર આવતાં તેને રૂઢીબદ્ધ સમાજના બંધનો સ્વીકારવાંજ પડે છે. નરસિંહરાવ સંસ્કારિત કવિ તરીકે આગળ પડ્યા એટલે પોતાનો સ્વતંત્ર આંતર વિકાસ રહી ગયો, અને ચોપાસના સાચાં ખોટાં બંધનો સ્વીકારી લીધાં. આમ એક જમાનાના માન અને યશ ખાતર સુન્દર કાર્ય થતું રહી ગયું. એ બંધનોના પરિણામેજ વોલ્ટર સ્કોટ મનુષ્ય જાતિને ભેટી શકતો તેમ નરસિંહરાવ ભેટી શક્તા નથી. ઘણા વર્ષો અમલદારી કરેલી એ વાતનું સ્મરણ આમાં વધારો કરે છે અને તેથી જગત અને નરસિંહરાવ વચ્ચે મોભાનો પડદો પડેલો હોય છે. ખરી વાત કે એ પડદા પાછળ મનુષ્યને ભેટવા ધીનારેનું મન છે પણ એ સરળ શુદ્ધ મનનો સ્વર એ પડદામાં ગુંગળાયે હોય છે. પણ કોઈક વાર એ પડદો ઉપડે છે ખરો. ચર્ચગેટ કે બાંદરા સ્ટેશનના કોઈક વિક્ટોરીઆવાળાને પૂછશો તો તમને નરસિંહરાવની સરળતાનું ભાન થશે; કે કોઈએ નરસિંહરાવ સંબંધી કડવી ટીકા કરી હોય તો તેનો અનુભવ પૂછશો તો નરસિંહરાવ પણ તાત્રીમતઆકા અને મોભાને ઘડીભર દૂર રેંકી સાદું મનુષ્યત્વ અનુભવી લે છે એનો ખ્યાલ આવશે. પણ આ સરળતા સુન્દર કવિજીવનની નથી. નરસિંહરાવમાં આ સરળતા Sensitive weakness નું રૂપ લે છે; અને એમની સરળતા "હું" ના હુંકારના પડદામાંથી ગુંગળાઈને બહાર નીકળે છે.....એમના પુત્ર નલિનીકાન્તના અવસાન ઉપર નરસિંહરાવે 'સ્મરણસંહિતા' નામનું શોકગીત લખ્યું છે. વિદ્વાનોએ તેની ઠીક પ્રશંસા કરી છે અને છતાં તેમાં પણ "હું કવિ છું, હું વિચારક છું, હું અમલદાર છું" એવા પડઘા સંભળાતા હોય એમ લાગી જાય છે. તમારે ભરત હૃદયનાં ઉભરાભર્યાં રુદન જોઈતાં હોય તો સ્મરણસંહિતામાં તે નહિ જડે. હૃદયના આંસુનો પ્રવાહ પણ રોયલકેવેરના નાચેથી ચીતાના હોય એવું કાંઈક દેખાય છે. આ નરસિંહરાવ એકલાનીજ નબળાઈ નથી; નરસિંહરાવના જમાનાનું એ એક લક્ષણ છે કે અતિ

અને હાલુનો વડેજ જીવન-વિકાસ યોજવો. જુના ગુજરાતના સાક્ષરમંડળમાં સર્વાંગ ઝમાવટ ન થઇ તેનું પણ એજ કારણ કે સાક્ષરો અને કવિઓ એકદંડીયા ઘર બહાર ની ત્યારે પરદેશ ગયા હોય કે ટ્રેનમાં રખે કોઇ લૂંટી લે એવી બ્હીક રાખતા, છેક જાણીને અણજાણ્યા મુસાફરો હોય તેમ વર્તતા. આને પરિણામે 'બીજો શું કહેશે?–એ વિચાર વડેજ બધા પોતાની લાગણીઓને છૂટ આપતા; એજ કારણથી નરસિંહરાવના ગૌરવભર્યા મ્હો ઉપર જનતા સાથેની એકતાનું તેજ નથી; એજ કારણથી આ અદ્ભુત, કળા અને અગમ્ય વિશ્વરચનામાં ગમે તેવી સમર્થ વ્યક્તિ પણ એક અતિ ક્ષુદ્રક જંતુ છે એ સત્ય નરસિંહરાવને તેમના સમકાલીન વિદ્વાનોના જીવનમાં ઉતર્યું નથી; એથીજ "હૃદયવીણા" જેવા પુસ્તકોના દેવત ઉપર [illegible] ચણાય છે.

કેટલાક માણસોને તેમની હયાતીમાં પજવવાનું ગાન થાય છે; તેમના મરણ પછી તેમની સરળ વિચિત્રતાઓ, ઉત્સુકો ને અપૂર્ણતાઓ સંભારી હેતાળ આંસુ આવે છે અને એકાદ જમાના પછી દુનિયાં તેમને સાવ ભૂલી જાય છે. નરસિંહરાવનું જીવન કંઇક આવું છે.

(અપૂર્ણ)

સંતકુંજ. હીરજલાલ ગજાનનજી મહેતા.

* આવતા અંકમાં આ લેખનો વધુ આકર્ષક ભાગ પ્રકટ થશે.

—તંત્રી, ચેતન.

# હું કોણ?

હું કોણ? છટ્! કેવો વિચિત્ર પ્રશ્ન! એ પ્રશ્ન પણ કેમ ઉઠ્યો? હું—થી, મ્હારાથી અજાણ્યું કોણ છે? મ્હને કોણ નથી ઓળખતું? ને છતાંયે જે તે પૂછે છે, "તમે કોણ?" અરે, હું તે હું. વળી બીજું કોણ? પણ કોણ સમજે? અરે! એ લોકો ને હું તે કોણ એ કેવી રીતે સમજાવું? એ તે કઈ સદીના લોકો છે કે જેઓ મ્હારાથી અજાણ્યા છે? હું—હું વિશ્વવિખ્યાત 'પરિમલ'નો પ્રખ્યાત શ્રી કવિ! મ્હારા વડે તો 'પરિમલ' માસિક ચાલે છે. મ્હારાં અલૌકિક, અસામાન્ય, ઝાકઝમકવાળાં, ચટકદાર ને રસઝરતાં કાવ્યોને લીધેજ 'પરિમલે' દેશદેશાંતરમાં ભારે ખ્યાતિ મેળવી જગતના ખૂણેખૂણામાં 'પરિમલ' ફરી વળે છે ને પૃથ્વી તટપર બીજું એક પણ એવું માસિક નથી કે જે 'પરિમલ'ની સાથે હરીફાઈમાં ઉતરી શકે. આ બધાનું કારણ હું છું.

'પરિમલ'ના દિગ્વિજયનું કારણ હું ને મ્હારાં કાવ્યો છીએ. હું કબુલ કરું છું કે હું એક સામાન્ય કવિ છું ને મ્હારાં કાવ્યો જેવાં કાવ્યો બીજા કોઈનાં થયાં નથી ને થવાનાં પણ નથી એમ સૌએ કબુલ્યું છે. પણ મ્હને પોતાને મ્હારા અલૌકિક કવિત્વ વિશે કે અગમ્ય કલ્પનાઓ વિશે જરા પણ ગર્વ નથી. ગર્વ નથી, કારણ કે હું 'કવિ' કેમ થઈ એ હું બહુ સારી રીતે સમજું છું!

જમાનો બદલાયો હતો. સ્ત્રી સ્વાતંત્ર્યનો, સમાનતાનો, મતાધિકારનો, નારીપૂજાનો પવન પૂર જોસમાં ફૂંકાવા લાગ્યો હતો. જ્યાં ત્યાં સ્ત્રીઓની હાજરી હોય; તે સ્થળે સ્ત્રીઓને પ્રથમ સ્થાન અપાય; માસિકો, વર્તમાન પત્રો ઇત્યાદિમાં સ્ત્રી લેખિકાઓના લેખ હોય તો તેની વિશેષ કિંમત અંકાય; એમ બાબત હતી. અરે! કોઈ કોઈક માસિકો પર તો તંત્રીપદે પણ સ્ત્રીઓના નામ પ્રકાશવા લાગ્યાં હતાં. 'પરિમલ' માસિક તે સમયે બાલ્યાવસ્થામાં હતું. તેના સુપરિચિત લેખક મનુભાઈ ત્હેના માનદ વ્યવસ્થાપક હતા. માસિકને માટે લેખો મેળવવા, ઉત્તમ લેખોની ચૂંટણી કરવી વિગેરે કામમાં ત્હેમની પ્રતિભાયુક્ત બુદ્ધિનું મનોહર પ્રદર્શન થતું. મનુભાઈ પોતે વિનોદી હતા. વિનોદ કરતા ને બીજાને કરાવતા. મર્મભર્યાં વિનોદી વાક્યો તો ત્હેમનાંજ! જાણે જગતની સજીવ નિર્જીવ સૌ વસ્તુઓ ત્હેમના વિનોદ માટેજ નિર્માણ ન થઈ હોય એમ કોઈ કોઈકવાર તો લાગી જતું. તેઓ એક સમર્થ લેખક હોવા ઉપરાંત કવિ પણ હતા. ઉત્તમ કાવ્યો રચી શકતા, કાવ્યોના ગુણ દોષ પિછાની શકતા; ને કવચિત કોઈ મહાકવિઓનાં કાવ્યો પર પણ રમુજી ટીકાઓ કરીને પોતાનું અજ્ઞાન નિડરતાઓથી વ્યક્ત કરતા.

[illegible] મુનશી કૃત 'પૃથ્વીવલ્લભ' નામક નવલકથામાં એક સ્થળે કવિઓના બાહ્ય સ્વરૂપનું અને પોષાકનું રસમય વર્ણન આવે છે. 'પરિમલ'ના વ્યવસ્થાપક મનુભાઈ પણ કોઈ કોઈક વાર માથાફરેલા કવિઓના જેવો પોષાક પહેરવામાં 'કવિ-જાતિનું' મહા ગૌરવ સમજતા. એક દિવસ આવો કવિરાજનો વેશ સજીને તેઓ મ્હારી પાસે આવ્યા. 'પરિમલ' માસિકને લીધે થોડાક સમયથી મ્હારે ત્હેમની સાથે ઓળખાણ થયું હતું. ક્યારેક તેઓ આવતા ને વ્યવસ્થાપકને પડતી વિટંબનાઓના રોદણાં રડી જતા. ક્યારેક વનિ સાહેબના અનિયમીતપણા વિશે, માસિક તરફની બેદરકારી માટે અને નવાબી કારભાર વિશે પેટ ભરીને ફરિયાદો કરી જતા. ક્યારેક નમાલા

લેખકોને મ્હેંકાતા કવિઓના થોકબંધ ચાલ્યાં આવતાં લખાણોનો કચરો કેમ સાફ કરવો એ વિશે સલાહ લેવા આવતા. દૂરથી ત્હેમને આવતા જોઈને મ્હારાથી હસી દેવાયું. વળી તન્ત્રીજીની કે લેખકોની કે પ્રેસના કંપોઝીટરોની કંઈક ફરિયાદ લાવ્યા હશે એમ મ્હેં ધાર્યું.

"કેમ નલિની બ્હેન; શું કરો છો ?" હાથમાં કાગળોનું બંડલ ટેબલ પર મૂકીને એક ખુરશી પર બેઠક લેતાં ત્હેમણે પૂછ્યું.

"'પરિમલ'ના અંક ક્યારે તૈયાર થશે ત્હેનો વિચાર કરૂં છું" મ્હેં ઉત્તર આપ્યો

"ત્હમને તો એકજ વાતનું ધ્યાન છે 'અંક ક્યારે તૈયાર થશે?' પણ અંક કેમ તૈયાર થાય છે એ કોઈ દિવસ પૂછો છો ?

"એમાં વળી પૂછવાનું શું ? લોકોને પૂછું, છું—અંક કેમ તૈયાર થાય છે ?'.

"હં, હવે અટલે નિયમે, કહ્યું ત્યારે પૂછો છો. એ શું કામનું ? ગઈ વાત—હવે એ બધું નકામું સમજ્યા ?"

"પણ એવું તે શું છે ?" મ્હેં કૈંક લજ્જિત બનીને પૂછ્યું.

શું છે શું ? ત્હમને સ્ત્રીઓને બધાને બેઠા બેઠા ,બધી મસ્તી સૂઝે છે. અંક હજી તૈયાર નથી થતો એટલું ત્હમે જુઓ છો; પણ તેનું કારણ શું હશે, શી મુશ્કેલીઓ નડતી હશે એનો વિચાર ત્હમે નથી કરતા. એ બધી જંજાળ—એ બધી વિટંબનાઓ, એ બધી માથાફોડ અમ્હારે પુરૂષોએ એકલાએ ખમ્યા કરવાની. સ્ત્રીઓને મતાધિકાર જોઈએ. સ્ત્રીઓને સરખા હક જોઈએ, સ્ત્રીઓને સ્વાતન્ત્ર્ય જોઈએ, બધું સ્ત્રીઓને જોઈએ, ન જોઈએ માત્ર શરીરનો કે મનનો શ્રમ ને ન જોઈએ કોઈ જાતની ફીકર ચિંતા ! કારણ, જમાનો સ્ત્રી સન્માનનો ને નારી પૂજાનો છે. ખરૂં ને બ્હેન ?" ઝીણું ઝીણું હસતા હસતાં ત્હેમણે કહ્યું.

મ્હને પણ હસવું આવ્યું મનુભાઈને મુખેથી આવાં વચનો સાંભળવા એ વાત નવી નહોતી. અને છતાંય મ્હને લાગ્યું કે રોજના કરતાં તેઓ સ્હેજ ગંભિર હતા.

આગલેજ દિવસે 'પરિમલ'ના તન્ત્રીજીએ મ્હને કહ્યું હતું કે "'પરિમલ'નો આવતો અંક વસંત-અંક તરીકે કહાડીશું." એમ. એ. ની પરિક્ષા ધસમસતી આવતી હતી ને તન્ત્રીજી તેમાં બેસનાર હોવાથી વસંત-અંકની વ્યવસ્થાનો બધો ભાર એકલા મનુભાઈએજ ઉપાડવાનો હતો. અકસ્માત્ આ વાતનું સ્મરણ થતાજ મ્હને બિચારા મનુભાઈની દયા આવી. 'પરિમલ'નો બધોય ભાર એ એકલા શા માટે ઉપાડે એમ પણ મ્હને થયું.

"મનુભાઈ," મ્હેં ગંભિર બનતા લાગણીથી પૂછ્યું, 'ત્હમે વસંત-અંકને માટે ચિંતા કરો છો ?"

"ત્યારે. ચિંતા ન કરૂં તો શું કરૂં ? તન્ત્રી સાહેબ તો વસંત-અંક કહાડવો છે એટલું કહીને છૂટા થયા. 'મ્હને એ વિષે કંઈ પણ પૂછીને ત્રાસ ન આપશો' એમ એમણે તો કહી દીધું છે કહો હવે મ્હારે શું કરવું ?"

"પણ વસંત અંકમાં વધારે શું કરવાનું છે ?"

"વાહ! ત્હમેયે કેવો બાલક જેવો પ્રશ્ન કરો છો? વસંત-અંકમાં શું કરવાનું ન હોય? જુઓ, વસંત-અંકમાં વસંત ઋતુને યોગ્ય એવાં ચિત્રો જોઇએ. વસંત ઋતુને યોગ્ય એવાં કાવ્યો જોઇએ. ને એવું એવું બીજું ઘણું જોઇએ. વસંત-અંક કહાડીએજ નહીં; ને કહાડીએ તો એવો કહાડીએ કે જાણે મૂર્તિમંત વસંતજ ત્હમારે આંગણે ઉભી હોય!"

"ત્યારે એમ કરોને મનુભાઇ; ગુજરાતમાં લેખકોની, કવિઓની, સાક્ષરોની ક્યાં ખોટ છે? વસંત-અંક માટે લેખો-કાવ્યો વિગેરે મોકલવાનું કેમ કોઇને લખતા નથી?"

"મ્હોટી કૃપા થઇ હોં બહેન" ખડખડાટ હસતાં ત્હેમણે કહ્યું: "પરિમલ"ના વ્યવસ્થાપકને હજી આટલુંયે જ્ઞાન નહીં હોય ખરૂં? આ જુઓ લેખોનું બંડલ લાવ્યો છું. એમાં મનુ ત્રિવેદીનું 'ઉષાને ઓવારણાં' વિનોદકાન્તનું 'સુન્દરીના સન્માન'ને તન્ત્રી સાહેબના ભાઇનું 'સરોવરમાંના કમળ પુષ્પને' વિગેરે કાવ્યો સુંદર છે. પણ કોઇએજ કાળી કોકીલાને કે વસંતને ઉદ્દેશીને કાવ્યો નથી લખ્યાં. વસંત-અંકમાં તો એવું એવું ખાસ જોઇએ."

"કોઇએ નથી લખ્યું તો ત્હમે લખો. ત્હમેય કવિજ છો ને!"

"તેમ કરવું હોત તો ક્યારનુંજ કર્યું હોત. ત્હમારે કહેવું ન પડત. પણ હું તો ત્હમને કંઇક લખવાનું કહેવા આવ્યો છું. ત્હમે એકાદ કાવ્ય ન લખો? વસંતનાં વર્ણન સ્ત્રીઓ વધારે સારાં કરી શકે ખરૂં ને?" વાણીમાં સાકર પીરસતાં પીરસતાં ત્હેમણે મ્હને મોટી ગૂંચવણમાં નાંખી દીધી.

પડોશના ઘરમાં આઠ દિવસ પછી છોકરાનાં લગ્ન હતાં. પાપડ વણતાં વણતાં સ્ત્રીઓ ગીત ગાતી હતી તે સંભળાયું:—

"-આવી રૂડી આંબલિયાની ડાળ, સરોવરની પાળ, મૂકીને કોયલ ક્યાં ગયાં'તાં?"

"જુઓ હું ખોટું કહું છું?" મનુભાઇ ઉત્તેજીત થતા બોલ્યા.

"પણ એ તો લોકગીત છે. એવું તે કંઇ ચાલે? ને મ્હને શું આવડે?"

"એ તો આવડે એની મેળે. લખજો; ત્હમારે લખવું પડશે. સમજ્યાં?"

"ત્હમે તે કેવા માણસ છો? હમણાં તો કહેતા હતા કે "વસંત-અંકમાં તો એવું એવું જોઇએ કે બસ!" ને હવે જોરાવરીથી મ્હારી પાસે કાવ્ય લખાવવું છે? એવું હું તે શું લખીશ ને તે 'પરિમલ'માં શોભશે?"

"હા બધું શોભશે, 'પરિમલ'માં, લખજો, ગમે તેમ કરીને લખજો, ન લખાય તો પણ લખજો, સમજ્યાં?"

એમ કહી કાગળોનું બંડલ ઉંચકીને તેઓ ચાલ્યા ગયા. 'પરિમલ'ના વ્યવસ્થાપક કેટલા ઉંડા પાણીમાં રમતા હતા તે ત્યારેજ મ્હને સમજાયું. કેવી યુક્તિથી ત્હેમણે મ્હને કાવ્ય લખવાનું સૂચવ્યું હતું, એ વિચાર આવતાં મ્હેં ત્હેમની દયા ખાધી હતી તે માટે મ્હને કંઇક પશ્ચાતાપ થયો.

'પરિમલ'નો વસંત-અંક મનુભાઇની ઇચ્છા પ્રમાણે મૂર્તિમંત વસંત જેવોજ હતો. તે આખા અંકમાં:—

વસંતને ન્હાળે રે. વીણીયું ફુલ સખી!

એ લીટીથી શરૂ થતું મ્હારું કાવ્ય સૌનું ધ્યાન ખેંચી રહ્યું. લોકોએ રસ લઇ લઇને એ કાવ્ય વાંચ્યું અને તે દિવસથી 'પરિમલ'ની ખ્યાતિ દેશ દેશાંતરમાં પ્રસરી રહી. એ તો સૌએ કબુલ્યું હતું કે 'પરિમલ'ની ખ્યાતિ વધવાનું કારણ મ્હારા કાવ્યજ હતું.

આમ હું 'કવિ' થયો.

'પરિમલ'માં ત્યાર પછી સંખ્યાબંધ કાવ્યો મ્હારે નામે પ્રકટ થયા ને લોકોએ વખાણી વખાણીને વાંચ્યા.

આજ એ વાતને ઘણો સમય વીતી ગયો છે. આજે મ્હારા બાલ સફેત થઇ ગયા છે; દાંત પડી ગયા છે; ને તોયે, હજી હું 'પરિમલ'ને માટે કાવ્ય લખું છું; ને લોકો પ્હેલાના જેટલાજ રસથી તે વાંચે છે હજી મનુભાઇ કવિરાજના જેવો વેષ સજીને હસતા હસતા આવે છે; ને તન્ત્રીજીની ને લેખકોની ને કંપોઝીટરોની નીચી મશ્કરી કરી જાય છે.

હું કોણ એ માટે બીજું વધારે શું કહું ?

'નલિની'

---

# લુઇ પેશ્વર.

ફ્રાન્સની ભૂમિએ જે અનેક વીર વ્યક્તિઓને જન્મ આપ્યો છે તેમાં ત્રણ મુખ્ય છે. મ્હોટી મ્હોટી શહેનશાહતોને તોડી પાડતો અને પોતાના અનુપમ ચારિત્ર્યબળથી સૌને ચકિત કરતો વીર યોધ્ધો નેપોલિયન; નિર્બળ ગરીબ વર્ગને પોતાની સત્તા, જુલમ અને દંભથી કેવળ અંધ થઇને રંજાડતા સમાજને સખત ફટકા લગાવતો, પાષાણહૃદયી મનુષ્યને પણ આંસુ ખેરવાવતી જગવિખ્યાત કાદમ્બરી 'લા મિસરાબ્લ'ના સમર્થ કર્તા વિકટર હ્યુગો; અને અસાધ્ય મનાતા રોગોને જડમુળથી ઉખેડી નાંખતી દવાઓનો શોધક પ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી લુઇ પેશ્વર. જગતની હાલની સંસ્કૃતિ તેઓને આભારી છે, જગત આજે તે ત્રણે વ્યક્તિઓના આત્માને અંજલિ આપી રહ્યું છે.

તે મહાન રસાયનશાસ્ત્રીને આજે આપણે સંભારીએ છીએ.

જે રસાયનશાસ્ત્રવેત્તાઓની શોધોથી સંસારે અપરિમિત લાભ મેળવ્યો છે, તેવાઓમાં લુઇ પેશ્વરની ગણના થાય છે. જગતમાં વિદ્વાનોનો તોટો નથી, તેમજ કીર્તિમાન પુરૂષો પણ થોડા નથી. પરન્તુ એવા તો થોડા જ છે જેઓ પોતાનું જીવનસર્વસ્વ માત્ર સંસારના જ ભલાને માટે, જગતમાં સુખ અને શાન્તિ ફેલાવવાને માટે જ સમર્પે છે તેઓ આ કાર્ય સ્વાર્થભાવથી પ્રેરાઇને કરતા નથી તેઓને તે વખતે સ્વાર્થનું ભાન પણ રહેતું નથી અને તેમના કામમાં તેઓ રાત દિવસ એટલા તો મશગૂલ રહે છે કે એ કાર્યજ તેમનું જીવન બને છે. પેશ્વર પણ આવો જ એક મનુષ્ય હતો

લુઇ પેશ્વરનો જન્મ તા. ૨૭મી ડીસેમ્બર ૧૮૨૨માં થયો હતો. હેનો પિતા સાધારણ સ્થિતિનો માણસ હતો. પેશ્વરને હેના જન્મસ્થાન તરફ ઘણોજ પ્રેમ હતો. એક વાર જ્યારે તે પૅરિસમાં માંદો પડ્યો ત્યારે તેણે હેના સાથીને કહ્યું, "જો મ્હને મ્હારા પિતાના કારખાનામાં હમણાં લઈ જવામાં આવે તો એક ક્ષણમાં હું સાજો થઈ જાઉં. જન્મભૂમિનો આ પ્રેમ હેનામાં કાયમ ટકી રહ્યો. તેનું કારણ એ પણ હતું કે હેનો સ્વભાવ જન્મથી જ ઘણો સરળ અને સ્નેહી હતો.



લુઇ પેશ્વર.

બાલ્યાવસ્થામાં લુઇની પ્રસિદ્ધિ થઇ ન્હોતી. હેના જન્મ પછી હેનો પિતા સઘળાં પરિવાર સાથે આર્બોઇ નામના ગામડામાં રહેવા ગયો. અહિં લુઇને પ્રાથમિક શિક્ષણ મળ્યું. સાધારણ શિક્ષણ લીધા પછી તે એક કૉલેજમાં દાખલ થયો અને ત્યાં હેની ગણના સાધારણ વિદ્યાર્થીઓમાં થતી. લુઇને સુભાગ્યે અહિં હેને એક શિક્ષક સાથે ઓળખાણ થઇ. તે શિક્ષકને લુઇમાં પ્રતિભાનાં ચિન્હો જણાયાં અને તેથી તેણે લુઇને ઉત્તેજિત કરીને પૅરિસની ઇકોલ નાર્મેલ નામની સંસ્થામાં વધારે ઉંચા શિક્ષણ માટે જવા ભલામણ કરી. ૧૮૩૮માં લુઇ હેના એક મિત્ર સાથે પૅરિસ ગયો અને ત્યાં જઇને એક સ્કુલમાં પોતાનું નામ દાખલ કરાવ્યું. પણ થોડાજ દિવસમાં હેની

તબિયત બગડી આવી અને હેને પોતાને વતન પાછું જવું પડયું. પણ હજુયે નારમેલીમાં ગમે તેમ કરી દાખલ થવાની હેની ઇચ્છા જેવી ને તેવી જ પ્રબળ હતી. થોડા વખત પછી બેસાન્કનની રૉયલ કૉલેજમાં દાખલ થયો અને ૧૮૪૦માં પદવી લીધી. તરત જ સરકાર તરફથી તે કૉલેજમાં હેને ગણિતનો શિક્ષક નિમવામાં આવ્યો. બીજાં બે વર્ષ પછી તેણે વિજ્ઞાનની પરિક્ષા આપી અને હેની ડીગ્રી પણ મેળવી. હવે તે નારમેલી માટે ઉમેદવાર થયો, પણ વિજ્ઞાનની પરિક્ષામાં હેને જે પ્રમાણપત્ર–ડિપ્લોમા–મળ્યું હતું તેમાં હેના પરિક્ષકની ભૂલથી એમ લખાણ હતું કે વિજ્ઞાનમાં લુઇનું જ્ઞાન ઘણું જ સાધારણ છે. આથી નારમેલી માટેની હેની અરજી નાપાસ થઇ.

તે વખતમાં ડૂમા સૌથી પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી હતો. હેનું એક વ્યાખ્યાન સાંભળીને લુઇને રસાયન માટે અનહદ પ્રેમ થયો અને ગમે તે ભોગે બને તેટલું જ્ઞાન હેમાં મેળવવાની હેને ઇચ્છા થઇ. સુભાગ્યે તેને એક તેવો અવસર મળ્યો. બેલાર્ડ નામના એક વૈજ્ઞાનિકે પોતાની રસાયનની પ્રયોગશાળામાં લુઇને સહકારીનું પદ આપ્યું. અખંડ ધૈર્ય અને ઉત્સાહભર્યે હૃદયે તે અહિં જૂદા જૂદા વિષયો ઉપર, કેવળ સત્યને જ ખોળવા પ્રયોગો કરતો. હિમગિરિની ગુફામાં યોગ સાધતા કોઇ એકાન્ત યોગીજનની માફક આ પણ હેની યોગતપશ્ચર્યા જ હતી.

રસાયનશાસ્ત્રમાંની લુઇની પ્હેલી શોધ જ્યારે બહાર પડી ત્યારે કેટલાયે તે માની નહિ. વિજ્ઞાનમાં ધુરંધર મનાતા બાયટે પણ હેની શોધ ઉપર વિશ્વાસ કર્યો નહિ. પણ લુઇએ જ્યારે હેની શોધ બાયટ સમક્ષ પ્રયોગો દ્વારા રજુ કરી ત્યારે તો તે દિંગ્મૂઢ થઇ ગયો અને અજ્ઞાનના અંધકારમાંથી બ્હાર આવેલી તે સત્ય–મૂર્તિને હેને નમન કરવું પડયું. હેણે પેશ્ચરની ઘણી પ્રશંસા કરી અને પોતાના અણુવિશ્વાસ માટે દિલગીરી બતાવી. આ દિવસથી હવે પેશ્ચરની ગણના વિજ્ઞાનવિશારદોમાં થવા લાગી. સ્ટ્રેસબર્ગની ફેકલ્ટી ઑફ સાયન્સમાં હેને રસાયનશાસ્ત્રના અધ્યાપકનું પદ મળ્યું. અહિં તેણે એક સુન્દરી સાથે લગ્ન કર્યું. હેની કીર્તિ ધીરે ધીરે ફેલાવા લાગી. ૧૮૫૪માં તે લિલીમાં વિજ્ઞાનનો અધ્યાપક નિમાયો. ત્યાં તેણે જે શોધ કરી તેનાથી હેનું નામ દુનિયામાં અમર થયું.

બીર વિગેરે શરાબો પ્હેલાં બગડી જતા હતા. તેઓમાં એક પ્રકારના રોગને લીધેજ આમ થતું હતું. તે રોગનો પ્રતિકાર આજ સુધી કોઇ પણ વિજ્ઞાનશાસ્ત્રી કરી શક્યો ન્હોતો. એકવાર પેશ્ચર કોઇ એક શરાબના કારખાનામાં ગયો, ત્યાં સારા તેમજ ખરાબ બન્ને જાતના શરાબો હતા. બન્નેને તેણે માઇક્રોસ્કોપ (સૂક્ષ્મદર્શક યંત્ર; ખૂર્દબીન) વડે તપાસ્યા. સારા શરાબમાં જે દાણા (globules) દેખાતા હતા, તેઓનો આકાર એક સરખો ગોળ હતો. પણ ખરાબ શરાબમાંના દાણાઓ કોઇપણ એક સરખા ચોક્કસ આકારના ન્હોતા. આ અવલોકન પછી પેશ્ચરે સિદ્ધ કર્યું કે પોતાની મેળે જ શરાબ બગડી જાય છે, તે કલ્પના કેવળ ભ્રમ જ છે. શરાબમાં જે વિકાર ઉત્પન્ન થાય છે હેનું કારણ ફરમેન્ટ નામના જીવાણુ (bacteria)ઓનું અસ્તિત્વ તેમ જ વૃદ્ધિ છે. જો આ જીવાણુઓને કોઇ પણ પ્રકારે દૂર કરવામાં આવે તો ફરીથી વિકાર થવાનો બીલકૂલ સંભવ રહેતો નથી. જે હવામાંથી આવાં જીવાણુઓને કાઢી નાંખવામાં આવે છે, તે હવામાં રાખવામાં આવેલું દૂધ કાયમ મીઠું જ રહે છે. "હવામાં જીવાણુઓની હાજરીથી

દૂધ ખાટું કેમ થઇ જાય છે? શું તે સૂક્ષ્મ જીવાણુઓ હવામાં હમેશાં હાજર જ હોય છે? આવા પ્રશ્નો પર વૈજ્ઞાનિકોમાં ઘણા દિવસ સુધી ભારે વિવાદ ચાલી રહ્યો. પેશ્વર તે સૌની મોખરે આવ્યો, અને તેણે પ્રયોગો સાથે સિધ્ધ કરી બતાવ્યું કે હવામાંથી જીવાણુઓને દૂર કર્યા પછી તેવી હવામાં રાખવામાં આવતો પદાર્થ કદી બગડી શકતો નથી.

પેશ્વરની પ્રતિષ્ઠા હવે દિન પ્રતિદિન વધવા લાગી. જે પહેલી નારમેલી સંસ્થામાં હેને ભણવા માટે જગ્યા ન્હોતી, તે જ સંસ્થામાં હેને હવે ભણાવવા માટે જગ્યા મળી. તો પણ હજી હેની શોધો માટે બીજા વૈજ્ઞાનિકોમાં એકમત થયો ન્હોતો. બાયટ જે હેને પુત્રની પેરે લેખતો હતો તેણે પેશ્વરને સાફ કહી દીધું, કે હારી શોધમાં ભ્રમ સિવાય બીજા કશાનો પણ અંશ નથી. ડુમાએ પણ તેને તે કામ છોડી દેવાની વણમાગી સલાહ આપી, પરન્તુ પેશ્વરને તો પોતાના સિદ્ધાન્તમાં પૂર્ણ વિશ્વાસ હતો, અને છેવટ સુધી તે તો નિશ્ચલ જ રહ્યો. અન્તમાં અપૂર્વ ધૈર્ય અને વિલક્ષણ સતત અભ્યાસથી તેણે સંપૂર્ણ ફત્તેહ મેળવી.

ત્યાર પછી પેશ્વરના ધૈર્યની કઠોરમાં કઠોર કસોટી થઇ. ફ્રાંસના રેશમ બનાવવાવાળાઓમાં એક પ્રકારનો ભયંકર રોગ ફેલાઇ રહ્યો હતો. ડુમાએ તે બાબતમાં શોધ કરવા માટે પેશ્વરને નીમ્યો. અત્યાર સુધી પેશ્વરે રેશમનો એક કીડો પણ જોયો ન્હોતો, તેથી પ્હેલાં તો તેણે કામ કરવાની ના પાડી. પણ પછી તે હેના એક મિત્રના આગ્રહને ટાળી ન શક્યો. ૧૮૬૫ના જૂન માસમાં તે ત્યાં ગયો અને સપ્ટેંબરમાં પોતાની શોધ પ્રસિદ્ધ કરી. હેનું પરિણામ એ આવ્યું કે રેશમી વણાટકામના લોકોમાંથી તે રોગ નિર્મૂળ થયો એટલું જ નહિ પણ તે રોગનો ભય પણ હમેશને માટે બાતલ થયો. પેશ્વરે તે રોગનો ઉપાય તેમજ અટકાવ બન્ને શોધી કાઢયાં. ફ્રાન્સનો રેશમનો ઉદ્યોગ આથી ઘણો જ વધ્યો. પેશ્વરે કહ્યું, "There is no greater charm for investigator than to make new discoveries; but his pleasure is heightened when he sees that they have a direct application to practical life." (નવી શોધો કરવાથી શોધકને જે આનન્દ થાય છે, હેની તો જોડીજ નથી; પણ જો તે શોધો વ્યવહારીક જીન્દગીમાં ઉપયોગની થઇ મનુષ્યને વધારે સુખી બનાવે તો તો તે આનન્દની સીમા જ રહેતી નથી.)

એક બીજાના સંસર્ગથી થતા ચેપી રોગોના અટકાવ માટેની પેશ્વરની શોધ જગવિખ્યાત છે. જેવી રીતે દારૂમાં એક વિશેષ પ્રકારના જીવાણુઓથી રોગની ઉત્પત્તિ થાય છે, તેવી જ રીતે દરેક રોગોની ઉત્પત્તિ જીવાણુઓમાંથી જ થાય છે. આ જીવાણુઓને ઉત્પન્ન કરી તેઓનું બીજ ક્ષીણ કરી શકાય. તે ક્ષીણ થયેલા બીજને જો બીજા પ્રાણીના શરીરમાં મૂકવામાં આવે તો તે પ્રાણીને તે રોગનાં રહેજ સ્હાજ નહિ જેવાં ચિન્હો બે ત્રણ દિવસ જણાય છે ખરાં, પણ તેથી બીલકુલ મારતી નથી. તે ચિન્હો મટી ગયા પછી તો લાંબા વખત સુધી તે ચેપી રોગ રહેજ પણ અસર કરી શકતો નથી. આ શોધથી આપણે અજાણ્યાં નથી. શીતળાના ચેપી રોગના અટકાવ માટે આપણે શીળી કઢાવીએ છીએ, અને મરકીની સ્હામે ટક્કર ઝીલવા મરકીનો જ ચેપ આપણા શરીરમાં મૂકાવીએ છીએ. પણ તે વખતે તો બીચારા પેશ્વરને આપણે સંભારતા યે નથી. ચેપ મૂકવાની આ પદ્ધતિ virus vaccine કહેવાય છે.

હડકાયા પ્રાણીના કરડવાથી જે જલાંતક રોગ—Hydrophobia થાય છે, તે રોગનો

પ્રતિકારની દવાની શોધ માટે પણ પેશ્વરનુ નામ તેટલુજ અમર છે આ રોગ હડખાયલા કુતરા, શિયાળ અથવા તેવા બીજા પ્રાણીઓના કરડવાથી થાય છે અને તે ઘણો ભયાનક છે. પેશ્વરે આવા કુતરાઓ પર પ્હેલા પ્રયોગો શરૂ કર્યા બારીક તપાસથી ત્હેને જણાયું કે આ રોગથી જે પશુઓ પીડાતા હોય છે તેઓની મજ્જા ધાતુમા તે રોગના બીજ રહેલા હોય છે. પેશ્વરે એમ બતાવ્યુ કે હડખાયલા કુતરની પૃષ્ઠ મજ્જા ( Spinal Cord ) માથી તે બીજને કાઢીને, કોઇ નિરોગી કુતરાના શરીરમા જો ત્હેને મૂકવામા આવે તો તે કુતરો પણ હડખાયલો થઇ જાય છે. હવે તે રોગને ટાળવા માટેની દવાની શોધ પેશ્વરે કરવા માંડી ત્હેને જણાયુ કે તે દવા જો કેઇ નિરોગી કુતરાને લગાડવામા આવે તો પછી બીજા કોઇ હડખાયલા કુતરાના કરડનથી નિરોગી કુતરાને કાંઇ પણ અસર થતી નથી આમા વધારે શોધ કરતા પેશ્વરે બીજી દવા તૈયાર કરી અને તેથી હડખાયલા કુતરના કરડના બદ થયેલો જેલાતક રોગ રહેલાઇથી દૂર થઇ શકે છે

પછી આ રોગને દૂર કરવા માટેના દવાખાના ખોલવામા આવ્યા હજારો રોગથી પીડાતા મનુષ્યને આમાથી દવા મળતી અને મળે છે આજે સઘળા દેશોમા પેશ્વરના નામના દવાખાના ખોલવામા આવેલા છે અને તે સઘળા પેશ્વર ઇન્સ્ટિટયુટને નામે ઓળખાય છે. હિન્દમા બે પેશ્વર ઇન્સ્ટિટયુટ છે, એક નીલગિરિમા કૌનુર નામના સ્થળમા અને બીજુ કસૌલીમા

આ પ્રમાણે પોતાની શોધોથી જગતપર અસીમ ઉપકાર કરીને તા ૨૮મી સપ્ટેમ્બર સને ૧૮૯૫ ને દિવસે પેશ્વરે પોતાનુ સ્થૂલ નશ્વર શરીર છોડ્યું, પણ પોતાના યશ શરીરને તે પાછળ રાખતો ગયો **कीर्तिर्यस्य स जीवति ।** ( સરસ્વતી )

---

# હું, ડોશી ને ઈશ્વર.

લેખક —પ્રેમરાય ગૌરીશંકર. એમ એ.

> જન્મ, જીવનના નિગૂઢ પ્રશ્ન ચર્ચતી આ આત્મકથા,
> થઇ ગયેલા આમ ગણ્યા દતી વહી શકે કે કેમ એની
> તત્ત્વ રસિક આખ્યાયિકા કહે છે —ઋષિ ચેતન.

વસન્તના વર્ણન કોણે ન કર્યા ? એના વર્ણન કેટલાંરે કર્યા હશે ? બગ વસન્તે કુદરતને ખોળે જઇ રહડે છતા જેના દિલમા કઇ અસર ન થાય તેને દિલ હોઇ શકે ખરૂ ?

ઘાડુ વન હતુ સૂર્યના પ્રકાશના રહેકડો ટુકડા થઇ જમીન ઉપર ધુપ છાયની બિછાત પથરાઇ રહી હતી એ બિછાત પર પડે પડે મ્હને ઉપનો વિચાર આવ્યો કારણ મ્હારૂ દિલ વસન્તથી મોહ્યુ નોતુ મ્હારી આખો તેના બહાર જોવામા નો'તી તેને બીજોજ વિષય મળ્યો હતો

રંગબેરંગી પર્ણોએ લચકાતા, નવયૌવનના ધાકમા ડોલતા, ઝાડઝુડની બનામ વચ્ચે એ પ્રાચીન વૃક્ષ ઉભો હતો મ્હારી આખો એના ઉપર ઠરી રહી હતી એ પળમા ગવાઇ રહે એટલા એના ઉપર પર્ણો બા હતા, જેમાંના કોઇ પણ પાનમા જીવ રહ્યો હોય એમ નો'તુ લાગતુ

બાકીનાં પાંદડાંઓના થર નીચે ધુળમાં પથરાયા હતા. ખરેલાં પાંદડાંને સ્થળે નવાં આવતાં નો'તાં. ક્યાંક એકાદ ટીશી નવી દેખાતી હતી. એની છાલ ઉપર ભીંગડાં વળી ગયાં હતાં. પશુઓની કાંધે ઘસાઇ પોપડાં ઉખડતાં ત્યાં અંદરનો ચિકટો વ્રણદેહ ઉઘાડો પડી રહેતો, ત્યાં બીજી છાલ આવવાની નો'તી. આ વૃક્ષ કોઇ પ્રાચીન સૈકામાં નવયુવાન હશે. આજે તો તે જીવનનાં ચિન્હ વિનાનો, ઉંચી ડોક કરી ચારે દિશામાં જોઇ રહ્યો હતો. એ કોને શોધતો હશે? કોઇ ભલો કઠિયારો પોતાના તીક્ષ્ણ કુહાડાથી એનાં જર્જરિત જીવનનો અંત લાવે એજ એને ઇચ્છા રહી લાગતી હતી.

મ્હારા હાલ પણ એવાજ છે. મ્હને સુખનો ચાહ નથી રહ્યો. ભૂખ્યો હોઉં તો અન્ય પશુ વર્ગ પેઠે અરણ્યનોજ અતિથિ બનું છું. કોઇ પણ, મ્હારી હાલત સમજનારૂં માણસ ખાવાનું આપે છે તો મ્હારે ગળેજ નથી ઉતરતું, ઉલટું આપનાર ઉપર અભાવ આવે છે. તૃષા લાગે ત્યારે વ્હેતાં પાણીમાં મ્હોં નાંખીને પી લઉં છું. પનઘટ પર કોઇ જલપાનમાંથી આપે તો તૃષા છીપતીજ નથી અને પાનાર ઉપર તિરસ્કાર આવે છે. જંગલમાં, રસ્તામાં કે કોઇ વાર પથ્થરની પગથી ઉપર પડી રહું તો આશાયસ મળે, કોઇ ધાબળી આપે દેહમાં વ્યથા થાય છે, ધાબળી આપનાર ઉપર મન ખીજાય છે. સુખથી હું સો ગાઉ દૂર ન્હાસતો ફરૂં છું. જંગલમાં કોઇ સુખ સામું નથી કરતું એટલે દિલને બળાપો નથી રહેતો. એ સુખ પણ નથી ગમતું, એટલે ફરી જનવાટમાં જઇ આવું છું અને આમ ખીજાયેલ મનને ખીજવ્યા કરૂં છું. મન ઉભરા કહાડે તો જમીન્ ઉપર ધુળમાં કે વનસ્પતિના રસથી પાંદડાં ઉપર કે માટીથી ઝાડ પથ્થર ઉપર એ ઉભરા કહાડી દઉં છું.

આમ હું કેટલાંય ગામો રખડ્યો હોઇશ. છતાં મ્હારે સહુ ગામ સરખાં છે. નામ કોઇનું જાણતો નથી, પૂછતો નથી, કોઇ કહે તો ય સાંભળતો નથી. મ્હારે ગામ સાથે શું લેવા દેવા?

કોઈ મ્હને ગાંડો કહે છે, કોઇ વેરાગી કહે છે. હું અત્યંત રાગી છું, એ હું જ જાણું છું. છતાં બેવકુફ દુનિયાને કંઇ પણ સમજાવવાનો પ્રયત્ન કરૂં એવો હું મૂર્ખ નથી.

તે પ્રાચીન વૃક્ષ નીચે પડ્યે પડ્યે હું ઉંચું જોઇ રહ્યો હતો એટલામાં મ્હારી આંખોએ એક ચમત્કાર જોયો. જમીનથી થોડેક ઉંચે થડ ઉપર ન્હાનાં પણ સુન્દર બે પાંનો તાજાં ફુટેલાં હતાં. શું હજુ આ વૃક્ષમાં જીવ પડી રહ્યો હશે? જીવતું તો છેજ, પણ આટલો રસ પણ હશે? શું એનાં મૂળ પૂર્વે જ્યાંથી રસ પીતાં હતાં ત્યાં પાછાં પ્હોંચ્યાં હશે? મૂળમાં રસ પીવાની શક્તિ પાછી આવી હશે? મ્હારૂં મન કેટલેક મહિને સચેત બની આ વિચારમાં પડ્યું. મ્હારાં જર્જરિત જીવનનાં મૂળ પણ રસસ્થાનમાં પાછાં પ્હોંચે ખરાં! મ્હેં અટ્ટહાસ્ય કર્યું. હંમેશ તો હસતો ત્યારે, દિલમાં કટુતાના થર પડ્યા હતા તેમાં એક જાડ થર વધું ચ્હડતો. આજે એ અટ્ટહાસ્ય એજાજ કંઇક થર ઉખડી પડવા લાગ્યા. કોઇક દિશા ભણી જવા પગમાં સ્ફુર્તિ આવી. ક્યાં તે મનને ખબર નો'તી. વર્ષો થયાં ક્યાં જવું એ વિષે પગને જ સર્વ સ્વચ્છંદતા આપી હતી. અને મન તેનો વિચાર ન કરતું એટલું જ નહિ પણ તે કોઇનો વિચાર ન કરતું. એક વાર એક સાધુ બોલતો હતો કે "મન ન જીવે મનનથી તે જીવતો આ જગતમાં." મ્હારૂં ય એવું હતું. મ્હારી આસપાસનાં પશુઓનું પણ એવુંજ લાગતું. કોઇ વાર તો પગ ચાલે છે કે નહિ એ પણ મનને જાણ નો'તી.

પરંતુ આજે પગ એ દિશામાં ફર્યા તે જાણે મનની ઇચ્છાથી હોય એમ લાગ્યું.

* * * *

સાંજ થવા આવી હતી નદી કાંઠે ચાલતાં ચાલતાં જંગલ કેટલીયે ઘડી દૂર મૂકી દીધું હતું. સામે થોડે દૂર ગામનાં ઝુંપડાં મકાનો દેખાતાં હતાં. સામે એક વિશાળ બાગ હતો. વાડ ઘણે ઠેકાણેથી ભાંગી ગઇ હતી લોકોએ ત્યાંથી રસ્તો બનાવ્યો હતો. પ્હેલાંની શોભા બાગમાં હજુ દેખાતી હતી બાગને એક છેડે મ્હોટો મ્હેલ-એનું ખંડિયેર હતું. બીજે છેડે એક ઝુંપડું હતુ વચ્ચે એક આરસપ્હાણનો ઘાટ હતો. હું ઘાટ પર આવી લાગ્યો. નીચે છેલ્લે પગથિયે એક ડોશી બેઠી હતી. પાંદડાં ઉપર ઘીની વાટ મૂકી હતી. થોડાં મેલાં રૂમાંથી બીજી વાટો બનાવતી હતી ડોશીનું ધ્યાન વાટ બનાવવામાં હતું. એકાંત જોઇ હું બેઠો.

નજર ફેરવતા દૂરનાં ખંડિયેર પર સહજ આંખ ઠરી. ડોશીએ તે જોયુ હશે અને મ્હને કુતૂહલ હશે ધારી બોલી.

"મા'રાજ ઇસ ગામમેં પેલવેલાજ આના હો?"

મ્હેં તુરતજ જવાબ દીધો: "નહિ માઇ, ઇસ ગામ મૈને દેખા થા."

મ્હારી ભ્રાન્તિજ હતી. માત્ર મ્હને નવીનતા ન લાગી એટલે 'દેખા થા' કહ્યુ તેય અજાણ્યા પાસે સહુ ગામવાસીઓ દંતકથાના પુરાણો બોલે, તેમાંય ગામની ડોશીઓ! હુ નવોજ નથી એ વાત ડોશીને ઠીક ન લાગી. થોડી વારે પાછું એણે પૂછ્યુ "કિતને વરસે આતા હો?" મ્હેં ડોશીનીજ બોલીમાં કહ્યું. "ઘણાં-બહુ ઘણાં વર્ષ ઉપર-હું-અહિં"-શું બોલવું તે મ્હને નક્કી ન હતું. છતાં ઉપર બધું મૂકી દીધું હતું. ઘણુ કરી "અહિં રહેતો હતો" એમ કહ્યું. ડોશીએ પળભર મ્હારી સામે, તાપ નો'તો તોય ટેવથી ભંમરે હથેલી છાઇને જોયું. એને કંઇ વાત મનાઇ ન લાગી. મ્હનેય ક્યાં મનાવવાની જરૂર જેવું હતું? હું ચોતરફ જોતો બેસી રહ્યો. ડોશી બાય તો નદીમાંથી પાણી પીવાની ગઇ જોતો હતો. થોડી વારે દિવો તરાવી ડોશી ઉઠી પળભર ઉભી રહીને બોલી. "અંદર ઉસે પણ આવનાં તો બે ઘડી ભજન થાય ગા ને વાણી કરના" મ્હેં માત્ર સામું જોયું. તે હા સમજીને ઝુંપડાં ભણી ચાલી. ઘણે વર્ષે મનુષ્યની વાતચિતથી દિલને ક્ષોભ ન થયો. મ્હારી નજર નદી ઉપર હતી પણ આંખ સામે થોડા દિ ઉપર પડ્યો હતો તે સ્થળનાં પ્રાચીન, પદભ્રષ્ટ વનપતિ સમો, વૃક્ષરાજ આવ્યો. માત્ર ત્યાં નવીન પાંદડાં એક નહિ બે નહિ પણ જમીનથી થોડે ઉંચે પાંચ મળનાં પાનવાળી ડાળખી ઉગી લાગી. શું આ દેહમા પણ અનેક જન્મ થઇ શકે! શુ નવજીવન મર્યા માન્યાં હોય ત્યાં પણ આવી શકે?

* * * *

ભજન મધરાત સુધી ચાલ્યું. મ્હોટે ભાગે દુનિયાંની દુઃખમય સ્થિતિનુ વર્ણન, કંટાળો આવી જાય એટલી વાર એકની એક વાત, જાણે પ્રભુએ દુનિયાં બનાવી અંદર પોતે વસવાનુ સર્વથા અયોગ્ય માન્યું હોય એવી ક્લિષ્ટ કલ્પનાથીજ રચાયાં હોય એવાં ભજનો; મૃત્યુની આસપાસ સ્મશાન જેવાં મનુષ્યોએજ જે અમંગળ વિધિઓ-વ્હેમો-બીકોની જાળવણી છે તેનાં બીભત્સ વર્ણનવાળાં ભજનો; જેમાં આશ્વાસનનો અંશ ન મળે, સ્વર્ગની વાત ન મળે પરંતુ ક્રૂર પ્રભુની યોગતમ સૃષ્ટિ જેવા નરકની યાતનાઓનાં વર્ણનવાળા ભજનો; આવા ભજનોનો ફરી

અવાજ સંભળાતો તો એ ભજનને દૂર જ રાખવા હું હોંસભર ચાલતું પડે તો ચાલતો; મ્હારો સરજનહાર જે હોય તે વિષે મ્હારા મનમાં બહુ ગડબડ હતી. શું તેણે દુનિયાનો પીંડો બનાવ્યો અને પછી જાણે એની સાથે કંઇ લેવાદેવા જ ન હોય તેમ બીજી દુનિયા બનાવવા મંડી પડ્યો હશે? કે દુનિયા બનાવ્યા પછી તેમાંનાં પ્રાણી માત્ર ઉપર આવતાં સુખદુઃખની દોરી તેણે હાથમાં રાખી અને પિતા પેઠે તે સહુનું ધ્યાન રાખતો હશે? હું દુનિયામાં જીવ્યો, રખડ્યો; મ્હેં બહુ દીઠું, અનુભવ્યું; ખુલાસો નો'તો થયો. તર્ક અને તર્કટનાં કારખાનામાંથી વણેલાં ઘણાં ય ચીંથરાંની ફુમાશ તપાસી. પણ ચીંથરા તે કદિ ચીર બન્યા છે? રમતિયાળ છોકરો ભમરડો ફેરવીને ઉભો રહે, અને પાછો ફેરવવા ટાંણેજ ભમરડાને હાથ અડકાડે, ને બધો વખત ફુદરડી ખાતા ભમરડાથી રાજી થાય એવો ઇશ્વર હોય તો મ્હારે શું? એ ભમરડા પરનાં કરોડો જંતુમાંનો હું એક, ભમરડાને ફેરવનાર તરફ લાગણી શી ધરાવું? લાગ આવે એને એમજ ભમરડા ઉપર ફેરવું અને રાજી થાઉં એટલી જ મ્હને મરજી રહે. અથવા, ડોશી રેંટિયો[*] ફેરવે અને ગુંચ આવે ત્યારે કાઢે એમ ઇશ્વર પણ કરતો હોય તોય મ્હારે શા કામનો? હું પણ કરોડ માંહેલો એક તાંતણો ચક્કર ફરે ખેંચાઉં; ઘડીભર ખેંચાઉં તો ડોશી-ઇશ્વર સમો કરે-પોતાના સુખ માટે; બહુ ગુંચવાઉં તો તૂટી જાઉં, એવા ઇશ્વર સાથે મ્હારે શી લેવાદેવા?

વર્ષો થયાં આ ગડબડ ચાલી રહી હતી. ઘણો વખત થયાં એ ખુલાસો કરી લેવાની તમા જ નો'તી રહી:

જેણે મ્હને બનાવ્યો, હું અંદર છું તેને જેણે બનાવ્યો, તેણે મ્હારા દિલમાં ભૂખ ભરી હતી. અને કાનમાં ફુંક મારી કહ્યું "દિલની ભૂખ ભાંગવા દુનિયામાં જા.". જેણે મ્હારો દેહ, માટીનો હું-તેને બનાવ્યો તેણે પણ કાનમાં કહ્યું લાગ્યું "દેહની ભૂખ ભાંગવા દુનિયામાં જા." હું દુનિયામાં છૂટ્યો; નવા જોમમાં છૂટ્યો. દિલ અને દેહ, બેયની ભૂખ ભાંગવા. ભયંકર ભૂખ લાગી હતી તે ભાંગવા શિકારીનાં તીર પેઠે દુનિયામાં વછૂટ્યો. દિલની બધાને નથી લાગતી પણ દેહની ભૂખ ટાળવા સહુ પ્રાણીઓ એમ જ આથડે છે. હજુ કોઇની મટી નથી; મ્હારી તો બેય ભૂખ મટી નથી. રાજાઓના મ્હેલોમાં કે ઝુંપડી વિનાના મુફલીસની સોબતમાં ક્યાંય દેહની ભૂખ મટી દીઠી નથી. આચાર્યોની વ્યાસ પીઠો ઉપર, કે બેલ બુદ્ધિના ગમાર પાસે, ક્યાંય દિલની ભૂખ ભાંગી દીઠી નથી. દેહની ભૂખની મ્હને દરકાર નથી. દેહ નહિ ટકે તો પડી જશે અને એ કારણે ભૂખ દેહના પડવા સાથે પોતે પણ મરી જશે. પણ દિલ કોઇ દહાડો નહિ પડે. એનું શું થશે? અનેક કુશલોને પૂછ્યું. સહુ દામ્ભિક દીઠા. માત્ર એક જ સાચો મળ્યો. તેણે કહ્યું: "જેણે દિલમાં ભૂખ મૂકી છે તે જ એ ભૂખ મટાડશે." આ માણસે જ જાણવાનું જાણ્યું. બધાં જાણવાની ટોચ તે ઘડીએ આવે છે જે ઘડીએ હું મ્હારી મેળે કંઇ નહિ જાણી શકું એમ લાગે છે. કોઇ દહાડો ભૂખનો દેનાર ભુખ ટાળશે. "નહિ ટળે તોય દિલને શું થવાનું છે?" આ વિચાર જે ક્ષણે આવ્યો તે ક્ષણે જ મ્હોં મુછ જાય એવડું મ્હેં અટ્ટહાસ્ય કર્યું. બસ ગોત ગોતીને મ્હારી ભાળ લે એવો ઇશ્વર હશે તો જ મ્હારે મ્હારી ભૂખ ભાંગવી છે. નહિ તો એમ

---

[*] જે યુગમાં માત્ર ડોશીમાઓ જ રેંટિયો ફેરવતી ત્યારે, આજથી આશરે ચાર વર્ષ પર આ લેખ લખાયો હતો. —તંત્રીઓ, "ચેતન"



જ પરમાનન્દ છે. મ્હારે ભજન નથી કરવા, નથી સાંભળવા. તેમાંય માણસોને મ્હોયે ' જો ઇશ્વરને દુનિયા હમેશ માટે છોડી જવી પડી હશે તો તેનું કારણ હું જાણું છું. મ્હેં એવાં માણસો જોયાં છે જેનાથી શયતાન પણ દુર નાશી જાય, તો ખુદા શી વિસાતમાં ? અને આવા માણસો જ ભજન કરવા બેસે, ત્યારે ભજન કોના ને વાત કોની ? ઢોલકના અવાજ, ગાનારના રાગડા, અને તુનતુનીના રણકા એ નક્કી અમુક પ્રમાણમાં મળે તો ખુદા પેદા થાય, જેમ ગંધક, સુરોખાર અને કોયલો મળે તો દારૂ બને ને દુનિયાને ઉડાડી મૂકે તેમ નમ્બર છે એ ધર્મ અને આગ્રહવાળા પતુજીઓને મ્હારે એ નથી જોઇતુ.

છતા આજે હું ભજનમંડળીથી બો વાર પણ દુર નો'તો બેઠો. મ્હારો જીવ ન અકળાયો. કોઇ કોઇ ગાનારનુ મ્હો જોવું બરાક ગમતું હતું. કોઇ કોઇ લીટી ફરી ગમતી ગમતી હતી. થોડી વારે મન ભમતું ને પેલો પ્રાચીન વૃક્ષ દેખાતો ત્યા તો પાંચે પાંચ સાત સાત પાંદડાના અનેક ઝૂમખા દેખાતા હતા. શું કોઇ સાધુએ કમણ્ડળમાથી પાણી તો નહિ છાંટ્યું હોય !

ભજન પછી ડોશીએ રશીનો ખાટલો મારે માટે એક ઝાડ નીચે ઢાળી દીધો. ડોશાને હજુ ઉંઘ નો'તી આવતી લાગતી. તે ચલમમાં દેવતાને ફુંકતો મ્હારી પાસે આવી બેઠો. થોડીવાર તેણે મનમા આવે તેમ વાતો પૂછી, કરી. પણ મ્હેં કઇ જવાબ નહિ આપ્યો હોય કારણ થોડીક વારમા તે ઝુક્યો, ઉંઘતા ઉંઘતા કહેતો ગયો ' મા'રાજ, રાતનાં ઇંધર કોઇ ફિરનેકો આવે તો ભઇના મત, ઇંધર હમારા બાઇ લોગ વગર ફિરતે હય." ડોશાએ ચિલમ ઝાલેલા બે હાથ ખડકી ઘેર તરફ દેખાડતા કહ્યું મ્હેં ખડકી ઘેર તરફ નજર કરી. મ્હેલ ઉજ્જડ ન હતો. કોઇ કોઇ ભાગમા દીવાઓ બળતા હતા ડોશો આ બાગનો રખેવાળ લાગ્યો. ઘણે વર્ષે હુ આરામની પરોણાગત દેખતા છતા સ્વસ્થ બેસી શક્યો છતા એ ખાટલો, એ ધાબળી મ્હને ખુંચતા હતા ડોશો ગયો કે તરતજ મ્હેં ખાટલો દુર સુધી દીધો પાસેના ઝાડ તળે એક પાળી ઉભી હતી એના ઉપર ધાબળી નાખી આડ્યો અને પાસેનાજ ઝાડ તરે આકાશ સામું જોઇ રહ્યો. મ્હારો સુવાનો વિધિજ આ છે.

આંખો મીંચવાને અને સુવાને કશુ લેવા દેવા નથી. આખી રાત આકાશ સામે, ઉગતા, આથમતા, ફરતા ચન્દ્ર સામે, તારાઓ સામે એકીટશે જોઇ રહેલો અને સવારના કાગડા ઉઠે તે પહેલાં તાજો થઇ ઉઠ્યો આમ પડે પડે ઘણીયે વાર દિનની ભૂખ પાકી જાગતી દિવસ ઉપર રાતનો પડદો પડ્યો ત્યારે રાત પડી કે રાત ઉપરથી કાળો પડદો ઉપડે ત્યારે દિવસ બને ? જુગનાં જુગ ઉપર અન્ધારા ઉતરે છે કે અન્ધારાના તાકા હતાજ તેમાં જુગના અજવાળાં દીપવાનાં છે ? ગઇ કાલ સાચી કે આવતી કાલ સાચી ? કે ગઇ અને આવતી બેય ખોટા અને એક કાલનરરાજ આકાશ જેવું અનન્ત અને સાચુ. રાતના આકાશ સામે જોતા, રાત અને આકાશ બેઉનો ઉપભોગ કરતા આવા વિચાર આવતા અને કાલ અને આકાશ એ બે તત્વ અનન્ત અગાધ છે એમ લાગતું. ત્રીજુ તત્વ પણ મ્હને એવુંજ અનન્ત અને અગાધ લાગતું તે હું. ક્ષુદ્ર મનુષ્ય દેહનો મ્હને તેથીજ કંટાળો લાગ્યો. ન્હાનકડું મન ગમે તેટલો વેગ દાખવે તોય મ્હારા હું ને તે ધીમોવેગ લાગતો. તેથી દેહને ભુલી મનને ભુલી આમ આકાશમા જોઇ રહેતો, ત્યારેજ હું ...... એવો બની જતો. હજુ પોતાનું અસ્તિત્વ પણ ભૂલી જવાય તો તાજ્જ થવાય. બીચારો

પ્રાણીઓ ઉંઘમાંથી તેથીજ તાજાં ઉઠે છે. પણ મ્હારે ઉંઘવાની જરૂરજ નો'તી રહી. મહિનાઓ સુધી આંખો મીંચ્યા વિના હું તાજોજ રહેતો.

હું આમ પડ્યો હોઉં ત્યારે આસપાસની દુનિયા સજીવન થતી. વનમાં મ્હેલો ખડા થતા: જાણે ઝરણે ઘાટ ચણાતા. ઝાડમાંથી જોગી ઉતરતો. અસંખ્ય જનો જનમતાં, જીવતાં, ઝઘડતાં અને નાશ પામતા. પાંદડે પાંદડે ઇતિહાસ રચાતો. સામ્રાજ્યો રચાતાં, ઉથલી પડતાં પ્રલયો ઉગતી અને આથમતી. દુનિયાના યુગો તો બ્રહ્માની ઘડી. ઘડીમાં બ્રહ્મા શું ન જોય? હું ઘડીભર આમ પડે પડે એ સહુ જોતો. આ ઉજ્જડ જેવા છતાં વસાયલાં બાગમાં પડે પડે એવીજ સૃષ્ટિ ઉત્પન્ન થઇ.

---

# હેન્રિ ડેવિડ થૉરો.

લેખકઃ પ્રોફેસર ચન્દ્રશંકર અ. બુચ. બી. એ.

> થૉરો એટલે આપણી બધીજ માન્યતાઓને ખોટી પાડનાર કોઇ વિચિત્ર વિરલ સાધુ-થોરો એટલે જેનો જીવનઇતિહાસ વાંચતાં વેંત, આપણા સંસારની બારાખડી ફરી શરૂ કરવી પડે તે-થોરો એટલે નહિ મનુષ્ય, નહિ ફિરસ્તો, નહિ અસુર-થોરો એટલે હૃદયથી સન્ત, જીવનથી સાધુ-થોરો એટલે પ્રકૃતિમાતાનો લાડીલો યોગી-એ ચિરંજીવી સાધુના જીવનના કેટલાક પ્રસંગો અહિં આલેખાયા છે.
>
> —અગ્નિ. ચેતન.

**મ**નુષ્ય, પણ માનવસમાજના લક્ષણોથી પર; વિદ્વાન, પણ વિદ્વત્તાના વિધિનિષેધથી મુક્ત; રસિક, પણ રસપ્રવાહનો કેવળ તટસ્થ એવો-નવીન દુનિયાની ઉચ્ચતમ ભાવનાની મૂર્તિરૂપ, યુવાન અમેરિકાના ભવનો ગુરૂ, એમર્સનનો વિદ્યાગુરૂ તે હેન્રિ ડેવિડ થૉરો.

"જ્યાં કંઇ વિદ્વત્તા હશે, જ્યાં કંઇક સદ્‌ગુણ હશે, જ્યાં કંઇક સૌન્દર્ય હશે, ત્યાં આ મહાત્માનો વાસ છે."—જે મહાત્મા માટે એમર્સન જેવો ફિલસુફ આ શબ્દો ઉચ્ચારે, તેનો પરિચય; વિદ્વત્તા, સદ્‌ગુણ અને સૌન્દર્યના અણપૂર્યા અભિલાષવાળાં ગુજરાતને નહિ તો કોને જરૂરનો હોય? "દુનિયામાં સહુથી મ્હોટો ભય ભયનો રાખવો." આપણા પુરાણા ફિલસુફો અભયને એક સાત્વિકગુણ Virtue માનતા. ઉપલાં વાક્યનો બોલનાર અને એ વાક્યના અર્થને જીવનાર હેન્રિ ડેવિડ થોરો નિર્ભયતાની મૂર્તિજ હતો. તેને કશાનો ભય ન હતો.

તે વિદ્વત્તાથી ન બ્હીતો. કોઇ એવો પ્રતિભાશાળી પુરૂષ એને મળ્યોજ નહતો જેને એ વિદ્વાન કહી શકે. વિદ્વત્તાની એની વ્યાખ્યા જ જુદી હતી.

દુનિયાંનાં અનેક અપસ્થાન, કેવળ ખોટી ખોટી વ્યાખ્યાઓ બાંધવાથી અને એવી ખોટી વ્યાખ્યાઓમાં વિશ્વાસ મુકવાથીજ ઉપન્ન થયાં છે.

**એ ગરીબીથી ન બ્હીતો.** તેથી પૈસાદાર થતાં રહી જવાનો ત્હેને ભય ન હતો. તેથી તેને પોતાની કલા વેચવી ન પડતી. ઇચ્છા વિરૂદ્ધ કંઇ પ્રવૃત્તિ સ્વીકારવી ન પડતી. એક વાર એણે એક નવી શોધ કરી. વિજ્ઞાનશાસ્ત્રીઓએ એ શોધ તપાસી તેને અખૂટ ધન પ્રાપ્તિ થશે માની અભિનન્દન આપ્યા. પરન્તુ થોરોએ કહ્યું કે ફરીથી એ નવીન વસ્તુ તે બનાવવાનો જ નહિ. "શા માટે મ્હારે બનાવવી? એકવાર જે વસ્તુ કરી તેજ બીજી વાર હું કોઇ કાળે પણ ન કરૂં!"

**તે રૂઢીબદ્ધ સમાજથી ન બ્હીતો.** તેને ઘર જેવું હતું જ નહિ. રાત દિવસ તે ઘર બ્હાર ફરતો. ગાઉના ગાઉ ચાલ્યા કરતો. કોઇક નવાં ફૂલ પાસે કે વનસ્પતિશાસ્ત્રીઓથી અજાણ્યાં કોઇક વનગર્ભમાં ઘાસ પર પડે પડે કલાકો–કોઇ વાર દહાડાઓ વીતાવી દેતો. માણસોનાં વસતિસ્થાનનો તેને એકજ ઉપયોગ દેખાતો–તે એકે એ જ્યારે ખેતરો કે પાદર પાસેના ઝાડ ઝુંડમાં એકાન્ત શોધતો ત્યારે સહુજનો પોતપોતાના બન્દિખાનાઓમાં જઇ પુરાઇ જતા અને એને ઇષ્ટ એકાન્ત મેળવી દેતા. છતાં તે કંઇ મનુષ્યોના સહવાસથી બ્હીનારો ન હતો. તે એકાન્તસેવી યોગી નહતો. તેમ ગમે તેવાં ટોળાંમાં પણ એકાન્ત ભોગવી શકતો. તેની બેઠકમાં પચ્ચીશ ત્રીશ સ્ત્રીપુરૂષો ઘણીવાર જમા થતા અને ઘણીએવાર એવું બનતું કે થોરો તેમની સાથે એક પણ શબ્દ બોલતો નહિ–તેઓનું અસ્તિત્વ સુધ્ધાં ભૂલી જતો. એની ઝુંપડીમાં ત્રણ ખુરશી રાખતો. એક પોતા માટે બીજી મિત્ર માટે અને ત્રીજી પરોણાઓ માટે. એક તે એકાન્ત. બે તે મૈત્રિ. પણ ત્રણ એટલે ટોળું આમ તે માનતો. દશ બાર જણ અચાનક આવી પડે તો તે સહુને તે ત્રીજી ખુરશીએ બેસવાનું કહેતો અને એમાં પોતે કંઈ નવું કરતો હોય એમ તેને ન લાગતુ

એક જ ન્હાનું ઝુંપડું એ તેનું ઘર હતું. ધનિકોના મ્હોટા ઘરનો તે ઉપહાસ કરતો. અસંખ્ય ઓરડાઓ, મ્હોટા દિવાનખાનાઓ અને વિશાળ કોઠારો એ માટે તે કહેતો કે આવા મ્હોટા ઘરમાં રહેનાર માણસો જાણે પેટે ચાલતા ઝુડ કીડા હોય તેવાં નમાલાં લાગે છે.

મ્હોટા ઘરનો માત્ર એક જ લાભ છે એમ તે કહેતો. તે એ કે મ્હોટા વિચારો ને મ્હોટા શબ્દોમાં મુકવા માટે પુષ્કળ અવકાશ મળે તેથી જ્યારે બહુજ ઉંડી અને ગંભીર વાતો કરવી હોય ત્યારે તે પડોશના સરોવરની પાળ ઉપર ઉભો રહેતો અને સામા ધણીને સામે આરે ઉભો રાખતો–પછી બુલંદ અવાજે બોલતો. પ્રજાઓ પેઠે વ્યક્તિઓને પણ વિશાળ સિમાડા જોઇયે છે–અને જો બે જણ વચ્ચે થોડીક નધણિયાતી જમીન હોય તો વધારે સારૂં કારણ શબ્દોમાં સ્થૂલ આવેશ અને ઝેરી ફુંક હોય તે આવી જમીન ઉપરથી પસાર થતાં હવાથી શુદ્ધ થઈ જાય!

ઝુંપડા પછવાડે તેનું દિવાનખાનું હતું તે હમેશાં ગમે તેટલા પરોણાઓને સમાવવા તૈયાર રહેતું. ઉંચો ગાલીચો ત્યાં સદાય પથરાઇ રહેતો. સૂર્યનો તાપ તેમાં પ્રવેશ પણ ન કરતો–એ દિવાનખાનાનું તે ઝુંપડાં પછવાડે પાઇન વૃક્ષના ઝુંડ વચ્ચેનો દિવ્ય દેશ ત્યાં ઠંડો પવન બેમૂપ નોકર પેઠે કચરો વાળતો, ફર્નિચર ઝાટકતો અને બધું ઠીકઠાક કરતો! "મ્હારાં આ દિવાનખાનામાં ૯ જણ પરોણાઓની સરભરા કરી શકું" તે કહેતો.

પરોણાઓને ખવરાવવુંજ જોઇયે એમ તે ન માનતો. શરીર અને મનનો થાક ઉતારવા

ખોરાક જોઈએ. તે કહેતો કે તેના આશ્રમમાં થાક લાગતોજ નહિ. તો પછી ખાવાથી શો ફાયદો? એ કોઈ પુરવાસીને ત્યાં રાતવાસો કરે અને એને મિજબાની અપાય તો તેને ફરી એવી તકલિફ ઉઠાવવી ન પડે માટે તેણે તેમ કર્યું એમ માની લઈ તે ફરી તેને ત્યાં જતોજ નહિ. છતાં તેના આશ્રમમાં સહુ જતા. ગામડિયા જતા, ફિલસુફો જતા, ભીખારી જતા, દેશના હાકેમ જતા. ચોરો કોઈ સાથે બોલતો—તો કોઈ સાથે, તે તેના સાથી નિરુપયોગી પાઈને પેઠે ન બોલતો—ન તો તેના સામે જોતો.

ઝાડ નીચે ધન દાટ્યું હોય અને ચોરજનથી ત્રાસે તેમ તે સહુથી કોઈ વર ત્રાસતો "વનનાં આકાશ ભરી મ્હેં અહિં મ્હારૂં એકાન્ત દાટ્યું છે" રખે કોઈ ચોર એ ચોરે એની તેને સદાય બ્હીક રહેતી.

માણસ માત્રને તે દયા ધૂંટડા પાતો. મનુષ્યમાંના દૈવી અંશ વિષે શંકા ઉઠાવતો અને ઠેકડી કરતો, સવાર સાંજ ઢોર હાંકતા, ઢોર પેઠે ખાતાપીતા ગામડિયાંમાં દૈવી શું છે? એ પુછતો! પ્રભુપર બધો આધાર રાખનાર ભોળા ગામડિયા—આવું સાંભળતાં તે ગાજી ઉઠતો કે પ્રભુપર આધાર કોઈ રાખતુંજ નથી. ઇશ્વર ઉપર આસ્થા એ તો અતિ તીવ્ર નિરાશાનું જડ અને મૂઢ રૂપ છે. આ નિરાશાથીજ માણસજાત ઉદ્યોગી થતા પ્રેરાય છે, પુસ્તકો લખે છે, પુસ્તકો વાંચે છે. રમત ગમત કરે છે. ડાહ્યો માણસ આમાંનું કંઈ કરે નહિ! નિદાન ચોરો કંઈજ ન કરતો. જમીન ખેડતા ખેડૂતને તે પુછતો "આ સાડેસાઠ એકર જમીનનો પાક ખાઈ ખાઈ પછી શું કરીશ? છેવટે તો જે જમીન ખેડી રહ્યો છે તેનુંજ ખાતર બનીશ ને!" ખેડૂત મુંઝાતો. ચોરો હસતો. દુનિયા એક બીજા સામે સૂચક રીતે જોતી અને કપાળે આંગળી મૂકતી—પછી એ પરખવી ચોરો જોશે તો ખોટું ધારી ચોરો સામે કંઈક ખસિયાણી પડી જતી. પણ ચોરો તો ક્યારેનોય એક ઘાસના તણખલાને ખોળામાં લઇ સ્તનંધય બાલની વ્હાલસોઈ માતાની કોમળતા પૂર્વક તે તણખલાને લડાવતો!

---

# મધુરી.

લે.—અ. સૌ. મૃદુલા.

> સુનાં પારણાં અને સુનાં હૈયાંની આ અપૂર્વ કથા અનુગ્રે 'ફ્રટેકેલ' હૃદયનાં સ્મરણ તાજાં કરે છે. અનેક સુન્દર વાર્તાઓ વાંચ્યા પછી અને અનેક દિવસો વીત્યા પછી પણ વિસ્મૃતિનાં પડદા પાછળ આનું આછું રુદન સુણાશે. અધિ. ચેતન.

ઉપર દરવાજો બંધ થવાનો અવાજ થયો. જાણે એ અવાજ નજરે જોવાની ઇચ્છાયા હોય તેમ, રાણી દયેલીમાં નાંખી દીધેલું મ્હોં ઉચું કર્યું. તે આછા અંધારાવાળા ઓરડામાં ક્યાંક એક ઘડિયાળ, હૈયું ફાટી ગયું હોય તેમ, ધડકતું હતું. ઘડિયાળ વગાડ સાચું હતું ચોક્કુંજ

તે ગંભીર થઇ ગયો. નિશ્વાસ નાંખી તે બોલ્યો. " ત્હારી મરજી, પણ ત્હારી જીંદગી કેમ જશે ? ત્હારે મનને વણપરામાં નાંખવા કંઇક તો જોઇયે જ ને ! "

" તો વગેજ કંઇ સૂચવોને " તે હવામા જોતી હોય તેમ લાગતું હતું.

" હું તો કોઇને દત્તક લેવનું કહું છું. આપણું ઘર એના મીઠા કલ્લોલથી ફરી ગાજે અને ત્હારી મીઠી માયા એના ઉપર ઢોળાય તો હું ત્હારા માટે કંઇ નચિન્ત થાઉં–હુ પણ એને ભુલી નથી શકયો. પણ મ્હને તો રાત દિવસ ત્હારીજ ચિન્તા રહ્યા કરે છે. એનો પ્રભુના પ્રેમલ પાસમાં ગઇ. ત્યાં કંઇ તોફાન મસ્તી કરતી હશે, સ્વર્ગમાં ભાંગફોડ કરતી હશે પણ એને માટે તો પ્રભુજ જવાબદાર છે–આપણને એવુ સુખ ન મળ્યું.

" મ્હને હસી ન કહાડતા " તેણે કહ્યુ, તેની આંખોમાં કુતુહલ હતું–પણ " હું તો એક પુતળીને દત્તક લઉં તો ? "

" શું ? પુતળી ! " તે પુરૂષે આશ્ચર્ય પામતાં પુછ્યું.

" હા ! પુતળી ! " તેણે કહ્યુ, એ સાંભળતા તેનું મન બહુ ઉચક થઇ રહ્યુ. એક સ્રી–તેની પત્ની પુતળીથી રમે !

" અલબત તમને તો મશ્કરી લાગશે–પણ તમે ન સમજી શકો આ વાત "–તેણે કહ્યું તમે શું જાણો કે હવેથી કોઇ પણ જીવન્ત વસ્તુ ન ચ્હાવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. હું ઇશ્વરની નાશકારક બાજુથી બહુ બ્હીઉં છું, અને ફરી એક દહાડો એ બાલમૂર્તિને ઇશ્વર અનન્તતાથી આચ્છાદી લે–જો હું કોઇ બાલકને ફરી ચ્હાઉં તો એ અનન્તતાના આવરણો પાછા આવે; એ કેમ સ્હેવાય ? મારા ઉપર જો ખરેખર મમતા હોય તો મ્હને એક પુતળી લાવી આપો."

તે સાંભળીજ રહ્યો ! પુતળી ! શું તે ફરી પુતળીથી રમતી ન્હાની છોકરી થઇ ગઇ. તે ફુલ જેવી સુકુમાર બાલા અનન્તતાના આકાશ પર નજર ઠેરવી, અણપુર્યા આશાકોડો પુરતી, મગ્નખેદ આંસુને આરે બેઠી બેઠી પુતળીથી રમશે ! પણ એ ખરૂં કે પુતળીને એ અન્ધાર ઘેરા આવરણો નહિ આવે. વિધાતા, ઇશ્વર, અનન્તતા એ બધાં પુતળીને શું કરી શકે ? ખરેખર એ સૌથી, પુતળીને અભય છે.

" ત્યારે શુ તું એ પુતળીથી રમીશ ? એને શણગારવી, એને સ્હોડમાં સતાડવી, હાલરડાં ગાવાં, હીંચોળવી અને–અને–માનવું કે એ તો આપણી—" તે આગળ બોલી ન શકયો.

" મ્હારે માટે એજ રહ્યુ છે હવે.—અને તેનો સાદ જાણે વહી વહી થાકેલા જહોળાની યાદ આપતો–માનીય કે એ મ્હારીજ છે અને બીજાની પુતળીની અધુરાશ ઇશ્વરનેય નહિ પડે. "

થોડીવાર સુધી કંઇ બોલ્યા વગર તેઓ બેસી રહ્યાં, ફુલદાનમાથી એક ગુલાબ નીચે પડ્યું. તેને લાગ્યું કે તેઓ બન્ને કોઇ મરી ગયેલી સૃષ્ટિમા જાગતાં હતા. ચારે બાજુ મ્હોતનું વાતાવરણ હતું– થોડીવારે તેને દરવાજા તરફ જતો તેણે સાંભળ્યો–સાથે દૂરદૂર જતા શબ્દો સંભળાયા " ભલે. તો હું તને પુતળી લાવી આપીશ ! "

(૪)

તેણી પોતાની ડાયરીમાં લખે છેઃ

" ફરીથી કંઇ ચ્હાવા મળે તો કેવું મઝાનું ? જાણે એ આપણુંજ છે, જાણે આપણા વગર એને ચાલેજ નહિ, આપણા વગર એનાથી કંઈ થાયજ નહિ, એક પગલુંયે ભરાય નહિ–આમ માની લેવુંયે કેવું ગમે છે "

હું બરાબર જાણું છું કે ખરેખર તો એ પુતળીજ છે. પણ એના વિષે આ બધું માની લેવું મ્હને એવું તો ગમે છે ! આખો વખત એ મધુરીનાં પારણામાં જ પડી રહે છે, અને મધુરીનાં રમકડાંથી રમે છે—જોકે મ્હેં હજી એને રમતાં જોઈ નથી—પરંતુ હું પાસે નથી હોતી ત્યારે જરૂર એ એન્જીનને ચાવી દે છે, મ્હોંમાંથી વાજું વગાડે છે, પુસ્તકો અને બંગલાઓ ચણે છે...

મૃતલોક, સ્મશાન અને ન્હાનાં છોકરાંઓના ગત આત્માઓ વિષે વિચાર ન્હડતી મ્હને રોકે છે. છતાં મ્હને લાગે છે કે મધુરી સ્વર્ગે બરાબર પ્હોંચી હશે ખરી ! મ્હારી મધુરી તો માત્ર આ ઘરના જ રસ્તા જાણતી હતી. ઇશ્વરને ખબર તો હશેજ કે મધુરી બહુ ન્હાની છે અને એને સ્વર્ગનાં રસ્તાની ખબર નથી. એટલે શું ઇશ્વર પોતે મધુરીને લેવા સામે નહિ આવ્યા હોય ! હું મ્હારી પુતળીને મધુરી કહું તો ! કોઇ શા માટે વાંધો લે !

× × ×

તેમનાં કુટુંબથી વર્ષોનો નાતો રાખનાર ડોક્ટર તેમને ઘેર મિત્ર પેઠે વારંવાર આવતો; તેને પુતળીને વ્હાલ કરતી જોઇ તે વિચારમાં પડતો અને કંઇક અસ્વસ્થ થતો અને ગમે તે ભોગે પણ એને આનંદમાં રાખવાની ભલામણ કરતો—છતાં તે કહેતો કે પ્હેલાં જેવી તન અને મનની તન્દુરસ્તિ લાવવી તો અશક્ય જ છે.

"પણ," તેનો પતિ અધિરાઇથી કહેતો—"પણ પુતળી સાથે એ વાતો કરે, રમાડે, હાલરડાં ગાય અને જાણે એ અમારી મધુરી હોય—"

"હા પણ વ્હાલાંઓથી વિખુટી પડેલી બાપડી પોતાનાં ગુમાવ્યાં હોય તે માટે શું ન કલ્પી શકે ? તું શું જાણે કે એ કલ્પના ઉપરજ એનું જીવન ટકે છે. આવા કારી ઘા પછી દુનિયાનાં સાચાં અને કડવાં સત્યોની સામે ટક્કર નજર ઝીલી શકે—એનામાં એ બળજ ન રહે. કલ્પના એ તો દુનિયાનાં જીવન વિનાશક સત્યોની તોપો સામે ટકવા રચેલો કોટ છે. એની એ કલ્પનાઓ જ એને જીવતાં રાખે—ત્હને એ અસત્ય લાગે છે પણ એનું તો એ જીવન છે." ડાક્ટરના મતને તે આધીન થતો. આમ તેના અને પુતળીનાં બે વર્ષ વીતી ગયાં.

તે પોતાની ડાયરીમાં લખે છે.

"મ્હને નવાઇ લાગે છે એને પુતળી આપવા સુધીની મુર્ખાઇ મ્હેં કેમ કરી ! એની રમત હવે તો ખરેખાત રોજીંદીજ થઇ ગઇ છે. હવે તો પુતળીને પળવાર પણ છેટે નથી કરતી. ઘણીયે વાર છાતી સરસી ચાંપી તેની સાથે વાતો કરતી દેખાય છે. પરમ દહાડેજ તે રડતી હતી. કારણ પુછ્યું તો કહે કે "મધુરી સાકર ખાવાની ના પાડે છે!" કદાચ અભાગી એના હૃદયને મધુરીના મરણથી કંઇ ઉંડો ઘા લાગ્યો તેથી મન ખસી ગયું હોય. કાલે રાતે એને જમવા લઇ આવી. મધુરીનાજ પાટલા ઉપર બેસાડી હતી. થાળી, વાટકી, ઝારી સહુ મધુરીનાં ત્યાં મુક્યાં હતાં. અને તે પોતે બહુજ મલકાતી હતી. મધુરીના મૃત્યુ પછી તે દહાડેજ તે આટલી ખુશ લાગતી હતી. મ્હારો તો એ દેખાવ જોઇ શ્વાસ રૂંધાવા લાગ્યો. "મધુરી આજે અહિ જમવા આવી છે" તેણે મધુરી સામે વ્હાલ છલકાતી આંખે કહ્યું. 'મધુરી!' મ્હેં જરાક ઠપકો આપતાં એ નામ ઉચ્ચાર્યું. તે ફક્ત ક્ષણભર મુંઝવણવાળી આંખે મ્હારા તરફ જોઇ રહી—અને તેનું મ્હોં એકદમ ઉતરી ગયું—"મધુરી નહિ—પુતળી ! એ તો હું મજાકમાં બોલી—તેમાં એટલા

કેમ રહીડાઓ છો ? કોણ જાણે શાથી પણ એને આજે અહિ જમાડવાની બહુ ઇચ્છા થઇ ૫ લઇ આવી ' ફરીથી મ્હારૂં ગળુ રૂંધાયુ. " આવી વાતો ન કર " હું જેમ તેમ બોલ્યો " આવી મીણની ઢીંગલીને મધુરીને પાટલે ન બેસાડ જાણે એ આપણું જીવન્ત બાળક હોય એમ ન કર આ બધુ થાળકી વાટકી, ઝારી બધુ મધુરીનુ છે-ફરીથી આમ ન કરતી.' તેની આંખો આંસુથી ઉભરાઇ ગઇ. હાથ ધોઇ પાટલેથી ઉઠી પુતળી પાસે આવી થોડા ભાતનો ન્હાનો કોળિયો પુતળીના રાતારાતા હોઠ પાસે ધર્યો. હુ આ સહી ન શક્યો-પાટલેથી ઉભો થઇ મ્હેં કહ્યુ. ' હવે આ બધુ છોડી દે જોઉ !"

મ્હેંટી દયામણી આંખોથી તેણે મ્હારા તરફ ક્ષણભર જોયુ અને ધીમે રહી તેણે પુતળી ઉપાડી ' આ ભાત તો બહુ ગરમ છે, મધુરીને એ ન ભાવે "—તેણે કહ્યુ અને છાતીએ પુતળી લઇ તે ઓરડા બ્હાર ચાલી ગઇ

( ૪ )

એ વાતને રહી છ મહિના થઇ ગયા

" તમને યાદ છે-" જુના સ્મરણો તાજાં કરતા એક દહાડો તેણે કહ્યુ " એક દહાડો બાજ બાગીએ ઉભા હતા—મધુરીને બ્હાર ફરવા મોકલી હતી અને એકદમ વર્ષાદ પડ્યો અને મધુરી તરબોળ થઇ આવી-તે દહાડેથી એને કફને કઇ થયા કર્યું કોણ જાણે પણ આજે એજ દહાડો હોય એમ લાગે છે " બારી પાસેથી દૂર થઇ અને હાથમાની પુતળી પતિ આગળ ધરી પુતળીને હાથમા લીધી, છાતી સરસી ચાંપી-વ્હાલ ભરી બચ્ચી કરી, મ્હોં પર હાથ ફેરવ્યો અને " આપણી મધુરી માટે કેટલાય રમકડા લીધા છે હા કે !"

પતિના આ વાક્યથી તે ખુશી થતા બોલી ' તમે એને બહુ લાડ કરી મ્હારેથી છુટી નહિ પાડી શકો-પણ એ બહુ વ્હાલી લાગે છે-નહિ ? "

તે સાંજે પોષ મહિનાની સખત ટાઢ પડતી હતી. ઘરના બારી બારણા બધા બંધ હતા બેઠકમા કોચની છેક પાસે સગડી પડી હતી તે બેય જણ હમેશ પેઠે પુતળીને લાડ કરતા રમાડતા બેઠા હતા તે મ્હજ હાસથી તેને કનાવતી હતી ' ગાય રે ગાય-તુ મારી ગાય' " ચકિ ચોખા ખાડે છે ' વિગેરે બોલતી હતી

એટલામા તે ઉઠ્યો અને પુતળીને ખાંધ પર બેસાડી ' હ્યો રે ઘીના ઘબ્બોઓ .' ફેરવવા માંડી તે કોચ પરથી નીચે ગાલિચા ઉપર બેઠી અને તેની મધુની સ્હામે લાડથી હસવા લાગી એની મધુરી પણ રમતિયાળ લાગતી કાચની જડ આંખોથી એની સામે જોવા લાગી, એટલામા એકદમ નીચે બેસી જઇ અને કચવાત દિલે કહેતો હોય તેમ તે બોલ્યો ' મ્હને લાગે છે કે ગોરમ્સ આજે આ ઠીક નથી—"

"ઓ નહિ, મ્હને ન રડાવો, આપણે આ સુખી દિલે, જીન્દગી કેવી આનન્દમય લાગે છે, મારગી મોતની વાતજ ન કરતા' જુઓને-જુઓ કેવી હસે છે મ્હારી સામે તે ' તેણે મધુરીને લઇ લીધી અને હૈયે ચાંપી પણ મધુરીનો એક પગ કપાતો હતો-જાણે કપાઇ ગયેલ નહિ -એવો કપાવ લાગ્યો-તે ગભરાતી રૂંજગતી સગડી પાસે ધરી તેને નિરખવા લાગી-આપરે રામ રે સાર બોલી

"તમે કહોછો એમજ લાગે છે-જુઓને એના પગ ધ્રુજે છે તે. હવે શું થશે વળી—" તે રડવા લાગી.

"ગભરા નહિ, હું ડાક્ટરને લઇ આવું છું, એને સંભાળજે હં-અને કંઇ ગરમ પ્હેરાવી મુક ને શેક કરજે. ત્યાં અમે આવી પ્હોંચશું-પણ જો ગરમ રાખજે—"

દરવાજો બંધ થયો. તેના દૂર દૂર જતાં પગલાં તે સાંભળી રહી.

× × ×

તે સાવ જડ જેવી બેસીજ રહી સગડીનો ઉજાશ તેના ઘઉંવર્ણા મ્હોંપર પડવા લાગ્યો અને તેની મધુરી તેના મ્હોં ઉપર પોતાની ભાવહીન આંખે જોઇ રહી-તેની નજર તો તેના કંપતા પગ ઉપર થંભી ગઇ હતી.

ડોક્ટર ક્યારે આવશે ! ડોક્ટર આવે ત્યાં સુધી તે કશું ન કરી શકે ? ડોક્ટરો ખરેખર અજબ માણસો હોય છે. જન્મ વખતે, માંદગી વખતે, રાતનાં, દિવસનાં, છેલ્લી ક્ષણ સુધી ડોક્ટર હાજરજ હોય-" તેને શેક કરજે " તેના કાનમાં ફરીથી ભણકારો પડ્યો-કોણ બોલ્યું. ત્યાંનો કોઇ નહતું. તે ઉઠીને ફાનસવાળી ઓરડા બ્હાર ગઇ. શેકનાં સાધનો મંગાવ્યાં, ગરમ કપડાં પ્હેરાવ્યાં, ગલેચી પ્હેરાવી-અને આ બધો વખત મધુરીને પટાવતી હોય તેમ બોલતી હતી-"જો હમણાં ડોક્ટર આવશે હં-મારી મધુરીને કંઇ નથી-વળી હોય શું, તું ક્યાંય જતી નહિ હં-જો, હું ત્હને જોશે તે લાવી આપીશ-ત્હારો વાળ પણ વાંકો નહિ થાય હોં—"

એટલામાં પુતળીના ભુરા ચળકતા વાળનો ઢગલો તેના ખોળા પાસે પડ્યો.

"આ શું મધુરી ! બહુ તોફાની થઇ ગઇ છે હં-જો આમ વાળ ખેંચાય" કહેતાં કહેતાં તેના મ્હોં પર હાથ ફેરવવા લાગી; શરીર પંપાળવા લાગી-અને એકદમ ચીસ પાડી.

પુતળીના ઓગળતાં માથામાં ફાટ પડી-અંદરથી કંઇ ભૂકો સરવા લાગ્યો "મ્હારી મધુરી મ્હારા જીવ, ત્હારી મા પાસે ચાળા ન કર-જો મ્હારી ડાહી દીકરી-" તેનો અવાજ તરડાઇ ગયો. તે મધુરીને બે હાથ ઉપર સુવાડી હીંચોળવા લાગી તેનું હૈયું ફાટી ગયું. કપાળે ઠંડો પરસેવો છુટ્યો—આ શું ?

પુતળીની ખાલી ટીકતી આંખો જમીન ઉપર પડી—

× × ×

તેના પતિએ એક મહિના પછી ડાયરીમાં લખ્યું:

આજે કેટલે દહાડે તેણે મ્હને ઓળખ્યો, ડાક્ટરને હવે આશા આવે છે. તે કહે છે કે હવે તેણીજ તો તે નહિ ફરે. ગમે તેવી પણ બચશે એ કંઇ ઓછું !

અમારી મધુરીના મરણ પછીનું તેને કંઇ પણ યાદ નથી રહ્યું. ડાક્ટર કહે છે કે મ્હારૂં નસીબ મ્હોટું છે ! ડાક્ટર ખરૂંજ કહે છે !

અંગ્રેજી ઉપરથી.

# ક્યમ ચમકીને ચાલતી થઇ ?

કુમાની ઉષાને
પ્રણામીને વ્હાણે
સુવાગી શૈયાને અતિવ દુખથી દેહ ત્યજીને
વિયોગીની શી હુ લથડતી પધારી રસ-ગૃહે !

ઘડી એક શાન્તિ ખોઇ ને
અસ્વસ્થ એક ઘડી બની
શુ, કેમ માર્ગ ક્યા કરૂ એ
ચિંતતી ઉભી રહી

ઐશ્વર્યયુક્ત મુજ પિતૃ ગૃહે વસીને
કુટુંબ સ્નેહ-સુખમા રહી મસ્ત ને મ્હે
પાઠો પઢ્યા વિવિધ-જ્ઞાન કંઇક લીધા,
જાણ્યા નહી નવ શીખ્યા કંઇ કામ સ્ત્રીના !

કિન્તુ જરીય મૂંઝાઇ કે
અકળાઇ કે હુ રોઇ ના,
ઉત્સાહથી સઘન ગૂંથ્યા
શીઘ્ર ચૂલો સળગાવવા
પગ શુ અરે ! એ ક્યમ થયુ ?
ના કૈંજ _ સમજી શકી,
ક્ષણ એક ચમકીને ગઇ
મૂંઝાવ મ્હારી માવડી !

હવે મૂંઝાઉ છુ !
સહ્યુ ના રહેવાતુ !
ક્યદા કેને કહેવી ? કદમ કંઇ કથા આ દુખભરી
અરેરેરે ! હા ! એ ક્યમ ચમકીને ચાલતી થઇ

મ્હારા રસ-ઓ-ડામાંથી !
૧૨-૭-૨૨

"નલિની"

# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

( ગતાંકથી ચાલુ. )

લેખક:—"એક યુવક."

## અંક ત્રીજો.

### શેઠ મનોહરદાસનો મ્હોટો હોલ.

[ દિવાળી પ્હેલાંની શેઠ મનોહરદાસની છેલ્લી પાર્ટિ છે. અતિથિયો હમેશ કરતાં વધારે છે. ધારાસભાના છ સભાસદો ગવર્નરની 'લેવી' માંથી અહિં આવ્યા છે. સ્ત્રીઓ બહુ ઠાઠમાં છે. સંકર બહુ વર્ણોના છે. સરકારના સ્તમ્ભ જેવા 'નાઇટ' ને 'બેરોનેટ'નાં અતિ ભપકાવાળાં 'લેડી'ઓ ઉગ્ર સ્વભાવના ઉદ્દામ પક્ષના નેતાઓ સાથે સુજનતાથી વાતો કરે છે. સિગાર ફુંકતા બેરિસ્ટરો દિવાળાં ફુંકેલા વેપારીઓ સાથે તડાકા મારે છે. કેટલાક લોકપ્રિય વક્તાઓ અમલદારોના વિખ્યાત ખુશામતીઆ સાથે અચકાઇને ઓળખાણ કરે છે. ચુસ્ત વૈષ્ણવ સંપ્રદાયના બાટિયાઓ જાડા પારસી ડોસાંઓ જોડે હસીને ગપ્પાં મારે છે. એક ખુણામાં સંગીતના 'ક્લાસ' ચલાવતા શિક્ષકો ગવૈયાઓનો વેશ પ્હેરીને ઉભા છે. ડાબી બાજુએથી મહેમાનો દાખલ થાય છે. મ્હોટાં કુંડાંઓમાં પામનાં ઝાડ, ફ્લાવર વાઝમાં તેમજ હાથનાં વાસણોમાં તાજાં ફુલ, અને સિલિંગપર તેમજ આજુ બાજુ વિજળીના દીવાઓ છે. ઓરડો વિદ્વાનો ને પ્રખ્યાત માણસોથી ભરેલો છે. શેઠ મનોહરદાસ સર્વનો સત્કાર કરે છે. ]

સુરેન્દ્ર: (જરા 'બોઉ' કરી) શેઠ મનોહરદાસ, આપને ઉપકારની લાગણી બતાવવી એ ધૃષ્ટતાની હદ છે. પરંતુ હું નવા જમાનાનો ઉપાસક છું. અને આ જમાનામાં સ્પષ્ટ વક્તા માનને પાત્ર ગણાય છે—

*નરેન્દ્ર:* (અટકાવીને)—કહો કે ધૃષ્ટ માણસો સ્પષ્ટ વક્તામાં ખપે છે જ્યારે આપણે કોઇનું અપમાન કરવું હોય ત્યારે "હું તો બાઇ સાચે સાચું કહેનારો છું" એમ કહી ગમે તેવી ગાળો ચ્હોડી દે છે. મનુના મત પ્રમાણે તો અપ્રિય સત્ય કદી બોલવુંજ ન જોઇએ.

બાજુએ ઉભેલા એક ગૃહસ્થ: કોણ પ્રતિજ્ઞા લઇને એ સિદ્ધ કરી આપે છે કે આ મનુનું વાક્ય છે?

નરેન્દ્ર! (સ્હેજ ચમકીને) ગમે તેનું હોય. પણ બધા શાસ્ત્રોને હું મનુસ્મૃતિના નામથી ઓળખું છું ને બધા શાસ્ત્રકારોને મનુજ કહું છું. (શેઠ મનોહરદાસ નવા આવેલા અતિથિઓને સત્કારવા જાય છે) સુરેન્દ્ર આ તકરારથી કંટાળીને બીજી બાજુએ જાય છે. ત્યાં એ બાજુએ બેઠેલી વિમલાને જુવે છે. વિમલા તદ્દન ફેરવાઇ ગએલીજ દેખાય છે, અને એના મુખ પર ઉંડી ઉદાસીનતાના ચિન્હો સ્પષ્ટ છે.

સુરેન્દ્ર હસીને—વિમળા બ્હેન, કેમ છો?

વિમલા: (નિશ્વાસ નાંખીને) એમને એમ. તમે કુશળ છો ને, ભાઇ? (ઇન્દુભાઇ કમાનમાં ફરતા ત્યાં આવે છે અને સુરેન્દ્ર તથા એ સ્હામસ્હામા 'બાઉ' કરે છે.)

# કયમ ચમકીને ચાલતી થઈ ?

કુમારી ઉષાને
પ્રણામીને વ્હાણે
સુવાગી શૈયાને અતિવ દુઃખથી દેહ ત્યજીને
વિયોગીની શી હું લથડતી પધારી રસ-ગૃહે !

ઘડી એક શાન્તિ ખોઈ ને
અસ્વસ્થ એમ ઘડી બની
શું, કેમ કાર્ય ક્યાં કરૂં એ
ચિંતતી ઉભી રહી

ઐશ્વર્યયુક્ત મુજ પિતૃ ગૃહે વસીને
કુટુંબ સ્નેહ-સુખમાં રહી મસ્ત ને મ્હેં
પાઠો પઢ્યા વિવિધ-જ્ઞાન કંઈક લીધા,
જાણ્યા નહી નવ શીખ્યા કંઈ કામ આવાં !

કિન્તુ જરીય મૂંઝાઈ કે
અકળાઈ કે હું ગઈ ના,
ઉત્સાહથી સાધન બધાં
લીધાં ચૂનો સમરાવવા
પણ શું અરે ! એ કયમ થયું ?
ના કૈંજ કે સમજી શકી,
ક્યાં એક ચમકીને ગઈ
અજાણ મ્હારી માટલી !

હવે મૂંઝાઉં છું !
સહ્યું ના ર્હેવાતું !
કથની કોને કહેવી ? કયમ કરી કથા આ દુઃખ ભરી !
અરેરેરે ! હા ! એ કયમ ચમકીને ચાલતી થઈ ?

મ્હારા રસ-ઓરડામાંથી !
૨૬-૭-૨૨

"નલિની"

# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

( ગતાંકથી ચાલુ. )

લેખક—" એક યુવક. "

## અંક ત્રીજો.

લેડી મનોહરદાસનો મ્હોટો હોલ.

[ દિવાળી પ્હેલાંની લેડી મનોહરદાસની છેલ્લી પાર્ટિ છે. અતિથિયો હમેશ કરતાં વધારે છે. ધારાસભાના છ સભાસદો ગવર્નરની 'લેવી' માંથી અહિં આવ્યા છે. સ્ત્રીઓ બહુ ઠાઠમાં છે. સંકર બહુ વર્ણોના છે. સરકારના સ્તમ્ભ જેવા 'નાઇટ' ને 'બેરોનેટ'ના અતિ બાપકાવાળાં, 'લેડી'ઓ ઉગ્ર સ્વભાવના ઉદ્દામ પક્ષના નેતાઓ સાથે સુજનતાથી વાતો કરે છે. સિગાર ફુંકતા બેરિસ્ટરો દિવાળાં ફુંકેલા વેપારીઓ સાથે તડાકા મારે છે. કેટલાક લોકપ્રિય વક્તાઓ અમલદારોના વિખ્યાત ખુશામતીઆ સાથે અથડાઇને ઓળખાણ કરે છે. ચુસ્ત વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો જાડા પારસી ડોસાંઓ જોડે હસીને ગપ્પાં મારે છે. એક ખુણામાં, સંગીતના 'ક્લાસ' ચલાવતા શિક્ષકો ગવૈયાઓનો વેશ પ્હેરીને ઉભા છે. ડાબી બાજુએથી મહેમાનો દાખલ થાય છે. મ્હોટાં કુંડાંઓમાં પામનાં ઝાડ, ફ્લાવર વાઝમાં તેમજ કાચનાં વાસણોમાં તાજાં ફુલ, અને સિલિંગપર તેમજ આજુ બાજુ વિજળીના દીવાઓ છે. ઓરડો વિદ્વાનો ને પ્રખ્યાત માણસોથી ભરેલો છે. લેડી મનોહરદાસ સર્વનો સત્કાર કરે છે. ]

સુરેન્દ્રઃ (જરા 'બાઉ' કરી) લેડી મનોહરદાસ, આપને ઉપકારની લાગણી બતાવવી એ ધૃષ્ટતાની હદ છે. પરંતુ હું નવા જમાનાનો ઉપાસક છું અને આ જમાનામાં સ્પષ્ટ વક્તા માનને પાત્ર ગણાય છે—

નરેન્દ્રઃ (અટકાવીને)—કહો કે ધૃષ્ટ માણસો સ્પષ્ટ વક્તામાં ખપે છે. જ્યારે આપણે કોઇનું અપમાન કરવું હોય ત્યારે "હું તો બોધ સાચે સાચું કહેનારો છું" એમ કહી ગમે તેવી ગાળો મ્હોડે દે છે. મનુના મત પ્રમાણે તો અપ્રિય સત્ય કદી બોલવુંજ ન જોઇએ.

બાજુએ ઉભેલા એક ગ્રહસ્થઃ કોણ પ્રતિના લક્ષને એ સિદ્ધ કરી આપે છે કે આ મનુનું વાક્ય છે.?

નરેન્દ્ર ! (સ્હેજ ચમકીને) ગમે તેવું હોય. પણ બધા શાસ્ત્રોને હું મનુસ્મૃતિના નામથી ઓળખું છું ને બધા શાસ્ત્રકારોને મનુજ કહું છું. (લેડી મનોહરદાસ નવા આવેલા અતિથિઓને સત્કારવા જાય છે) સુરેન્દ્ર આ તકરારથી કંટાળીને બીજી બાજુએ જાય છે. ત્યાં એ બાજુએ બેઠેલી વિમલાને જુવે છે. વિમલા તદ્દન કંટાળી ગયેલીજ દેખાય છે, અને એના મુખ પર ઘેરી ઉદાસીનતાના ચિન્હો સ્પષ્ટ છે.

સુરેન્દ્રઃ હલો—વિમળા બ્હેન, કેમ છો ?

વિમલાઃ ( નિશ્વાસ નાંખીને ) એમને એમ. તમે કુશળ છોને, ભાઇ ? ( ધનુભાઇ કમરામાં ફરતા ત્યાં આવે છે અને સુરેન્દ્ર તથા એ રહાઅરહામાં 'બાઉ' કરે છે. )

બાજુમાંથી ક્રોધકનો અવાજ સંભળાય છે! સર વલ્લભદાસ આવે છે.

(તરતજ આખા ઓરડામાં ખળભળાટ થઇ જાય છે. એમની સાથે "શેકહેંડ" કરવાની આશાએ કેટલાક રૂમાલ કહાડી હાથ સાફ કરે છે. કેટલાક જરા ટીકડાક થઇ, ટોપીઓ ને પાઘડીઓ બરાબર કરે છે. કેટલાકો વાળ ગોઠવે છે. સ્ત્રીઓ શરમાય છે, પુરુષો ગભરાય છે. આખરે ભાનુકુમારના હાથમાં હાથ રાખી, ચાલીસને પચ્ચાસની વચ્ચેના લગતા, પોતાના દરજ્જાને લાયકનાં કપડાં પ્હેરેલા ને પગલાં ભરતા, વિષયી આંખે વાળા સર વલ્લભદાસ દાખલ થાય છે. સ્હેજ હસીને બધાને નમન કરે છે અને છેલ્લે લેડી મનોહરદાસને મળે છે.)

લેડી: આપે હમારી વિનંતી સ્વીકારી અહિં પધારવાની તસ્દી લઇ હમને અત્યંત આભારી કર્યા છે.

સર વલ્લભ: હું પણ સાચું એમજ ધારૂં છું. પણ આપણે મ્હોટા માણસોએ આવા મ્હોટા કામોમાંજ સાળી તસ્દી લેવી જોઇએ. ડિવિડંડ ખાઇને એના પૈસા આપવા શોખ માટે ઉરાડવાનો હક્ક આપણો છે. લેવાનાં સાળાં દેણો પૈસા ન મેળવી શકે એમણે કરવાના છે. એટલાજ માટે કુદરતે સાળા નિચલા વર્ગોને બનાવ્યા છે. (આટલી વારમાં આજુબાજુ માનની દૃષ્ટિથી નિહાળતું એક ટોળું મળી ચૂક્યું છે)

પેલા ગ્રહસ્થ: જી, આપનું કહેવું યથાર્થ છે એમ કહેતાં મ્હને હર્ષ ને ગર્વ થાય છે. સર્જન કરતા જો તસ્દી સરજતાં ભય પામ્યો હોત તો પૃથ્વી સરજી શકત? જીવન જીવવું એટલે કંઇક કરવું; કંઇક કરવું એટલે તસ્દી લેવી: માટે જીવન જીવવું એટલે તસ્દી લેવી. વળી; નિચલા વર્ગો આપણને સારો દાખલો બેસાડે નહિ તો નિચલા વર્ગો રાખ્યા છે શા માટે? એમનામાં નીતિની ને જવાબદારીની એટલી સમજણ ન હોય!

સર વલ્લભ: તમારે હોલ કેટલાની મદદ જોઇયે છિયે?

પેલા ગ્રહસ્થ: હું આપનો સંબંધિ છું એ સ્મરણમાં રાખી સહાય આપો તો સારૂં.

સર: શું તમે મ્હારા સગા છો? જેમ માણસના પૈસા ઘટે છે કે વધે છે એમ એના સગાઓ પણ સાળા ઘટે છે કે વધે છે. સાળા સગાઓ હેરાન કરે પણ એનાથી આપણો સાળો બબ્દો કેવો દેખાય!

પેલા ગ્રહસ્થ: જી, સગાઓ વગરનું જીવન એ મીઠાં વગરના ભોજન જેવું છે.

સર: એવું કોણે કહ્યું? સાળાં સગાંઓને તો ક્યારે જીવવું એનું જ્ઞાન નથી અને ક્યારે મરવું એનું ભાન નથી. કેમ ભાનકુમાર—અરે! એ ક્યાં ગયા—આ લ્યોને મ્હારો ઓવરકોટ ખીંટી પર મૂકી દો. સંભાળજો હાં—એમાં પ્રેક્ટિસ માટે આણેલી પેલી સાળી પિસ્તોલ છે—અંદરના ગજવામાં—હા—

(આ વાર્તાલાપ દરમિયાન ભાનુકુમાર વિમલા સાથે વાત કરતો હોય છે.)

ભાનુ: (મરવા શબ્દો સાંભળીને) જી! કેમ શી આજ્ઞા છે? હાજી. લાવો મૂકી દઉં.

સર: (પેલા ગ્રહસ્થને) હમે કરો છો શું?

પેલા ગ્રહસ્થ: જી, હું તત્ત્વવેત્તા ને ફિલસુફ છું. જીવનમાં બિલકુલ ઉપયોગમાં ન આવે એવા ગૂંચવાડાભર્યા પ્રશ્નોનું તથા ગૂઢ ઉખાણાઓનું હું નિરાકરણ કરૂં છું. પુસ્તકની બ્હાર કદી જોવામાં ન આવે એવા બારીક સિદ્ધાન્તોનું નિગૂઢતાથી પૃથક્કરણ કરૂં છું. કારણ કે અસ્પષ્ટતાને

અસ્પષ્ટતા એ પંડિતાઈના લક્ષણો છે. તમે પુછશો કે એવા અનુપયોગી ને અનર્થ જ્ઞાનથી શો લાભ? હું તમને કહીશ કે જીવન વિશે કંઇ ન જાણવું એ સુશિક્ષિત મનુષ્યોનું એક મુખ્ય ચિન્હ છે. સાદા માણસો જીવીને શિખે છે: વિદ્વાનો શિખીને જીવે છે સાદા માણસો પોતાની આંખેથી જગતને જુવે છે: વિદ્વાનો પુસ્તકો મારફત એને નિહાળે છે જીવનમા અનુપયોગી એટલે જીવન કરતા ઉંચું માટેજ હું તમારા કરતાં ઉંચો છુ. તમે જ્યારે જીવનને ભૂલી જશો ત્યારેજ તમે ઉંચા આવશો.

વિમલા (બાજુએ ને ધીમેથી) મધુર ફિલસુફીનો કેવો ખોટ ખ્યાલ આ આપે છે! આંસુઓની આ ભૂમિના આશ્વાસન ને સાન્તવનના મૂળ રૂપ ધર્મના નિર્મળ ઝરણાને જલદીકા કરનાર મનુષ્યોએ કાદવથી કેવું મલિન કર્યું છે! પ્રભુની પ્રત્યે વહી જતા આ ઉદાત્ત પ્રવાહને કેવા સાંકડા અખાતમા એમણે વાળ્યો છે!

સર: (એ ગ્રહસ્થનાં પોતાના વખાણ ન ખમી શકવાથી) ભાનુકુમાર, પોતાનાં વખાણ કરવા એ માત્ર મહત્‌નોજ ખાસ હક છે—નહિ?

ભાનુ હાજી. સરના માનનો સૂચિત હેતુ એજ છે એમ જુના વખતના 'હિરોઇક' વાચના સ્પષ્ટ જણાય છે

સર: પોતાનાં વખાણ કરવાનો એ હક એ તો સરકારી અમલદારો આગળથી છુટથી લીધેલુ જાણે એક સાચું અમુલ્ય રત્ન છે—કેમ?

ભાનુ: જી હા, અગત્ય છે, સાહેબ.

પેલા ગ્રહસ્થ આત્મશ્લાઘા એ આધુનિક જમાનામા દરેક માટે વિજયનુ પ્રથમ પગથિયું છે.

સુરેન્દ્ર: Quite right આપણા કહ્યા વગર આપણા ગુણો મનુષ્યો કેમ જાણી શકે?

નરેન્દ્ર. ખરેખર, આ જમાનાની બધી પ્રવૃત્તિઓમા "હું" ને પ્રથમ પદ મળે છે. હાલનું સાહિત્ય આત્મશ્લાઘાથી ભરપૂર છે. માત્ર એ "હું" ને ત્રીજા પુરૂષ એક વચન વડે સંતાડાય છે. લેખકો ને ભાષણકર્તાઓ આખો વખત પોતાની સ્તુતિનો ઢંઢેરો પીટે છે "હું" કે "હમે" શબ્દ સિવાયનો એક લેખ કે ભાષણ મ્હને બતાવશો?

લેડી નિચે 'રિફ્રેશમેંટ' તૈયાર છે. આપ સર્વ પધારો એવી વિનતી છે.

સર ઘણી ખુશીથી. આપ સર્વે જતા થાઓ એટલીવારમા મ્હારા સેક્રેટરી સાથે મ્હારે થોડીક વાત કરવી છે, એ કરીને હુ આવુ છુ. (આ શબ્દોની અસર વિમલા પર ચમત્કારી થાય છે. ફરીને એ ખુણાના કબાટ પાછળ સતાય છે બધા આમ્ને સામ્ને વાતો કરતા બ્હાર નિકળી જાય છે ઓરડામા સર વલ્લભદાસને ભાનુકુમાર રહે છે )

સર કેમ, ઓફિસમાથી આવતા વાર થઇ ગઇ?

ભાનુ નાજી, ખાસ નહિ. હુ આપને ત્યાં ગયો હતો પણ ત્યાથી ચાલી નીકળ્યા હતા ક્લબથી હું આપની સાથે આવીશ. આપજનો 'ડ્રાફટ' અત્યારે તપાસશો-કે તાકીદમા—ને પાછળથી?

સર એ બરાબર છે-પણ કંઇ નહિ મ્હને 'ડ્રાફટ આપો. તમે નિચે જાઓ એ જોઇને હું આવું છુ.

ભાનુ જેવી મરજી. (અંદરના ગજવામાથી એક લાંબું પરબિડિયુ કહાડી આપે છે અને જાય છે, સર વલ્લભદાસ કોચ પર બેસી વાંચે છે. વિમલા કબાટ પાસેથી નિકળી એકદમ એના વાચનમા ખલલ પાડે છે

(અપૂર્ણ)

# પાપનું પ્રાયશ્ચિત.

## પ્રકરણ ૩ જું.

લે. છગનલાલ હરિલાલ પંડ્યા.

શહરાયે સંતોષને જોયું તો દાક્તર ભર ઉંઘમાં હતા. તેથી તેણે ઘણીજ સાવચેતીથી તેમના ખિસ્સામાં હાથ ઘાલી પેલી કાચની નળી બ્હાર કાઢી. ધારેલી ચીજ તરતજ મળવાથી તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે ઘણીજ સંભાળથી તેને ખોલી ને તેમાંની એક ટીકડી લઇ લીધી તથા તેને બદલે તેવીજ લગભગ તેને મળતી બીજી પોતાની પાસે હતી તે તેમાં નાંખી નળી બંધ કરીને પાછી દાક્તરના ગજવામાં હળવે રહીને મૂકી દીધી તથા ત્યાંથી ઘણીજ ચાલાકીથી નીચે ઉતરીને પેલી નીસરણી ખસેડી લઇ કોઇ જાણે નહિ એમ ઠેકાણે રાખીને તે બીલકુલ અવાજ થાય નહિ તેમ પોતાના ઓરડામાં પાછો દાખલ થયો.

શેઠાણીને જે ટીકડીઓ માથાના દુઃખાવા ઉપર કામ લાગતી હતી તેના જેવીજ આ ઝેરી ટીકડીનો આકાર તથા દેખાવ હોવાથી તે એકદમ વર્તી શકાય તેમ નહતું તેથી તેણે હળવે હળવે શેઠાણીની દવા રાખવાની જગાએ જઇને તે ટીકડીઓની ભૂંગળી લઇ ખોલીને તેમાં પેલી ઝેરી ટીકડી–અગાઉથી કાઢી લીધેલી સારી ટીકડીને બદલે મૂકી દીધી ને શીશી બંધ કરી તેને ઠેકાણે મૂકીને તે પોતાના સૂવાના ઓરડામાં આવ્યો. હવે તેને કાંઇક નિરાંત થઇ. પોતાનું ધારેલું કામ પાર પાડવાની હવે તેને આશા વધવા માંડી. અંધારામાં કોઇએ તેને દીઠો નહતો એવી તેને ખાત્રી હતી ને દાક્તર પણ ચેતી શકે એમ નહતું કેમકે સાતની સાત ટીકડી ભૂંગળીમાં રહી હતી તેથી પોતે પકડાય એવી કાંઇપણ બ્હીક તેને હવે રહી નહતી.

થોડી વારે તેને હવે ઉંઘ આવી ગઇ અને આખા બંગલામાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી.

સવારે વહેલા ઉઠીને ચા પીને દાક્તર સાહેબ તો પોતાના પ્રવાસે સીધાવ્યા. બંને છોકરાં જરા મોડેથી પાછાં દરિયા કિનારા આગળ શંખલા ને છીપોલીઓ જાતજાતની ભેગી કરવા દોડયાં. સુમિત્રા શેઠાણી પાસે વાતો કરતી બેઠી હતી. શેઠાણીને હજી માથાનો દુઃખાવો બરાબર નરમ પડયો નહતો તેથી તેમને વાતો કરવી ગમતી નહતી ને એકલાં પડી રહેવાનું મન હતું તેથી અત્યારે પણ તેમણે પોતાની સહીયરને ઘરકામમાં જોડાવા મોકલવાનું દુરસ્ત ધાર્યું અને પોતે અંદર જઇ દવા લઇને આરામ ખુરશીમાં ઓઢીને સુતાં. પાંચેક મિનિટ થઇ તેવામાં તેમને જાણે આનંદદાયક સ્વપ્ન આવતાં હોય તેમ મ્હોં ઉપર હાસ્ય પસરવા લાગ્યું અને તેની સાથે ભર નિદ્રા આવી ગઇ.

શહરાય તો સવારમાં દાક્તરના ઉઠયા પહેલાંજ પોતાને કામે નીકળી ગયો હતો એટલે બંગલામાં નોકરો સિવાય આ વેળા બીજું કોઇ હતું નહિ.

છોકરાં બંને રમતાં રમતાં કંઇ ચડભડાટ થયો તેથી લડી પડયાં. ઇંદ્રજિત રીસાયો. રંભાએ તેને કંઇક માઠું લાગે એવો બોલ કહ્યો હતો તે તેને ન ગમ્યો ને તેથી તે તેને મૂકીને ઝાડી

તરફ દોડી ગયો. રંભા જાણતી હતી કે એ કંઇ એમ ઝાઝો વખત સંતાઇ જશે નહિ, ઘણી વાર એમ થતું પણ રીસ ઉતરતાંજ પાછાં બંને રમવા મંડી જતાં. રંભા થોડી વાર તો જાણે કંઇ મનમાં લાગ્યું ન હોય તેમ એકલી એકલી રમ્યાં કરતી હતી પણ જરા મોડું થવા આવ્યું તડકો પણ ચડી ગયો ને ઇંદ્રજિત પાછો ન આવ્યો ત્યારે એને એમ થયું કે લાવ તો જોઉં, સંતાઇને એ હજી શું કરે છે? એમ વિચારી એ એની પાછળ પાછળ વૃક્ષોની ઝાડીમાં ગઇ પણ ત્યાં ઇંદ્રજિતને જોયો નહિ; ત્યારે એણે વિચાર કર્યો કે કદાચ આ ઘેલાએ મને ખરેખરજ એકલી મૂકીને એની બાને મ્હોંએ મ્હારો વાંક કાઢવા ગયા હશે ને મને એની બા તથા મ્હારી મા હવે જરૂર વઢશે, તેથી બ્હીકે મ્હોંએ એ બિચારી દોડતી દોડતી-હાંફતી હાંફતી બંગલા ભણી ગઇ. રમતાં રમતાં તેઓ બંગલેથી જરા દૂર નીકળી ગયાં હતાં તેથી પહોંચતાં વાર થઇ. ત્યાં રસ્તામાં એને શકરાય મળ્યો. તેણે પૂછ્યું "કેમ બેન, દોડે છે શા માટે? ઇંદ્રજિત ક્યાં? તું એકલી કેમ?"

રંભાએ ગુંગળાતે અવાજે કહ્યું "એ તો આગળથી એમની બા પાસે ગયા હશે. અમે રમતાં હતાં ત્યાં એ આગળ દોડી ગયા છે." આ સાંભળી તેણે વધારે પડપુછ કરી નહિ.

બંને જણ સાથે બંગલે પહોંચ્યાં ત્યાં જુએ તો રડારોળ થઇ રહેલી. સુમિત્રા શેઠાણીની ખુરશી પાસે ઉભી ઉભી તેમને માટે ચા લાવેલી તે પીવાને ઢંઢોળતી હતી, પણ શેઠાણી તો હાલે ચાલે!! એ તું એજ મંદ હાસ્ય મ્હોં ઉપર હજી પણ છવાયલું હતું પણ પ્રાણ ઉડી ગય હતા!! શકરાય જાણે ઘણોજ આશ્ચર્ય પામ્યો હોય તેમ પાસે આવી-નાડ તપાસી શેક વિગેરેનો ઉપચાર કરવાની તાકીદ બધાને કરવા લાગ્યો એક જણને ઘોડો લઇને દાકતરને બોલાવવા દોડાવ્યો. ઘરનાં બધાં ગભરાઇ ગયાં! શેઠાણીને ઉપાડી બિછાનામાં સુવાડયાં. શેક વિગેરે ઉપચાર આદર્યા પણ શુદ્ધિ શાની આવે? કેટલીક વારે દાક્તર આવી પહોંચ્યો તેણે જોઇ તપાસીને સર્વ આશા મૂકી દીધી. જે થવાનું હતું તે ક્યારનુંએ થઇ ગયું હતું અને હવે કશો ઉપાય ચાલે તેમ નથી એમ તેમણે છાતી ઠોકીને કહ્યું. શકરાયે તાર કરાવીને મુંબઇથી મ્હોટા મ્હોટા દાક્તરોને તેડાવ્યા. સાંજ પડતા પહેલાં તેઓ આવ્યા. સૌ મુંઝાયા. શાથી આ બનાવ બન્યો તે કોઇ કલ્પી શક્યું નહિ. ઘણી બારીક તપાસ કરી પણ કારણ સમજવામાં ન આવ્યું અંતે સર્વ વિધિ કરવાની હતી તે લાચારીથી સુમિત્રા વિગેરેએ કરી પણ તેમનું મન આ અગાધ ચિંતામાંથી જરા બીજા વિષય ઉપર ગયું ત્યાં ઇંદ્રજિતને શોધવા લાગ્યાં-કેમ ક્યારનો એ આવ્યો નથી એમ રંભાને પુછવા લાગ્યાં, એ પણ હવે તો વધારે ગભરાઇ. એને નક્કી એમજ લાગ્યું હતું કે એ બંગલે પહોંચી ગયા હશે પણ ત્યાં જ્યારે કહીં દેખાયા નહિ ત્યારે એ પણ રોઇ પડી ને પોતાની બાને જે બન્યું હતું તે કહી દીધું. બાવડો બાળક અત્યાર સુધી રીસાયલો વાડીમાં સંતાઇ જાય એ પણ કોઇના માન્યામાં ન આવ્યું તેથી નોકરોને બધે દોડાવ્યા.

હીરાને શકરાએ જમીનના બાડાની ઉઘરાત માટે સવારથી દૂર ગામડે મોકલ્યો હતો એટલે તે તો કામ લાગે એમ હતુંજ નહિ. બીજા બધા ચારે પાસ ફર્યા. ઝાડે ઝાડ જોઇ તપાસીને પાછા વળ્યા પણ ઇંદ્રજિતનો ક્યાંએ પત્તો લાગ્યોજ નહિ. રાત પડવા આવી. સુશિલાને હવે બારે ફાળ પડી. એકજ દિવસમાં મા દીકરાનો આમ અચાનક કાળ થાય એ વાત કાંઇ જેવી તેવી નહતી. છોકરાનું તો મ્હોં પણ જોવાનું નહતું તેથી તેના સંબંધે હજારો તર્ક વિતર્ક તેને

થવા લાગ્યા: શું કોઇ ચોર એનાં ઘરેણાંની લાલચે એના મ્હોંમાં ડુચો ખોસીને એને ઉપાડી ગયા હશે ? શું એ રમતો રમતો દરિયામાં ઘસડાઇ ગયો હશે ? દોડતો દોડતો દૂર જતો રહ્યો હશે ને ભૂલો પડ્યો હશે ? એક રીતે કોઇના મનનું સમાધાન થયું નહિ. શંકરરાય પોતે માણસોને લઇને એક તરફ શોધવા નીકળી પડ્યો હતો ને પણ રાત પડતાં નિરાશ જેવો પાછો આવ્યો ને કહી પત્તોએ નથી એમ બોલ્યો તેથી સુશિલાને ભારે ત્રાસ થયો.

શંકરરાયે પોલીસને તારથી ખબર આપી ને મ્હોટું ઇનામ આપવાની લાલચ બતાવી. ગમે ત્યાંથી તે બાળકને શોધી લાવવા જેમ બને તેમ પ્રયત્ન કરવામાં પાછી પ્હાની નહિ કરવા આજીજી કરી. બીજે દિવસથી છૂપી પોલીસનાં માણસો તપાસ કરવા લાગ્યાં, પણ કોણ જાણે શું થયું તે ઇંદ્રજીત હાથમાં આવ્યોજ નહિ.

આ પ્રમાણે રંગમાં ભંગ પડી ગયો. સુમિત્રા રંભાને લઇને શોકગ્રસ્ત હૃદયે પાછી મુંબઇ આવી. તેના મનમાં વહેમ પડ્યો હશે પણ તે કોને મ્હોંએ વાત કરે ? શેઠાણીનું હવે તો કોઈ અડીને સગું શંકરરાય વિના હતુંજ નહિ.

બંગલાની વ્યવસ્થા કરીને શંકરરાય પણ મુંબઇમાંના મકાને આવ્યો. જે કોઇ મળતું તે તેના ચ્હેરા ઉપરની ગમગીની અને ગ્લાનિ જોઇ તેને માટે અનુકંપા દર્શાવતું. જેને ને તેને મ્હોંએ તે પોતાના દુઃખની વાતો ઘણીજ લાગણીથી કરતો. ઇંદ્રજિત ઉપર પોતાને સગાભાઇ જેવો વ્હાલ થયેલો ને સૌ તેમને ભેગાજ જોતા તેથી તેના આમ અદૃશ્ય થઇ જવાથી ને તેની માતાના અકાળ સ્વર્ગવાસથી શંકરરાયના મનને ખેદ થતો હોવોજ જોઇએ એમ સર્વ કોઇ માનતા. છાપામાં નોટીસ જાહેર ખબરો છપાવી ઇંદ્રજિતના શરીરનું વર્ણન આપી જે કોઇ તેને લાવે તેને ભારે ઇનામ આપવાનું જણાવ્યું. કાળે કરીને વાત વિસારે તો પડી પણ છોકરાની શોધખોળ કદીએ સફળ થઇ નહિ.

રંભા બિચારી હવે એકલી પડી. તેને એમ થતું હતું કે ઇંદ્રજિતને આ અકસ્માત થયો તેમાં વાંક પોતાનોજ છે. પોતે તેને માઠું લાગે એવું વચન કહ્યું ન હોત તો એ રીસાઇને દૂર જાત નહિ, ને બંને જણ પાછાં સાથેજ ઘેર આવત પણ આ શું થયું–એકાએક એ ક્યાં અલોપ થઇ ગયો–તે એના તો સમજવામાંજ ન આવ્યું. એને એમ લાગતું હતું કે સામેથી શંકરરાય આવ્યા તેમને તો એ મળ્યો હોવોજ જોઇએ પણ શંકરરાયે કહ્યું કે મ્હેં તો એને જોયોજ નથી તેથી હવે એનું શું થયું હશે તેનો ખ્યાલ પણ ખરો આવી શકતો ન હતો. તે હતી તો બાળક પણ તેનો અંતરાત્મા તેને જાણે એમ કહેતો હતો કે ઇંદ્રજિત પાછો આવ્યા વિના નહિ રહે. નક્કી એ જીવતો તો છેજ. આપણામાં એવી માન્યતા છે કે જ્યારે ખોવાયેલી કોઈ ચીજ પાછી મળવાની હોય છે ત્યારે તેને માટે આપણને બહુ શોક થતો નથી. મનજ જાણે એમ કહે છે કે એ જ્યારે ત્યારે પણ પાછી મળશે. ને ઘણીવાર ઘણા જણને તેવો પ્રસંગ બનીએ આવે છે. રંભાના દીલમાં તેવાજ પ્રકારની કંઇક લાગણી થતી હતી પણ તે બિચારી પૂરેપૂરી સમજે ક્યાંથી હશે ? તેને માત્ર એવી કંઇક આશ્વાસન મળ્યું ને એ બાબત વાત નીકળતી ત્યારે એની બાને એ કહેતી કે–"બા ! માન, ના માન પણ ઇન્દ્રજિત જીવતો છે એમ મ્હારૂં મન કહે છે ને નક્કી એ જ્યારે ત્યારે પણ પાછો આવશે જ. મ્હારા ઉપરનો કાળો ડાઘ ધોવાશે. મ્હેં એને દૂર

જવાનું કારણ આપ્યું છે તેથી હું પસ્તાઉં છું ને પ્રભુ પાછો એને જીવતો કોઇ દહાડો બતાવે એમ માગું છું."

એની માતાને આ બાળકની ઉત્કંઠા મારે લાગી આવતું પણ એણે તો નિશ્ચય બાંધ્યો હતો કે હવે ફરીથી એ છોકરાનું મ્હોં જોવાનું છે જ નહિ. છતી મિલ્કતે ભોગવવા વારો ન આવ્યો તે ભાગ્યદેવીના જ લેખ કોણ મિથ્યા કરનાર હતું ?

ઉપરના ખેદકારક બનાવને થોડા માસ વીત્યા બાદ શકરાચ વ્યાપારના કામને નિમિત્તે કલકત્તા ભણી ગયો પણ પોલીસના વડા અમલદારને પોતાનું શિરનામું જણાવતો ગયો ને કહેતો ગયો કે–"ઇંદ્રદત્તના કાંઇ પણ સમાચાર મળે તો તત્કાળ મને મ્હારે શિરનામે તારથી ખબર આપશો"

હવે તેની ધારેલી મુરાદ પાર પડી હતી તેથી તેનું શરીર સુધરવું જોઇએ પણ જે કોઇ જોતું તે એમજ કહેતું કે એને ખરેખરી દીલગીરી થાય છે ને તેથીજ એ દહાડે દહાડે ગળતો જાય છે. ખરું કારણ તેને પોતાના કર્મનો પસ્તાવો થતો હશે ને તેથી તેનો જીવ બળતો હશે ? પકડાવાની બ્હીક હશે–કે પછી બીજું કંઇ હશે તે કળી શકાતું નથી પણ તેના પરિચિત જનોને સમાચાર મળતા તેથી એમ જણાતું કે પોતાના મનની બેચેની દૂર કરવા તે બસોબતમાં ને વ્યસનમાં ગરકાવ થઇ ગયો હતો ને તેથી જ મુંબઇથી દૂર રહેતો. અપૂર્ણ

# કોનો વાંક!

## એક આત્મકથા.

લેખકઃ

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

## પ્રકરણ ૯ મું. ચાલુ.

### સુધારકનો સમાગમ.

(૪).

અંદરના ઓરડામાં બે માંદા જેવી છોકરીઓ ચીંથરાની ઢીંગલીઓથી રમતી હતી; એક છોકરો પગ પર સીલેટ નાંખી થુંક વતી તેને સાફ કરતો હતો; બીજો એક પુંઠાથી રમતો હતો. આ છોકરાંની મા ઉંધું મોં ઘાલી કણક મસળતાં હતાં.

અમે દાખલ થયાં ને ઘરધણીએ ઉંચું જોયું ને ઉઠ્યે ને કચવાયલે અવાજે અમને આવકાર દીધો.

"જો જો ચોકામાં આવશો !.જરા આંખોએ નથી દેખાતું ? મારે ફરી અબોટ દેવું પડશે."

ગોદાવરી આધેડ વયની છતાં ઘરડી લાગતી હતી. તેની રીતભાત ગયા જમાનાની હતી; તેની ડ્રેસ વિલાયતી ચપુ જેવી હતી. તેણે નાકે મોટો કાંટો, હાથે મોટાં હાથીદાંતના ચુડા, અને પગે પાંચશેરી કલ્લાં પહેર્યાં હતાં. આ બધી સામગ્રી ને કપાળમાં કરેલી મોટી આડ તેનાં મોટાં શરિરને એવાં શોભાવતાં હતાં કે કોઇ અંબા ભવાનીની મૂર્તિ ઘડનાર તો તેને પોતાની કલાની અજમાયશ માટે અણમોલો આદર્શ માની બેસત. મદનલાલ માસ્તરીનું હાસ્ય અદૃષ્ટ થયું, તેનો રોફ નમ્યો, તેનો સીનો ઉતરી ગયો ને આંખો દયામણી થઇ રહી. પલ પહેલાં તેણે ડાકટર ધનેશ્વરને ધુતકારી કાઢ્યા હતા. એ અહિંયા નરમ ઘી જેવા થઇ ગયા.

"ના, ના આ આઘો ઉભો. આ બાઇ અસીલ છે. આપણે ત્યાં એક બે દિવસ રહેવાનાં છે."

"બસે આ ઘરમાં જે નહિ આવે તે ખરું. રાંધવાવાળી ને એક જમનાર વધારે પણ તમારે આમ ક્યાં સુધી ભટક્યા કરવું છે ?"

"હજુ દશ ક્યાં વાગ્યા છે ?" ઘણીજ નમ્રતાથી મદનલાલે સવાલ પુછવાની ધૃષ્ટતા કરી.

"કાલે રાતે અહીં ગેર ખાઇને બેઠા છો તે શરમજ લાગે નો ! જરા વિચાર આવે છે કે બેરી બીચારી ભુખી હશે."

"અરે હા ! ગઇ કાલે અગીયારસ હતી."

"તમને તો ક્યાંથી ખબર હોય ! આપણે તે કોઇ દિવસ પુન કરવાની પરવા છે કે યાદ રાખીએ બારે માસ ને બત્રીશે પહોર ખા ખા ને ખા. વાર ગહેન એમો." તેણે એકદમ મારા તરફ ફરીને કહ્યું "જો જો મારા ચોકામાં નહિ આવશો. જાઓ તમે હવે ઓટલી તો બોળી આવો. પાણી તો મેં ક્યારનું કાઢી મુક્યું છે."

"હું તો નાહ્યો" મારુતીએ કહ્યું.

"હાસ્તો ને પછી ઢેડા, ભંગીયા, પારસી મુસલમાન બધાને અડકી આવ્યા. તમારો તે કાંઈ અવતાર છે? બ્રાહ્મણનું ખોળીયું છે એટલુંજ માફ."

"તું કહેતી હોય તો ફરી નાહી આવું" મારુતીએ કહ્યું.

"જેવી તમારી મરજી! પણ ચોકામાં નહિ બેસાડું. ને, મારા પણ ભોગ છે કે બારસને દહાડે પણ તમારા ભાણામાં જમવાનું પુન નહિ! અરે પણ આ પેલો શું કરે છે?" કહી ગોદાવરીએ નાના છોકરા તરફ હાથ કર્યો. તેણે દુધ ઢોળી તેનાથી અબોટ દેવાના પ્રયોગનો આરંભ કર્યો હતો.

મેં આ તીખી જીભની સ્ત્રીને રીઝવવા છોકરાને ત્યાંથી લઈ લીધો ને તેના હાથ ધોવા ચોકમાં પડેલી કુંડીમાંથી લોટો લીધો.

"હાય! હાય" ગોદાવરીએ ચીસ પાડી ને નિરાશામાં હાથ માથે મૂક્યા "આ પવાલું, લોટો ને કુંડી બધાં અજવાળવાનાં કર્યાં. બાઇ! તને ને કોણે કહ્યું હતું કે આટલા આગળ વેડા કરજે."

"માફ કરજો. ભુલ થઈ. હું બધું સાફ કરીશ."

"કઇ ન્યાતની છે?"

"બ્રાહ્મણ." મેં કહ્યું.

"ત્યારે તો ઠીક. તારૂં નામ શું?"

"મણિ."

છોકરાને લેવાની ગરબડમાં મારૂં નાનું છોડેલું ખસી ગયું હતું; એટલે મારુતી તો મારૂં લાવણ્ય જોઇ દીંગ થઇ ઉભા.

"તમને બોકે જેવા ઉભા રહેવાનું કેમ ગમે છે?" ગોદાવરીએ તેને પ્રશ્ન કર્યો. "નાહી લો ઝપઝપ ને સાથે રમણને પણ નવાડજો."

"હું નાહીને મદદ લાગું?"

"ના; મને એ કારભાર નહિં ગમે. કાંઇ કરવું હોય તો આ બે છોકરીઓના ચોટલા વાળો."

હું ચોટલા હોળવા બેઠી મદનલાલ નાહ્યા ને, ચીસો પાડતા રમણને નવરાવ્યો ને જમવા બેઠા; અને જમતાં જમતાં સહધર્મચારિણીના બોધનો લાભ પામતા ગયા.

આ અનુભવથી હું તો ચકિત થઇ ગઇ. મેં સુધારકોને મહાત્માઓ ધાર્યા હતા; તેને બદલે તો અધમાત્માઓ દીઠા. જેને સ્ત્રી-સન્માનના પ્રવર્તક માનતી હતી તેને મારી બૈરાંએચ કરતા જોયા. જેના સંસાર જ્ઞાન અને શાંતિથી જતા હશે એમ માન્યું હતું, તે તો અજ્ઞાન ને અશાંતિ મુંગે મોઢે અનુભવતા હતા. હું ઉદ્ધારની જે આશાએ આવી હતી તે આ લોકો પાસેથી મળશે? એ પ્રશ્ન મારા મનમાં પ્રગટ થયો.

## પ્રકરણ ૧૦ મું.

### જેમાં સમાજનો ઉદ્ધાર કેમ થઇ શકે તેની સમજ પડે છે.

[ ૧ ]

ગોદાવરી સાથે જમીને મેં તેને વાસણ માંજવામાં મદદ કરી, અને એનાં છોકરાં ઉંઘાડવા હું બેઠી; અને તેણે પણ અઓરીયાં સાથે એક ખૂણે જઇ ઉંઘવા માંડ્યું. જ્યારે છોકરાં ઉંઘ્યાં ત્યારે હું ધીમેથી બહારનાં ખંડમાં આવી, અને મદનલાલ મારૂતીની ઓફીસનાં એકાન્તમાં વિચાર કરવા બેઠી.

મને આ પુરૂષો બહુ વિશ્વાસને પાત્ર તો ન લાગ્યા; અને તેમણે શોધી આપેલા પુરૂષ સાથે પુનર્લગ્ન પાલવશે કે કેમ એ સંશય પણ પેદા થયો. છતાં આ નવા અનુભવમાં એક જાતનો રસ ને આનંદ મારા રાજસિક મનને લાગવા માંડ્યા. અને તે છોડી, સંસારની ગુલામગીરી કહાવવા મારે ઘેર પાછા જવાનું તો મન થયું જ નહિ નવા માણસોનો સમાગમ, નવા પ્રસંગોનો અનુભવ અને તેમાં સમાયેલું સ્વાતંત્ર્ય એ બધાં ઘણાંજ મોહક લાગ્યાં અને જેમ જેમ મારી બુદ્ધ, રૂપ ને પાકાઇની અનુભવસિદ્ધ ખુબીઓ મને દેખાવા લાગી તેમ તેમ મારી શક્તિનું મને ભાન થતું ગયું; અને એ શક્તિને ડામી દઇ, મારે ઘેર જઇ નિરાધાર જીવનની ત્રાસદાયક ઘટમાલ ફેરૂ કરવાની રૂચી રહી જ નહિ.

અને આ બધા વિચારો કરતાં જે પુરૂષોના સંસર્ગમાં હું આવી હતી તે યાદ આવ્યા. મારા કચરાયલા હૃદયના બાપ, નિર્માલ્ય જેઠ, મીઠાબોલો કપટી દયાશંકર, આડંબરવાળો ધાતકી યોગિ મહારાજ, છીછરો ડાક્ટર ધનેશચંદ્ર, આડંબરવાળો નફટ મારૂતી–શું માણસો! અને આ તેવાઓથી ભરપૂર, સંસાર તેમનાં રચેલા નિયમો પ્રમાણે ચાલી, નિરાધાર સ્ત્રીઓને સુખે ન રહેવા દે એમાં શું નવાઇ!

અને આવા લોકો સંસારમાં મહાલતા હતા. બધાપર સત્તા ચલાવતા હતા. અને કશાની પરવા વિના પોતે ધારેલે રસ્તે જતા હતા. હું નિર્દોષ, નિષ્કપટ હૃદયની, સુખ શોધવા ટળવળતી હતી; અને ટળવળાટ એક મોટો ગુનોહ હોય એમ બધાં મને મનાવવા મથતાં હતાં.

એક દિવસ એવો આવે, કે મારા હાથમાં અનહદ સત્તા હોય, દુર્ધર્ષ પ્રાબલ્ય હોય, તો જરૂર, આવા પાપાચારીઓને દુનિયામાંથી ઉખેડી કાઢું. આવો સંસાર વધતો અટકાવવા માતાઓએ તો પોતાના પુત્રને પહેલેથી જ ઝેર દેવું જોઇએ

હું આમ વિચાર કરતી હતી. એવામાં ટેબલ પર પડેલાં છાપાંનાં શિર્ષકોપર મારી નજર ગઇ. "ગુજરાતમાં સંસાર સુધારાનો ડંકો " " સમાજ ઉદ્ધારિણી સભાની સ્થાપના " આ શબ્દો મોટે અક્ષરે " માર્તંડ પ્રકાશ " ના એક અંકમાં છાપેલા હતા; અને તેની નીચે મુંબાઇના જાણીતા દૈનિક ને સાપ્તાહિક છાપાંઓ પડ્યાં હતાં.

મેં " માર્તંડપ્રકાશ " જોયું તો તેમાં સમાજ ઉદ્ધારિણી સભાની સ્થાપનાનો હેવાલ હતો. તેમાં સભામાં કેવા જાણીતા વિદ્વાન, માનવંદ, પયોવૃદ્ધ પુરૂષો આવ્યા હતા તેનું વર્ણન હતું. કોઇ રાવસાહેબ ચતુર્વેદી અધ્યક્ષસ્થાને હતા. તેની વિદ્વત્તા, વાક્પાટવ ને પારમાર્થિક ઉત્સાહની

લાંબી પ્રશંસા હતી. અને પ્રમુખ, ધનેશ્વર, મારૂતી, તથા "માર્તંડપ્રકાશ" ના તંત્રી ત્રિભોવનદાસ મારફતીયાનાં લાંબાં ભાષણો હતાં.

ભાષણોમાં સંસાર સુધારાના સિધ્ધાન્તો હતા; સમાજનો ઉદ્ધાર કરવાનો ઉત્સાહ હતો; રાનાડે, તેલંગ, ચંદાવરકરનાં ભાષણોમાંનાં ફકરાઓ હતા; મીલ ને સ્પેન્સર, મનુ ને યાજ્ઞવલ્કયનાં સૂત્રોના ઉતારા હતા. અને પ્રમુખના ઉપસંહારમાંતો અનુભવ ને વિદ્વત્તાની રેલછેલ હતી. હું મુગ્ધ બની "માર્તંડપ્રકાશ" ના બાર પાનાના અસાધારણ અંકનું અધ્યયન કરી રહી. મને લાગ્યું કે આ લોકોને હું અન્યાય કરતી હતી. તેમના સિદ્ધાન્તોની વગર સમજે અવગણના કરતી હતી.

તેમાં ખાસ કરીને પ્રમુખનાં ભાષણમાં તો મારા હૃદયની ઉર્મિઓનો પ્રતિશબ્દજ દેખાયો.

"આપણા સમાજમાં સ્ત્રીઓને માટે સ્થાન નથી. બાળકીઓને સડવા દેવામાં આવે છે, વધૂઓને સંસારભારે કચરવામાં આવે છે, માતાઓનો સંસાર રસહિણો કરવામાં આવે છે. અને વિધવા–કોમલ, નિરાધાર, પવિત્ર હૃદયની દેવીઓને ચારે તરફથી છૂંદતી બાળી દેવામાં આવે છે. તેમને માટે તમારા સંસારમાં સુખ નથી, નીરાંત કે આશા નથી. દરેક ઘર તેનું કરાગ્રહ છે; દરેક પુરૂષ તેનો વેરી છે. જે સમાજ આ પ્રમાણે સ્ત્રીઓનાં જીવનો હામે છે. તેમાં રહેવું લાજમ નથી, તેને વધારે વાર ચાલવા દેવો તેમાં મોટું પાપ છે."

આ શબ્દો ફરી ફરીથી વાંચવામાં હું તલ્લીન થઇ ગઇ; અને નિરાશ થઇ રહેલા મારા હૃદયમાં ફેરીથી આશા ફૂટવા લાગી.

[ ૨ ]

સમાજ ઉદ્ધારિણી સભાની સ્થાપનાનો હેવાલ વાંચવામાં હું એવી એકચિત થઇ ગઇ હતી કે ટેબલ આગળ આવીને ઉભેલા મારૂતીના ગુમાસ્તા મુચકુંદને મેં ક્યાં સુધી જોયો પણ નહિં. પણ જ્યારે મારી નજરે તે પડ્યો, ત્યારે તેની ચંચળ આંખમાં કાંઇ દયાર્દ્રતા મેં જોઇ.

"બ્હેન"! તેણે કહ્યું "તમને કોઇ સગું વ્હાલું નથી?"

બીજા કોઇએ આ પુછ્યું હોત તો હું ગુસ્સે થાત; પણ મુચકુંદના મોઢા પર એવું મારાપણું હતું એટલો ભ્રાતૃભાવ હતો કે મારાથી ગુસ્સે થવાયું નહિં. મેં હસીને પુછ્યું.

"એ પુછવાનું કાંઇ કારણ?"

"કારણ એજ કે તમે બીન અનુભવી ને સારા માણસ લાગો છો. આ લોકોમાં તમારે કામ નહિં" કહી તેણે ચારે તરફ નજર ફેરવી.

"આ લોકો કેવા છે?" મેં પુછ્યું. "આ છાપાં વાંચ્યાં છે"? મુચકુંદ હસ્યો–મીઠાશથી; અને હું અજ્ઞાન બાળક હોઉં એમ ધારી સામું જોઈ રહ્યો ને કહ્યું, "મેં તો એ લખ્યાં છે."

"તમે?"

"હા. ભાષણોનો ઘણો ખરો ભાગ મેં લખ્યો છે, ને બાકીનો મી મારફતીયાએ લખ્યો છે"

હું ગુંચવાડામાં પડી, મને કાંઇક લાગ્યું કે મુચકુંદ ખાલી બડાશ મારતો હતો. પણ એના મુખમાં, એની બોલવાની રીતમાં બડાઇખોરી નહોતી–સત્ય હતું "ત્યારે આ ભાષણો થયાં નહોતાં?"

"બાપણો થયાં હતાં; પણ આ નહિ."

"ત્યારે આ બધું જુઠાણું ?"

"જુઠાણું છેક તો નહિ. સંસાર સુધારાનાં બાપણો તો આ લોકોએ કર્યાંજ હતાં; ને–એ તો સુધરેલી પ્રજાઓની સભાની નીતિજ એ છે."

"ત્યારે આ બધા શું ઢોંગજ કરે છે ?" મેં પૂછ્યું. મને આ બધી વાત પરથી કાંઈ વહેમ ગયો; અને આ માણસના શબ્દોમાં સત્ય ભાગ્યેજ હશે એવો સંશય પેદા થયો.

"તેથીજ હું કહેતો હતો કે તમને અહિંયાં રહેવામાં કાંઇ ફાયદો નથી. તમારે પુનર્લગ્ન કરવું હોય તો આ બાઇઓ ભાગ્યેજ કરાવી આપશે."

"તમે નોકરી તો ઠીક કરો છો !"

"હું તો વકીલનો નોકર છું–ને તે પણ બે મહિના માટેજ. સમાજ ઉદ્ધારિણી સભાના મંત્રીનો કાંઇ હું પગારદાર નથી. એ તો "માર્તંડ પ્રકાશ" ને ભાડુતી લખાણ જોઇએ છે; ને લખાણનું ભાડું લઇ મારે ભણવું છે–એટલે ભાડાંની જરૂર છે."

"ત્યારે તમે શું ભણ્યા છો ?"

"હું બી. એ થયો છું, ને એલ એલ. બીનો અભ્યાસ કરું છું. પૈસા નથી, એટલે રજામાં કાંઇક નોકરી કરી કમાવું પડે છે. હું થોડા દહાડામાં અહિંયાથી જવાનો છું; અને મુંબાઇથી ભાગ્યેજ પાછો આવીશ. પણ મારું માનો તો અહિંયાંથી ચાલ્યાં જાઓ"

હું હસી. "હું એમ ગભરાઉં એમ નથી. તમે સંસાર સુધારક નથી એટલે આ બધા પર તમને દ્વેષ હોય એમ લાગે છે."

મુચકુંદ ખંચાઇને મૂગો બની ઉભો. તેના મોઢા પર ખિન્નતા પ્રસરી. ઘવાયેલા સ્વમાનથી તેણે કહ્યું "તમને એમ લાગે છે તો ભલે. મને તો લાગ્યું કે તમને કોઇની શુદ્ધ સલાહની જરૂર છે, તેથી મેં કહ્યું."

"ત્યારે માત્ર સલાહ આપી ખશી નહિં જાઓ. આ લોકો કેવા છે તે મારે જાણવું છે."

"હું તો માત્ર આ કાગળો કોર્ટમાં લઇ જવા આવ્યો છું. એટલામાં બધું સવિસ્તાર કેમ કહેવાય ?"

"ત્યારે પછી ?"

"ઠીક ત્યારે" કહી તે ગયો; પણ તરત પાછો આવ્યો. "બહેન! સમાજ ઉદ્ધારિણી સભા કેમ થઇ તેની ખરી હકિકત જાણવી છે ?"

"હા."

"લો આ કાગળ. મેં મારા મિત્રને લખ્યો છે. તેમાં એ ઇતિહાસ મેં લખ્યો છે. વાંચીને એ પાછો મને સાંજે આપજો."

"વારુ" કહી મેં એક પરબીડીયું તેની પાસે લીધું.

[ ૩ ]

થોડી વાર હું પરબીડીઆં સામું મુગી જોઇ રહી. આ સાદા સરલ યુવકે મારા મન પર કાંઇક સારી છાપ પાડી હતી. પણ મહાયોગીએ કરાવેલા કડવા અનુભવ પછી પહેલી છાપ પર વિશ્વાસ નજ રાખવો એવો મેં નિશ્ચય કર્યો હતો. મુચકુંદે અત્યારે જે વાતો કરી તેથી તો મારા

## 'વીસમી સદી'ના

### મહૂ'મ અધિપતિ હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીના

સ્મરણાર્થે પ્રકટ થનારો

### "હાજી મહમ્મદ—સ્મારક-ગ્રંથ"

છપાય છે.

સ્વર્ગસ્થના અગાઉ કદિ ન જાણવામાં આવેલા જીવન-પ્રસંગો અને તેમની ઉન્નત ભાવનાઓને પ્રકાશમાં લાવનાર સંખ્યાબંધ લેખો, તથા ગૂજરાતના અગ્રગણ્ય વિદ્વાનોની કલમની પ્રસાદી રૂપ વિવિધ રસમય કાવ્યો, લેખો, વાર્તાઓ, ચિત્રો અને અનેક અપ્રસિદ્ધ ફોટોગ્રાફોથી ભરપૂર,

**લગભગ પાંચસો પાનાંનો દળદાર સ્મારક ગ્રંથ**

**થોડાજ વખતમાં પ્રસિદ્ધ થશે.**

પુસ્તકનું મૂલ્ય આશરે રૂપિયા પાંચ થવા સંભવ છે.

ચોક્કસ કિમ્મત પુસ્તક તૈયાર થયા પછી બહાર પડશે. પુસ્તકનું ખર્ચ વસુલ થવા ઉપરાંત આ ગ્રંથની ઉપજની એક પણ પાઇ કોઇના અંગત હાંસલ તરીકે નહિ રહે. મર્હૂમ તરફ ભાવ અને લાગણી ધરાવનારાઓ, ચાહનારાઓ અને મિત્રોએ જરૂર અગાઉથી નામ નીચેનાં ઠેકાણે નોંધાવવાં.

રવિશંકર મહાશંકર રાવળ,
૪૪૮૦ રાયપુર,
અમદાવાદ.

# ચેતન



લવાજમઃ હિન્દ માટે રૂ. ૩ ( પોસ્ટેજ જુદું ) હિન્દ બહાર રૂ. ૪-૮
આ અંકની છુટક નકલના આઠ આના.

## લેખોનો અનુક્રમ.



### આભાર દર્શન:

આ અંકના પૂઠાં પરનાં ચિત્ર માટે અમે 'હિન્દુસ્થાન' પત્રને આભારી છીએ.


આ માસિક સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું; અને બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયાએ સુરત, ગોપીપુરા સંઘાડિયાવાડમાં આવેલી પોતાની ઓફિસમાંથી પ્રકટ કર્યું.

रसो वै सः।

વર્ષ ૨ જુ—અંક ૧૦ મો.



અને

વિનોદ.

માર્ચ—૧૯૨૨.



# વસંતનું આવાગમન.

આવે ઋતુ વસંત સુહાગ, નવિન રંગરાગ
નાચે કૂદે તલસતું વિશ્વ, સુજન નવસાન

ધરતી ધગમગ થતી ધરે રંગ, વિવિધ પટકૂળ
જાણે રચે કંઈ દિવ્ય રાસ, રૂડો સહતાવ
કોયલ કુંજ નિકુંજમાં રેલે તિન
ગાતી છાનાં ગીતડાં, હરે ચિત્ત
હેકે સરકે નદીના તરંગ, બંસીસમા નાદ
જાણે કોઇ કલાધારી કૃષ્ણ, મુરળધારે નાદ
હિંચે ભારે લચકતી ડાળ, મ્હોર વૃક્ષ આમ્ર
આપે સુરભિ, સુધામય પાન, પથિક આત્મ શાન્ત
કેસુડાં શાલી ઝૂંમે, ધરે વસંત ર
વનવન વિકસે વૃક્ષડાં, વ્યાપે ધન્ય
નાચે થનગન કળાયલ મોર, સરસ દેહ ડોલી
જાણે હર્ષે ઘેલી થતી નાર, સમોદ પ્રિયસંગ
ધીમે ફરતી કલ્પના; વહે તરંગ
પ્રેમ પ્રદીપ પ્રગટાવતી, પ્રેરે અમૃત
ચમકે ચમકે વિદ્યુતસમ સ્નેહ, રસાત્મ ઉર
જાણે વિશ્વવિમોહન મંત્ર, પ્રિતમભાન
ગયો પ્રિતમ દૂર પરદેશ, વિરહિણી ઝંખી
સૂની સૂની દેખી ઝૂરે વાટ, જૂના જૂના

આવી ઋતુ વસંત સુહાગ, નવિન

# ગુજરાત અને સંસ્કૃતિ.

લેખકઃ—પ્રોફેસર ચંદ્રશંકર અ. બુચ બી૦ એ૦.

ગુજરાતને કલ્ચરલ યુનિટ બનાવવાના પ્રયાસ રૂપે, મુંબઇમાં રા. કનૈયાલાલ મુન્શીનાં પ્રમુખપણાં નીચે સાહિત્ય સંસદ સ્થપાઇ છે. સંસ્કૃતિનાં શિખરે બિરાજતા ફ્રાંસ દેશની લ' આકાડેમી લા, ફ્રૅન્સૈ સાથે કોઇ કેઇ એને સરખાવી રહ્યા છે. આ તે ભાવિ પ્રતાપનો સોનેરી અરૂણ છે કે મોહદશામાં આંખે તરતાં રાતાં પીળાં છે એ સમય ઠેરવશે. વર્તમાનમાં તો ગુજરાતની સંસ્કૃતિ વિષેનો આ લેખ વિદ્વાનોના ઉપભોગ કે ઉપયોગ માટે પ્રસિદ્ધ કરિયે છિયે

ગુજરાતને આંગણે રવીન્દ્ર પધાર્યા અને શ્રીમુખે વસન્તનાં વધામણાં દીધાં. આજ સુધી રહેલી અને રંક કહેવાતી ગુજરાત, એમાં રંકને સત્યોક્તિને બદલે કેવળ વિનયોક્તિ ઠેરવ-વાનો, કોઇક યુગે એકજ વાર આવતો લ્હાવ લેનાર મહાત્માએ એ વધામણાં ઝીલ્યાં–આવતી વસન્તનાં સ્થાપન માટે, કુમકુમ જેવાં રાતાં હૈયાનાં લોહીથી માંડલાં લીપ્યાં અને માંહે કેસરિયાં રંગે ચિત્ર પુરવા જુવાન ગુજરાતને નોતર્યું. દૂર દૂરથી વસન્ત સ્વારીના નૌબત ડંકા સંભળાય છે, અને ગુજરાતમાં ઠેરઠેર આનંદ મંગળ વરતી રહ્યા હોય એમ લાગે છે

આ મંગળ સમારમ્ભનું મુહૂર્ત તે ગુજરાતની સંસ્કૃતિ વિષે પ્રયાસો. अनारम्भो हि कार्याणाम् એમ કહેવાતાં બુદ્ધિનાં પ્રથમ લક્ષણમાં સુસિદ્ધ ગુજરાત, आरब्धस्यान्तगमनम् એમ કહેવાતાં બુદ્ધિનાં બીજાં લક્ષણે કેવી નીવડશે એ કોણ કહી શકે?

સંસ્કૃતિનો આત્મા ધર્મભાવના છે. ધાર્મિકતાનું અભિમાન ધરનાર ગુજરાત! હેં ત્હારાં હૃદયને કોઇવાર સત્ય નિરૂપે કર્યું છે? ગુજરાતમાં મન્દિરો છે, પણ તે મન્દિરોમાં દેવતાઓ નથી. ગુજરાતનાં દેવ મન્દિરોમાં સમય સમયના વાગા બદલાવતું પાખણ્ડ પૂજાય છે. ગુજરાતનાં ધર્મ-મન્દિરોમાં તુર્ક રંગમહેલનો વિલાસ બિરાજે છે, ગુજરાતનાં ન્યાય મન્દિરોમાં ધન્સાદના વેષમાં ધનલંપટ કાયદો વસે છે, વિચાર મન્દિરમાં અહંતા અને એઠું ખાવાની પ્રબલ વાસના રહી છે અને અભ્યાસ મન્દિરમાં જીવન્ત વિદ્યાગુરૂને સ્થાને જડ પુસ્તકોનાં ખોખાં આદર પામે છે. ગુજરાતમાં સિદ્ધ તીર્થો છે પણ ત્યાંની પ્રાચીન પુણ્ય સરિતાનાં નીર ધરતીના પેટે સમાઇ ગયાં છે. ઠેરઠેર તીર્થધ્વાંક્ષો શોર કરી રહ્યા છે અને અન્ધ શ્રદ્ધાળુ યાત્રિકોને લુટી રહ્યા છે. શાલાતીર્થના પુસ્તકપંડુ ગોરોએ ગુજરાતનાં ભક્તિ અને શ્રદ્ધા લુટયાં, અને યાત્રિકોને ભોળવી અંધાપો અને દમ્ભ પ્રસાદ રૂપે વ્હેંચ્યા, ન્યાયતીર્થના ગોરોએ ગુજરાતની પરસ્પર પ્રતીતી

" પછી કોઇ મરજી કરે તો ? " મારૂતીને મુશ્કેલી જડી.

" અરે એમ તે કોઇ પરણવાં નવરૂ બેઠું છે ? સારા ઘરની વિધવા કોઇ અરજી કરે નહિ; ને કરે તો સારા ઘરની નહિ. "

" શાબાશ ! શાબાશ " બુલંદ અવાજે અને એક પ્રૌઢ હાસ્યની ગર્જના સાથે મારૂતીએ કહ્યું " ને બહુ થાય ને આવે તો આપણા ડાક્ટર તૈયાર છે "

" કોણ હું ! " ડાક્ટરે ગભરાઈ જઈ પુછ્યું " હું વિધવા પરણું ! "

" પ્રેક્ટીકલ પગલું ડાક્ટર ! " મારૂતીએ કહ્યું.

" બોલો હવે પહેલાં પાયો નાખવા એક સભા બોલાવીયે "

" એ સરસ ! " તરફડીયાએ અનુમોદન આપ્યું. " " મારા પત્રને જાહેર ખબર પણ મળશે. બોલો ત્યારે મંત્રીઓ કોણ થશે ? "

" હું ને ડાક્ટર " મારૂતીએ કહ્યું " ને તમે ટ્રીઝરર. માર્તંડ પ્રકાશની ત્રીજોરી તો સદા ખાલીજ છે. નહિં ? "

" મને વાંધો નથી " ડાક્ટરે કહ્યું " પણ પ્રમુખ કોણ થશે ? "

" આપણા નવા રાવસાહેબ. તે મોટા સુધારક છે. ને મને કલેક્ટર સાહેબ પાસે લઇ જવાનું વચન આપ્યું છે " મારૂતીએ કહ્યું. બીજા બે જણ મારૂતીની સ્પષ્ટવક્તાની હરામખોરી સામું તિરસ્કારની નજરે જોઇ રહ્યા, પણ તેના વિના ચાલે એમ નહતું એટલે તેઓએ તેની સુચના સ્વીકારી.

" ચાલો " મારૂતીએ આખરે કહ્યું " સમાજ ઉદ્ધારિણીનો જન્મ મહોત્સવ ઉજવવો જોઇએ ! બોય ! રહેમુ ! રહિમ ! ઇડીયટ ! "

સામું પાનવાળાની દુકાને બેસી બીડી પીતા રહિમખાંનું ધ્યાન છેવટે બુમે ખેંચ્યું, અને તે ધીમેથી ઉપર આવ્યો: મારૂતીએ સામુની હોટેલમાંથી ભજીયાં ને સીંગલ કપ ચાહના મંગાવ્યા

" આ હોટેલે કેટલું સુખ કરી આપ્યું છે. ડાક્ટર ! કહે તો રેવાશંકર ભજીયાવાળાને પ્રમુખ કરીયે. એ બધાથી પ્રેક્ટીકલ પગલાં લેનારો મોટો સુધારક છે. "

" પડદાની પાછળ બેઠો બેઠો આ સંસાર સુધારવા ઉત્સુક બનેલી ત્રિમૂર્તિના વિચાર, વાચા ને કર્તવ્યની હું મૂગે મોઢે પ્રશંસા કરી રહ્યો. ગરીબ બીચારો હિન્દનો સંસાર. "

( અપૂર્ણ. )

---

# આખરે.

લે. રા. ભટ્ટ લાલભાઈ ઉમેરવાડિયા, બી. એ.

એક જુઠ્ઠાણાની તો ઇશ્વર પણ માફી આપે છે ને?

અનેક ન્હાની મ્હોટી આશાઓમાં મરી ફીટનાર દુનિયાનાં સ્ત્રીપુરુષો શ્રીમંતોની ઇર્ષા કરે છે ને તેવાંઓને ધનાઢ્ય પિતાના એકના એક પુત્ર નવીનચન્દ્રની નિરસ જીંદગીનું ભાગ્યેજ ભાન થશે. ધન જે કાંઇ મેળવી શકે છે તે બધું નવીનને મળ્યું હતું; દુનિયામાં હવે એક પણ વસ્તુ એવી ન હતી જેની પ્રાપ્તિ માટે નવીનનું મન આતુર થાય. કેળવાયલી બુદ્ધિને લીધે હેને સમાજમાં માન મળતું; ભણેલાઓ હેને આદર આપતા; ખુશામતીયાઓ હેની હા જી હા કરતા; ને બાપની શ્રીમંતાઇ હેની બધી જરૂરીઆતો પૂરી પાડતી. હેને એવું એકે વ્યસન પણ ન હતું કે જેમાં તે મચ્યો રહે. હેને ધુન માત્ર એકજ હતી અને હેમાંજ–જૂના સિક્કાઓ ભેગા કરવામાંજ–તે જીંદગી પૂરી કરશે એમ એના બધાં ઓળખીતાંઓ કહેતાં.

કવિતા–સાહિત્ય અને સ્ત્રીઓને તે ધિક્કારતો. સાહિત્યકારોને તો સ્વપ્નાં સરજનારા માની હસી કાઢતો. સ્ત્રીઓને, મનુષ્યની વિટંબનાઓ વધારનાર ગણી હેમનાથી દૂર રહેતો. હેની માતા માનબ્હેન હેનો સંબંધ જોડવાના અનેક પ્રયત્ન કરી ચૂકી હતી; પણ એ વાત તો નવીનના ગળેજ ઉતરતી નહિ. ઋષિમુનિઓના માન મુકાવનાર લલિત લલના વીસમી સદીના આ યુવક આગળ હારી ગઈ હતી; અનેક સુકુમાર કન્યાઓ, જેની અંગરેખા નીરખી દુનિયા નમન કરે છે; અનેક ગૌરવવતી, યુવાનોના ઉત્સાહ જેવી કુમારીકાઓ જેના ઉજાસને લીધે જગતમાં પાપના અંધારાં ઉતરતાં અટક્યાં છે; અનેક મનમોહન મદભર સુન્દરીઓ જેની મુખમુદ્રા સામું ભરવસ્તીમાં ઢોર જેમ આપણે જોઇ રહીએ છિએ, તે બધીઓ નવીનના દૃષ્ટિપથે આવી હતી ને છતાં વ્રતધારી બ્રહ્મ જેવો નવીન એના જુના સિક્કાઓની શોધમાંજ જીંદગી વીતાડતો.

આ જગતમાં મનુષ્ય માટે સાચ્ચી સ્વતંત્રતા તો એટલીજ રહી છે કે હેને પ્રીતિ કરવાનું આપણે કહી શકતા નથી.

"કેમ નૃસિંહ! આજે વળી ક્યાં જવું ધાર્યું છે?"–મુંબાઇના એક બંગલાના ખંડમાં પોર્ટમેન્ટો તૈયાર કરતા એક યુવકને કોઇએ પૂછ્યું. હેણે ઉંચું જોયું. જરાક હસી હેણે કહ્યું.

"આજે? આજે તો કલકત્તે જઇએ છિએ માનબ્હેન, પણ પછી તો નવીનના સિક્કાઓની શોધ છે"

"નૃસિંહ! આમ બરફતી જીંદગી ક્યાં સુધી રહેશે? હવે તો તું ભાઇને સમજાવે સારે. જો અમારી જન્નેની હવે અવસ્થા થઇ ને નવીન ભેકરવાદી છોડતો નથી. મ્હને તો ઠીક છે. પણ ત્હારા કાકાના લોહીનું તો પાણી થતું જાય છે, ને હવે કેટલો વખત—"

નૃસિંહ કામ પડતું મૂકી બોલનાર સામું ઉભો રહ્યો. વૃધ્ધાપા તરફ તણાતાં માનબ્હેનની આંખોમાં પાણી ભરાયાં.

"એમ ન કહેશો, માનબ્હેન. ઇશ્વર હજી શેઠને દીર્ધાયુ આપશે."

"ઇશ્વરે તો બધું આપ્યું નૃસિંહ! હવે તો છોડે તો સારું કે જીવવું નહિ ને જોવું નહિ." ખંડના બારણામાંથી કોઇનો અવાજ આવ્યો.

નૃસિંહ વિના બોલ્યેજ ઉભો રહ્યો. શેઠ ક્રોધમાં–મુંગળામણમાંજ–જરાક વારે જતાં રહ્યા.

મ્હોટી આશાઓ આપી કામદારોને જીવાડનાર ને જીતનાર મુંબઇગરા શેઠીઆઓની કુનેહથી નૃસિંહે કહ્યું: "માનબ્હેન, આ વખ્તે તો નવીનને જરૂર ઠેકાણે લાવીશ હોં; ત્હમે જરાયે મુંઝાશો નહિ."

( ૨ )

માનવ માત્રની પ્રીતિને તરછોડી ત્યજી જનાર વખત આગળ ધપ્યો ગયો હતો.

કલકત્તામાં એક ન્હાનકડા મકાનની અટારીમાં પોર્ટમેન્ટો તૈયાર કરતા નૃસિંહના સ્મરણ પટ પર ઉપરનો પ્રસંગ ચિતરાતો હતો. "આ પશ્ચિમની કેળવણીજ એવી છે." તે બબડયો "હિન્દુસ્થાનમાં વળી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પુત્ર જન્મશે એવું હજાર–બે હજાર વર્ષ ઉપર કોણે ધાર્યું હશે? પેલાં બિચારાં વૃદ્ધ માબાપ પુત્ર માટે હોંસ–કોડ ભર્યાં જીવે છે ને આ ભાઇને..."

નૃસિંહ વિચાર પૂરો કરે એટલામાં કોઇએ કમાડ ઉઘાડ્યું ને કોઇક આવ્યું.

"કેમ નસિંહ! આ બધું શું કરે છે!"

"પોર્ટમેન્ટો તૈયાર કરૂં છું."

"અરે પણ તું ધીરજ તો રાખ. આપણે આજ નથી જવાનું."

પાસેની ટીપોઇ પર કાગળોનું બંડલ મૂકી એક આરામ ખુરશી પર પડતાં આવનારે કહ્યું.

"કેમ? વળી શું થયું? નવીન ત્હારા વિચારો પણ ઘડી ઘડીમાં બદલાય છે તો" પોર્ટમેન્ટો ટેબલ ઉપર ઉઘાડોજ રહેવા દઇ નૃસિંહે કહ્યું. "ત્યારે આપણી ટીકીટનું શું? મ્હેં તો ક્યારની મંગાવી લીધી છે."

"ફાડી નાંખ."

"અરે પણ—"

"અરે–અરે કાંઇ નહિ. આપણે હવે નથી જવું. ચાલ, તું તૈયાર થતો આપણે અત્યારે પાર્ટીમાં જવાનું છે." કહી નવીન બીજા ખંડમાં ગયો.

નૃસિંહ ઘડીભર જનારને જોઇ રહ્યો પણ આ ધનાઢ્ય મિત્રની વિચિત્રતા અનુભવવાના એને અનેક પ્રસંગો મળ્યા હતા એટલે પરિચિતતાથી તે પાછો ફર્યો દુનિયામાં ધનસત્તા ન હોત તો આશ્રિત વર્ગમાં આટલી સહનશક્તિ ખીલતેજ નહિ.

અચાનક ટીપોઇ ઉપર રહી ગયેલા બંડલ પર નૃસિંહની નજર ગઇ. તે ઉકેલી પાછું મૂકતાં ત્હેણે કહ્યું:—"એમ ત્યારે."—અને ઝડપબંધ એક કાગળ ચિતરી નાંખી ત્હેણે ટપાલમાં રવાના કર્યો.

× × × ×

જે મહાલયોના ઝગઝગાટ જોઇ અસંખ્ય ગરિબો બિચારા નિરપરાધી ઇશ્વરને પક્ષપાતી ઠેરવે છે તેવા એક ભવ્ય અને વિશાળ ભુવનમાં જે પ્રસંગ માટે અનેક નવરાં સ્ત્રી પુરૂષો નિરુપયોગી જીવન જીવે છે તે–પાર્ટીનો–પ્રસંગ હતો.

"આવો નવીનચન્દ્ર" આવકાર આપતાં એક ગુજરાતી સુન્દરીએ કહ્યું, "આજ નૃસિંહભાઇ તે?"

"હા જી." નૃસિંહે માથું નમાવ્યું.

"નવીનચન્દ્ર! આ મ્હારી સખિ નિરંજના."

થોડીક્વારે ગ્રામ્ય જીવનમાં તોછડાઇ અને અકુલિન ગણાય એવી પરિચિતતાથી ચારે જણ વાર્તાલાપે ચઢ્યાં.

"મીરાં" બહેસ્તના શિરસ્તા છર્યા કરે એવા મધુરા કંઠથી નિરંજનાએ કહ્યું: "ત્હમે બધાં કાલે મ્હારે ત્યાં આવશો? અત્યારે તો હું હવે જઇશ." મીરાંએ નવીન સામું જોયું.

"હા, ઘણીજ ખુશીથી" નવીને તરતજ ઉત્તર વાળ્યો

નૃસિંહ નવીનને જોઇ રહ્યો, ત્હેને લાગ્યું કે, વશીકરણનો જે જાદુ માતાપિતાના જન્મગૃહમાં નથી તે જગત મહોદધિમાં અકસ્માતે મળતા–ભેગા થતા ને વિખુટા પડતા ટોળામાં અલ્પ પરિચય વાળી એ મનહર આંખ્યોમાં હજી છે ખરો.

"મીરાં બ્હેન" નિરંજના ગયા પછી અધીરા નૃસિંહે પૂછ્યું: "કૈંક પૂછું?"

ચકોર મીરાં ઝટ સમજી ગઇ. "એમ જ કે નિરંજનાના વિવાહ થયા છે કે નહિ?"

"હા."

"નૃસિંહભાઇ, એ તો બહુ ધુની છે. કોઇનું કહ્યું માને એમ છેજ નહિ." નૃસિંહ મનમાં બબડ્યો: "લાગે છે કે બધાજ મિત્રો એવા છે." "કેમ શું છે?" ત્હેણે સકૌતુક પૂછ્યું.

"અરે એ તો એવી વિચિત્ર છે સત્યવાદીનું પૂનશું છે; ને સાહિત્યનો તો શોકો રાખે છે. પેલા 'પરિમલ' માં "સ્નેહલ" કરીને કોઇ લેખક છે, ને એ તો ત્હેનેજ મનથી વરી ચૂકી છે; તે બીજાનું નામ સુધ્ધાંત નથી સાંભળતી."

નૃસિંહ અને નવીન એકના મ્હોં પડી ગયાં. ભવ્ય મહાલયના ઝગઝગતા દીવાઓ. અકેક આશાની ચિતા હોય તેવા નવીનને જણાયા. થોડીકવારે બેઉ ત્યાંથી જતા રહ્યા.

એ પ્રેમનો છંદ હેજ એવો. જ્યાં લગી ત્હેની બ્હાર ઉભા હો ત્યાં લગી ત્હેમાં મરતી માણનારાં અને મૃત્યુ પામનારાં જીવન વ્યર્થ વીતાડતાં હોય એમ લાગે છે ને જ્યારથી એના ટીપાં–એ ટીપાંથી પણ ત્હમે ભીંજાયાં ત્યારથીજ ત્હમારા ડહાપણના દરબારો ઢંગ વિનાના જણાય છે.

× × × ×

બીજી સ્હવારે ચ્હા પીતાં નવીને કહ્યું: "નૃસિંહ, આપણે બપોરે મુંબાઇ જવું છે."

"પણ નવીન, મ્હારે અહિં થોડુંક કામ છે. તે આપણે થોડોક વખત રહીને જશું" કહી નૃસિંહ જતો રહ્યો.

નવીન ત્હેને જોઇ રહ્યો.

વર્ષો સુધી અસ્ખલિત વહેતા નિર્મળ સ્નેહમાં પણ આખરે વિક્ષેપ ન આવે તો તે મનુષ્ય સ્નેહજ નહિ,

વર્ષો સુધી ભાઇ જેવા ગણેલા નૃસિંહ ઉપર નવીનને ક્રોધ ચઢ્યો: "આહા! શી છાલકાઇ" તે બબડ્યો. "જાણે પોતે કોઇ ગર્ભશ્રીમંત ન હોય! એમાં મ્હારીજ ભૂલ છે. અને

આજે એણે સવાલો પૂછી પૂછી પણ મ્હને કેટલો પજવ્યો ! એના જેવા નિરાધાર માણસે સમજવું જોઇએ. હું એનું પોષણ કરું છું...ખરી વાત-મ્હારીજ એ ભૂલ છે." કહી તે ઉઠ્યો ને ખંડ બ્હાર જતો રહ્યો.

સુરતના એક મ્હોટા મકાન ઉપર "પરિમલ-ઓફિસ"નું પાટિયું ચોઢ્યું હતું. બપોરે ત્રણેક વાગે એક ગાડી ત્યાં ઉભી રહી. આવનાર નવીન હતો.

ઓફિસમાં એક નવયુવક પ્રુફ સુધારી રહ્યો હતો હેને નવીને પૂછ્યું:

"તન્ત્રીજી છે?"

"ના, જી. બહારગામ ગયા છે. આપનું નામ શું ?"

"ક્યાં ગયા છે? ક્યારે આવશે ?" નવીને સામો પ્રશ્ન કર્યો.

"એ તો કાંઇ કહેવાય નહિ. દિલ્હી-આગ્રા તરફ હમણાં તો હશે. દેશપર્યટન કરવા નીકળ્યા છે તે આવવાનું જરાયે નિશ્ચિત નહિ"

"ત્યારે ત્હમે કોણ છો ?"

"હું ? હું 'પરિમલ' માસિકનો માનદ વ્યવસ્થાપક છું." કોલેજોમાં ભણતા, સેવા ભાવથી ઓતપ્રોત થયલા, અને પોતાના નજીવા સેવા કાર્યમાં પણ મદદ્દ માગનારા વિદ્યાર્થીઓની છટાથી હેણે કહ્યું.

"ત્યારે વ્યવસ્થાપકજી, એક ઉપકાર કરશો ?" એક અજાણ્યા, અને માત્ર બુદ્ધિબળ પર ઝઝુમનારા યુવકને એવા હજારો બુદ્ધિવાનોની બુદ્ધિને ડગાવતા અહ્લાદક ધનના માલેકે કરગરી પૂછ્યું.

"શું ?"

"મ્હારે ત્હમારા "સ્નેહલ" લેખકનો પત્તો જોઇએ છે. ત્હમને તે બદલ હું ખુશ કરીશ"

"શેઠજી, આપ મુંબાઇથી આવો છો ને ?"

"હા."

"ત્યારે તો જ્યાંથી આવ્યા હો ત્યાંજ પાછા પધારો એ પ્રભાવશાળી નગરીના મહાજનોના પરાક્રમો અમ્હને સુવિદિત છે." કહી યુવાન વ્યવસ્થાપકે નોકરને ઓફિસ બંધ કરવા ફરમાવ્યું.

લક્ષ્મીનું ચાલે તો ઇશ્વરના રણવાસમાં પણ એકલીજ રાજ્ય કરે; પણ તેમ ક્યાં નિર્માયું હતું?

* * *

"હું દિલગીર છું કે મ્હારે અચાનક મુંબઇ જવું પડ્યું તેથી ત્હમાનાં આમંત્રણ......"

"ઓહો ! કંઇ નહિ ત્હેમાં શું." નિરંજનાએ કહ્યું. "નૃસિંહભાઇ અહિં આવ્યા હતા. એ અત્યારે ન આવ્યા ?"

કંઇક વિચારમાં પડી નવીને કહ્યું: "ના."

થોડીકવારે નિરંજનાએ કહ્યું: "ત્હમે અમારી લાઇબ્રેરી જોશો ?"

અને-ક્રમને નવીને હા પાડી. મનના મત બધા કહેતા હોય તો કેટલા સંબંધ ટેવાય ને કેટલા તુટે ?

એક ભવ્ય લાઇબ્રેરી-હોલમાં નિરંજના અને નવીન ઉભાં રહ્યાં: "આ અમારી લાઇબ્રેરી." પેરિસની અમીર સ્ત્રીઓને પોતાના અમુલ્ય હીરા બતાવતાં જેટલો આનંદ થાય તેથી વધારે આનંદ અને ગર્વ નિરંજનાના બોલમાં હતો, ને તે વિશાળ ખંડના એકાન્ત ખુણાઓ તે ગર્વ ભર્યા કંઠને સમાન ઝીલી લેતા.

જીવનમાં પ્હેલી વાર સાહિત્યના પુસ્તકો તરફ માન ભરી દૃષ્ટિ કરતાં નવીનને શીખવું પડ્યું. પ્રેમીની માનીતી વસ્તુ ગમે તેટલી અકારી હોય છતાં તે તરફ પ્રીતિ રાખવી એ આ કૃત્રિમ સંસારમાં સ્નેહ સહચર્યના મૂળાક્ષર છે.

"ત્હમને સાહિત્યનો શોખ છે, ખરું ને ?" ત્હેણે અચકાતાં પૂછ્યું.

"હી-ક છે." ટુંક શરમાતાં નિરંજનાએ કહ્યું. ભર્યા કબાટોના પુસ્તકો વાંચનારમાં હજી એટલી લજ્જા રહી હતી; ને સાં લગી તે જાતિની કથા મધુર હોયજ ને ?

"ત્હમે 'પરિમલ' વાંચ્યો છો ?" કંઠ રુંધી નવીને પૂછ્યું; અને ઉત્તરની રાહ જોતો ઉભો રહ્યો.

"હા."

"ત્હમને કોના લેખો બધારે ગમે છે ? ત્હમે મ્હારા લેખ વાંચ્યા છે ?"

"ત્હમારાં તો કોઇ લેખો મ્હેં જોયાજ નથી, મ્હને ગમે છે તો "સ્નેહલ" ના લેખો."

"તેજ હું," જીભ કરડી મહા મહેનતે નવીને કહી નાંખ્યું.

"ત્હમેજ "સ્નેહલ"-પેલાં મધુર કાવ્યો બધાં ત્હમારાંજ ?" નવીન સાથે 'શેકહેન્ડ' કરતાં ત્હેણે કહ્યું

"હા." નવીને ઉત્તર આપ્યો.

'ગયા વસંત અંકની હરિફાઇમાં ત્હમને ચન્દ્રક મળ્યો હતો ખરું ને ?"

"હા."

"ત્યારે તો આ વર્ષની હરિફાઇમાં પણ ત્હમે ભાગ લેશોજ."

શો ઉત્તર આપવો તે નવીનને ન સુઝ્યું. ત્હેણે હા કહી.

* *

બાતોડી દુનિયાની કચેરીમાં વાત ઉડી કે "સ્નેહલ" ને જો આ વાર હરિફાઇમાં ચન્દ્રક મળે તો નિરંજના ત્હેને પરણશે. એ દુનિયાને શું ભાન હોય કે ડાર્જીલિંગની "સ્ટાર કોટેજ"માં વસનારનું તો એ હરિફાઇ ઉપર જીવન ટકી રહ્યું હતું ?

નવીન અસ્વસ્થતાનું બ્હાનું કહાડી, ડાર્જીલિંગ રહે છે. પત્રો અને પુસ્તકો ત્યાં આવ્યેજ જાય છે; ગુજરાતના સુપ્રસિદ્ધ કવિઓ અને સાક્ષરો પણ અવાર નવાર ત્યાં દેખા દે છે; એક વયોવૃદ્ધ સાક્ષર નવીનને શિક્ષણ આપે છે; આમ જીવસટોસટની સરત પેઠે ચાર મહિનાથી પેલી હરિફાઇ માટે તે સતત પ્રયાસ કરી રહ્યો છે. ડાર્જીલિંગની સુન્દર કુદરત જોવા અનેક મુસાફરો દૂરદૂરથી આવે છે; પણ ત્યાં વસનારના હૃદયમાં એ કુદરતથી વધુ મોહક મૂર્તિનો અમલ ચાલે છે.

અંતે તે હરિફાઇ થઇ ને ત્હેના પરિણામનો દિવસ આવી પહોંચ્યો; એટલે નવીન કલકત્તે આવી રહ્યો.

રાત્રિરેવ વ્યંસીત્ કહેનાર રામચંદ્ર માટે, મોતના ગુન્હા માટે પરેજ થયલા ફાંસીની શિક્ષાની રાહ જોતા કેદી માટે ને આવા નવીનો–એ બધા માટે વખતનું મહાચક્ર તો એક સરખુંજ ફર્યે જાય છે.

* *

આશા–નિરાશાના જાદુની જાળમાં ફસાયલો નવીન એક બપ્પોરે તારની રાહ જોતો હતો, એવામાં તાર આવ્યો. આખરે નવીનનોજ લેખ ઉત્તમ નીકળ્યો હતો સત્વર નવીન નિરંજનાને ત્યાં ગયો.

તેજ ભવ્ય ખંડમાં, પુસ્તકોના અમોલા દરબારમાં સામ્રાજ્ઞી જેવી નિરંજના પુસ્તક વાંચતી બેઠી હતી. નવીનને જોઇ "આવો" કહી ઠાવકો આવકાર આપી તે ઉભી થઇ.

"નિરંજના ! તાર આવ્યો. મ્હને ચન્દ્રક મળ્યો." અથડાતા ઠોકરાતા સ્વરે નવીને કહ્યું.

હસતાં–નાચતાં નયને નિરંજના જોઇ રહી. " એમ " સહર્ષ ત્હેણે કહ્યું. ને નવીન તરફ હાથ લંબાવ્યો.

" પણ નિરંજના ! મ્હારો એક ગુન્હો તું–ત્હમે માફ કરશો ? હું " સ્નેહલ " નથી. પણ મ્હને ચન્દ્રક તો મળ્યો છે. "

બધા પ્રાણોને થંભાવી નવીન જોઇ રહ્યો.

વ્હાલાંને ભેટવા મન તલપતું હોય ત્હેને ક્યાં સુધી બાંધી રાખશો ? નિરંજના નવીનને ભેટી પડી. પ્રેમના મહારાજ્યમાં ગુન્હાઓ માટે શિક્ષા કરવા કોઇને અવકાશજ નથી

" હા–જી. અમ્હને ખબર છે હં. " મસ્તીથી ભરછક છલકાતી આંખોવાળી નિરંજનાએ કહ્યું: " નવીન ! મ્હને ખબર છે એ તો. "

" પણ–ત્યારે– "

" ત્યારે કૈં નહિ. નૃસિંહભાઇ ને માનબ્હેન પેલા ખંડમાં છે. તે બધું કહેશે. ચાલો આપણે. " કહી બેઉ પાસેના ખંડમાં ગયાં. ત્યાં માનબ્હેન, મીરાં, અને નૃસિંહ રસભર વાતો કરતાં હતાં. નવાં આવનારાંઓને જોઇ મીરાં બોલી ઉઠી;

" આ ત્હમારા નવીનભાઇ માનબ્હેન. "

વૃદ્ધ માનબ્હેન દીકરાને ભેટી પડી.

" મીરાં, એમને કહે તો કે ' સ્નેહલ ' કેણ છે. " નિરંજનાએ ધીરે સાદે મીરાંને સૂચવ્યું.

" અરે મારા નવીન " નૃસિંહ બોલી ઉઠ્યો " આખરે તું હાર્યોજ. આ નિરંજના બ્હેન જ ' સ્નેહલ ' છે. "

" નિરંજના ! તું ? " આશ્ચર્યમૂઢ થઇ નવીને કહ્યું "નૃસિંહ ત્યારે આ બધું કેમ થયું !"

" એ તો આપ સાહિત્યને ધિક્કારતા હતા કની તે ત્હમારે માટેજ તર્કટ ઉભું કર્યું હતું " મીરાંએ કહ્યું.

" ત્યારે આખરે હું હાર્યો. "

વ્હાલાંનાં કોડ જેવી નિરંજના તરફ નજર રાખી માનબ્હેને કહ્યું " ના દીકરા, આખરે તો તું જીત્યો.

---

# સાભાર સ્વીકાર.

અંધકાર પર પ્રકાશ ( સૂચિત્ર સામાજીક નવલકથા. ) લે. સાકરલાલ મ. કાપડિયા. પ્રકાશક સેનાસમિતિ પુસ્તકાલય ગુલાલવાડી. મુંબાઇ નં. ૪ મૂ. રૂ. ૨–૮–

ડેમોક્રસી એન્ડ લિબરટીના લેખક મિ. લેકિને એમના મિત્ર ગ્રેગએ કહ્યું હતું કે " ચોપાસનું વાતાવરણ જ્યારે જીવ સટોસટના પ્રશ્નોથી સભર ભરાયું છે ત્યારે તમને આવા શાંત સિદ્ધાંતો વિચારવાનું ક્યાંથી સુઝે છે ? " અત્યારના રાજકીય વાતાવરણથી ઘેરાયલું ગુજરાતનું પ્રજામંડળ સામાજીક ને સાહિત્ય વિષયક વસ્તુઓથી આટલાજ પ્રમાણમાં ભડકે છે; પરંતુ જીવનના જુદા જુદા ખંડો એકમેક જોડે એટલા સંકળાયલા છે કે કોની વધારે અગત્ય છે એ નક્કી કરવું અતિ મુશ્કેલ છે; અને એટલું તો નક્કીજ છે કે એકની કેવળ અવગણના કરવી એ આપણા વિનાશનું બીજ રોપવા જેવું છે. આ સત્ય ઉપર પ્રકાશ પડવાનો રા. કાપડીયાનો આ એક પ્રયાસ છે. લેખક લખે છે કે:

" સમાજની હાલની અસ્વાભાવિક અને માનવ જીવનને પ્રતિકુળ લગ્નપદ્ધતિથી કંટાળી ગયલાં બંડ ઉઠાવવાના અંતિમ રસ્તા ઉપર ન આવે તે જોવાને દરેક સમાજનાયક તથા દરેક વિચારક આતુર છે સામાજીક બંડ રાજકીય અરાજકતા કરતાંય વધારે ભયંકર હોય છે. એ ભયંકર ક્રાંતિનો સમય ન આવે તે માટે એક ચેતવણી રૂપે આ નવલકથા લખાઇ છે. "

લેખક 'આવતી કાલ'ના ગર્ભમાં સામાજીક બંડને ઘૂરકતું જુએ છે. પરંતુ અમ્હને તો એમ લાગે છે કે કાંતો ચિર પરિચયને લીધે પ્રજાને સામાજીક અનિષ્ટો પ્રિય થઈ પડયાં છે અથવા તો પ્રજા મંડળ એટલું સત્વહીણું અને સ્વમાન રહિત છે કે ભયંકર અને બીહામણું ભવિષ્ય ડોળા કહાડી ઉભું છે છતાં પ્રજા નિર્જીવ જીવન જીવી શકે છે. It is better to be a dead dog in the city than a living lion in the forest એ સિદ્ધાંત સ્વીકારતી આવેલી પ્રજા એક નવલકથાથી જાગી ઉઠે એ અમ્હને તો અસંભવિત લાગે છે.

'અંધકાર પર પ્રકાશ' કળાદૃષ્ટિએ લખાયલું પુસ્તક નથી, એ તો દેખીતું છે. ત્હેમાં સાહિત્ય અને કળાના દોષો છે; કેટલેક ઠેકાણે સંસ્કારિત વાચક સંકોચ પામે એવા પ્રસંગો છે; વૈયાકરણી અને સાહિત્યકારો ક્ષમા ન આપી શકે એવા દોષો છે; અને આ નવલકથા The Book of all times. નથી. વર્તમાન અંધકારમાં પ્રકાશ પાડવાનો આ પ્રયાસ છે, માટે તે 'આજનું' પુસ્તક છે-'આવતી કાલ'નું નથી. અમ્હે માનીએ છિએ કે સામાન્ય વાચકોના 'આજના' અંધકારમાંથી છૂટી 'આવતી કાલ'ના ઉજાસમાં જવાના પ્રયાસોમાં આ પુસ્તક કાંઇક યાદ આપશે.

છપાણ અને દિદાર જોતાં અમ્હને મૂલ્ય વધારે પડતું લાગે છે. આટલા મૂલ્ય સાથે, વધારે સુન્દર છાપ અને દિદારની આશા રાખી શકાય. ચિત્રો હાલની પોષાતી ચિત્રકળાનું ઉદાહરણ છે.

રા.

મોગલ સંધ્યાઃ લેખક અને પ્રકાશકઃ રા. રાજેન્દ્ર સોમનારાયણ બી. એ.

'ગુજરાતી' પત્રે ઐતિહાસિક નવલકથાઓની ભેટો આપવા માંડયા પછી આપણે ત્યાં એ જાતની નવલકથાઓનો ફાલ ખૂબ ફાલ્યો છે. પણ તેમાંથી ખરેખરી સારી એવી તો ઘણીજ થોડી નજરે પડે છે. આ દિશામાં રા. કનૈયાલાલે પોતાની ત્રણ ઐતિહાસિક નવલકથાઓ વડે ગુજરાતના વાંચકવર્ગની રસવૃત્તિ ઉત્તમ રીતે કેળવી છે. આવી ઉંચી રસવૃત્તિવાળા ગુજરાતના વાંચક વર્ગમાં ' મોગલ સંધ્યા 'ને કેવો આવકાર મળે એ વિચારવા જેવું છે.

નવલકથાનાં નામ પરથી સૂચિત થાય છે તેમ ઔરંગઝેબના સમયની એ વાર્તા છે. એમાં મુખ્યત્વે ઔરંગઝેબ તથા વીર દુર્ગાદાસ વચ્ચેની ઝુંબેશને ખીલવવામાં આવી છે, અને છેવટે મોગલ રાજ્યની પડતી કેમ થઇ તે વાંચકને સમજાવવા લેખકે પ્રયત્ન કર્યો છે. નવલકથામાં આવતા કેટલાક ફકરાઓ પરથી તથા એની પ્રસ્તાવના વાંચતાં લેખકની દેશ પ્રત્યેની ઉંડી ભાવના જણાઇ આવે છે, અને જે સમયની વાર્તા એમણે લખી છે ત્યારના ઇતિહાસનો પણ એમણે સારો અભ્યાસ કર્યો હોય એમ જણાય છે. પણ દિલગીરી સાથે અમારે કહેવું જોઇએ કે ઇતિહાસમાં આવતી ઝીણી ઝીણી વાતો પણ વાંચકને જણાવી દેવાની લાલચે એમનાથી 'મોગલ-સંધ્યાની' વાર્તા લખતાં લખતાં એક ઇતિહાસજ લખાઇ જવાયો છે. પુસ્તક વાંચતાં વાંચતાં ઘણી વાર આપણે નવલકથા નહિ પણ કોઇ શુષ્ક ઇતિહાસ વાંચતા હોઇએ એવું લાગી જાય છે. ૬૭ માં પાનાપર નવલકથાનાં વસ્તુ સાથે કશો પણ સંબંધ ન હોવા છતાં લેખકે શિવાજી મહારાજનું ચારિત્ર્ય વર્ણવવા માંડીને તે છેક ૭૦ માં પાનાં સુધી ખેંચ્યું છે. એ 'વિપિન' જેવી નવલકથાના લેખકને ન શોભે એવી ભૂલ છે.

'મોગલસંધ્યા'માં આવા ઘણા દોષો હોવા છતાં જેઓને ઇતિહાસનો શોખ હોય ને મોગલ સામ્રાજ્યની પડતીનો કંઇક ખ્યાલ જેમને મેળવવો હોય તેમને એ પુસ્તક એક વખત વાંચી જવાની અમે ભલામણ કરીએ છીએ.

—મ.

"સ્વદેશ ગીતો" — લેખક સીતારામ શર્મા. બ્રહ્મભટ્ટ ગ્રંથાવલિના બીજા પુષ્પ તરીકે આ કાવ્યસંગ્રહ બ્હાર પડ્યો છે. ચિત્રો જોતાં કિંમત વધારે નથી, પણ સસ્તી અવૃત્તિ સચિત્ર પણ ઓછાં કાવ્યની બાળકો માટે નીકળે એ ઇચ્છવા જોગ છે.

કવિ ન્હાનાલાલે આ ચોપડીનો ઉપોદ્ઘાત લખ્યો હોઇ પુસ્તક વધારે ધ્યાન ખેંચે છે. "આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો હિન્દની અન્ય ભાષાઓમાંથી ભાષાન્તરો છે. કેટલાંક કાવ્યો મહાયશસ્વી દેશનાયકોનાં સંસ્મરણો ને ગુણાનુવાદનાં છે."

હાલી કવિતા ઉચ્ચતમ કોટિની ન હોય તો પણ હમે ત્હેને આવકાર આપીએ છીએ. વર્ડ્ઝવર્થના જેવાં દેશભક્તિનાં ગીત આપણી ભાષામાં ઘણાંજ લખાય એ લાગણીથી પણ હાલાં ગીતનો આવકાર યોગ્ય છે, પણ વધારે આનંદ એ થાય છે કે આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો દેશદાઝથી ભરેલાં, હોઇ સ્વદેશ પ્રેમ સ્ફુરાવે હેવાં છે. કવિતા ઓછી છે; પણ દેશપ્રેમનાં તો મોજાં છે, ભાઇ સીતારામ સાથે ગાઇશું કે—

"હમે હિંદી, હિંદી, હિંદી,
ને હિંદ હમારો દેશ"
"પ્રાણુ પ્રાણેરે, પ્રાણપાણે ભરી સ્વદેશ ભાવ
સહુ માતૃગાન ગાવા ઘડીક આવજોરે લોલ"

સાથે એ સંકટનો અંચળો પહેરનાર અને આલમનૂરને ઝોળીમા ભરનાર મહાન્ આત્માને પણ નમન!

"ઝરિત"

દીવાળી મહોત્સવ લે ચીમન દાવડા અને યદુ ખંધડીયા મુ. ૦–૨–૦
આંતકનિગ્રહનું સચિત્ર કેલેન્ડર જામનગર.
વીરોની વાર્તાઃ પ્રકાશકઃ મહાશંકર સોમેશ્વર પાઠક ૦–૩–૦
લગ્ન મન્દિરઃ લેખકઃ " ૦–૪–૦

# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

લેખક—"એક યુવક."

## અંક ત્રીજો—ચાલુ

લેડી મનોહરદાસનો મ્હોટો હોલ.

( ગતાંકથી ચાલુ )

વિમલા: (વિનયથી) સર વલ્લભદાસ! આ ઠરાવનો વિરોધ ત્હમે શા સારૂ કરો છો?

સર: (આ અકલ્પિત ધડાકાથી ચમકીને) હેં!–હેં–હો–મિસિસ ભાનુકુમાર! હા–શું કહો છો? આ ભાષણ વિશે ત્હમે જાણો છો? હં. એ વિરોધ શા માટે છે! એ તો સાળું હું પણ ક્યાં સુધી નક્કી ન્હોતો કરી શક્યો પરંતુ મ્હારા આ ભાષણમાં લખાયું છે તે પ્રમાણે બોલું તો "બાળકોને બચાવવા ને ગૃહોનું રક્ષણ કરવા"

વિમલા: એ ઠરાવ ત્હમે ઉડાડી દેશો તો શું પરિણામ આવશે એ ત્હમે જાણો છો?

સર: (સ્વસ્થતાથી) હા. જે સાળી બધી વસ્તુઓનુ પરિણામ આવે છે એજ. એ ઠરાવના પક્ષવાળાઓ કહેશે કે એ પસાર ન થવાથી દેશનો સાળો નાશ થાય છે એના વિરોધીઓ કહેશે કે દેશમાંથી સાળી એક પીડા દૂર થઇ. પચાસ વર્ષ પછીના માણસો એ બધી સાળી ધામધુમથી આશ્ચર્ય પામશે.

વિમલા: સર વલ્લભદાસ, પ્રભુખાતર આવું કાર્ય ન કરો. ત્હમને એથી શો લાભ છે?

સર: જુવોને મ્હને તો એને માટે બહુ હઠ નથી પણ ત્હમારા પેલા સેક્રેટરી સાહેબ—

વિમલા: (તદ્દન ફિક્કી પડીને પાસેની ખુરશીપર બેસતાં) આ ખરૂં નથી, એમને સેક્રેટરી નિમ્યા પ્હેલાંનો આ વિરોધ છે.

સર: હા, પણ એ વિરોધ વિચાર રૂપેજ હતો. એને ઉપાડી લઇ વ્યવહાર રૂપ આપવાનું ને એ વિરોધ વ્યવસ્થિત કરવાનું માન એમનેજ છે.

(વિમલાની આંખમાં આંસુ આવી જાય છે. એ પોતાનું મુખ રૂમાલમાં દાબી દે છે. સર મૌન ધારણ કરીને જોયા કરે છે.)

વિમલા: (ક્ષણની શાન્તિ પછી–ગળગળા સાદે) હે–પ્રભો! શું નિર્દોષને હમેશ સહન કરવાનુંજ–અને દુષ્ટોજ હમેશ વિજયી થવાના?–સર વલ્લભદાસ–આ ત્હમારા સેક્રેટરીએ મ્હને છેતરી છે.–દગો દીધો છે. હમારે એ સરત હતી કે હું જો એમની સાથે લગ્ન કરૂં તો એમણે આ ઠરાવની વિરૂધ્ધ થવું નહિં એજ સરતે મ્હેં લગ્ન કર્યાં. અને અઠવાડિયામાં હું શું જોઉં છું? જાણે એ વચન આપાયુંજ નથી.

સર: પુરૂષો જ્યારે વચનો આપે છે ત્યારે એ ન પાળવાની ઇચ્છાથીજ આપે છે. ત્હમે હજી

પુરૂષોને ઓળખતાં નથી. પોતે કહ્યા પ્રમાણે નહિં વર્તે એમ જણાવવાજ તેઓ વચન આપે એમનાં વચનો એજ સ્ત્રીઓને અણુવિશ્વાસુ કરવી જોઇએ.

વિમલા: મ્હને એ ખબર નહિં. મ્હને પુરૂષોપર વિશ્વાસ હતો. પુરૂષને પણ હું મનુષ્ય ગ હતી. પરંતુ મ્હને આ વખતે બચવા દો અને એવી ભૂલ ફરી કદી નહિં કરૂં ( એ કટ રીત છોડી દઇને-ફરગરતે સાદે ) મ્હારૂં આખું જીવન દુઃખી થશે. મ્હારે ખાતર આ ઠરાવ પસાર થવા દો અને ત્હમારો વિરોધ પાછો ખેંચી લ્યો. મ્હારે ખાતર નહિં તો ત જે કોઇ પ્રિય હોય ત્હેને ખાતર. (વિનવતાં) સર વલ્લભદાસ, ત્હમારૂં બાળક ન્હોતું ? ત્હેનું મુખ યાદ કરો ! (આ પ્રશ્નથી સર વલ્લભદાસના મુખપર ગભરાટ દેખાય છે અને એ બોલી શકતા ત્યાં વિમલા સ્હામેથી આવતા ભાનુકુમારને જોઇ કબાટની બાજુએ પાછી ભરાઇ જાય સર એનો અર્થ સમજી વાંચવામાં મશગુલ થઇ જવાનો ઢોંગ કરે છે. )

ભાનુ: સાહેબ, બધા આપની વાટ જુવે છે. એમને ચિન્તા થાય છે કે આપને આ વાર કેમ થઇ ?

સર: ( વાંચવામાં ખલલ પડી હોય એમ )—ઓહ ! સાળો હું વિચિત્રજ છું. ચાલો ચ ( કંઇક યાદ આવ્યું હોય એમ જરા મ્હોટે સ્વરે-વિમલા સાંભળે એમ ) ભાનુકુમાર, હું ત સાળો એક સવાલ પૂછું. ખાનગી જીવનમાં આપેલાં વચનો જાહેર જીવનમાં પાળવાં જોઇએ ત્હમારો શો મત ?

ભાનુ: ( સ્હેજ અચકીને ) એ. સાહેબ, ક્યાંથી વિચાર આવ્યો ?–હા સાહેબ. મ્હારો તો એમ કે ખાનગી જીવન ને જાહેર જીવન એ ભિન્ન છે—બંનેના કાયદાઓ જુદા છે ! બ માર્ગો જુદા છે. પણ સાહેબ આપે-જી-આપે મ્હારાં 'વાઇફ' ને દીઠાં છે ? ( સર વલ્લભ કંઇ જવાબ આપે તે પ્હેલાં લેડી મનોહરદાસ ઉતાવળમાં દાખલ થાય છે. )

લેડી: ખાસ કામ ન હોય તો નિચે પધારવાની વિનંતી છે. 'વિઝિટર્સ' ઉતાવળા ગયાં છે. ( બધા જાય છે. વિમલા એના ગુપ્ત સ્થાનેથી નિકળી કોચપર પડે છે અને બે હા માથું નાંખી રડે છે. )

વિમલા: ( રુદન કરતી ) હા–આવી ખબર હોત તો હું લગ્ન કરી મ્હારું શરીર ને શા માટે વેચત ? ભાનુકુમાર—મ્હને મારી નાંખી ત્હમે હવે સ્ત્રી જાતિને મારી નાંખશો ? ના એવું કદી થવું ન જોઇએ. ( અસાધારણ ઉશ્કેરાટથી ) સ્ત્રીજાતિને માટે મ્હારી નીતિનો । કરી એગતું ખૂ—અરે ! કેવો દુષ્ટ વિચાર એથી શો લાભ ? ભાષણ તો તો પણ થશે ફરીત ઉશડી મૂકાશે......એ ભાષણની નકલ ચોરીને ફાડી નાંખું ? ના ! ના ! તો તેઓ બ બનાવશે. મનુષ્યોને મારીશું કે એમનાં દુષ્ટ કૃત્યોનો નાશ કરીશું–પણ જગત એથી સુધર નથી. એ તો બીજા દુષ્ટ મનુષ્યો જન્મશે ને વધારે દુષ્ટ કૃત્યો કરશે. મનુષ્યોના વિચાર ફેરફારની જરૂર છે. મનુષ્યોના હૃદયોમાં જ્યાં સુધી પરિવર્તન નહિં થાય ત્યાં સુધી સુધા ... અને સંપૂર્ણ સૃષ્ટિનાં આપણાં બધાં સ્વપ્નો વ્યર્થ નથી ? ( વર્તમ

( વિજયા દાખલ થાય છે, તિરસ્કારની એક દષ્ટિ વિમલા તરફ ફેંકી આગળ ચાલે છે. વિમલા હેને બોલાવે છે પણ તે સાંભળતી ન હોય એમ બતાવે છે. વિમલા પાછળ જઇને જમીન પર પડી એનો હાથ પકડી એને વિનવે ને મનાવે છે. )

વિમલાઃ વિજયા, વિજયા, મ્હારી સ્હામું જો ! હું તદ્દન દુઃખી થઈ ગઇ છું.

વિજયાઃ ( બેદરકારીથી ત્હેની સ્હામું જોતાં ) ખરેખર !

વિમલાઃ ( ઉભા થતાં ) હું જાણું છું કે તું મ્હારી સાથે આમ કેમ વર્તે છે. તું જાણે છે કે મ્હેં શા માટે લગ્ન કર્યાં છે? એમાં મ્હારો હેતુ શો હતો—

વિજયાઃ હેતુથી હું કંટાળી ગઇ છું. મનુષ્યોની પરીક્ષા હું હેતુપરથી નથી કરતી પણ એમના કાર્યો પરથીજ કરૂં છું. હેતુ જેવી કંઈ વસ્તુજ હું માનતી નથી. જગતમાં ઘણાં ખરાં કાર્યો કાંઇ પણ હેતુ વગરજ થાય છે. ઘણાં ખરાબ કર્મો સારા હેતુથી થાય છે. ઘણાં સારાં કાર્યો ખરાબ હેતુથી થાય છે.

વિમલાઃ ( આ વિવેચનને ન ગણકારતાં ) વિજયા, મ્હારા પતિએ મ્હને એવી ધમકી આપી કે 'જો તું મ્હારી સાથે લગ્ન નહિં કરે તો સ્ત્રીઓને ચુંટણી માટે લાયક કરવાનો ઠરાવ હમે ઉડાવી દઇશું' એવું મ્હારે કદી થવા દેવું ન્હોતું માટે મ્હેં મ્હારો ભોગ આપ્યો, મ્હારી આશાઓ બાળી નાંખી ! જે પુરૂષે મ્હને આવો દગો દીધો હતો એનીજ સાથે લગ્ન કરતાં મ્હેં શું અનુભવ્યું છે એનો ત્હને કયાંથી ખ્યાલ હોય!
( વિજયા વિમલાનો હાથ પકડી પોતાના હાથમાં લાગણીથી દાબે છે અને બંને કોચપર બેસે છે )

વિજયાઃ વિમળા ! મ્હને ક્ષમા કર. ત્હારો આ ઇતિહાસ મ્હને ખબર નહિં. જો ! હું ત્હને કેટલો અન્યાય કરતી હતી—ત્હારી પર બીજા આગળ મ્હેં કેટલા કઠોર આરોપ મૂક્યા હતા ! અને આ બે ક્ષણની વાતથી ખુલાસો થઈ ગયો. ગેરસમજુતીથી દુનિયામાં ઘણી તકરારો થાય છે. પણ મ્હારી ભોળી વિમળા ! તું એમ માને છે કે એક ભાનુકુમારની ઇચ્છાપર આખી સરકારની નીતિ ચાલે છે? કેટલા ભોગની પેઠે ત્હારો ભોગ પણ કરૂણ છતાં અનુપયોગી નથી? પરંતુ ત્હને ધન્ય છે કે—

વિમલાઃ ઉભી રહે. બ્હેન. આ આત્મભોગ છતાં પણ હું સુખી ન રહું માટે કુદરતે એક નવું કાવત્રું રચ્યું છે.

વિજયાઃ નવું કાવત્રું ! એ વળી શું ?

વિમલાઃ ગઇ કાલે રાતે સર વલ્લભદાસને ત્યાંથી એક પટાવાળો ખાનગી કાગળ લઇને આવ્યો. હમેશની એમની પદ્ધતિને ન અનુસરતાં એમણે એ કાગળ મ્હારાથી દૂર જઇને વાંચ્યો અને એમના કોટના ગજવામાં સાચવીને મૂકી દીધો. મ્હને કોણ જાણે કેમ શક પડયો. એની ચિન્તાથી મ્હને અડધી રાત નિદ્રા ન આવી. આખરે હું ઉઠી અને કેમ જાણે જાદુથી ખેંચાતી હોઉં એમ કોટ આગળ ગઇ અને મ્હેં કાગળ લઈ વાંચ્યો. એ પાપ હોય તો પ્રભુ મ્હને માફ કરે. પરંતુ મનુષ્યની સ્વાભાવિક લાગણીવાળું કોણ એમ ન કરે? ( ત્હેનો અવાજ ધીમો થઈ

જાય છે ) એ કાગળમાં જે ઠરાવની વિરૂદ્ધ ન થવાનું એમણે મ્હને વચન આપ્યું હતું એ ઠરાવની વિરુદ્ધમાં એક સખ્ત ભાષણનો 'ડ્રાફ્ટ' જલ્દી કરી લાવવાની સેક્રેટરીને આજ્ઞા કરી હતી–વિજયા, એ પ્રશ્ન એમના ધણી સર વલ્લભદાસના હાથમાં છે.

વિજયા: પુરૂષ એની જાતપર જાય! વારૂ, પછી ત્હેં શું કર્યું ?

વિમલા: હું શું કરી શકું ? સ્ત્રીઓની સહાયે આંસુઓ શિવાય કોણ છે ? હું રડી અને સહનથી થાકી નિદ્રાવશ થઇ ગઇ, એમણે મ્હારામાં ફેરફાર જોયો પણ કારણ સમજ્યા નહિ. મ્હેં પણ એમની સાથે ખાસ વાતચિત કરી નહિં, તે પછી એ ઑફિસમાં ગયા ને હું અહિં આવી (મ્હાર તાળીઓના અને હુર્રેના અવાજ સંભળાય છે ).

વિજયા: એ શું ? એ શાનો અવાજ થયો ?

વિમલા: કેમ અહિંયા આજે સર વલ્લભદાસને પાર્ટિ છેને. તું પૂનેથી ક્યારે આવી ?

વિજયા: આ ચાલીજ આવું છું. એ તો પછી ત્હને કહું. ત્હારી વાત પ્હેલાં પૂરી કર.

વિમલા: મ્હારી વાત ટુંકી છે. હમણાં સર વલ્લભદાસને એમણે ભાષણનો 'ડ્રાફ્ટ' આપ્યો તે મ્હેં સંતાઇને જોયું અને જ્યારે વલ્લભદાસ એકલા હતા ત્યારે એમને કાલાંવાલા કર્યા, વિનંતિ કરી પગે પડી પણ તે એકના બે થયા નહિ.

(તાળીઓનો વધારે મ્હોટો અવાજ થાય છે, વિજયા ને વિમલા કુતૂહલથી બ્હારી તરફ જાય છે ને બ્હારીમાંથી સાથે બ્હાર જુવે છે, અચાનક વિજયા ચમકે છે. )

વિજયા: (ચમકીને વિમલાનો હાથ ધ્રૂજતાં પકડી ) પેલું કોણ ?

વિમલા: (બ્હાર દૃષ્ટિ છે એટલે વિજયા સ્હામું જોયા વગર ) –કોણ–કોને માટે તું કહે છે?

વિજયા: (વધતા જતા ઉકળાટથી ) આ બહુ ભપકામાં ફરે છે તે આ જુવો ! શેઠ મનોહરદાસ જેને હાર પ્હેરાવે છે તે—

વિમલા: કેમ, તું એમને ઓળખતી નથી ? એ તો આપણી કારોબારી કાઉંસિલનાં મેમ્બર ને એમના શેઠ–સર વલ્લભદાસ છે ( સ્હેજ હસીને વિજયા તરફ જુવે છે. વિજયાને જોતાંજ ત્હેનો ચ્હેરો ફેરવાય જાય છે) અરે ! અરે ! વિજયા ત્હને શું થયું ? ત્હને અચાનક કંઇ થઇ આવ્યું ? ત્હારી તબિયતે ઠીક નથી. આટલી ફીકકી કેમ પડી ગઇ ? આટલી ધ્રુજે છે કે કેમ ?

[અપૂર્ણ]

જૂનની શરૂઆતમાં બહાર પડશે

ગૂજરાતીઓને સાહિત્ય અને કળાનો રસ લેતા કરવા પાછળ

મુફલિસ બની મરી ફીટનાર

'વીસમી સદી'ના મહૂમ અધિપતિ અને બાહોશ જર્નાલિસ્ટ

હાજીમહમ્મદ અલારખિયા શિવજીના સ્મરણાર્થે

# હાજી મહમ્મદ-સ્મારક-ગ્રંથ.

સ્વર્ગસ્થના અંગત મિત્રોને હાથે લખાયેલાં તેમનાં જીવનનાં અનેકવિધસ્મરણો, અપ્રસિદ્ધ ફોટોગ્રાફો, ખાનગી પત્રો, હસ્તાક્ષરો વગેરે; તથા સ્વર્ગસ્થના પવિત્ર સ્મરણાર્થે ગૂજરાતના શિષ્ટ વિદ્વાનો અને પ્રસિદ્ધ ચિત્રકારોએ આપેલી અંજલિરૂપ સંખ્યાબંધ વિવિધ રસમય લેખો, મનહર કાવ્યો, ટૂંકી હૃદયંગમ વાર્તાઓ અને આકર્ષક ચિત્રોથી ભરચક, ઉંચા ગ્લેઝ કાગળ, સળંગ છીંટના મજબૂત પૂઠા અને પાકી બાંધણીવાળો

૫૪૪ પાનાં

કલાના ઉત્તમ નમૂના રૂપ

કળદાર સ્મારક-ગ્રંથ

મૂલ્ય રૂપિયા છઃ પોસ્ટેજ જૂદું

૧૩૫ ચિત્રો

લખોઃ રવિશંકર મહાશંકર રાવળ;

૪૪૮૦, રાયપુર;

અમદાવાદ.

## સુગંધ પ્રાણવાયુ ( ઓઝોન ) પેદા કરે છે

માટેજ આર્યશાસ્ત્રો પુકારે છે કેઃ—

## “ સુગંધીમ્ પુષ્ટિ વર્ધનમ્ ”

લખનૌ-કનોજનાં

### અત્તર

| | |
|---|---|
| અગર | તોલાના રૂ. ૧૨ |
| ગુલાબ તથા અંબર | ” ૧૦ |
| ચમેલી તથા રૂહ ખસ | ” ૮ |
| ખસ તથા જુઈ | ” ૬ |
| હીના, કેવડો, ચંપો, મોતીઓ | રૂ. ૫ |
| બોલસરી-પાનડી | ” ૪ |
| રૂહ-ચે-ગુલાબ | રૂ. ૮૦ |

### ડી. લખમીદાસ કંપની

૧૩, પારસી બજાર, કોટ, મુંબઇ.

માઇસોરી ઉમદા

### અગરબત્તીઓ

માઇસોરને નામે બહુજ દગો ફટકો ચાલે છે

અમારે ત્યાં

ફક્ત ઉમદા જાતોજ મળે છે

તોલાના આના ૨-૪-૬-૮-૧૦-૧૨

તથા રૂ. ૧) સુધીની.

“ બાલબત્તી ” અતી બારીક

૧૦૦) બતીના રૂ. ૧-૮-૦

## બુટસ એન્ડ શુઝ

### વિલાયતી માલને ભુલાવે તેવાં બનાવનાર—

## અંબારામ કાનજી એન્ડ બ્રધર્સ

### ટાવર પાસે-સુરત.

હમારે ત્યાં ઇંગ્લીશ, માઇસોર ક્રોમ, કાનપોર તથા દેશી લેધરના બુટસ શુઝ, પમશુઝ, લેડીશુઝ વીગેરે મનપસંદ, ટો તથા શેઈપમાં બનાવી આપવામાં આવે છે. હમો રંગબેરંગી લેધરનો સ્ટોક રાખીએ છીએ. એક વખત કામ આપી જરૂર ખાત્રી કરવા ભલામણ છે. બહારગામના ઓર્ડરો પર ખાસ ધ્યાન આપવામાં આવે છે. તેમજ કામ વાયદેસર કરી આપવામાં આવે છે. બહારગામથી ઓર્ડર મોકલી આપનાર ભાઇએ રૂ. ૫ એડવાન્સ મોકલી આપવા મહેરબાની કરવી.

## જૂનની શરૂઆતમાં બહાર પડશે

ગૂજરાતીઓને સાહિત્ય અને કળાનો રસ લેતા કરવા પાછળ

**મુફલિસ બની મરી ફીટનાર**

'વીસમી સદી'ના મર્હૂમ અધિપતિ અને બાહોશ જર્નાલિસ્ટ

**હાજીમહમ્મદ અલારખિયા શિવજીના સ્મરણાર્થે**

# હાજી મહમ્મદ-સ્મારક-ગ્રંથ.

સ્વર્ગસ્થના અંગત મિત્રોને હાથે લખાયેલાં તેમનાં જીવનનાં અનેકવિધસ્મરણો, અપ્રસિદ્ધ ફોટોગ્રાફો, ખાનગી પત્રો, હસ્તાક્ષરો વગેરે; તથા સ્વર્ગસ્થના પવિત્ર સ્મરણાર્થે ગૂજરાતના શિષ્ટ વિદ્વાનો અને પ્રસિદ્ધ ચિત્રકારોએ આપેલી અંજલિરૂપ સંખ્યાબંધ વિવિધ રસમય લેખો, મનહર કાવ્યો, ટૂંકી હૃદયંગમ વાર્તાઓ અને આકર્ષક ચિત્રોથી ભરચક, ઉંચા ગ્લેઝ કાગળ, સળંગ છીંટના મજબૂત પૂઠા અને પાકી બાંધણીવાળો

**૫૪૪ પાનાં**

કલાના ઉત્તમ નમૂના રૂપ

દળદાર સ્મારક-ગ્રંથ

મૂલ્ય રૂપિયા છઃ પોસ્ટેજ જૂદું

**૧૩૫ ચિત્રો**

લખોઃ રવિશંકર મહાશંકર રાવળ;

૪૪૮૦, રાયપુર;

અમદાવાદ.

વર્ષ ૨ જું મે ૧૯૨૨. અંક ૧૨ મો.

# ચેતન





વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૬ (પોસ્ટેજ જુદું.) હિન્દ બહાર રૂા. ૮-૮
આ અંકની છુટક નકલના દશ આના.

# 'ઉષા'*

લેખક:-રા. મનુ ત્રિવેદી.

આજથી લગભગ એક વર્ષ પર કવિ ન્હાનાલાલની 'ઉષા' મેં પહેલી વાર વાંચેલી. ત્યાર આપણી કૉલેજનાં મૅગેઝિનમાં રા. મંજુલાલનું 'ઉષા'નું અવલોકન મારા વાંચવામાં આવેલું. વલોકન પર ટીકા કરતાં એક મિત્રે પૂછેલું; 'એવું તે 'ઉષા'માં શું હશે કે મંજુલાલ પર આટ આટલા મોહી પડયા છે?' મેં જવાબ દીધેલ: એમનું લખાણ અતિશયોક્તિથી ઉભ- લાગે છે અને કેટલેક અંશે છે પણ ખરું; પણ એક વાર પણ 'ઉષા' વાંચી જનાર કબૂલ । કે એમનાં વખાણમાં સત્ય ઘણું છે. એ મિત્ર સાહિત્યના સારા અભ્યાસી છે; ગુજરાતી ષામાં એવું બીજું પુસ્તક મળવું કઠણ છે એમ મેં એમને કહ્યું તે એઓ ન માની શક્યા તે કરાર કર્યા કીધી. મેં માત્ર એટલુંજ કહ્યું; 'તમે એ વાંચશો ત્યારે તમારો મત બદલાશે.' ાડા મહિના પર એમણે એ ચોપડી વાંચી ને મને કહ્યું; "'ઉષા' બહુ સારી છે; ગુજરાતીમાં એવી બીજી ચોપડી ભાગ્યેજ મળે."

આ વાત મેં કહી તે એટલા માટે કે 'ઉષા' વિષે હું જે જે કંઇ કહું તે માત્ર વખાણ કરવાના ઉછરંગમાં આવી જવાથી નહિ પણ પૂર્ણ સરળતાથી કહું છું એમ સૌ માને. 'ઉષા'નાં વખાણ જો કોઇને અતિશયોક્તિ ભર્યાં લાગે તો તે વાંક મારો નહિ પણ 'ઉષા'નો હશે; એ કેજ એટલી સારી કે કહીએ તો કોઇ માને નહિ. સાધારણ રીતે લોકો માને છે કે જગત ફિરસ્તાઓ વિનાનું છે; ને છતાં કોઇ કોઈ વાર કોઇ ફિરસ્તો આપણી દૃષ્ટિએ નથી પડી જતો? પણ કહીશું તો કોણ માનશે કે ફિરસ્તાઓ જગતમાં વસે છે! એવુંજ 'ઉષા'ની બાબતમાં પણ છે.

કરવી–સુણવી ગમે ન કોને
રસતી કે રસિકાની વાતડી ?
'પ્રિય' 'પ્રિય' રટશે ન શું પપૈયો
ઉરવ્યોમે ઘનની ઘટા ચઢ્યે !'

વળી પ્રસ્તાવનામાં પણ 'ઉષા' શું છે ? એ પ્રશ્નનો જવાબ કવિ આપે છેઃ

'દિવસ અને રાત્રિની કિરણશાખાઓ ગૂંથાઇ સન્ધ્યાનાં વન પથરાય છે, તેમ સ્થૂલ અને સૂક્ષ્મનાં, જડ અને ચેતનનાં કિરણજુથ જ્યહાં ગૂંથાય છે તે સાન્ધ્ય દેશની આ કથા છે. આત્માની આ દેવકથા નથી. દેહની આ સ્થૂલકથા નથી; આત્મા અને દેહ ઉભયધારી મનુષ્યજાતિની આ માનવકથા છે. કોઇક ભીષ્મની આ વ્રતકથા નથી. સકલ સંસારીઓની આ સંસારકથા છે.'

'ઉષા'નું વસ્તુ મોટું કે ગુંચવાડા ભરેલું નથી. બે પ્રેમી હૃદયોની તેમનાંજ દૃષ્ટિબિંદુથી આલેખાયલી એ માત્ર સાદી કથા છે વાર્તાનો નાયક ઉષાને ચહાય છે; પ્રથમ પ્રેમ ઉપજે છે તે માત્ર દર્શનથીજ, પણ ધીમેધીમે તેઓ વધારે સંબંધમાં આવતાં જાય છે ને તેમનો પ્રેમ ગાઢતર થતો જાય છે. આ બાબતની ખબર બંનેનાં વડીલોને પડે છે ને ઉષાની હીલચાલ પર અંકુશ મૂકાય છે. આ રીતે ઉષાથી છૂટો પડેલ નાયક બ્હાવરો બની જાય છે. પણ વધારેમાં વધારે અંધકારની પાસેજ પ્રકાશ રહેલો હોય છે તેમ ઉષાને ફરી મળવાની બધીજ આશા છોડી દઇ નાયક શોકમાં ગરકાવ થઇ ગયો હોય છે ત્યારે ઉષા તેને મળે છે ને બંને જણા સદાને માટે લગ્નની ગાંઠથી જોડાય છે.

આટલા સાદા વસ્તુને કવિએ પોતાની સુંદર કળાથી ખૂબ ખીલવ્યું છે, ને જીવનના કેટલાક મહાપ્રશ્નો મૂળ વાર્તા સાથે ગૂથી લઇ ઘણી રસિક રીતે ચર્ચ્યા છે. આવો એક પ્રશ્ન પુસ્તકનાં ત્રીજા પ્રકરણમાં ચર્ચાયો છે. એ પ્રશ્ન તે સ્ત્રીઓની કેળવણીનો.

પ્રો. કર્વેનાં સ્ત્રીઓ માટેનાં વિશ્વવિદ્યાલયે સ્ત્રી કેળવણીનું જે ધોરણ સ્વીકાર્યું છે તે એ વિષયમાં રસ લેનારા ઘણાંને બહુ સંતોષકારક જણાયું છે. 'ઉષા' માં પણ એ પ્રશ્નનો ઉકેલ કંઇક એજ ધોરણે થયલો લાગે છે

વાર્તાનો નાયક ઉષાને ચહાય છે એટલે તેની શાળા સુધારવાની ધૂન તેને ભરાય છે. એ કહે છેઃ

'કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન એટલે ભવિષ્યની પ્રિયતમાઓનો પ્રશ્ન. વર્તમાન અને ભાવિ પ્રિયતમોના મનમાંનો મહા પ્રશ્ન. નેત્ર પલ્લવીથી પ્રીતમપ્રિયા પરસ્પરને પઢાવે છે તેમ અક્ષર પલ્લવીથી યે પઢાવે તો એ પ્રશ્નના ઉત્તર કેટલા સુગમ થાય ?'

નાયક પોતે શાળામાં જાય છે ને તેને જુદા ધોરણ પર મૂકે છે. ત્યાર પહેલાંની શાળાની સ્થિતિનું એ વર્ણન આપે છે તે આપણી ઘણીખરી કન્યાશાળાઓને અક્ષરશઃ લાગુ પડે એમ છે.

'કોઇ નગરશેઠની તજી દીધેલી પુરાણી ફૂલવાડી તો દીઠી હશે. ફૂલછોડને સ્થાને ક્યારીઓમાં ઘાસ ઉગ્યા હોય, ફૂલઝાડની ડાળીઓ અધકરમાયેલી ને અધપાંદડાસૂકી હોય ઠામઠામ સૂકાં પાન તાજો કચરો વેરાયેલ હોય, છતાં તે મેલના કોઠાર ને ગંદવાડના ભંડારમાં યે ગન્ધવતીના રસધ ઉભરાતા દર્શાવતી એવી મ્હને કન્યાશાળા લાગી માળી તેરી વાડી. પહેલાં તો બાલવિધવા કેટલીજ ઘરના ને લોકસમાજના લાડમાં ઉછરેલી ને અધકેળવાયેલી હતી. સૌભાગ્યના ઉત્સાહી ગતેજને બદલે વૈધવ્યની નિરુત્સાહી નિરાશાની છાયા શાળામાં ઉડતી. માસ્તરાણીઓનાં હતાં

ત્હેવાં ભભકાદાર કે ગંદાં કપડાં વિદ્યાર્થીનીઓના હતાં, કારણ કે ભભકને સ્વચ્છતા માનત વાડને સાદાઈ ગણતાં. '

'અને શાળામાં સ્વચ્છતા કોઈ દિવસ ન્હોતીજ પધારતી એમ ન હતું. ઇનામ : વાર્ષિક દિવસે, રાજેન્દ્રની જન્મતિથિએ મીઠાઇ વ્હેંચાતી ત્યારે, એમ ચારપાંચ વાર્ષિક પર્વ દિવસે શાળામાં સ્વચ્છતાનું રાજ્ય સ્થપાતું; કારણ કે સ્વચ્છતાને નિત્ય વસ્તુ નહિ પણ ગાર ગણવામાં આવતી.'

આવા પ્રકારની શાળાને સુધારવા નાયક જે સિદ્ધાંત મનમાં રાખીને કાર્ય કરે માન્ય ન થાય છતાં તેમાં સત્ય ઘણું છે એમ કહેવું જોઇએ એ કહે છેઃ

'હિમાદ્રિમાલા જેવો મ્હારો એવો અવિચળ સિદ્ધાન્ત હતો કે શાળામાં ભણતી પુત્રીઓમાંથી ૯૫ ટકા ગૃહિણીધર્મ સ્વીકારશે; અને ત્હેમાંથીયે ૯૦ ટકા ગરીબ કે સ્થિતિના વરને વરશે એટલે ખોટા શેઠાણીવેડાની પંતગિયાસડી શોભાના ખરચાળ શિક્ષ કુટુંબસેવાના ગૃહિણી ધર્મોનું સંગીન જ્ઞાન આપવાનો લક્ષ્ય શાળામાં સાધવાનો મ્હારો ને તેથી કુલધર્મોની પવિત્રતાના પાઠ સહુને ત્યાં શીખવાતા હતા.'

આ લક્ષ્ય ધ્યાનમાં રાખી શાળામાં છોકરીઓને લેખનવાંચનના સામાન્ય વિષયો બીજી ઘણી વ્યવહાર બાબતોનું જ્ઞાન અપાવવું એણે શરૂ કર્યું.

'વારપરવે વિધવિધની રંગોળી પૂરવી અવનવા સ્વસ્તિકો ને ફુલ પાડવા, અટાપટા રીઓ, મયુર ને મેનાનાં ચિત્રો માંડવાઃ ચિત્ર વિધનું એ અમારે પહેલું પગથિયું ગણાતું; વાનીઓનું કોઇકોઇ દિવસ પ્રદર્શન ભરાતું. થોડા વખતમાં ને થોડે ખરચે કેમ રંધાય ત્હે શાસ્ત્રમાંથી સિદ્ધાન્તો શીખવાતા... ... ...

'આરોગ્યવિદ્યાનાં અને શ્વરવૈદકનાં મૂલતત્વોની પ્રથમ પોથીઓ શાળામાં શીખવાતં એ વિષયોમાં પોથીજ્ઞાન કરતાં અનુભવ મ્હોટો ગુરુ છે એ સમજાવવાનું અઘરૂં હતું તે મનમાં ઉતરાવ્યું... ... ...

'ભૂતકાલનો ઇતિહાસ ભણે ને વર્તમાનનો રચાતો ઇતિહાસ ન જાણે એ અજુગતું એટલે આધુનિક વિદ્વાનોના નવગ્રન્થો અને વર્તમાન સમયનાં ખરાંખોટાં રેખાચિત્રો સમાં પત્રો વાંચવા વિચારવાનું શક્ય હોય ત્યાં કુમારીના ભાઇ સાથે ગોઠવાતું, ને અશક્ય હો સખીમંડલમાં ત્હેની વ્યવસ્થા થતી... ...'

આ ઉપરાંત ફુલવાડીમાં છોડવાઓ વાવી ઉછેરવાનું, કપડાં ધોઇ સ્વચ્છ કરવાનું, તેમ ખેલતાં ને ગરબા ગાતાં તેમને શીખવવામાં આવતું.

કોઇને પ્રશ્ન થશેઃ 'કન્યાશાળા સુધારવાનું,' તેના સંબંધમાં આટઆટલું પીંજણ નાયકને શું કામ હશે? આ પ્રશ્નનો જવાબ નાયકનાં નીચેનાં વાક્યોમાં અપાયલો છેઃ

'ઉષાદર્શન મ્હારા આત્માનો પ્રથમ અભિલાષ હતો. ત્હેની કામારમૂર્તિના આદર સ્વપ્નામાંયે બોલાવતા. મ્હારા આત્માનો દ્વિતીય અભિલાષ ને આશીર્વાદ એ હતો કે ઉષા જેવી જગતના સહુ કુમારોને ઉષા મળે ઉષા અદ્વિતીય હતી, માટેજ ઉષા જેવી કુમારિકાઓને શણગારવા હું મથતો.

મ્હારે યે ઉષાની સખીમૂર્તિઓ રચી રચી પ્રત્યેક રસકુમારને રસકુમારિકા આપવાના અભિલાષ હતા. કય્હાં સૂર્ય અને કય્હાં ત્હેનું કિરણ ? કય્હાં કૃષ્ણચન્દ્ર ને કય્હાં હું ? એનો હું સ્હમજતોજ હતો, પણ પરમાર્થના જોમમાં મ્હારી આશા હતી. મ્હને મળે એવું સહુને મળજો એવા મ્હારા અન્તરમાંથી નિરન્તર આશીર્વાદ ઉછળતા '

'ઉષા' માં ચર્ચાયલો બીજો અગત્યનો પ્રશ્ન પુરુષ તથા પ્રકૃતિના સ્નેહસંબંધનો છે. એની ચર્ચા ઘણી રસભરી ને સમર્થ રીતે થયલી છે

જગત્માં કેટલાકો માને છે કે સ્નેહ કેવળ દેહવાસના છે. એવાઓને કવિ પૂછે છેઃ

'જગતના શંકર હો કે પાર્વતી હો–જે વાંચતાં હો તે–વાંચી વિચારીને કહો કે તે મહાજ્યોતિ મ્હારામાં ને ત્હમારામાં જય્હારે પ્રગટયો ત્હારે શું તે માત્ર શરીર વાંછના હતી ? શબના સ્નેહ કોઇને જન્મ્યા છે કે જન્મે ?......'

પણ આ ઉપરથી એમ નથી સમજવાનું કે સ્નેહમાં દેહવાસનાનું સ્થાનજ નથી એમ કવિ માને છે. એ તો સ્નેહ એટલે દેહ વાસના ને આત્માની વાસના એ બંનેનું મિશ્રણ એમ માને છે, ને ઘણી રસિક ચર્ચાથી વાંચકનાં મન પર તે ઠસાવે છે. દેહવાસનાનું સ્થાન સ્નેહની ભાવનામાં સ્થાપતાં એ કહે છેઃ

'પણ પરમેશ્વરેજ આત્માને સૃષ્ટિમાં શરીરવિહોણો ન સરજ્યો, ને દેહી કાજે દેહનાં આભરણ અનાવશ્યક ન લાગ્યાં, જન્મત્યાજય ન ભાસ્યાં–ત્હારથી જગતે ઠરાવ્યું કે દેહી ને દેહનો નિત્યયોગ તે જીંદગી, ને દેહી ને દેહનો નિત્ય વિયોગ તે મૃત્યુ. પ્રભુને માનવલોક કાજે આવશ્યક લાગેલો દેહનો અપરિત્યાગ મનુષ્યે યે આવશ્યક માન્યો એ શું મનુષ્યનો વાંક ?

* * *

'પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા મનુષ્યને જ્ઞાન પ્રાપ્તિ થાય છે. તો સ્હમજવશો કે આંખને કેટલાક જુઠ્ઠી કેમ કહો છો ? નેત્રધર્મ સાચો તો દર્શનવ્યાપાર સાચો; દર્શનવ્યાપાર સાચો તો મૂર્તિવાંછના સાચી. મૂર્તિપૂજાનાં મૂલ દર્શનેન્દ્રિયની દર્શનભાવનામાં છે. દર્શનેન્દ્રિયની દર્શનભાવનાનાં આયુષ્ય છે એટલા જગતમાં મૂર્તિપૂજાનાં આયુષ્ય છે. અમ પ્રેમલક્ષણા ભક્તિના ભક્તજનોની તો રસરસિયા દયારામની પેઠે એક મૂર્તિચન્દ્રનીજ અભિલાષા ને ઉપાસના હોય છેઃ

'ત્હમારા પ્રભુ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચન્દ્ર મળ્યે.'

આવી રીતે ચર્ચા ઘણી લાંબી ચાલે છે. ઘણા રસભર્યા દાખલાઓ આપીને, ઘણી સમર્થ દલીલો રજુ કરીને કવિ પૂરવાર કરે છે કે પ્રકૃતિ ને પુરુષના સ્નેહસંબંધમાં આત્માની વાસના ને દેહની વાસના બને રહેલાં છે. એ બધી ચર્ચાનો સાર નીચેના ફકરામાં આવી જાય છેઃ

'ભક્તજનોની અને યોગીશ્વરોની પંચેન્દ્રિયો પ્રભુને વાંછે છે તેમ સ્નેહયોગીન્દ્રોની પંચેન્દ્રિયો પ્રિયતમને વાંછે છે. પ્રિયતમનાં સૌન્દર્યદર્શન નેત્ર વાંછે છે, પ્રિયતમનાં ગીતમાધુર્ય શ્રવણ વાંછે છે, પ્રિયતમનાં મૃદુ સ્પર્શન ત્વચા વાંછે છે, પ્રિયતમનાં અધરામૃત જીહ્વા વાંછે છે, પ્રિયતમના પરમોત્કટ ગંધ ઘ્રાણેન્દ્રિય વાંછે છે. દેહ દેહને વાંછે છે, આત્મા આત્માને વાંછે છે. કોણ શું નથી વાંછતું એમ પૂછજોઃ સર્વ સર્વને વાંછે છે. હું ઉષનું શું નથી વાંછતો ? મ્હારામાંનું શું ઉષાને

નથી વાંછતું ? મ્હારૂં સર્વ ઉપાના સર્વને વાંછે છે: આ પૂર્ણ છે, એ પૂર્ણ છે; પૂર્ણમાં પૂર્ણ ભળતાં સર્વ પૂર્ણ છે.'

આ રસિક ચર્ચા દરમ્યાન અનેકપત્નીવિધાનનો પ્રશ્ન કવિ વિચારે છે ને સખત શબ્દોમાં એની અયુક્તતા દર્શાવે છે. એ કહે છે.

'એક સ્થાને એક કાળે એકજ વસ્તુ રહી શકે, ને એક કાળે એક વસ્તુ એકનેજ અર્પી શકાય. દેહધારીઓના વસ્તુવિચારના એ ન્યાયસિદ્ધાંત મ્હને તો અનુત્તરજ ભાસે છે. એક છતાં અન્ય પતિ કે પત્ની કરનારાંઓ સ્નેહ નહિ પણ બીજુંજ કાંઇ આપે-લે છે એમ, વાંચનાર! ત્હને યે નથી ભાસતું ?'

ઊંડો વિચાર કર્યા પછી ભાગ્યેજ કોઇ કવિના વિચાર સાથે મળતું થાય. દેહધારીઓનો વસ્તુવિચારનો ન્યાયસિદ્ધાંત સ્નેહને એઓ શી રીતે લાગુ પાડે છે તે હું સમજી શકતો નથી. સ્નેહ કોઇ જડ પદાર્થ નથી કે તેનો વાસ કોઇ ચોક્કસ મર્યાદામાંજ હોઇ શકે, તેમજ એકને સ્નેહ આપ્યા પછી હૃદય સ્નેહ વગરનું નથી બની જતું કે બીજાને ન આપી શકાય. સ્નેહની તો સરિતા હોય છે ને એકજ કાળે ઘણે સ્થળે વાસ કરી શકે છે તેમજ ઘણાને પોતાનાં જળનું પાન કરાવે છે. વળી અનેકને સ્નેહદાન કરવા વિરૂદ્ધ લખતાં કવિ મનુષ્યની સ્વાભાવિક વૃત્તિને તદ્દન ભૂલી જાય છે. એકને ચ્હાયા પછી બીજાંને નજ ચ્હાવું એમ હૃદય પર બળજોરી કોઇથી થઇ શકતી નથી. એવી રીતે હૃદય પર બળ વાપરી તેના સ્નેહના ઝરાને કોઇ દિશામાં વ્હેતો અટકાવવા જતાં તે સદંતર સૂકાઇ જાય છે ને પછી હૃદય કોઇનેજ ચાહી શકતું નથી. આ પક્ષ બહુ સબળ રીતે રજૂ કરતાં કલાપી કહે છે:

'ક્યાં ચાહવું તે દિલ માત્ર જાણે,
તેમાં ન કાંઈ બનતું પરાણે;
ત્યાં બુદ્ધિના જોરની કૈં ન કારી,
બુદ્ધિ તણો માર્ગ જુદોજ કાંઇ.

આ ન્યાય, આ યોગ્ય, ન પ્રેમ જાણે,
પૂરે વહેવા પડી ટેવ તેને;
*   *   *
*   *   *
તે પૂર તે પ્રેમજ માનજે તું,
તે ખાળતાં પ્રેમજ ખાળશે તું;
*   *   *
*   *   *
જો ખાળશે એ દિલનો તું માર્ગ,
છૂટી રહેશે પછી બુદ્ધિ માત્ર;
બુદ્ધિ ગણે છે સહુને સમાન,
ત્યાં કોઇની ઉપર કૈં ન વ્હાલ.

હવે 'ઉષા' માં આવતાં પાત્રોનો થોડોક વિચાર આપણે કરીશું. 'ઉષા' નું વસ્તુ જેમ રહિ જેવું છે તેમજ એમાં પાત્રો પણ માત્ર ત્રણજ છે; 'હું', ઉષા, અને ચન્દ્રિકા. છતાં આખી વાર્તાની ખરી ખૂબી એમાં થયલાં પાત્રાલેખનમાંજ રહેલી છે.

'ઉષા' પ્રત્યેક માનવ હૃદયની વાર્તા છે એટલે એનો નાયક 'હું' છે. 'હું' ઉષાનો પ્રેમી ને પ્રિયતમ છે. એનું હૃદય સ્નેહથી ઉભરાય છે, કવિતા એનાં ઉરમાંથી વહ્યા કરે છે. સૌન્દર્યનો એ ઘેલો પૂજારી છે. સરળભાવે પોતાની ને ઉષાની કથા કહ્યો જતોજતો ઘણીએક અંતરસ્પર્શી વાતો એ આપણને કહી નાંખે છે, ને મારાં દિલની આ વાત એ કયારે જાણી ગયો ? એમ ઘણીયે વાર અજાણ્યમાં આપણાથી પૂછી જવાય છે. સૌન્દર્યના એના ભાવ બહુ ઉંચા છે. એ કહે છેઃ 'સૌન્દર્ય નીતિ ને પ્રભુતા છે, અસૌન્દર્ય અનીતિ ને અપ્રભુતા છે...... અને સૌન્દર્ય એટલે ધોળો રંગજ નહીં હોં ! એમ હોત તો પ્રભુનો પૂર્ણાવતાર અસુન્દર કહેવાત ને રસમૂર્તિ રાધિકાજી અસૌન્દર્યનાં ઉપાસક ઠરત.' વળી સ્વાર્થ સાથે પરમાર્થ કેમ સાધવો તે એ જાણે છે. ઉષા ઉંચું શિક્ષણ પામે, ઉષાના આત્માને વિકાસ પામવાની સંપૂર્ણ તક મળે એ સ્વાર્થપરમાર્થ મિશ્રિત ભાવનાથી પ્રેરાઇને ઉષાની આખી શાળા એ સુધારી નાંખે છે. એની પ્રેમની ભાવના સંકૂચિત નથી. એ કહે છે ; 'સ્નેહ કેવળ સુખ નથી......સ્નેહ એટલે જીવન-જ્યોત, સકલ સંસારનો અમૃતદીવડો...બ્રહ્મધામની તે પાંખ છે...સ્નેહજન્મની તિથિથી જીવનમાં કવિતા જન્મે છે. જો ન જન્મે તો જાણજો કે જીવનમાં સ્નેહજ જન્મ્યો નથી.' ઉષાને માટે એને કેટલો પ્રેમ છે તે લખવાની જરૂર નથી- તેમજ એક બે વાકયમાં એ સમજાવી શકાય એમ પણ નથી; એ બાબતનો પૂરો ખ્યાલ આવવા માટે તો આખી 'ઉષા' વાંચી જવાની જરૂર છે. એની રગેરગમાં સ્નેહ છે ને સહુ સ્નેહીઓ પ્રત્યે એનો સમભાવ છે, 'સ્નેહેશ્વરના આશીર્વાદ ઉતરો સ્નેહનાં સૌ પંખીડાં ઉપર' એવો એનો અભિલાષ છે.

ને ઉષા કોણ ? આપણા એ પ્રશ્નનો જવાબ કવિ ઉપોદ્ઘાતમાં દે છેઃ 'જીવનનો દિવસ ઉગવાનો હોય છે તે પહેલાંની દેવસુન્દરી; વેદોએ જેનાં કીર્તન ગાયાં છે તે... ..ઉષાને ઓળખતો ન હો તો તું હારી પ્રિયતમાને ઓળખતો નથી......હારી પ્રિયતમાને પૂછજે, ને તે હને ઓળખાવશે કે ઉષા કોણ.' ગોવર્ધનરામની કુમુદ જરા પોચી છે; 'સરસ્વતીચન્દ્ર' વાંચતાં વાંચતા ઘણીયે વાર આપણને લાગે છેઃ 'કુમુદે આમ કર્યું હોતતો ઠીક'. ઉષા એવી પોચી નથી. ઉષા તો જ્યારે જે કરવા જેવું હોય છે તે કરેજ છે. કનૈયાલાલની પ્રસન્ન જરા વધારે તોફાની છે. 'પાટણની પ્રભુતા' વાંચતાં કોઇ કોઈ વાર આપણાથી કહેવાઈ જાય છે 'પ્રસન્ન બહુ તોફાન કરે છે.' પણ ઉષા તો ડાહી છોકરી છે. કુમુદ જરા તોફાની થાય, પ્રસન્ન રહેજ નરમાશ ધરે, તો બન્ને ઉષા સમાં બની જાય. ઉષા એટલે કુમુદ ને પ્રસન્નનું મિશ્રણ. 'ઉષા આજ્ઞાપાલક પુત્રી હતી, કહ્યાગરી કુંવરી હતી,' અને 'ઉષા કહે છે કે કેટલીક વેલ્લછામાંયે ડાહપણ હોય છે' એ બે વાકય ઉષાનું આખું ચારિત્ર્ય સમજાવવાને બસ છે.

ચન્દ્રિકા બીજી પ્રસન્ન છે; પણ વાર્તાની નાયીકા નથી એટલે એનું ચારિત્ર્ય પૂરબ્હારમાં આપણી સમક્ષ ખીલી નીકળતું નથી. એના હૃદયમાં એના ભાઇ માટે-વાર્તાના નાયક માટે અદ્‌ભૂત પ્રેમ છે ચન્દ્રિકાને માટે નાયક કહે છેઃ 'અમે ભાઇ બ્હેન પરસ્પરને પજવતાં પણ એકતારાના બે તાર

જેવા અમારા અનુકમ્પ હતા. ચન્દ્રિકાનો હું પરસ્પરનાં દિલનાં દિલાસા હતાં. ચન્દ્રિકાનાં જીવનનું એક લક્ષ્ય ઉષાનો ને પોતાના ભાઇનો સંયોગ કરાવી આપવો એ હતું ને અન્તે એ તેમાં સફળતા મેળવે છે. એનામાં રસિકતા છે, કળા છે, નોફાન છે, બધું જ છે, પણ ચન્દ્રનો પ્રકાશ ગમે એટલો મનોહર હોવા છતાં ઉષા પ્રગટતાંજ તે ફીકકો પડી જાય છે તેમ ઉષાની આગળ ચન્દ્રિકા અધુરી ને અધુરીજ લાગ્યાં કરે છે.

'ઉષા' માં આલેખાયલું જીવન તે ભૂતકાળનાં ને વર્તમાનકાળનાં, ગામડાંનાં ને શહેરનાં જીવનનું સુન્દર મિશ્રણ છે. નગરની કૂળવાન નારીઓ ગામબ્હાર આવેલી નદીનાં જળ ભરી લાવી નગરજનોને પાય; સાયકાળે નગરના કુમારો નદી કિનારેની પંચવટીમાં મર્દાનગીભરી રમતો ખેલે; ચાંદરણી રાતોએ સુન્દરીઓ ટોળે મળી ગરબાની ધુન જગાવે: એવા પ્રકારનું આદર્શ આર્ય જીવન 'ઉષા' માં આલેખાયું છે. આવું આદર્શ જીવન કોઈ સ્થળે કોઈ કાળે જીવાયું નહોતું ને જીવાતુ નથી એવી કોઇ ટીકા કરશે તો તે 'ઉષા' ની વાર્તાને લાગૂ પડી શકશે નહિ; કારણ કે 'ઉષા,' ની વાર્તા કોઇ ચોકકસ સ્થળે, ચોકકસ સમયે બનેલી નથી; એ તો કોઇ પણ સ્થળે, કોઇ પણ સમયે બની શકે એવી છે; એટલે વાર્તા માટે કવિએ જે પ્રકારનાં સ્થળ ને કાળ કલ્પ્યાં છે તે સામે આપણે વાંધો ઉઠાવી શકીએ નહિ.

'ઉષા' નું આખું પુસ્તક કવિતાના મોટા ભંડાર સમું છે. અલંકારોની એ ખાણ છે. એનાં પ્રત્યેક વાકયમાંથી રસ ઝરે છે, એનો પ્રત્યેક શબ્દ આપણાં હૃદયમાં કોતરી રાખવાનું આપણને મન થાય છે. 'કલાપીના કેકારવ' ને એકલાને આજે આપણે 'સ્નેહગીતા' કહીએ છીએ. ખત જતાં 'ઉષા' ને પણ આપણે એ નામથી ઓળખતા થઇ જઇશું.

અને 'ઉષા' નાં આખાં કાવ્યની ગૂંથણી માનસશાસ્ત્રના એક નિયમને આધારે થઈ છે: એ નિયમ તે 'મનનો પ્રિય વસ્તુ તરફ પક્ષપાત.' ઉષાનાં ચારિત્ર્યનું આલેખન તપાસતાં ઘડીભર લાગે છે કે આવાં ઉત્તમ ચારિત્ર્યવાળું પાત્ર જગતમાં–મનુષ્યસૃષ્ટિમાં સંભવેજ નહિ. પણ જગતના પ્રેમીઓની મહાસભા ભરી પ્રત્યેક પ્રેમીને પૃથક પૃથક પ્રશ્ન પૂછવો કે 'જગત્‌માં ઉષા જેવું ઉચ્ચ પાત્ર એકાદિક તો છે કે નહિ?' અને 'એક છે' એમ તો દરેક જણ કહેશે! પોતાની પ્રિયતમા કોઇને ઉષા સમી ન લાગે તો તેણે નકકી જાણવું કે પોતાનાં દિલમાં તેને માટે પ્રેમજ નથી.

---

# સ્ત્રી સુન્દર શા માટે?

લેખક-રા. પ્રેમરાય ગૌરીશંકર. એમ. એ.

[ સૌન્દર્યનો ઉદ્દેશ અને સન્દેશ સ્હમજાવનાર, વત્સલમાતા ભગિની કે પત્ની રૂપે રહેલી જગત્‌ની કલ્યાણમૂર્તિની માનસપૂજા. ]

મનુષ્યમાત્રનાં જીવનમાં પ્રથમ નિશાન્તમોહનો અનુભવ ત્યારે થાય છે, જ્યારે તે પ્રેમ શબ્દના જીવન્ત અર્થને પામે છે. તે અનુભવ અલૌકિક અકથ્ય એવી કોઇ પવિત્ર વાસનાથી તેનાં હૃદયને ઉભરાવી દે છે.–અને તે ક્ષણનો અનુભવ ચિરસ્મરણીય બને છે. કોટયાવધિ વર્ષોથી પરિચિત હોય એટલી ગાઢ પરિચિતતા પ્રેમ વિષે તે અનુભવે છે, અને સ્ત્રી એ શબ્દાર્થમાં સ્વર્ગની દિવ્યતા અને મર્ત્યલોકની અમૃતમય સુવાસિતા એ બેયની આત્મભૂત મૂર્તિ પ્રત્યક્ષ થાય છે. એ મૂર્તિના નિર્માણમાં વિશ્વવિહારિણી કૌમુદી અને જલવિહારિણી કુમુદિનીજ દેખાય છે. નિઃશબ્દજ્ઞાન તેતે બોધે છે કે સ્ત્રી એટલે મજ્જાદિથી બનેલાં ભૌતિક શરીર ધારણ કરનારીજ નહિ એના દેહ નિર્માણમાં તો જગત્તન્ત્રીની સુરાવટ અને ચન્દ્રિકાની શીતલતા, શિરીષનુ માર્દવ, ગુલાબનું માધુર્ય અને પુણ્ડરીકની શુભ્રતા યોજાયાં છે. એનાં નયન એ તો જીવનપથની પ્રકાશજ્યોતિ છે.

પરિચિતતાથી, વાસ્તવિક સ્પર્શાદિથી અસમંજસ સ્હમજાય છતાં એ તો અબોધ અજ્ઞેય એવી અન્ય વિશ્વની વાસિનીજ સ્હમજાય "તુ અર્ધ સ્ત્રી છે, અર્ધ સ્વપ્ન છે." અનેકે તેને આશ્ચર્યવત્ જોઈ છે, અને આશ્ચર્યવત્ સુણી છે. અનેકે તેને આશ્ચર્યવત્ વર્ણવી છે-છતાં તેને પ્રભુની પ્રભુતા રૂપિણીને, ન કોઇએ સુણી છે, ન કહી છે, ન જાણી છે.

મનુષ્યના પાસામાં રહેતી છતાં, તેના સર્વ વ્યવહારની સહચારિણી છતાં, સ્ત્રી એ તો બહુ અંશે કલ્પનાજ છે. તેની અર્ધાંગના છતાં સ્ત્રી એ તો એક ભાવનાજ છે. વર્ષોથી તેનો પરિચિત અનુભવનારને. જમાનાઓથી તેને ઓળખવાનું અભિમાન ધરનારને કોઇક ક્ષણે તેના વિષેના પોતાનાં પૂર્ણ અજ્ઞાનની પ્રતીતિ થઇ જાય છે. પ્રથમની ક્ષણે અનુભવેલી ન કળાય તેવી કોઇક સ્હમજણ એજ એ વિષેના જ્ઞાનની પ્હેલી અને છેલ્લી અવધિ કરે છે.

સ્ત્રી એ કવિવાણી વર્ણવે છે તે બધુ છે એટલુંજ નહિ પણ જે કોઇ પણ વાણી વર્ણવી નહિ શકે તે છે.

ગુલાબના સુવાસમાં કોઇ જડ તત્ત્વ હોઇજ ન શકે, કોકિલનો કણ્ઠ કલ્લોલ એનું જડ ભાષામાં બિમ્બજ ન પડે સ્ત્રી પણ જડ તત્ત્વોથી તેટલી નિરાળી છે.

સ્ત્રી પ્રત્યેની કવિહૃદયની રસિક ભક્તિ, એ તો અનાદિ સૃષ્ટિના આદિથીજ જનહૃદયના પ્રેમનું શબ્દરૂપ માત્ર છે. એ પ્રેમ તેટલોજ અબોધ્ય છે, જેટલી તે પોતે અગમ્ય છે. ભલે કોઇ આ પ્રેમનું સ્પષ્ટીકરણ કરવા મથે, એને અવાસ્તવિક એવી ભાવુકતાજ ઠેરવવા યત્ન કરે, અથવા તો અનિષ્ટ નામોથી દૂષિત કરે, છતાં મહામાયાની મૂર્તિ તરફની એ ભાવના એ તો એક એવી અગમ્ય સત્તા છે કે જેને જાણવાનું ભાન પામવું એજ એની અજ્ઞેયતાની પ્રતીતિ છે.

કેવળ એટલું એ અવયવભેદથીજ એ સ્ત્રી છે એમ કહેનાર વિજ્ઞાનશાસ્ત્રી, આ ચમત્કારને વધુ ચમત્કારી બનાવે છે. બકરીનાં આંતરડામાં માનવહૃદય ઉછળાવી મુકનાર સંગીત સાથે સંબંધ નથી: સ્ત્રીઓ અને પુરૂષ વચ્ચેના ભેદને કેવળ અવયવ ભેદનું પરિણામ કહેનાર દિવ્ય સંગીતને આંતરડાનું પરિણામ કહે છે. મેઘધનુષ્યની ચારૂતા એ તેના નિર્માણ અંશના વિજ્ઞાનથી નષ્ટ થતી નથી તેમજ સ્ત્રીત્વ એ અવયવ ભેદ છે એમ કહેનાર ' સ્ત્રી કહેવાતાં અદ્ભુત સ્વરૂપને અલ્પાશે એ સુગમતા અર્પી શકે તેમ નથી.

ખરેખર તો સ્ત્રીએ સ્થૂલરૂપમાં અવતીર્ણું મૃદુ સૌન્દર્ય છે અને કોઇ અતિ ઉચ્ચ હેતુથી પ્રભુએ તેનો વાસ આ દુનિયામાં કર્યો છે. સૌન્દર્યનો ઉદ્દેશ કે સંદેશ ગમે તે હો, પણ આ લોકમાં તો તે મર્ત્યત્વના વસ્ત્રોમાં, અમરતાના સ્થાનેજ છે. જડતાની પાછળ પ્રકાશ પાડતી એ માતૃજ્યોત છે. આ ક્ષણ પર્યવસાયી માનવજીવનમાં કાંઇક ગમ્ભીર મનોહર શોકમય સત્યનાં સૂચનો પ્રેરે છે. તેમનાં આ સૂચનોનું તેમને પોતાને પણ ભાન ન હોય એ કુદરતી છે. પુરૂષોને છે તેથી પણ પોતાની ઓછી સમજણ તેમને પોતાને છે. તેથીજ તેમની આસપાસ ઉભરાતાં અવનવાં આન્દોલનોમાં વિશેષતા આણવા તે મિથ્યા પ્રયાસ કરે છે. નયનમાં અંજન કે પગમાં મ્હેંદી એનેજ પોતાનાં મોહનાસ્ત્ર સ્હમજે છે! કેટલી દિવ્યતા! છતાં કેટલું અજ્ઞાન!

આ અજ્ઞાનથીજ સ્ત્રીઓ પુરૂષજાતી પોતાનાં સ્ત્રીત્વને વિશેષતા આપે તેને ઉણપ માની રોષ કરે છે. તેમને તો પુરૂષ પુરૂષ પેઠે સ્ત્રીઓ અને પુરૂષ વચ્ચેનો સંબંધ ભ્રષ્ટ લાગે છે અને તેમના સુન્દર શિરોધ ઉપરજ મોહ પામનાર એ શીર મ્હાહેની બુદ્ધિનું અપમાન કરે છે એમ માની લે છે.

ભલે તેઓ જોઇતું મેળવે છતાં સ્ત્રી એનો સ્ત્રીજ રહેશે તે ન્યાયાસન ઉપર બિરાજશે, તો અપરાધ દણ્ડની તીક્ષ્ણતાને કુણ્ઠિત બનાવશે અને સજાનામાના શબ્દમાં મૃદુતા ભરશે તેઓ રાજતંત્રના ચાલકો બનશે ત્યારે તેમના ભાષણની અર્થ ગંભીરતા ઉપર મુગ્ધ થવાશે તેટલોજ મોહ તેમની છટા અને હાવભાવથી થશે. ખરેખર! સ્ત્રી ગમે તેટલી મથશે તોય તે તો અમાનુષજ રહેવાની. ગમે તેવી પરિસ્થિતિમાં, ગમે તેવા સ્થૂલ કાર્ય પ્રદેશમાં પણ, સ્ત્રી ગણાવાનું તો તેને સહન કરવુંજ પડશે. સૌન્દર્યના અને ભેદના સ્વરૂપ રૂપે અવ્યક્ત એવી પણ ઉપાસના તો સ્વીકારવીજ પડશે. તેના ભાગ્યમાંજ આવી રમ્ય વિપત્તિઓ નિર્માઇ છે.. માનુષતા છતાં તેનાથી પણ વિશેષ તત્ત્વો તેનામાં છે. સામાન્ય જીવનના સામાન્ય કારભારમાં પડવા છતાં તેનો અસામાન્યજ રહેવાની. શુષ્ક વ્યવહારના મ્હોટાં હિસાબીખાતાઓની તે વ્યવસ્થાપક બનશે તોપણ કુદરતના ભેદ મન્દિરની પૂજારણ તે મટી નહિ શકે! માસિક પગાર મેળવતી કારકુન થશે તોય તેના પ્રસારા ઝરતાં વાતાવરણની બીજી વિજાતીય કારકુન ઉપર અસર થશે, અને પરસ્પરનો શિકાર કરવા મળેલા વ્યાપારી મંડળમાં તે કંઇકંઇ કુટુમ્બ ભાવનાના અણુ પ્રસરાવશે. અબલા છતાં તેની નિર્બળતામાંજ અખુટ બલનો સંચય છે. તેની નિર્બળતા એ એક સુકોમળ પુષ્પની નિર્બળતા જેવી છે. શું પુષ્પ એ જડ બળ નથી માટે ઓછું બળવાન છે? સ્ત્રીનું અને પુષ્પનું બળ જડ નથી માટેજ અસહ્ય છે!

આ તેમની સત્તાનું મૂળ તેમને પુરૂષોએ આપેલાં રક્ષણનું પરિણામ નથી; કારણ પુરૂષો તરફના આ રક્ષણનું મૂળ તેમના તરફની પુરૂષોની રસિકભક્તિ છે. જેમ કોઇ દેવમંદિરનું સઉ

રક્ષણ કરે છે, જેમ કોઇ વેદિને સ્પર્શદૂષિત થતાં રક્ષણ કરે છે. તેમજ સ્ત્રીઓનું પુરૂષ રક્ષણ કરે છે. સ્ત્રીઓનાં રક્ષણથી પુરૂષની પશુતા શમે છે. રક્ષિત કરેલો ધર્મ રક્ષે છે તેમજ રક્ષિત સ્ત્રી એપણ સમાજનું રક્ષણ કરે છે. કારણ સમાજમાં જે સ્થાન ધર્મનું છે તેજ સ્થાન સ્ત્રીનું છે, એનું કાર્ય સમાજની દિવ્યતાને પોષવાનું છે.

દરેક દેશમાં, દરેક કાળમાં, પ્રભુની પૂજાની સાથે જ શક્તિની પૂજા યોજાએલી છે એ આ મહાન સત્યની ઐતિહાસિક પ્રતીતિ છે, જે દેશમાં હૃદયની ઉંડામાં ઉંડી લાગણીઓ સ્હમજી શકાય છે. અને જે દેશનાં જીવનનું લક્ષ્ય કોઇક અલૌકિક અમરતા રખાયું છે તે દેશનાં ઉપાસ્ય તત્વેને મૂર્તિરૂપ આપતાં, માતાની કલ્પના અપાઇ છે. સ્વદેશભૂમિને આર્યપ્રજાઓએ માતૃભૂમિ કલ્પી અને ઇતરોએ પિતૃભૂમિ કલ્પી એમાં બહુ સૂક્ષ્મ ભેદ રહેલો છે.

જગતની માતા–તે છે કે જ્યાંથી પ્રાણી માત્ર પ્રથમ સ્નેહ, જીજીવિષા અને સર્વ ઉદાત્ત ભાવનાઓ અનાદિમય થયાં શીખે છે. ઉદાત્ત હોવું એ ભાવનાની સુન્દરતા છે. આ ઉદાત્ત તત્ત્વનું આધારસ્થાન સ્ત્રી છે, એટલેજ પ્રભુએ ત્હેને સુન્દર બનાવી છે. જ્યારે કોઇક દૈવી ઉદ્દેશ પાર પાડવો હોય છે, જ્યારે જગતની માટીમાં વસાવેલા અલૈકિક આત્માનો સુવાસ પ્રસરાવવો હોય છે ત્યારે પ્રભુ તે માટીની જડ મૂર્તિને સુન્દરતા અર્પે છે. સુન્દરતા એ પ્રભુની પુણ્યમયી મુદ્રા છે, એ મર્ત્યલોકમાં અમરતાનો સન્દેશ છે; અનેક સંશયાક્રાન્ત ચિત્તમાં પથરાયેલા અન્ધકારને કોઇક સુન્દરતાનાં કિરણોએ દૂર કર્યો છે.

જગતના અન્ધકારને નિવૃત્ત કરવા યોજાએલો સૌન્દર્યનો પુંજ તે સ્ત્રી.

---

ચ્હો તારા સાથે ધવલ નભગંગા ખળભળે,
રૂડાં પીળાં પીળાં થથી પર ધરે વાદળી હવે;
ધકેલી તેને આ અનિલ લઇ ચાલ્યો રમતમાં,
અને પેલી ચન્દા થરથર રહી ધ્રૂજી જલમાં !

—કલાપી.

---

# ગિરનારને અંકે—

૧

જ્યાં જન્મતીર્થનું રસાયન, પ્રાણ! ઝીલ્યું,
ને આપણું જીવિત ગાળ્યું સદા રસીલું,
સંલગ્ન પિતૃસહચારપદે વહ્યાં જ્યાં,
એ જીર્ણદુર્ગ ગિરિએ, ચઢિએ વળી ત્યાં;

૨

તારાક્ષરી સૃજનની, સખિ! ઝીલવાને,
આદેશ એ પ્રભુજીના, ધરી, ગુંજવાને,
નિઃશ્રેણીશા, વિચરીયે, સખિ! અંતરિક્ષે,
નારાયણાંશ–શરણે ગિરનાર–શૃંગે!

૩

ગ્રીષ્મે વનસ્પતિ પ્રતપ્ત ખીલેજ લીલાં,
સંસારની તપ–પ્રતાપ લીલાય એવી;
કેવો દૂરેથી દીન વત્સલ દીસતો એ?
છાતો, સખિ! તલપદે ગિરનાર, જોને!

૪

સૃષ્ટિતણી, સખિ! અનંતજ જે વિભૂતિ;
તેમાં ગિરિવરજ પ્રાણ! પૂરણ મૂર્તિ
નારાયણી પ્રકૃતિને ય સુહાવનારો,
જાણે તપસ્વી સુમહોત્તમ તારનારો!

૫

દૂરે ગિરિ–સિંહ, સમુદ્ર પ્રફુલ્લ ગર્જે;
તેના સૂરે હૃદય ગુંજન એય સર્જે!
પ્હાડી લયે પવન એ સખિ? જો ગજાવે–
તો આપણાં ઉર સરંગી ન કાં બજાવે?

જુનાગઢને જન્મતીર્થે }
વૈશાખી ગણેશચતુર્થી સં. ૧૯૭૮. }

લલિત.

# સાહિત્યનો શોખ.

સાહિત્યનો શોખ હોવો એ વર્તમાન જમાનાની ફેશન છે.

એક દિવસ હું મ્હારા ઘરના આગલા ખંડમાંના હીંચકા પર બેસી 'પરિમલ'ના શરદ અંકના પ્રુફ તપાસતી હતી. જરાક દૂર ખૂણામાં પડેલી ખુરસી પર પ્રેસનો માણસ પ્રુફ લઇ જવા માટે ખોટી થતો હતો. એટલામાં "કેમ કાંઇ ઓળખાણ પડે છે?" બોલતાં એક બ્હેન બારણામાં આવી ઉભાં, કૈંક કંટાળાથી, કૈંક આશ્ચર્યથી મ્હેં ત્હેના સામું જોયું ને પછી માનપૂર્વક હીંચકા-પર બેસાડ્યાં. ખરૂં કહું તો ત્હેમનુ સ્હેજ પણ ઓળખાણ તે સમયે મ્હને પડ્યું ન્હોતું, ને તત્ક્ષણ ઓળખાણ કરી લેવા જેટલું ધૈર્ય, શાંતિ, સમય પણ ન્હોતાં.

'પરિમલ'ના શરદ અંકની બડાઇ ફુંકતી જાહેરખબર લગભગ દરેક સુપ્રસિદ્ધ સાપ્તાહિકમાં પોણા બેમાસથી છપાતી હતી, અને દરવખતે ચાલુ અઠવાડિયામાં અંક તૈયાર થશે એમ ખાત્રી-પૂર્વક જાહેર થતું હતું; પણ એ બધું જૂનાં ગ્રાહકોને ટાઢા રાખવા માટે અને નવા ગ્રાહકોને લલચાવવા માટેની એક અતિ ચંચલ અને ફલદ્રુપ ભેજાંની છાપ આપતી યુક્તિનુંજ પરિણામ હતું. ખરી વાત એ હતી કે શરદ અંકને વિશેષ આકર્ષક કેમ બનાવવો એનો નિર્ણયજ તન્ત્રીજીએ કર્યો ન્હોતો થઇ શકશે કે નહીં એ શંકા ભર્યું હતું! અંતે એક દિવસ એ બોજો મ્હારા શીરપર નાખીને એક વાર્તાનું વસ્તુશોધવા રાજપૂતાનાના જુનાં ખંડિએરોની શોધમાં એઓ પ્રવાસે નીકળી પડ્યા જ્યાં લાંબો સમય રોકાવાનું થશે એવા સમાચાર બેજ દિવસ પૂર્વે તેમણે તાર મારફત મોકલી દીધા હતા.

બધાં માને છે કે મ્હારી પ્રકૃતિ બહુ શાંત છે, ગુસ્સો-રોષ જેવું તો મ્હારા સ્વભાવમાં છેજ નહીં; પણ સત્ય વાત તો એ છે કે સૈકાઓની શાંતિને ભુલાવી દે એવો ભયંકર ગુસ્સો કોઇ કોઇ-વાર મ્હને પણ ચઢે છે. 'પરિમલ'ના તન્ત્રીજીની આ અક્ષમ્ય બેદરકારી અને આપખુદીથી મ્હને એટલો બધો ગુસ્સો ચઢેલો કે; માસિકનું બધું કામ ખૂણામાં પડતું મૂકી તન્ત્રીજીની શોધમાં પ્રવાસે નીકળી પડવું ને ત્હેમને પાછા પકડી આણ્યા પછીજ શરદ અંક પ્રકટ કરવો એ વિચાર મ્હારા અકળાયલા મનમાંથી દૂર કરવા માટે મ્હેં લગભગ સાંઠ કલાક જેટલો સમય કંઇ પણ પ્રવૃતિ વિના ગૂમાવ્યો. આખરે 'પરિમલ' ભક્તોનાં તલસતાં હૈયાંએ અને આતુર-આશાભરી આંખોએ મ્હારા ગુસ્સાપર વિજય મેળવ્યો ને મ્હેં મ્હારી બધી ફરીઆદો કોરે મૂકી શરદ અંકનું કામ હાથ ધર્યું.

જે દિવસની વાત હું કરૂં છું તે મ્હારી ખરી કસોટીનો દિવસ હતો. પેલો દળદાર અને સચિત્ર અંક લગભગ તૈયાર થઇ ગયો હતો. આગલેજ દિવસે રાતના સાડાબારને ત્રણ મિનીટ છેલ્લા ફોર્મનાં છેલ્લીવારનાં પ્રુફ મ્હેં તપાસ્યાં ત્યારે એ જવાબદારીમાંથી થોડા સમય માટે મુક્તિ મળેલી માનીને મ્હેં અતિ હર્ષ પૂર્વક એક છુટકારાનો દમ લીધો હતો; પણ તે દિવસે સ્હવારમાં, જ્યારે હું મ્હારા રસ-ઓરડામાં લીલાં લાકડાં સળગાવવા મથતી હતી ત્યારે પ્રેસનો માણસ મેનેજરની એક ચીઠ્ઠી લઇને આવ્યો. રમુજી લેખોના સ્પેશિઆલીસ્ટ મનાતા પેલા મથુરાનંદ શર્માના "અનુ-

. મહેમાન" નામક એક લેખમાં; બ્રિટીશ શહેનશાહતને ઉથલાવી પાડવાનું ગુપ્ત સૂચન થાય એવો મિથ્યા ભ્રમ પ્રેસના માલિકને થવાથી હેણે તે છપાયલો આખો લેખ કઢાવી નાખવાની વિનંતી કરી હતી.

મ્હારી મૂઝવણનો પાર ન રહ્યો, 'પરિમલ' નાં ચારેક પાના જેટલું રસ્મુછ લખાણ ચીતરી નાખવું એ અમારા લેખક મંડળના કોઇ પણ સભ્ય માટે સહેજ હતું, પણ કોઇ એકાદ લેખકને વાત જણાવીએ, તે લખે. છપાય ને અંક તૈયાર થાય એટલો વખત ગ્રાહકો થોભશે કે નહીં પ્રશ્ન પણ ફેંકી દેવા જેવો ન્હોતો. મ્હારી નજર તરતની આવેલી ટપાલ પર પડી. કાગળોની ૬ થોકડી ટસટસતી આંખોએ મ્હારા તરફ જોઇ રહી હોય એમ મ્હને લાગ્યું, લગભગ સત્તાવન ગ્રાહકોએ શરદ્ અંક ક્યારે તૈયાર થશે એ પ્રશ્ન પૂછાવ્યો હતો, આગલેજ દિવસે જાતે તપાસ કરવા આવેલા કેટલાક સજ્જન ગ્રાહકોને મ્હેં કેમ સમજાવ્યા હતા ત્હેનું મ્હને સ્મરણ થયું. મ્હારી નજર આગળ બીજું શું એક ચિત્ર ખડું થયું. કેટલાક સમય પર મ્હેં એક ટુંકી વાર્તા લખી હતી. વાર્તાનો નાયક એક માસિકનો તન્ત્રી હતો. પોતાની અસાધારણ માંદગીના પરિણામે માસિકનો ખાસ અંક તે વખતસર તૈયાર કરી ન શકયો તેથી ગ્રાહકોના ઉશ્કેરાયલાં ટોળાંએ ત્હેની ઑફિસ પર 'અંક લાવો નહિં તો પૈસા પાછા આપો' કહી ધાતકી હુમલો કર્યો હતો મ્હારી પોતાની લખેલી કાલ્પનિક વાર્તામાંનું કરૂણ હાસ્ય ઉપજાવતું આ ચિત્ર મ્હારી આંખ આગળ તરવરવા લાગ્યું—મ્હારૂં હૃદય ન સમજાય એવા ભયથી કંપી ઉઠયું; તરતજ મ્હેં મ્હારાં બધાં કામ પડતાં મૂકયાં ને રાજપુતાનાનાં ખંડિએરો વિષે ગપગોળા ફેંકતો—હસતાંને યે રડાવે એવો એક લેખ ચીતરી કાઢયો ને પ્રેસમાં રવાના કર્યો. જે પ્રેસમાં અમારૂં 'પરિમલ' છપાતું હતું તે પ્રેસ પોતાની ચપળતા માટે પૂર્ણ પ્રખ્યાતિ પામેલું હોવાથી બપોરના બાર વાગ્યે જ્યારે પેલાં બ્હેન મારી મુલાકાતે આવ્યા ત્યારે તો હું 'રાજપુતાનાનાં ખંડિયરો' એ લેખનાં છેલ્લાં પ્રુફ તપાસતી હતી.

જેઓને આવા પ્રસંગોનો અનુભવ થયો હશે તેઓ મ્હારી એકએક પળ કેટલી કીંમતી હતી એ સ્હેલાઇથી સમજી શકશે એકાદ પળ ચૂકયાં તો ખલાસ-મ્હારી નજર સામે ગ્રાહકોનું ઉશ્કેરાયલુ ટોળુ પળપળ ગણતું ઉભું હતું !

સારાસારનો વિચાર કર્યા વિના ઉશ્કેરાઇ જાય એવા—અસભ્ય ટોળાંના હુમલાથી ડરવાનું મ્હને કંઇજ કારણ ન્હોતું; હું એક મજબુત બાંધણીના સુરક્ષિત ઘરમાં વસતી હતી. રક્ષણના સર્વ સાધનો પણ મ્હારી પાસે હતાં ને હું માનતી હતી—માનું છું કે જગતમાં એવી કોઇ વ્યક્તિ નથી વસતી કે જે મ્હારા પર કે મ્હારા ઘર પર કોઇ પણ રીતનો હુમલો કરવાની શક્તિ ધરાવતી હોય, પણ, માસિક તરફની ગ્રાહકોની નીઃસીમ ભક્તિ, ક્યારે અંક તૈયાર થાય કે વાંચીએ એ ઇચ્છાથી તલપી રહેલાં ત્હેમના ભાવ ભર્યાં હૈયાં એ બધું મ્હારે તો વિચારવાનુ હતુ ને તેથીજ મુલાકાતે આવેલાં બ્હેનને આદર પૂર્વક બેસાડીને મ્હેં ફરી મ્હારૂં કામ શરૂ કર્યું.

દસ-પંદર મિનીટમાં મ્હારૂં કામ પૂરૂં થયું. પ્રેસમેનને થોડીક સૂચના સાથે પ્રુફ સોંપી રવાના કર્યો.

× ×

"એ શું હતું ?" આવી રીતે ખોટી કરવા માટે હું ક્ષમા માંગું ત્યાર પહેલાં પેલાં બ્હેને પ્રશ્ન કર્યો.

'પરિમલ' ના મુદ્દ, હમારે બહુ ખોટી થવું પડયું ખરૂં ? " મ્હે ઉત્તર આપતાં પ્રશ્ન કર્યો.

"'પરિમલ'? શું ચોપડી છાપો છો ?" હેમણે પૂછ્યું.

"ના 'પરિમલ' માસિક છે, તેના તન્ત્રીજી હાલ રાજપુતાનાનાં ખંડિએરો તરફ પ્રવાસે ગયા છે એટલે બધી વ્યવસ્થા અત્યારે મ્હને સોંપી ગયા છે " 'છાપો છો' શબ્દથી આવેલું હસવું રોકવાનો મિથ્યા પ્રયત્ન કરતાં મ્હેં કહ્યું.

"ઠીક ચલાવ્યું છે હમે પણ! સાહિત્યનો શોખ તો માણુસને હોવોજ જોઇએ, પણ એ શોખ બહુ થોડાંને હોય છે એમ હમને નથી લાગતું? એક ફેશન તરિકે તો સાહિત્યનો શોખ હોવોજ જોઇએ.

"ખરો શોખ થોડાંનેજ હોય છે. એ ખરૂં; બાકી ફેશન તરિકે તો ઘણાંને હોય છે."

"મ્હને પણ સાહિત્યનો શોખ છે. ને તે દિવસથી હમને યાદ હશેજ કે........."

"શું? કયા દિવસથી!" હેમને બોલતાં અટકાવી ને મ્હેં પૂછ્યું.

"તે દિવસથી–હું ધારૂં છું કે હમે એ નહીજ ભૂલ્યાં હો તે–દિવસ–"

બ્હેન! "હમારૂં નામ કહેશો?" અધિરાઇથી મ્હેં પૂછી દીધું

" વાહરે રે શાંતા બ્હેન! (કેટલાક લોકો મ્હને એ નામે પણ ઓળખે છે.) બધું ભુલી ગયાં? તે દિવસ–ફિમેલ ટ્રેનિંગ કોલેજમાંની બારી આગળની પેલી બેંચ......તે દિવસ પણ ભુલી ગયાં? ગુજરાતી સાહિત્ય–"

એકાએક મ્હને એક વાતનું સ્મરણ થયું ને તરતજ મ્હેં એમને ઓળખી લીધાં. એમનું નામ વિલાસવતી હતું.

તે કોલેજમાંની બારી આગળની એક બેંચ પર બેઠાંબેઠાં એક દિવસ અમે સ્ત્રીઓને ન શોભે એવી મસ્તી કરતાં હતાં; એટલામાં સ્ત્રીઓની સભ્યતા અને સદ્ગુણો માટે અનહદ માન ધરાવનાર એક યુવાન પ્રોફેસરે પોતાની હાજરીની અમને ખબર આપવા માટે થઈ શકે એટલો જોડાનો અવાજ કરીને ઓરડામાં પ્રવેશ કર્યો. આ પ્રોફેસર માટે કોઇને કોઇ જાતની ફરિયાદ નહોતી. તેઓ કદિ કોઇની વાતમાં વિનાકારણ માથું ઘાલતા નહિં. સૌ કોઇ હેમના તરફ માનથી જોતું હેમની રગેરગમાં સ્ત્રી સન્માનનું ને સ્વદેશ પ્રીતીનું લોહી ઉછળતું, આવા સજ્જન પુરૂષ આગળ અમારી મસ્તી પ્રકટ થઇ એ માટે અમે શરમથી નીચું જોઇ રહ્યાં હતાં ત્યારે હેમણે પ્રસંગ ભૂલાવવા માટે ગુજરાતી કવિતા વિષે ચર્ચા કરવા માંડી.

વિલાસવતી બ્હેનને ગુજરાતી કવિતાને ગુજરાતી સાહિત્ય પર કૈંક અરૂચી હતી. અંગ્રેજી નવલકથાઓનો એમને શોખ હતો ખરો પણ તે એઓ કહેતાં એવો નહીં, કદિક લ્હેર લાગે તો બે ચાર પાનાં વાંચી કાઢતાં. શોખ હોવો તો જોઇએ–ફેશનને ખાતર પણ–એમ એમને લાગતું ને તેથી હું અંગ્રેજી સાહિત્યનો–નવલકથાનો ખાસ શોખ ધરાવું છું એમ એઓ કહેતાં "ગુજરાતી સાહિત્યમાં શોખ ધરાવવા જેવું કશું છેજ નહીં. નથી એમાં ઉન્મત હૈયાનાં પ્રેમ સંભપરો; નથી એમાં પ્રીતિની અંતિમ દશાએ પહોંચેલાં પ્રેમમગ્ન–સમાધિસ્થ પ્રણયીઓ કે નથી પ્રિયતમાના વિરહથી ભાન ભૂલેલી વ્યક્તિના પ્રલય કાળની અગ્નિ જ્વાલા જેવા ઉષ્ણ નિઃશ્વાસો ને સાહિત્ય એટલે શું? એમાં તો રસની છોળો ઉછળવી જોઇએ" કોઇ કવીને શોભે એવી ભાષામાં કોઇકવાર છટાથી એઓ આવું કહી નાખતાં.

કોણજાણે કેમ તે દિવસે એમણે ગુજરાતી કવિતાની ચર્ચામાં ખૂબ રસપૂર્વક ભાગ લીધો, ચર્ચા ાનંદના નળાખ્યાન વિષે હતી. જ્યારે પ્રોફેસરે—

ધોવાયું કાજળ આંસુએ, વેદનાએ વ્યાકુળ;
અરધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું પટકુળ-ભૂલિ—

તથા—

પૂછયું ઉંચા દ્રુમને, તારી ગગને ગઇ ડાળ;
તરુપતિ જો મારી વતી, કયાંહીં દિસે ભૂપાળ-ભૂલિ—

એ લીટીઓનાં ઉંડા ઉંડાણમાં ઉતરીને એમાંથી છલકાતા કરુણ રસનું ખૂબી ભર્યું વર્ણન ર્યું ત્યારે વિલાસવતી આંખો લૂછતાં લૂછતાં ગળગળે સાદે બોલ્યાં. " શી દશા. "

એ દિવસ પછી એમણે ગુજરાતી સાહિત્ય વિષેનો પોતાનો મત બદલ્યો ને જ્યાંજ્યાં પ્રસંગ ળે ત્યાં ગુજરાતી સાહિત્યની પ્રશંસા કરી પોતે તેનો ખાસ શોખ ધરાવે છે એમ અભિમાનથી કહેવા લાગ્યાં, એમનો આ શોખ વધારવાના-ચાલુ રાખવાના થાય એટલા પ્રયત્ન કરવાનું હું પણ ચૂકતી નહીં. એમને જોઇતાં ગુજરાતી પુસ્તકો પૂરાં પાડવાનું મ્હેં માથે લીધું; પણ કોઇક અણધાર્યા અકસ્માતથી અમે છૂટાં પડયાં ને ફરી કોઇ દિવસ મળી શકયાં નહીં.

x x

તે વાતને છ-સાત વર્ષ વીતી ગયાં હતાં. એટલા વખતમાં એમનામાં ને મ્હારામાં એટલો બધો ફેર થયો હતો કે એઓ મ્હને કેવી રીતે ઓળખી શકયાં ને મ્હારો પત્તો કેમ મેળવ્યો એ પ્રશ્ન મ્હેં અજાયબીથી પૂછયો

" ઓહો! એ તો બહુ સ્હેલું હતું " જાણે બેએક માંસમાંજ પાછાં મળ્યાં હોઇએ એવા સહજ ભાવથી એમણે કહ્યું. " જુઓને શાંતાબ્હેન! તે દિવસ પછી ગુજરાતી પુસ્તકોનુ તો મ્હને કેવું ગાંડું લાગેલું એ તમે જાણો છો ને? વડોદરેથી અકસ્માત જવાનું ન થયું હોત તો અત્યાર સુધીમાં હું કેટલાં પુસ્તકો વાંચી શકી હોત એ વિચાર જયારે જયારે આવે છે ત્યારે હું મ્હોંએ માથે ગોદડું ઓઢીને થોડુંક રોઇ લઉં છું, તમે શાંતાબ્હેન જાણો છો ને મ્હને સાહિત્યનો કેવો શોખ છે? ને ત્હેમાંયે ગુજરાતી સાહિત્ય.. ... "

મ્હેં હા કહી.

" હું વડોદરેથી ગઇ તેને આગલે દિવસે શું બન્યું હતું તે યાદ છે ? "

" હા. આપણે બાગમાંના ઝૂલતા પૂલ પર ખૂબ તોફાન કરતાં હતાં, ને ધસીધસીને ચાલવાથી પૂલ ઝોકાં ખાતો હતો તે તરફ ધ્યાન આપ્યા વિના નર્મકવિતા વિષે વાતો કરતા હતા " મ્હેં ઉત્તર આપ્યો. જુનાં સ્મરણો મ્હારા મનમાં પણ તાજાં થતાં હતાં.

" બરાબર; ત્હમે બીજે દિવસે નર્મ કવિતાનું પુસ્તક મ્હને પહોંચાડવાનાં હતાં, પછી તો મ્હારે જવાનું થયું, અકસ્માત એ બધું શું બન્યું, ને એટલો બધો વખત ત્હમારી શોધ કેમ ન કરી એ તો બહુ લાંબી વાત છે. પણ એ બધો વખત હું નર્મ કવિતાને તો નજીજ ભૂલી હોં, ને એ ભૂલાય પણ કેમ? જેને સાહિત્યનો...... "

" પછી વાંચી કે નહીં 'નર્મ કવિતા'? " એમને બોલતાં અટકાવીને મ્હેં પૂછ્યું.

" ક્યાંથી વાંચું ? ત્હમે તો હજી આજે સુણ્યાં. પણ આટલા વર્ષમાં એક ઘડી પણ એ પુસ્તકને હું ભુલી હોઉં......"

" પણ ત્હમે બીજે કોઇ સ્થળે તપાસ પણ ન કરી ? નર્મ કવિતા જેવું પુસ્તક તો ગુજરાતના બધા સુપ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળી શકત " એમના સાહિત્યના શોખ માટેનું મ્હારૂં કુતુહળ વધતું જતું હોવાથી મ્હેં પ્રશ્ન કર્યો.

" બુકસેલરને ત્યાં ? અરે શાંતા બ્હેન! એ બુકસેલરોને સાહિત્યનો રહેજ પણ શોખ હોય છે એમ ત્હમે માનો છો ? એમનું ધ્યાન પૈસા કમાવામાં. એ લોકો આપણાં જેવાંની–આપણા સાહિત્યના શોખની કદર શી કરવાના હતાં ? ને હું તો જેને સાહિત્યનો શોખ ન હોય એવા માણસ પાસે ઉભી રહેતાં પણ લજવાઇ મરૂં; કોઇ આપણે માટે શું ધારે ? એને પણ સાહિત્યનો શોખ નહીં હોય એમજ ધારે ને ? "

કોઇ શું ધારે એ વિષેનું મ્હારૂં જ્ઞાન અપૂર્ણ હોવાથી એમના પ્રશ્નનો શો ઉત્તર આપવો, એ મ્હને સમજાયું નહીં; આ સાહિત્યનો શોખ કયા પ્રકારનો કહેવાય એ પણ મ્હને ન સમજાયું. નર્મ કવિતા તરફની આવી પ્રીતિ છતાં છ છ વર્ષ એમણે જે શાંતિ-ધૈર્યથી તે મેળવવાના કંઇપણ પ્રયત્નવિના કાઢ્યાં એ માટે મ્હને એમની દયા આવી કે અદેખાઇ થઇ તે પણ હું ન સમજી શકી! પણ–મ્હારાથી હસી દેવાયું.

× × ×

મ્હને અમારા ' પરિમલ ' ના ગ્રાહકોનું સ્મરણ થયું, મ્હારી પેલી કલ્પીત વાર્તામાંના બળ-વાખોર ગ્રાહકોનું પણ પાછું સ્મરણ થયું. ' પરિમલ ' ના ગ્રાહકો વિલાસવતીના જેવા ધૈર્યથી ' પરિમલ ' માટે દીર્ઘ તપશ્ચર્યા કરતાં શીખે તો ' સાહિત્યનો શોખ એ નામનું એક અપૂર્વ–પાંચ અંકી નાટક લખું વગેરે કંઇક'ઇ વિચારો મ્હને થયા !–પણ એટલામાં મ્હારી વસંત પેલું ' નર્મ કવિતાનું પુસ્તક લઇને આવી ને મ્હેં વિલાસવતીને–પુસ્તક માટેની ત્હેમની પ્રીતિ અને તપશ્ચર્યાની પ્રસંશા કરતાં–તે ભેટ આપ્યું ! ને તે માટે એમણે મ્હારો ઉપકાર માન્યો.

પણ, પોતાના સાહિત્યના શોખ વિષે એમણે ઘડીપણ વિસામો લીધા વિના એવી કૌતુકભરી કેટલીક વાતો કહી કે આટલે વર્ષે મ્હારો પત્તો એમણે કેવી રીતે મેળવ્યો એ પ્રશ્ન પૂછવો પણ હું તો ભુલી ગઇ.

થોડીવાર પછી એઓ ફરી એકવાર આભાર પ્રદર્શિત કરીને નર્મકવિતા લઇ ઘેર ગયાં ! ને મ્હને લાગે છે કે...હા, એ દયાજ હશે–મ્હને એમનાં સાહિત્યના શોખને માટે એમની દયા આવી !!

" નલિની "

# સ્ત્રીનું સ્વાતંત્ર્ય.

લેખક—" એક યુવક. "

## અંક ત્રીજો-ચાલુ.

લેડી મનોહરદાસનો મ્હોટો હોલ.

( ગતાંકથી ચાલુ. )

સર: ( આવતાં-વિજયાને દૂરથી જોઈને ) કોણ-એ મ્હારા આશ્રિતની છોકરી વળી કોણ છે ? સાળા મ્હોટા માણસોને સાળા આશ્રિતો બહુ અને સાળા આશ્રિતોને સાળી છોકરીઓ બહુ. ( એ પાસે આવતા જાય છે. )

વિજયા: ( નીચેથી ઉપર જોઈને ) મધુસૂદન ! મ્હને ત્હમે નથી ઓળખતા ? ત્હમારા બધા આશ્રિતોની બધી પુત્રીઓ કરતાં મ્હારી પદવી કંઈક જુદીજ હતી. મ્હારી સ્હામું જુવો ! ( વિજયા એક પગલું આગળ વધે છે ને પોતાની આંખો સરની આંખો સ્હામી લાવે છે. ક્રોધથી ને ઉશ્કેરાટથી ત્હેનું આખું અંગ ધ્રુજે છે ને આંખો લાલ થઈ જાય છે. )

સર: 'મધુસૂદન'! (પાસેની ખુરશી પર એ પછડાય છે. ત્હેનાં મુખ પરનું લોહી ઉડી જાય છે. થોડી વાર નીચે જોઈ આખરે તે વિજયા સ્હામું જોવાની હિમ્મત કરે છે ) આટલે વર્ષે તું અહિં ક્યાંથી નિકળી આવી ? શું મ્હારું વેર લેવા તું મ્હારી પાછળ ભમતી હતી ? મ્હને મારી નાંખ-મ્હારું જોઈયે તે કર-પણ તું અહિંથી જા-મ્હને ભૂલી જા !

વિજયા: ( કંઈ પણ લાગણી વગર ) હું એકજ વાત કહેવા આવી છું. સ્ત્રીઓને મત આપવા માટે જે ઠરાવ છે એ પસાર થવા દ્યો.

સર: એટલે ? એવું કદી બની શકે નહિં. હું એમ કરવાની સ્પષ્ટ ના પાડુ છું. તું કોણ મ્હને એમ આજ્ઞા કરનાર ?

વિજયા: એમ ! (સ્હેજ આગળ વધીને ) તો, સર વલ્લભદાસ, કાલેજ ત્હમારા ભવાડા બ્હાર પડશે. આખા મુંબઈમાં ત્હમારી કીર્તિ ફેલાશે. પછી સરકાર કે પ્રજા ત્હમને શું માન આપશે. ત્હમારે મુંબઈ છોડી ન્હાશી જવું પડશે.

સર: પૂરાવો શો છે ?

વિજયા: મ્હારું ને ત્હમારું અંતઃકરણ.

સર: મનુષ્યનો ન્યાય એટલાથી સંતોષ નથી પામતો. ત્હારા જેવી રઝળતી છોકરીનું કોણ માનશે ?

વિજયા: ત્યારે ત્હમે મ્હારી ગરીબાઈનો લાભ લેવા માંગો છો એમ—

સર: ( ખુરશી સાથે આગળ વધતાં ) જો-મ્હારું કહ્યું માન. તું જે કહે તે આપવા તૈયાર છું. ત્હારે માટે જે પણ જોઈયે તે માંગ.

વિજયા: ( ચપળતાથી ) ત્યારે ત્હમે એમ તો માનો છો કે ત્હમારો કંઈક વાંક ગુન્હો છે-કે ત્હમે મ્હને હાનિ કરી છે.

સર: ત્હેની હું ક્યાં ના પાડું છું ! પણ એ દોષમાં ત્હારો પણ ભાગ છે.

વિજયા: ( નિશ્વાસ નાંખીને ) મ્હારો ભાગ ! ભૂખે મરતી અજ્ઞાન નિર્દોષ-ખિલતાં કુસુમો જેવી બાળાઓને પટાવીને, છેતરીને, ઠગીને, ખોટાં વચનો આપીને દુષ્ટ પુરુષો અનીતિને માર્ગે

લઇ જાય એમાં એ ભોળી બાળાઓનો શો દોષ! એજ લાગણી સ્ત્રીના હૃદયમાં પોષવામાં આવે છે છતાંયે સ્ત્રીનું ચારિત્ર્ય પણ એકજ એ ગુણપર આધાર રાખે છે. પુણ્ય ને પાપ વચ્ચેનો ભેદ સમજીયે તે પ્હેલાં ત્હમે હમારો નાશ કરો છો.

સર: હમેશ પુરુષનો વાંક કહાડવો યોગ્ય નથી.

વિજયા: કોઈકવાર એમનો દોષ નથી હોતો પણ સહન હમેંશ સ્ત્રીઓને કરવું પડે છે. એ યોગ્ય છે? દુઃખ ને શરમ સ્ત્રી પર પડે છે. પુરુષો તો "ફાંકડાઓ" દેખાય છે. સ્ત્રીની નબળાઇનો લાભ લઇ ત્હમે સિદ્ધાન્ત વગરના અને અસ્થિર થાઓ છો. પુરુષને પણ સરખોજ ગુન્હેગાર ગણવો ન જોઇયે? અનીતિથી પુરુષ અને સ્ત્રી બંને દુઃખી તો થાય છે પરંતુ સ્ત્રી જન્મથી પુરુષને "પ્રભુ" સમાન ગણતી આવી હોય છે એટલે પુરુષ જો ત્હેને નરકમાં જવાનું કહે તો તે નરકમાં પણ જાય એટલી તે કહ્યાગરી છે.

સર: છેક એમ નહિં. બંને સાથે નરકમાં પડે છે. બંનેના કપાળ પર કલંક લાગે છે.

વિજયા:હા, બંને સાથે પડે છે. પણ ઘણુંખરૂં તો પુરૂષ વ્હેલો પાછો આવે છે, બંનેના કપાળપર કલંક લાગે છે પરંતુ કોણ જાણે કેમ પુરૂષના કપાળપરથી એ પ્રથમ ભૂંસાઇ જાય છે.

સર: (ઉઠવાનો પ્રયાસ કરતાં) તું નકામો વખત ગાળે છે. ચાલ હું જાઉં છું.

વિજયા: (હાથ લાંબો કરી) જો અહિંથી ખસ્યા છો કે બૂમ પાડી છે તો યાદ રાખજો!

સર: (ખુરશીપર પાછા પડતાં) હા એજ શબ્દો મ્હેં ત્હને કહ્યા હતા. તું પાછા મ્હને એ સંભળાવે છે. મ્હારા કાનમાં એના પડઘા પડે છે. તે વખતે મ્હારો હાથ ઉપર હતો. આજ ત્હારો છે.

વિજયા: ના, ના. મ્હારો હાથ ઉપર નથી. (અચાનક યાદ આવ્યાથી ઉશ્કેરાટ સાથે) છતાં મ્હને આપવા ઇચ્છો છો તો આપો–આપો!

સર: (ગભરાટથી) શું! શું! ત્હારે શું જોઇયે છિયે?

વિજયા: (ઘુંટણપર પડીને) મ્હારી પાસેથી ત્હમે લઇ ગયા છો તે. મ્હારા બન્ધુઓ પરનો મ્હારો વિશ્વાસ, ત્યારથી હું મ્હારા ભાઇઓને ચોરો, ઠગારાઓ માનું છું. મ્હારોએ અવિશ્વાસ લઇ લ્યો અને મ્હારો જુનો વિશ્વાસ, સ્નેહ, શ્રદ્ધા, મ્હને આપો! હું આજ્ઞા નથી કરતી વિનંતી કરૂં છું.

સર: એ વાક્યો કરતાં કંઇ વધુ સત્ય વસ્તુ માંગ. મ્હારે લીધે ત્હારે જે સહન કરવું પડયું હોય તો એનો બદલો હું શી રીતે વાળી આપું? ત્હારા દુઃખનું નિવારણ કરવાનો રસ્તો મ્હને બતાવ.

વિજયા: હું તો હવે જીવતી ને મૂવેલી સરખીજ છું. ભૂતકાળનાં મ્હારાં દુખો કરતાં બીજી સ્ત્રીઓનાં વર્તમાનકાળનાં દુખો મ્હને વધારે સાલે છે. અંધારી કોટડીમાં વસતી ગરીબ મજુરોની સ્ત્રીઓને યાદ કરૂં છું, હલકા ધંધાથી પેટ ભરતી અવનતિ પામેલી સ્ત્રીઓને હું સંભારૂં છું, ત્યારે મ્હારા જેવી એક ક્ષુદ્ર વ્યક્તિનું દુઃખ હું ભૂલી જાઉં છું.

સર: ખરી વાત. ભૂતકાળને સંભાર્યાથી કંઇ લાભ નથી.

વિજયા: પણ ભૂત ને ભવિષ્ય બંને એકજ છે. વર્તમાન રચતાં જગત બાળકોને એ બંનેનો વિચાર કરવો પડે છે.

સરઃ ત્રીજીવાર હું પૂછું છું કે હું શું કરૂં ?

વિજયાઃ ત્રીજીવાર હું ત્હમને કહું છું કે અમને મદદ કરો.–અમને એટલે મ્હને નહિં. પણ સ્ત્રીજાતને. ત્હમે સ્ત્રીના મિત્ર થાઓ. (અદ્દ્ભુત લાગણીથી) જે પુરૂષે એક સ્ત્રીનું ભવિષ્ય ખરાબ કર્યું છે–પ્રભુને ખબર કે બીજી કેટલીનાં ખરાબ કર્યાં છે–તે પુરૂષ હજારો સ્ત્રીઓનું સારૂં કરશે. જેવી રીતે ત્હમે મ્હારી તરફ વર્ત્યા છો એવી રીતે ભવિષ્યમાં કોઇ પુરૂષ કોઇ સ્ત્રી તરફ વર્તે નહિં એમ ત્હમારે કરવું પડશે.

સરઃ (ધ્રુજતાં) શી રીતે ? કેવી રીતે હું એમ કરી શકું ?

વિજયાઃ (સુદૃઢ અવાજે) સ્ત્રીઓની અનાથ ને પરતંત્ર અવસ્થાનો નાશ કરીને, ત્હમે મ્હારી આપણી–વ્હાલી પુત્રીને મારી નાંખી. મ્હને મારી નાંખીને જીવતી રહેવા દીધી. હવે ત્હમે સ્ત્રીજાતિને ઉગારો–એમને સ્વતંત્ર થવા દ્યો. એ ન કરી શકો તો એમની સ્વતંત્રતાની આડા તો નજ આવો. પરંતુ ત્હમને ભય છે કે ત્હમને સ્વતંત્રતા મળવાની સાથેજ તેઓ કહેશે "પ્રમાણિક મહેનત કરી પૈસા રળનાર મજુરણ કરતાં ત્હમારી નીચ વાસનાઓ પૂરી પાડનાર સ્ત્રીઓને ત્હમે વધારે પૈસા આપો છો એવું હમે ખમી નહિં શકિયે." આથી ત્હમારા ખિસ્સાને તથા ત્હમારી વાસનાને–બંનેને વાંધો આવશે. તેથી ત્હમે સ્ત્રીઓને આદર્શરૂપ પત્ની થવાની, તથા પતિસેવા કરવાની શિખામણો આપો છો, એ મતલબનાં લાંબા ને વિદ્વતાભર્યાં ભાષણો આપો છો, ને સુંદર શબ્દોવાળા લેખો લખાવો છો, તથા એ માટે મંડળો ને સમાજો ને એવી કંઇ અસંખ્ય સંસ્થાઓ સ્થાપો છો. જ્યારે એનો ખરો ઉપાય તદ્દન રહેલો છે.

સરઃ (તદ્દન ગભરાઇને) તું કરવા શું માગે છે ?

વિજયાઃ આ ઠરાવ ત્હમારે પાસ થવા દેવો–નહિં તો ત્હમે જગજાહેર થઇ જશો. પરંતુ એથી વધારે પણ હું કરી શકીશ.

સરઃ હજી ,મ્હને તું ધમકી દેખાડે છે ?

વિજયાઃ ના, ના. આતો પ્રથમથી હું ત્હમને તૈયાર કરૂં છું.

સરઃ શાને માટે તું મ્હને તૈયાર કરે છે.

વિજયાઃ જે કાર્ય ત્હમારે કરવુંજ જોઇશે ત્હેને માટે; ત્હમે આ ભાષણ ફાડી નાંખો. મ્હારી સહાયે કોણ છે ત્હમને ખબર છે ?

સરઃ કોણ ! હજી બીજું કોણ છે ?

વિજયાઃ જે નવી ભાવના દેશોમાં પસરે છે ને પ્રજાઓને પ્રેરે છે તે ભાવના મ્હારી મદદે છે. વિજળીના જેવી એ પણ નવી છતાં જુની છે. જગતના આરમ્ભથી એ ત્યાં હતી. અચાનક જગતનો અંધકાર ભેદવા એ નિકળી આવી છે.

સરઃ (પોતાના ગજવામાંથી કાગળ કહાડીને) લે ! આ ત્હારા દેખતાં હું આ ભાષણને ફાડી નાંખું છું. આપણી મૃત બાળકીના સોગંદ ખાઇ કહું છું કે એ ઠરાવની હું વિરુદ્ધ નહિંજ પડું. (ભાષણ ફાડી નાંખે છે.)

વિજયાઃ એને માટે ત્હમારો ઉપકાર. પરંતુ ત્હમારા સેક્રેટરી એમ થવા નહિં દે.

સરઃ ધણી કોણ છે સેક્રેટરી કે હું ? (ત્યાં તો બ્હારનું બારણું ખખડે છે એટલે વિજયા જોડાજોડના ઓરડામાં ચાલી જાય છે.)

ભાનુ: ( દાખલ થઇને ) અત્યંત દિલગિર છું, સાહેબ, મ્હારે પણું મોડું થયું પણ મ્હારાં 'વાઇફ' ઘેરજ ન્હોતાં.

સર: ( સ્વસ્થ થઇ–આશ્ચર્ય બતાવવાનો પ્રયત્ન કરતાં ) ઘેરજ ન્હોતાં! સાજું એ શું?

ભાનુ: નાઠી ઘેર ગયાંજ નથી તેમ એમના કોઇ ઓળખીતાને ત્યાં પણ નથી. પરંતુ ત્હેની કંઇ ચિન્તા નહીં આપ વાત તો કરી રહ્યા હશો એટલે આપણે જલ્દી ચાલીયે.

સર: ભાનુકુમાર; એ સાળા ભાષણની આપણે કોઇને વાત નથી કરી એજ ઠીક છે ( ભાનુ ફરતાં ફરતાં અટકી જાય છે ) કારણ કે આ ઠરાવની હું વિરુદ્ધ પડવા માંગતોજ નથી.

ભાનુ: ( સ્તબ્ધ થઇને ટગર ટગર જોતાં ) સાહેબ! સાહેબ! આપની તબીયતને ઠીક નથી લાગતું.

સર: થેંક્યુ ભાનુકુમાર હું તદ્દન સારો છું. મ્હારૂં મગજ ઠેકાણે છે. ( હાથમાં દાબી મૂકેલા કાગળના કકડા દેખાડીને ) જુવો ભાષણની તો આ વ્યવસ્થા મેં કરી છે. ત્હમારા ગયા પછી લેડી મનોહરદાસને પણ હું મળ્યો નથી. હું વિચાર કરતો હતો.

ભાનુ: ( અકળાઇને ) શેને વિશે?

સર: બધાને વિશે. અને વિચાર કરતાં મ્હને એમ લાગ્યું કે આ ભાષણથી લાભ કરતાં હાનિ વધારે થશે. તેથી મ્હેં આમ કર્યું.

ભાનુ: સાહેબ, ત્હમને શું થયું છે? આપણાં કાર્યો તે એમ ન્યાયના ત્રાજવામાં જોખવાનાં હોય? એ તો બીજાં કાર્યોનીજ એમ સૂક્ષ્મદર્શક યંત્રવડે તપાસ થાય. આપણાં કાર્યોથી કદી હાનિ થાયજ નહીં. અને કદી થતી હોય તોપણ આપણાથી એવું માનીજ શકાય નહીં. એમ લાભ ને હાનિનો વિચાર કરવા બેસીએ તો આપણે કંઇ કરી શકીયે નહીં.

સર: આપણો વિરોધ ગેરવાજબી છે ને પ્રજામાં અપ્રિય થશે.

ભાનુ: આપણો કોઈ વિરોધ ગેરવાજબી હોઇ શકેજ નહિ. અને આપણા બધા વિરોધ અપ્રિયજ થાય. વળી, જો તમારે પ્રજામતજ આપણી સહાયમાં જોઇતો હોય તો એ બનાવતાં કેટલી વાર? પચાસ રૂપીઆ પત્રકારને આપતાં જોઇએ તેટલાં પત્રો આપણી તરફમાં લખશે.

સર: એ મ્હારે જોવાનું છે. ત્હમારે મ્હને તાબે થવાનું છે.

ભાનુ: ( આગળ વધીને ) હું દિલગીર છું, સર વલ્લભદાસ, પણ આ બાબતમાં તો હું તાબે થઇ શકીશ નહિ.

સર: ( ઉભા થઇને ) તો મિ. ભાનુકુમાર, આ મહિનાનો પગાર લઇને ત્હમે ત્હમારે રસ્તે પડી જજો.

ભાનુ: અરે-પણ-( ત્હેનું વાકય અધુરૂં રહે છે અને લેડી મનોહરદાસ દાખલ થાય છે. )

લેડી: (બેધ્યાનપણે) સર વલ્લભદાસ, પા કલાકને બદલે ત્હમે તો પોણો કલાક લીધો. આટલી બધી વાત એ છોકરી સાથે?—(ભાનુકુમારને) અહો! ત્હમે ક્યાંથી આની પહોંચ્યા?

સર: ( ભાનુ કંઇ પણ બોલે તે પહેલાં ) કેમ લેડી મનોહરદાસ, આપણે ચાલશું? મ્હારે પાછા જવું છે.

( સર વલ્લભદાસ તથા લેડી મનોહરદાસ પાસેના ઓરડામાં જાય છે ભાનુકુમાર એકલો ઉભો રહે છે થોડી ક્ષણની શાંતિ પછી વિમલા દાખલ થાય છે અને બારણામાં ઉભી રહે છે. ઓરડામાં કોઇક છે એમ શક પડવાથી ભાનુકુમાર ફરે છે ને ત્હેને જુએ છે. ),

ભાનુ: ( કર્કશ સાદે ) તું અંહિ ક્યાંથી ? ત્હને શોધવામાં તો મ્હેં મ્હારી નોકરી ખોઇ.

વિમલા: (આશ્ચર્યથી) મ્હને શોધવામાં નોકરી ખોઇ ?

ભાનુ: (સ્હેજ ક્રોધથી) ના, ત્હારેજ લીધે. ત્હેંજ સર વલ્લભદાસને ચ્હડાવ્યા છે. ના પાડ! મ્હને કહે કે સ્ત્રીને મત આપવાના ઠરાવ વિષે ત્હેં એમની સાથે વાત નથી કરી ! ત્હને ખબર ક્યાંથી પડી-બોલ !

વિમલા: મ્હેં એની સાથે વાત કરી હતી—

ભાનુ: (વધતા જતા ક્રોધથી) શું ? તું—તું—!

વિમલા: (લેશ માત્ર પણ ગભરાયા વગર)—પરંતુ એણે મ્હારૂં કહ્યું માન્યુંજ નહિ.

ભાનુ: ના પાડી ? સાચું બોલ. મ્હને જવાબદે.

વિમલા: હું સાચુંજ કહું છું. જ્યારે ત્હમે બધા નીચે ગયા અને તે ત્હમારા ભાષણની નકલ વાંચતા હતા એ વખતે મ્હેં એને કહ્યું, પણ એણે ના પાડી. ત્યાં ત્હમે ઉપર એને બોલાવવા આવ્યા અને હું ચાલી ગઇ.

ભાનુ: પછી તું એમને મળીજ નથી ? લેડી મનોહરદાસના શબ્દો ઉપરથી મ્હને એમ લાગ્યું કે કોઇ છોકરી સાથે સર વાત કરતા હતા.

વિમલા: હું એને મળીજ નથી. ઇન્દુભાઇના ઓફીસ રૂમમાં હું પડી હતી. હમણાંજ હું ત્યાંથી બહાર આવું છું.

ભાનુ: તું જાણતી નથી કે એ ઠરાવ તરફનો વિરોધ જતો કર્યો છે ?

વિમલા: (હર્ષથી) ખરેખર ! ના, મ્હને ખબર નથી.

ભાનુ: ત્યારે કોને લીધે એમણે આ માર્ગ લીધો હશે એનું તું અનુમાન કરી શકે છે ?

વિમલા: (અટકી જઇને—અચકાતાં) કોણ—જાણે. એને—કોની સાથે વાત થઇ હશે—ને મ્હને—

ભાનુ: (તરતજ સમજીને) મ્હને કહે! ઉત્તર આપ! (વિમલા ચુપ રહે છે) કેમ ? ( સ્હેજ પાસે જઇને ) હું ત્હારો ધણી ત્હને આજ્ઞા કરૂં છું કે મ્હને કહે.

વિમલા: મ્હારા ધણી!

ભાનુ: હા. ત્હારા શરીરનો, મનનો, આત્માનો ધણી. (ત્હેનો હાથ પકડે છે જેના આંચકાથી વિમલા પડી જાય છે ઉભી થઇ એ ન્હાસવા જાય છે પણ ભાનુકુમાર આડો આવી વચમાં પડે છે. ) વિમલા આખરે કંટાળીને ખુરશી પર બેસે છે. ક્ષણવારમાં ભાનુકુમાર દોડીને વિજળીના દીવાની ચાવી ફેરવી ઓરડામાં અંધારૂં કરે છે અને ઝપાટામાં ખીંટીએ લટકાવેલા સર વલ્લભદાસના ઓવરકોટમાંથી કંઇક વસ્તુ કાઢી એકદમ વિમલા તરફ આવે છે. )

વિમલા: (અંધારૂં છતાં પાસેના ઓરડામાંના દીવાના પ્રકાશથી જોવાનો પ્રયત્ન કરતી ) ઓહ! એ શું છે ?

ભાનુ: ( સ્વગત ) સ્ત્રીઓને બ્હીક દેખાડયા વગર ચાલે નહિ. લાવ જરા એને ગભરાવું. એટલે માની જશે. (પોતાના હાથમાંની પીસ્તોલ સામી ધરતાં) ચાલ ! છોકરી, બોલ, કોણ સે

છે? કોને લીધે પેલા ભાષણનો ખ્યાલ સર વલ્લભદાસે છોડી દીધો? જવાબદે–છેલ્લી તક આપું છું.

વિમલા: (ગભરાઇને) અરેરે! એ—પિસ્તોલ—ઓહ! (તે કુદે છે અને ભાનુકુમાર તરફ દોડી એના હાથમાંથી એ પિસ્તોલ ઝુંટવી લેવાનો યત્ન કરે છે. બન્ને વચ્ચે થોડી પળ રકઝક ચાલે છે, અચાનક અવાજ થાય છે અને વિમલા એક કારમી ચીસ પાડી જમીન પર તુટી પડે છે, એના ખભાની બાજુએનું કપડું લોહીવાળું દેખાય છે. ભાનુકુમાર તદ્દન ગભરાઇ જાય છે અને કંઇ સમજતો નથી.)

વિજયા (બારણું ઉઘાડીને દાખલ થતાં) અરે! અંહિ અંધારૂ કેમ? એ અવાજ શેનો થયો? એ ચીસ કોની?

ભાનુ: (દોડીને ત્હેના પગ પાસે પડે છે) મ્હને બચાવો–મ્હારો વાંક નથી. અકસ્માતથી ત્હેના હાથથી છૂટી ગઇ હશે, મ્હારા હાથથી છુટી ગઇ હોય તો પણ અજાણતાંજ, કોઇને કહેતાં નહિ. હું ફાંસીએ લ્હટકીશ.

વિજયા: (ગુંચવાઇને) પણ છે શું? (અંધારાને લીધે તેમજ વિમલાની ને ત્હેની વચ્ચે કોચ હોવાથી તે જોઇ શકતી નથી.)

ભાનુ: (ડરીને ત્વરાથી પણ ગભરાટમાં) સર વલ્લભદાસને ને લેડી મનોહરદાસને કહી આવો કે કંઇ બન્યું નથી. આ એમનો કોટ લઈ જાઓ. પેલા ઓરડામાંથી જાય એમ ગોઠવણ કરજો. હું ડાક્ટરને બોલાવું છું.

(વિજયા કંઇ સમજ્યા વગર બેધ્યાન પણે ઓવરકોટ લે છે અને અંદરના ઓરડામાં જાય છે. ભાનુકુમાર બહારની બાજુએ જાય છે. થોડીવારમાં ઓવરકોટ વગર વિજયા વિચારમાં ગરકાવ થયેલી પાછી ફરે છે. એ બાજુએથી આવતાં વિમલા પર એની દૃષ્ટિ પડે છે, એને, લોહીલુહાણ જોઇ એક ધીમી ચીસ પાડી ત્હેની તરફ જઇ ત્હેનું માથું પોતાના ખોળામાં લે છે.)

વિજયા: વિમલા! વિમલા! ત્હને શું થયું? કોણે ત્હને જખમી કરી?

વિમલા: (ધીમે સાદે) વિધિએ, (ભાનુકુમાર આસ્તે આસ્તે આવે છે અને દીવા સળગાવી બાજુએ ઉભો રહે છે.)

વિજયા: જો! આ ત્હારો પૂતી આવ્યો! તું એને ખુશી કરવા, સુખ આપવા, સંતોષી બનાવવા મથી છે, ત્હેના આનન્દ માટે તું ગમે તેવી અવસ્થા ભોગવતી હોઇશ. તે નાખુશ થાય તો તું દુઃખી થઇ જતી હોઇશ. ત્હેના મગજના કાંટાઓ ને ઇચ્છાઓ પુરાં પાડવા તું જીવ કાઢી આપતી હોઇશ. ત્હેને માટે તનતોડ મહેનત કરવી એમાં ત્હારી મજા હશે, ત્હેનો પડતો બોલ ઉંચકી લેવો એજ ત્હારી સ્વર્ગની ભાવના હશે. અને એ ત્હને બદલામાં શું આપે છે? એક મીઠું હાસ્ય નહિ, એક સારો શબ્દ નહિ, સ્નેહનું એક બિન્દુ નહિ–પરંતુ લોહી–લોહી. વિમલા, હું તને જે હમેશ કહેતી આવી છું એ આજે પાછું કહું છું કે પુરૂષો દુષ્ટ છે, જુદા છે. એકે મ્હને ઠગી, મ્હારી નીતિ હરી લીધી: બીજાએ ત્હને મારી, ત્હારા પ્રાણ લેવાનો પ્રયાસ—

વિમલા: (ઉઠવાનો પ્રયત્ન કરતી—પોતાનું માથું વિજયાના ખભા પર ટેકવીને—સ્હેજ મ્હોટેથી) ના, ના. એવું ન કહે. (ભાનુ તરફ આંગળી કરીને) બધા પુરૂષો એવા નથી. આ પુરૂષો તો પુરૂષ જાતિના પ્રતિનિધિરૂપ પણ નથી. કદાચ આપણે પણ સ્ત્રી જાતિના પ્રતિનિધિરૂપ ન હોઇએ......(સામે કંઇ ચિત્ર જોતી હોય તેમ) આ પુરૂષની ભાવનાને પહોંચતા નથી, કારણ

કે એમની મદદે કોઇ સ્ત્રી નથી. એમની માતાઓએ એમને જન્મ આપ્યો છે, પણ કેળવ્યા નથી. પારણામાંથી માતાએ જેને પાઠ પઢાવ્યા હોય તે આવા કદિ ન નીકળે. એમને માતા નહિ હોય. જન્મ આપનાર એક યંત્ર હશે......એમને પૂછી જુઓ !...ખરેખર સ્ત્રીની સહાય વગર કોઇ પુરૂષ મ્હોટો નથી થયો. વ્યક્તિની માફક દેશનું પણ એમ નથી ? સ્ત્રી અને પુરૂષ સાથે રહીને, પાસે પાસે ઉભા રહીને જ્યાં સુધી ચાલે નહિ ત્યાં સુધી કોઈ દેશ મ્હોટો થતો નથી. ભારતના દુર્ભાગ્યે હમણાંના પુરૂષો સમજતા નથી કે સ્ત્રી તે પુરૂષના ગૃહની દાસી નથી, રાજાઓના જનાનાનું રમકડું નથી, વેપારીઓને વેચવા લેવાની વસ્તુ નથી. સ્ત્રીને ઇનામ તરીકે જીતી લેવાની નથી કે સુન્દર ખજાના તરીકે ઓરડામાં પુરી રાખવાની—

વિજયાઃ (અત્યંત લાગણીના આવેશથી) અત્યાર સુધી હું સમજતી હતી કે હું સ્ત્રીત્વને ઓળખી ન શકું ? વિમલા આજે મ્હને લાગે છે કે સ્ત્રી વિષેનું મ્હારૂં જ્ઞાન એક બાળકના જેવું હતું. મ્હને સમજાવ—મ્હને કહે–કે સ્ત્રીનું ભવિષ્ય શું છે ? ત્હારી બુદ્ધિથી તું એ જોઇ શકે છે ?

વિમલાઃ (ધીમા થતા જતા અવાજે) પ્રાચીન સંસ્કૃતિનો નાશ સ્ત્રીઓના યોગ્ય વિકાસના અભાવને પરિણામે થયો. ભવિષ્યની સંસ્કૃતિની આશા પુરૂષ અને સ્ત્રી બન્નેના તત્વોને જીવનમાં સમાન રીતે વિકાસ પામવા દેવામાંજ છે. સ્ત્રીનું સ્ત્રી તરીકેનું ભવિષ્ય કંઈ નથી. બન્નેનું ભવિષ્ય માનવજાતિનું ભવિષ્ય છે. લગ્ન એ તો એ ભવિષ્યના દ્વારની કુચી છે પણ મનુષ્યની યાત્રાનું અંતનું લક્ષ્ય લગ્ન નથી. મનુષ્યનું અંતનું લક્ષ્ય તો માનવજાતિ છે......લગ્નથી એ લક્ષ્યના દ્વાર ખુલે છે, અને એકનું એકાન્ત તુટે છે. પરંતુ, એથી ઘણીવાર બેનું એકાન્ત થાય છે, અને લક્ષ્યને પહોંચાતું નથી......(એ વિજયાના ખોળામાં પછડાય છે વધારે ધીમા અવાજે નિદ્રામાં બોલતી હોય એમ) સ્નેહ વગરનાં લગ્ન નથી પણ સાચાં લગ્ન પતિ-પત્નીના સ્નેહ કરતાં વધારે ઉંડા હોય છે, એ સ્નેહ વધી સર્વ માનવ બંધુઓ માટેના સ્નેહનું રૂપ ધારણ કરે છે-વિજયા આ મ્હારા શબ્દો ત્હારી સાક્ષીમાં કહેજે કે હું આત્મહત્યા કરી મૃત્યુ પામું છું.

(વિમલા વાક્ય પુરૂં કરી રહે છે અને થાકથી જાણે આંખો બંધ કરે છે. વિજય એની સામું જોઇ દીર્ઘ નિશ્વાસ નાખે છે અને એને માથે હાથ ફેરવે છે. ડાકટર દાખલ થાય છે. ઘુંટણીએ પડી વિમલાને જુએ છે. ત્હેની નાડ હાથમાં પકડી ભાનુ તરફ ફરે છે. ભાનુ આતુરતાથી એની તરફ વાંકો વળે છે.)

ડાકટરઃ દિલગીર છું સાહેબ-પણ હું જરા મોડો છું.

વિજયા: એ શું નહિજ બચે ?

ડાકટરઃ જી, ના.

વિજયાઃ વિમલા, મ્હારી વ્હાલી વિમલા!

વિમલાઃ (આંખો ઉઘાડીને. બેભાન અવસ્થામાં.) વિજયા; મ્હારા લગ્નનો દિવસ આવી પહોંચ્યો ને !

(બારણા પર સર વલ્લભદાસ ઓવરકોટ ખોળતાં લેડી મનોહરદાસની સહેજ આગળ આવી ઉભા રહે છે. ભાનુકુમાર કોચપર દિગ્મૂઢ જેવો બેસી જાય છે. વિજયા વિમલા સામું જોઇ રહે છે. ડાકટર ઉભા થઇ બધા સામું જુએ છે.)

[ પડદો પડે છે. ]

સમાપ્ત.

# ત્હારી સ્મૃતિ.

આજે અચાનક જ્યારે મ્હને ત્હારો વિચાર આવ્યો ત્યારે મેં કહ્યું "તે દિન પ્રથમ દૃષ્ટિયે પણ એનું રૂપ આવુંજ મનોહર હતું." છતાં એ સઘળો સમય મ્હને જાણ હતી કે ત્હારે વિષે હું સર્વ કાંઇ ભૂલી ગયો હતો. યાદ હતી ફકત મ્હારી–હા મ્હારીજ એક આશ્ચર્યમૂઢતા!

આહા! તે પ્રથમ દિવસેજ ત્હારૂં સૌન્દર્ય મેળવવા–હંમેશ માટે મ્હારૂં બનાવવા–મ્હારી પાસે કોઇક જાદુઇ જાળ હોત! હવે આજે તો ત્હેની સ્મૃતિયે ઉડી ગઇ છે. ગઇ રાત્રેજ મેં એક સ્વપ્ન દીઠું. કુદરતી સીમમાં એક પુરૂષ ઉભો હતો ને ત્હેના હાથમાં એક સુન્દર પક્ષી હતું. પુરૂષ બેધ્યાન થતાં પક્ષી સરી પડયું અને અનંત આકાશમાં ઉડી ગયું. ત્હેને પાછું બોલાવતો હોય તેમ તે અનિમિષ નયને તેજ દિશામાં ઘણો સમય સુધી જોઇ રહ્યો. છતાં તે જાણતો હતો કે તે કદીયે પાછું નથી આવનાર......

સમય મ્હને ઘણુંયે વસ્તુ આપી શકશે. આહ! પણ તે ચીજ મ્હને એ ક્યાંથી આપી શકે? વસંત વીત્યા પછીયે ઘણો સમય સુધી ગુલબદન કોયલનો ટહુકાર સ્મરણ પટપર અથડાય છે; સમુદ્ર કિનારેની સુવર્ણ–રેતી ભરતીનાં મોજાંથી ઢંકાઇ જાય છે તોયે ઘણો સમય સુધી ત્હેનો ચમકાટ સ્મૃતિમાં સતેજ રહે છે; યુગ યુગની શાન્તિ પછી હૃદયમાંથી દ્રવેલું ગીત વર્ષો સુધી સ્મરણોના ભણકાર સમું દર્ણોમા રમી રહે છે. ઓહ! પરન્તુ ત્હારૂં લાવણ્ય! આજે એનું મ્હને જરાયે સ્મરણ નથી ને ત્હેની સ્મૃતિના વૃથા પ્રયત્નમાં અકથ્ય દુઃખ છે......આહ! તે પ્રથમ ઘડીએજ એ સ્મૃતિને બાંધી લેવા મ્હારી પાસે કોઇક જાદુઇ જાળ હોત!

મનુભાઈ કલ્યાણજી દેશાઇ.

---

સૌન્દર્ય ને સ્નેહનો મ્હારો આદર્શ તુ એ; મ્હારા પ્રભુ! સૃષ્ટિ સમસ્તમાં–ઉંડા અંધારા ને અનંત પ્રકાશમાં ફરી વળતી મ્હારી દૃષ્ટિ ત્હારા પર ઠરી રહે છે.

---

# "ભટકે હુએ દીલમેં ભી હય ખટકા તેરા."

લેખક: પ્રો. ચન્દ્રશંકર એમ. બુચ, બી. એ.

મહજબકે માશુકનો આશક જો દિવાનો નથી તો કંઇજ નથી.

દિવાન્યત એ આશકની ખાસ્યત છે. માશકની સૂરતપર હજારો જાન સદકે કરનાર આશક જ્યારે આ ખાસ્યતને દિવાન્યત માનતો થશે ત્યારે ઇન્સાનના દિલમાંથી ઇશ્ક પરવારશે. મહોબ્બતના કિતાબખાનામાં એક એવો લફ્જ નથી જે માશુકના બેનમૂન ચ્હેરાને ઇન્સાફ આપી શકે. આ ચ્હેરાના તોર ઉપર હજારો ચશ્મ ફના કરનાર જ્યારે રાહત લેવા ઉભો રહેશે ત્યારે ઇન્સાનના સીનામાં સીસું ઢળશે અને ઇશ્કની હયાતી ખામોશ થશે, એમ આલમભરના આશકનું યકીન છે. આ યકીનનો ઇન્કાર કરનાર ખુદાની દુનિયાનો બેનસીબ કમતર છે.

* * * *

રસ્તાનો મુસાફિર કેમ સમજી શકે કે આરામગાહ પરના રડયાં ખડયાં ગુલ એતો હીઝરાતા આશકના દિલના ટુકડા છે. દૂરથી નજર કરનાર કેમ સમજે કે ગુલની બિછાન એતો બ્હાનું છે; ઉમ્મીદ અને ઇશ્કને તરછોડી જનાર માશૂકના બૂતપરસ્ત ફીદવીની બેમૂલ ભેટ છે; માશૂક હજુ પણ રીઝી શકે એમ તે દિવાનો માને છે. ઉડી ગયેલા શ્વાસને ખુશ કરવા તે બોરસલી અને મરવો તે કબ્ર પાસે રોપે છે અને બડી ફઝરે હરરોજ તે આંખના રોજ મિસાલ વ્હેતાં પાણીથી તેને વધતાં જોઇ ગમ દડો કરે છે. બૂઝાઇ ગયેલા ચેરાગની હજુરમાં હર સ્હાંઝે તે ચેરાગ નજર કરે છે અને આતશ-ય-ઇશ્કના ધુંની મિસાલ બિહિસ્ત તરફ જતા ખુશબત્તીના ધુંમાં ચશ્મ ફેરવી તે બેસી રહે છે.

* * * *

ગમખ્વાર તે દિવાનાને આલમભરની ખૂબસૂરતી ફીકી લાગે છે કારણ તેના સનમનાં દિદારનું નૂર ત્યાંથી ઉડી ગયું છે. બેકરાર તે દિવાનો આલમભરના અવાજને ડૂબાવી દેતો દર્દ પુકાર કરે છે અને એ પુકાર અજલના ફિરસ્તાના અવાજ મિસાલ ખાકમાંથી મજનુંના રુહને જગાડે છે. ઇન્સાન જાગે છે, હેવાન જાગે છે-નથી જાગતા પથ્થર અને નથી જાગતાં મૂર્દાં.

---

# એક પત્ર.

લક્ષ્મી હીંદુ હોટેલ
માથેરાન તા. ૧૯-૪-૨૨

પ્રિયભાઇ,

આપણી અગમચેતીઓ ને સાવચેતીઓને પરિણામે, દુઃખરૂપ અહીં પહોંચવા જેવું કૈં રહ્યું નહેતું; એટલે, કાલ સાંજે સવા છએ સુખરૂપ આવી પહોંચ્યો. સ્ટેશન પર હોટેલનું કોઇ માણસ લાગ્યું નહીં એટલે આપણે તો સામાન ઉપડાવીને ચાલવા માંડ્યું રસ્તામાં એક બાંધીદડીના પુરૂષ Self-Made માણસની છટાથી ઉંચું માથું રાખીને ચ લતા મળ્યા. " કેમ...ભાઇ ?..." તેણે કહ્યું; સહેજ અચકાઇને હું ઉભો, " હા ..હા..." એવું કાંઇક ગગણ્યો ને એ તુરત, ન સમજાય તેવી રીતે એને રસ્તે સ્ટેશન તરફ ચાલતા થયા એટલે હું પણ હોટેલની દિશામાં ચાલ્યો હું ત્યાં પહોંચ્યા પછી એ સ્ટેશનેથી આવ્યા ત્યારે જણાયું કે એજ હોટેલના શ્રીયુત મેનેજર સાહેબ હતા?

અહીં દરેક વાતની સોઇ સારી છે–જો કશાનીય ઉણપ જણાતી હોય તો પ્રિય સ્વજનના હૂંફાળા સહવાસ ને મીઠા બોલની જણાય છે.

લખવા વાંચવાનું કૈં ખાસ બનતું નથી. આજની આખી બપોર ઉંઘવામાં વીતાડી. શરીરખમને લીધે તેમ કરવું પડ્યું એ પણ ખરૂં. તેનો ઉપચાર ચાલુ છે, પણ ત્યાં આવતાં સુધીમાં તબીયતની પ્રગતિ કયી દિશામાં ને કેટલી થશે તે હમણાં કહી શકાય તેમ નથી.

આજ સવારે " માથરા પોઇંટ " ને "હેરીસન સ્પ્રીંગ" તરફ ફરવા ગયો હતો. ખાસ ત્યાં જવું એમ ધારીને નહોતો નીકળ્યો, પણ અજાણ્યા માણસે તો આથડતાં આથડતાં જ્યાં જઇ પહોંચાય, તેને જ પોતાનું લક્ષ્ય માની લેવું રહ્યું એ જગ્યા પ્રમાણમાં એકાંત છે. ઝરામાં પાણી ભરવા આવનારાં થોડે દૂર ઉંડાણવાળા ભાગમાં કીલખીલાટ કરતાં હતાં. તે વિના સર્વ શાંત હતું ઝરો જમણે હાથે ઉંડા ભાગમાં છે એટલે અદૃશ્ય રહે છે. એજ બાજુએ સામેની ટેકરી પર દૂર ઝાડપાનમાંથી અમારૂં હોટેલ ડોકીઆં કરી રહે છે નીચે ખીણમાંથી એક બે જગ્યાએથી ધુમાડાના ગોટા આસ્તે આસ્તે નીકળે છે. ડાબે હાથે ત્રડકનો સૂર્ય તપે છે. સવારમાં વહેલાં તો વાદળાં હતાં. "પાઉસ આજ ચાંગલા પેઇલ" એમ પણ કોઇક કહેતું હતું. પણ મારી તબીઅતને સુભાગ્યે ચાંગલો કે બીન ચાંગલો એકે જાતનો વરસાદ આવ્યો નહીં. પણ અત્યારે અહીં માથરા પોઇંટ પર તો સૂર્ય ઠીક તપે છે. તોયે હજી એટલું ખરૂં કે સોળે કળાથી પ્રકાશી શકતો નથી. જતાં આવતાં વાદળાં એને આવરે ત્યારે એના સહસ્ર કિરણોની શક્તિ હરાય છે ને એ માત્ર ઉજળા બિમ્બ જેવો થઇ જાય છે.

ત્યાં બાંકડા પર એક પારસી જુવાન અંગ્રેજી પોષાકમાં બેઠો હતો. હું પડખે બેઠો એટલે, " Have you got a watch ? " એમ એણે, તેની જાતની સ્વાભાવિક સ્ફુર્તિ અને ઝડપથી પૂછ્યું તેણે એ પ્રશ્ન અચાનક કર્યો તેથી કે કોણ જાણે કેમ, પણ કૃત્રિમ ધીમાશ ને કૃત્રિમ ગૌરવથી મેં કહ્યું: " Y...e...es " પછી ઘડીયાળ કહાડીને તેને ટાઇમ કહ્યો. તેણે મને તુમાખી ને અલ્પસૌજન્ય માર્યો હશે; નમ્રતાના પરમ પૂજક ને સૌજન્ય સંસ્કારિતાના એકનિષ્ઠ ભક્ત

જ્યારે અણધારી સ્થિતિમાં મુકાય છે, ત્યારે કેવા કેવા વિચિત્ર અભિપ્રાય પોતાને માટે સામા માણસના દીલમાં ઉપજાવી દે છે?

એ ગયો એટલે હું તદન એકલો પડયો. મારા જેવા Moody અને નિર્બળ મનના જુવાનને એકાંત એટલે એક જાતનો રોગ, તે અવસ્થામાં ગ્લાનિમય Introspection વિના બીજું કશું ભાગ્યેજ સુઝે. એટલે મેં પણ મારા ભૂતકાલીન જીવનના અર્કરૂપ બે ત્રણ કડવાં ને નિરાશામય સત્યો સારવ્યાં.

વિદ્યાર્થીજીવન દરમીઆન માનવસ્વભાવ ને માનવજાતિ પરત્વે જે તેજોમય ભાવનાંઓ કલ્પનાચક્ષુથી નીરખેલી, અનુભવેલી, તે સંસાર સાથેના નિકટ સમાગમ વખતે છેલ્લાં બે વર્ષમાં-લગભગ ધુળ મળી. અને ઇશ્વર સામે તો આપણે જુની વઢવાડ છેજ; એટલે, Betrayed by man and for saken by god એવી કાંઇક દશા મારી લાગે છે. ઇશ્વર પણ દહાડે દહાડે એવો થતો જાય છે કે તેનાં કૃત્યોથી માનવીને ય શરમ આવવા માંડે; બીજી બાજુ માનવીની અગાધ મહત્તા છતાં, તેની નીચતા પણ એવી છે કે આપણા એક જ આશ્રય-મનુષ્ય જાત-માટે પણ આખરે તો આપણે મગરૂર થવા જેવું રહેતું જ નથી.

આ વિચારો અલબત શ્રદ્ધાહીન હૃદયના છે. કડવા અનુભવમાંથી સારવેલાં એ ઝેર છે તેને સ્થાને અમૃત વહેવડાવવાને અંધશ્રદ્ધાવાન થવું કે અશ્રદ્ધાની સમતાને સહીનેજ અંતે તરવું? મને બીજો માર્ગ ગમે છે. અત્યારે હૈયું માટીના ઢેફા જેવું છે-ન મળે તેમાં ચેતન, ન મળે આર્દ્રતા, કે નહીં કોમળતા. એ પલટાયને ત્યાં પૂર્ણ જ્યોતિમય, પ્રદીપ્ત અગ્નિ પ્રકટે, રસ અને શાંતિને ઓળખતું થાય, આજની નિર્બળતાને અનિશ્ચય ત્યાગીને સ્વસ્થ, એકપક્ષી થાય ત્યાર પહેલાં કેટકેટલાં તપ ખમવાં પડતાં હશે? કે પછી એટલાં તપને અંતે એ છેક ભસ્મીભૂત બને! એ સ્થિતિ આજના ઢેફા કરતાં તો ઘણીજ ન્હડીઆતી, ખરૂંને?

ચાલો, મારાં ડહોળાં ડહાપણ ચીતરીને તમને હવે વધુ વખત કંટાળો નહીં આપું. તમારા Sweater એ અનુપમ સેવા બજાવી છે. તે નહોત તો તમારા કાલ ઘેલા વિનોદકાંત ઠરીને બરફ બની જાત કેમકે બે દિવસથી ગલે કાંઇક વધુ ઠંડી પડે છે, તેમાં વળી ગ્રહોએ પણ આવવા માટે આ વખત પસંદ કર્યો એટલે Sweater આશીર્વાદ જેવો છે. ઠીક ઉપયોગમાં આવે છે ગરમ કોટ સાથે નહીં લેવાની તમારી કીંમતી સલાહ માની હોત તો તમને આજે કેટલા શાપ દઇ દીધા હોત તે કહી શકાતું નથી!

લી. વિનોદકાંત.

---

# ગુજરાતી કવિતાનો યુગ આંકનાર નરસિંહરાવ.

યુગ આંકનાર કવિ નરસિંહરાવની દશા બેઠી છે. કોઇક લલિત અને નરસિંહરાવને સરખાવી ભ્રમમૂલક ઉહાપોહમાં પડ્યા છે. કોઇ ધિરજલાલ ગણેશજી ચેતનનાં પાનાં ભરી એક દિશાયે તણાયા જાય છે અને તેમના જેવા કેટલાકને તાણે છે. નરસિંહરાવ સંબંધી અત્યારે ઉછળતા મત વિચારતાં કહેવું પડે કે કાં તો કુસુમમાળાના કવિ ભોળા કવિ છે ને હેમને વખાણનાર ખોટા હતા કે કાં તો અત્યારના ગુજરાતમાં દેખાય છે એ રીતે કવિતાની કલા પારખવાની શક્તિ ઓછી થઇ છે. આપણા જેવા નરસિંહરાવ ઉપર લખનારાઓથી એ કવિનું ચિરકાળનું સ્થાન ખસવાનું નથી. આપણે જ માત્ર અંધ દેખાઇએ છીએ.

થયા છે અને થનારા છે હેવા કવિયોમાં નરસિંહરાવ શ્રેષ્ઠ છે અને રહેશે એમ કોઇજ ન માને અને આ લેખકનો હેવો મત છેજ નહીં, અને મનાવવાનો આ પ્રયત્ન નથી. જો આપણે ઉતાવળ કરી નરસિંહરાવનું કવિ તરીકેનું સ્થાન-બલકે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાંનું સ્થાન નક્કીજ કરવા માગતા હોઇએ તો શી શી વિગતો ધ્યાનમાં રાખવી જોઇએ એ જાણવું તો બહુજ જરૂરી છે. પહેલાંના વિવેચકોએ હેમની કિંમત આંકવામાં કચ્ચાં ભૂલ્ય કરી હશે, હવેના લેખકોને કચ્ચાં ભૂલ્ય કરવાનો સંભવ છે એ જો જણાય તો અત્યારના ઉપહાર ચઢાવતા લેખકો યોગ્ય અને સ્વતંત્ર વિચાર કરી શકે.

પોતાના સમયમાંથી ખસી જઇ, સહુમાન્ય તેમજ સ્વતંત્ર ધોરણોથી કલાની કિંમત આંકવાની વિવેચકની ફરજ છે. હુંજ અમુક વસ્તુ માટે શું ધારૂં છું એમ કહેવું વાચક માટે વાજબી છે, વિવેચક માટે નથી. વિવેચનનાં હેની પાસે પૂરતાં અને સત્ય ધોરણો હોવાં જોઇએ, એ ધોરણો સાથે વિવેચકે પોતાના વ્યક્તિત્વ, સમય, ને સ્થળથી નકરો પડી જઇ વિવેચના કરવી જોઇએ. એક વ્યક્તિના જીવનમાં કરૂણ પ્રસંગ આવ્યોજ ન હોય તો તે વ્યક્તિ કરૂણ રસની મોજ ન માણી શકે એ સ્વાભાવિક છે: એ સ્વભાવને જો તે દૂર મૂકી ન શકે તો તે વિવેચક થઇ શકતો નથી, વાચકજ થઇ શકે છે. હેવી રીતે દાખલા વધારી શકાય, વિવેચનમાં લેખકનો હુંકાર (વ્યક્તિત્વ નહિ કહું) જેમ બને તેમ ઓછો હોવો જોઇએ.

હુંકાર કાઢતાં એક બીજું પેસી જવાનો સંભવ છે. બધાયે કેટલું સ્વીકારવુંજ જોઇએ એ વિષય ઉપર ભાર મૂકતાં ઐતિહાસિક દૃષ્ટિને વધારે પડતું સ્થાન આપી દેવાય. એક કવિ પહેલો કવિ હોય તેથી તે શ્રેષ્ઠ નથી બનતો. ઇંગ્રેજી સાહિત્યમાં ચોસર પહેલો કવિ છે તેથી તે શ્રેષ્ઠ છે એમ કહેવું નથી જાણ્યું. પહેલા કવિ તરફ પહેલા તરીકે ભક્તિભાવ દાખવિયે, પણ ત્રાજવે તોળતાં હમે હારમાં પહેલા ઉભા છો કે બીજા એ જોવાનુંજ નથી, અલબત હમે બીજામાંથી કેટલું ઉપાડ્યું છે, હમે ગાંઠનું કેટલું ઉમેર્યું છે એ તો જોવાનુંજ છે. એક દિશામાં એક માણસે પહેલ કરી હોય તો તે પહેલ કર્યા બદલનું માન હેને છેજ. પણ તે કરવામાં હેના કરતાં, હેની પછી આવેલો માણસ આગળ પડે તો તે વિવેચકને તો સ્વીકારવુંજ જોઇશે, પહેલ કરનારનો ઉપકાર માનવાનું કર્તવ્ય આપણે નહીં રાખતાં 'બીજ' કરનારને શિર નાખીશું તો ચાલશે.

આ બન્ને દૃષ્ટિબિન્દુએ સાચવતાં, એ ભૂલવાનું નથી કે વિવેચન પણ સાહિત્ય છે. વિવેચન

એ કેટલોગ નથી કે ખાનામાં ગુણ દોષ મૂકિયે એટલે બસ. વિવેચનામાં કલ્પના ને ઊર્મિ હોવાંજ જોઇએ. એથીજ વિવેચનનું સાહિત્ય ઉત્પાદક સાહિત્ય થઇ શકે. બધા વાચકો મનુષ્ય હોઇ, હુંકાર કરતાં સમાનભાવનો સંબંધ વધારે છે, એ સંબંધથી કવિના હૃદયમાં ઉતરી, ત્હેના આદર્શ તપાસી, કાવ્ય પ્રસંગમાં દૃષ્ટિ નાખી સામાન્ય વાચકના હૃદયમાં ઉતરી, ત્હેના ભાવ સ્હમજી કાવ્યની ત્હેના ઉપર થતી અસર ઓળખી વિવેચકે વિવેચન કરવાનું છે, જનસમાજ ઉપરની અસરમાં આકસ્મિક કારણો કેટલે અંશે જવાબદાર છે તે જાણી તેટલું બાદ કરી કવિનું સ્થાન નક્કી થઈ શકે. આ બધું કરતાંય મતભેદને સ્થાન રહે છે કારણ હુંકાર અને સમય સ્થળનાં બંધારણોથી સંપૂર્ણ રીતે દૂર રહેવું અશક્ય છે, તે તરફ પ્રયત્નજ પ્રશંસનીય છે, એ પ્રશંસનીય પ્રયત્ન સિવાય વિવેચક થવાનું નથી, ત્હેને તે કર્યાં વગર છૂટકોજ નથી.

અત્યારે બધા જ નરસિંહરાવને લુખા કવિ ગણે છે એમ નથી જ; કુસુમમાળા પછી બધા જ નરસિંહરાવને મહાન્ કવિ ગણતા એમ પણ નથી. પરંતુ નરસિંહરાવનું કવિ તરીકે સ્થાન નક્કી કરવામાં ઘૈડેલાઓ ઐતિહાસિક દૃષ્ટિનાં ચશ્માં પહેરી જ જોઇ રહ્યા અત્યારના નવા કહેવાતા વિવેચકો હુંકારપરથી વેગળા ખસતા જ નથી અને ઐતિહાસિક દૃષ્ટિનાં ચશ્માં હમે ઉતારી દીધાં છે એમ જાણી ગલગલિયાં કરે છે. નરસિંહરાવના પરીક્ષકે એ કયહાંથી પોતાના આદર્શો ભેગા કર્યા હતા? બરાબરતો ત્હેને પ્રો. (પ્રી ?) આણંદશંકર જ પોતાની સચોટ ભાષામાં કહી શકે. બર્કનો ફ્રેન્ચ રેવોલ્યુશન, 'આસ્તે કદમ'ની પ્રસરતી ભાવના, સુધારાની સ્હામે ઉભો થયલો ને જામતો સ્થિતિરક્ષક પક્ષ : વિગેરે વિગેરે અને કવિતામાં ત્હેમને શાનું મ્હોં જોવાનું હતું? જો જુસ્સો, લાગણી, ભેખડો તોડી નાખતો પ્રવાહ જોઇતો હોય તો વાંચો નર્મદાશંકર. જો મીઠી બોલી, સ્વસ્થ, ડાહ્યી, ઠંડા કલેજાવાળી, ઠંડું કલેજું રાખનારી જ વાણી વાંચવી હોય તો વાંચો દલપતરામ પહેલામાં કલાવિધાન નહીં, બીજામાં ઊર્મી નહીં. શેલી અને કીટ્સમાં કલાવિધાન અને ઊર્મી સાથે પારખનાર અને ટેનીસન અને કોલેરીજમાં ઊર્મી સાથે કલાવિધાન સ્હમજી શકનાર મ્હારા પૂજ્ય ગુરુ હેવુ હેતું સ્મરણ કરાવનાર નરસિંહરાવને વધાવે જ. આપણે શું કરીએ છીએ? આપણે ક્યાથી આદર્શો સંઘર્યા છે? નવા જમાનાનો લગભગ બધોજ ભાગ 'આસ્તે કદમ'ની ભાવનાને રાજ્યદ્વારી બાબતોમાં સ્વીકારતો નથી. ધર્મ અને સમાજના પ્રશ્નોમાં તો કેટલાકે આંખો બંધ કરી છે, કેટલાકે કાન બંધ કર્યા છે, અને બધાએ હાથપગ તો વાળી રાખ્યા છે. ફ્રેન્ચ રેવોલ્યુશનનો હમારા જેવા માટે કોલેજમાં ફરજીયાત અભ્યાસ હતો જ નહીં. ઉલટું ખૂણે ખોચરેથી શોધી કાઢી મેઝીનીનાં પાનાં પણ વંચાતાં, ટોલસ્ટોયની છબીઓ રખાતી, ઓરડામાં જુસ્સા ભર્યાં ઘણા ભાષણો થઈ જતાં એટલે ડીબેટીંગ સોસાયટીની બરોબર દરકાર નહોતી. બ્હાર નહીં તો ટ્રંકમાં શું અરવિન્દઘોષની શું ગાંધીની છબીઓ રખાતી, ડિસીપ્લીન સ્હમજવી જ કઠણ હતી. કાયદો પાળવામાં ગુલામી હતી. ન પાળવામાં સ્વાતંત્ર્ય સ્હમજાતું. કંઇ પણ કારણે શોરબકોર કરવો ધર્મ ગણાતું. સરસ્વતીચન્દ્ર ઘણો વંચાતો, પણ સ્થિતિરક્ષક વાક્યો નહીં પણ હાથ ઉછળાવનાર જ વાક્યો લાલ રંગથી રંગાતાં વિગેરે વિગેરે. અને ગુજરાતી કવિતામાં શું જોયું? ઐતિહાસિક દૃષ્ટિ ખોઈ નરસિંહરાવ સાથે જ ન્હાનાલાલ. કોઇ જગાએ તો લીલી ટોપી પહેરનાર ન્હાનાલાલના પૂજકજ હોય. કોઇ મંડળી નવરાત્રમાં વે લસેટ વચ્ચે મૂકી ન્હાનાલાલનાં

ગીત ગાઇ ગરબાનો દેખાવ કરી દેતી, સ્નાન ઓરડીમાં મેઘદૂત સાથે ન્હાનાલાલનાં ગીત ગવાતાં. નરસિંહરાવ ભારે લાગતાં.

કવિતાના ક્ષેત્રમાં જે માનસિક વલણ નરસિંહરાવેજ મ્હોટે ભાગે ઉભું કર્યું તેજ માનસિક વલણની ઉત્તરોત્તર પ્રગતિએ વલણના પિતાનેજ વખોડવા લાગી. આ અહીંજ બન્યું છે એમ નથી. વર્ડઝવર્થ અને કોલેરીજને સમાજનું માનસિક વલણ બદલી જુદી કોટિની કવિતા આપી. એ વલણે વધતાં વધતાં શેલી કીટસ અને બાયરન ઉપજાવ્યા. એજ વલણે વર્ડઝવર્થને વખોડયો.

હાવા ઘણી બાબતોના સામ્યથી કવિતાના આ યુગને Age of Romanticism કહી શકાય. ગ્રે અને કોલીન્સે ૧૮મી સદીના વચલા ભાગમાં કલ્પનાનું તત્ત્વ સ્વીકાર્યું, પરંતુ પોપથી ખોદાઇ ગયલું લાકડું ઇમારતમાં બરોબર કામ ન આવ્યું.

લીરીકલ બેલડ્ઝ બ્હાર પાડી વર્ડઝવર્થ અને કોલેરીજે યુગ આંકયો. પ્રકૃતિનાં સ્વરૂપ, સામાન્ય જનભાવ, સાધારણ કર્તવ્યોને સંપૂર્ણ સ્થાન મળ્યું અને કલ્પના અને ઊર્મિનો હક્ક સ્વીકારી, સ્વીકારેલાં ધોરણોની નીકો તોડી નાખી, કવિતાને સ્વતંત્ર બનાવી. કલ્પના ને ઊર્મિને વધારે ઉંચું સ્થાન આપી શેલી, બાયરન ને કીટસે કવિતાને આગળ ધપાવી. ભરતી ઉતરી ને ટેનીસન અને બ્રાઉનીંગ વધારે ઠાવકા કવિ થયા.

અહીંયાં કવિતાના ઇતિહાસમાં દલપત નર્મદ યુગ અને નરસિંહરાવ યુગની વચલી કડિયો ભીમરાવ, દોલતરામ પંડયા, બાપાલાલ ભટ્ટ, હરિલાલ હર્ષદરાય છે તેમનામાં નવાયુગનું આછું આછું તેજ દેખાયું હેમના પછી નવા યુગના વિશેષ સમીપ ગોવર્ધનરામ અને મણિલાલ. અનુપમ શક્તિના આ સાક્ષરવર્યોમાંથી એકેયે કવિતાના યુગને પોતાના નામથી ઓળખાવ્યો નથી. મણિલાલ કવિ મણિલાલ તત્ત્વચિન્તકમાં ત્યાં ગુગળાઇ ગયા. ગોવર્ધનરામ કવિ ગોવર્ધનરામ સરસ્વતીચંદ્ર પુરાણકારમાં બરાબર દેખાયાજ નહીં. એટલે નવાયુગની કવિતાના ઇતિહાસને પોતાના નામથી ઓળખાવનાર નરસિંહરાવજ: હેમના સમયથી પૂર્વની કવિતા આમ સ્હમજીયે તો.

છતાંય પ્રશ્ન થશે કે કવિતાનું ક્ષેત્ર વિશાળ હોવા છતાં નરસિંહરાવ કોઇ કાળે લોકપ્રિય કવિ કેમ ન થયા? સરસ્વતીચંદ્રેજ હેમની લોકપ્રિયતાનું ક્ષેત્ર ટુંકું કરી નાંખ્યું. કવિતાનો રસ તો સરસ્વતીચંદ્રમાં ઉભરાતો હતો અને છંદની પસંદગી, કલાવિધાન, પ્રકૃતિનું સૌન્દર્ય નિરૂપણ માત્રને માટે સામાન્ય વાચક નરસિંહરાવને શોધે એમ બનવાનો ઓછો સંભવ હતો. અને પ્રકૃતિનું સૌન્દર્ય ? સરસ્વતીચંદ્ર જેવા મહાત્મા કે કુમુદ જેવી પ્રેમીલી, ગંભીર, મુગ્ધ, પ્રિયજન ઉપર સાત્વિક દૃષ્ટિ નાખતી પ્રિય કુટુમ્બી જન જેવી બનેલી સુંદરી સાથે પ્રકૃતિનું રસિક નિરીક્ષણ કરવું મૂકી નરસિંહરાવનાં છુટાં છુટાં કાવ્યો સાથે પ્રકૃતિનો આહ્લાદ ચોડાજ લેવા જાય. તે એટલે સુધી કે નરસિંહરાવની પ્રથમ ઓળખાણ સરસ્વતીચંદ્રનો પહેલો ભાગજ આપતું.

સમાજ સુધારણાનાં મોજાં નરસિંહરાવમાં હતાં. પણ આ સમય નર્મદાશંકરનો નહોતો. ઉછાળા મારતા સુધારકો ટંડા બન્યા હતા-સંરક્ષક મત જામતો હતો. લોકો કંટાળી હતાશી બન્યા હતા. સુધારાનાં મોજાં સામાન્ય વાચકના હૃદયને હલમલાવે હેતું નહોતું. રાજ્યકીય વિચારોનાં નરસિંહરાવનામાં મોજાં હતાંજ નહીં. મણિલાલ, ગોવર્ધનરામ નરસિંહરાવ અને પછીથી

આનન્દશંકર,* બધાજ વિનીત પક્ષના હિમાયતી; બીજું, કુસુમમાળા તે સરસ્વતીચન્દ્ર નહોતી કે બધીય કોટિના ઉછાળાને સ્થાન મળે.

ત્યાર પછી ધીમે ધીમે "હૃદયવીણા," "નૂપુરઝંકાર," અને છેવટે "સ્મરણ સંહિતા" કવિ નરસિંહરાવનાં બ્હાર પડયાં, પણ જેટલી લોકપ્રિયતા કુસુમમાળાએ પ્રાપ્ત કરી તેટલી પછીના કાવ્યોએ ન કરી. ધીમે ધીમે દૃષ્ટિ મર્યાદામાં મણિશંકર ભટ્ટ, કલાપી, ન્હાનાલાલ, લલિત, ખબરદાર, ઠાકોર દીપવા લાગ્યા. ત્હેમાંય કલાપીએ લોકને રડાવ્યા. ન્હાનાલાલે રસબસ કર્યા. (ન્હાનાલાલ ભાગ્યેજ હસાવે છે, ભાગ્યેજ રડાવે છે) નરસિંહરાવનાં શુદ્ધ સુંદર કાવ્યો તરફ તો કલાપી, ન્હાનાલાલ અને લલિતે સરસ્વતીચંદ્રનીજ ગરજ સારી.

છેવટનું સુન્દર કાવ્ય સ્મરણસંહિતા મનોહર છે, સુન્દર છે, અપૂર્વ કલાવિધાનવાળું છે. પરંતુ એક આકસ્મિક કારણ ત્હેની સંપૂર્ણ લોકપ્રિયતામાં કેવું આડે આવે છે? પ્રો. આનન્દશંકરે વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત લખી સહકૃત્ય કર્યું ટીપ્પણ ઉમેરી વાચક ઉપર ઉપકાર કર્યો. પ્રો. આનન્દશંકર અંદરના ભજનને કાવ્યની કલગી કહે છે. તો કેટલાક વાચકને મન ઉપોદ્ઘાતથીજ સ્મરણ સંહિતાની કિંમત વધતી લાગે છે. સ્વીન અને ટેનીસન અને શેલીમાંથી પ્રો. આનન્દશંકરે આપેલા ઉતારા પરથી શું ત્હેમાંથી તો આ વિચારો કવિ નરસિંહરાવે નહિ લીધા હોય એમ કેટલાક વાચકને થાય છે એ બધા ઉપરાંત કવિનું દુઃખ એટલું સંયત છે કે વાચકને તે રડાવી તો શકતું જ નથી અને વાચકને તો હાવાં કાવ્યો વાંચતાં રડવું છે ત્હેની ભમણામાં "ઉપપત્તિ કેરી વિરુધ્ધ છે" હેવાં વાકયો ઉમેરી કહે છે. આમ કવિ નરસિંહરાવના છેલ્લા અપ્રતિમ કાવ્યે ત્હેને યોગ્ય લોકપ્રિયતા મેળવી નથી.

આ "ધો વખત નરસિંહરાવ એકલા કવિ જ નહોતા રહ્યા કોઇ વખત શાળાપત્રની ઉણી ભૂલો કાઢતા, 'શું' વિકારી કે "શું" અવિકારીનો ઉહાપોહ કરતા. કોઇએ રાગને બદલે છન્દ છન્દ યોજ્યો તે કવિ નરસિંહરાવ ત્રાસી જતા; એમ કરતાં કંઇ તત્ત્વચિન્તનમાં પ્રો આનન્દશંકર જોડે વાદમાં પડતા, તો ભાષાના ઇતિહાસનાં સાધનોનો માર્ગ બતાવતા. પ્રેમાનન્દનાં નાટકોનો ઝગડો ઊભો કરતા તો સ્વરસંગીતમાં ધૈવતનું સ્થાન નક્કી કરતા; કાંતો વિવર્તલીલા લખતા કે જયા અને જયન્તનું વિવેચન કરતા આમ કવિ ઉપરાંત, થોડાક તત્ત્વચિન્તક, વધારે વિવેચક, સંગીતશાસ્ત્રી અને તેથી વધારે ભાષા શાસ્ત્રી એમ વધતા વધતા અત્યારે કવિ નરસિંહરાવ ભાષાશાસ્ત્રી નરસિંહરાવ થઇ ગયા છે સૌન્દર્યવતી સ્ત્રીની જેમ કવિયે રહેવું એમ જનસમાજનું માન્યું છે. કોઇ સૌન્દર્યપૂજક સ્ત્રીને નમતી જોઇ શકતો નથી, તો ચીંથરાના વેશમાં તો જુએ જ શાનો? કવિ આમથી તેમ લોકોની ને લેખકોની ભૂલો કાઢયા કરે તો જનસમાજને નાજ ગમે

એ આદરેલી પ્રવૃત્તિયે આમ કવિ તરીકેની લોકપ્રિયતામાં આડખીલી નાખી. એ પ્રવૃત્તિમાં બતાવેલા નરસિંહરાવના ગુણોયે એ આડખીલી કર્કશ કરી હેમના પરિચયમાં પણ ન હોય હેવા જન કહી શકે કે કવિ નરસિંહરાવમાં સત્યપરાયણતા, પ્રભુ તરફ ભક્તિ, ટીખળીપણું. સતત અભ્યાસની સાથે પશ્ચિમના આદર્શોને વધારે પડતા સ્વીકારવા, થે ઠીક કીર્તિ તરફ દૃષ્ટિ. જરા 'જ'કાર ને જરા 'હું'કાર ક્ષમા ઓછી હેવું હેવું કેટલુંક છે અને જણાય છે. હેમાં સત્ય-

* પ્રો. આનન્દશંકરને વિનીત પક્ષના કહેતાં હવે તો વિચાર કરવો પડે.

પરાયણતા જગતને આકરી પડે છે. અને 'હું'કાર સહન થતો નથી; એટલે નરસિંહરાવનું વ્યક્તિત્વ પણ ત્હેમની કવિ તરીકેની લોકપ્રિયતામાં આડું આવે છે.

આધુનિક અને પહેલાંના લેખકો અને વિવેચકો, પોતાની ભૂલથી કે વિવેચનના તત્ત્વોનાં અજ્ઞાનથી, સ્થળ સમયની દિવાલોથી કે બીજાના તેજમાં તણાંયાથી, કવિની પોતાની અશક્તિથી કે લોકોની વૃત્તિથી કે સંયમના સ્વરૂપથી, કવિની પોતાની પ્રવૃત્તિઓથી તે પ્રવૃત્તિઓ અણસમજાયાથી કવિની પોતાની સત્યપરાયણતાથી, કે સત્યપરાયણતા 'હું'કારમાં ગણાયાથી, સંસાર સુધારાના જુસ્સાથી કે 'વિનીત' તાથી, સરસ્વતીચન્દ્રથી કે ન્હાનાલાલથી ગમે તેથી ગમે તે કારણે, ગમે તે રીતે જે નરસિંહરાવનું સ્થાન જોઇ રહ્યા છે, કહી રહ્યા છે, ત્હેમની લોકમાં ઓછી પ્રિયતા દાખવી રહ્યા છે, તે કેટલે અંશે આકસ્મિક સન્જોગોને આભારી છે, તે મ્હોટે ભાગે આપણે જોયું

ગુજરાતી સાહિત્યનો આપણે જો ઇતિહાસ લખતા હોઇયે, અને ગોવર્ધનરામથી નવાયુગની રેખા દોરિયે. અને ત્હેમાંય પણ Hugh valker ના Outline of wictorian Literature ની રીતનું અનુકરણ કરિયે, તો પ્રથમ પ્રકરણમાં સ્થાન ગોવર્ધનરામ અને નરસિંહરાવને મળે આ સ્થાન નિશ્ચિત કરવાનું મ્હોટું સાધન એક એ છે કે પ્રસ્તુત સાક્ષરોએ ત્હેમની પાછળ આવતા લેખકો ઉપર કેવી અસર કરી, ત્હેમને કેવો અને કેટલો ત્હેમના પુસ્તકોમાંથી ઉત્સાહ, દીક્ષા, અને અનુકરણ કરવાનું મળ્યાં, અને બીજું એક એ છે કે પ્રસ્તુત લેખકોની કેટલી ભાવનાઓ સમાજના જીવનમાં વિચાર રૂપે-કંઇ નહી તો-વણાઇ રહી છે. જો એકલો કવિતાનો ઇતિહાસ લખતા હોઇયે, અને નવયુગનું એક પુસ્તક હોય તો અલબત, નરસિંહરાવ પહેલા પ્રકરણમાં એકલાજ સ્થાન લે.

આ સિદ્ધાન્તનો (?) ત્યારે અન્વય પક્ષ બાકી રહ્યો. નરસિંહરાવની કવિતા અને ત્હેના ગુણોજ માત્ર નહીં, પણ ત્હેની શક્તિ કહ્ડાં કહ્ડાં, કેવી રીતે જણાય, કેવી રીતે જણાઇ છે; કેવા રીતે અંકાય છે, તે શક્તિયે કહ્ડાં કહ્ડાં બીજ વાવ્યાં છે અને કેવાં ફળ નીપજ્યાં છે. ઉર્મીનો યુગ ગયા પછી પાછો બુદ્ધિનો યુગ બેસશે ત્યારે નરસિંહરાવ કેવું સ્થાન લેશે, નરસિંહરાવ, વિવેચક, નરસિંહરાવ ભાષાશાસ્ત્રી, નરસિંહરાવ સંગીતશાસ્ત્રી ટુંકામાં નરસિંહરાવ સત્યશોધક ને સત્યબોધક એ બધુ છેવટનો નિર્ણય કરતાં બતાવવું જોઇએ. એ બતાવવાનો પ્રયત્ન કરવા આ લેખકના અભિલાષ છે.

" પ્રેરિત. "

# તે સંધ્યા.

તે રમ્ય સંધ્યાએ અહો!
સુરમ્ય સરિતાને તટે
આનંદ ને ઉલ્લાસમાં ભૂલી બધી અંતર વ્યથા
સંગીત લુબ્ધ બની સહુ બેઠાં હતાં પ્રિય સાથમાં.

શિષ્ટાચના નિયમો વળી
બંધન ત્યહાં ન્હોતાં કંઇ;
સંસારના ઝેરી જનોની ક્રૂરતા ત્યાં ના હતી,
કીન્તુ હતી સુખ વેરતી અનુપમ ઘડી તે રસવતી.

દૂર દૂરથી ક્યારેક ત્યાં
આવી અનિલ અચિંતવ્યો;
સુમધુર ભાવે રસભર્યું કંઇ કર્ણમાં ગૂંજી જતો,
ને હૃદયસર ઉછળાવતાં મૃદુ ઉર્મિઓ જગવી જતો.

અમ નયનને આકર્ષતી
સુકુમાર ને સોહામણી;
ધીરી ધીરી માર્દવ ભરી અભિસારિકા સમ સરિત ત્યાં,
વ્હેતી હતી પ્રિયતમ પદે લાલિત્ય નિજનાં અર્પવા.

નિઃસર્ગ યે સમભાવથી
સત્કારતી અમને હતી;
સૃષ્ટિ તણા સૌન્દર્યમા ક્યાંયે વિષમતા ના હતી.
સૌન્દર્ય, સ્નેહ, સંગીતમાં દુનિયાં ડૂબી ગઇ ત્યાં હતી.

સુરમ્ય તે સંધ્યા અહો!
સુરમ્ય તે સરિતા અહો!
મંગલ ઘડી તે દિનની શાંતિ સુધા વરસાવતી
ભૂલું નહીં, ભૂલીશ નહીં તે ધન્ય વેળા જીવનની.

—જ્યોત્સ્ના શુક્લ.



# લગ્ન.

## — એક અંકી નાટક. —

લેખકઃ રા. બટુ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ.

[ પ્રજોત્પતિ એ નમાલો બદ હવસી અકસ્માત્ નહીં પણ ઇશ્વરના અગણિત નવા અવતારમાંનો નિત્યનો પૂર્ણાવતાર છે. આ અવતારના વેદ બ્રાહ્મણ તે આજનું પ્રજનન શાસ્ત્ર-જે સર્વ ધર્મ અને વિજ્ઞાન શાસ્ત્રોનો મુકુટ બનશે એ નિ:શંક છે. પરન્તુ-કેટલીક વાતો "સમજી" લેવાની પણ પ્રાણ જતાંયે તેનો સ્પષ્ટ નિર્દેશ ન કરવાની પ્રથા દરેક દેશના Prudes-નીતિને નામે દમ્ભ રાખનારાઓમાં છે. સત્ય અને સ્પષ્ટ જ્ઞાનની હાજરીમાં જે કરમાઇ જાય, તેવી નમાલી માંદલી નીતિ એ કદી નીતિ હોયજ નહી. આવીજ નીતિથી જીવવા કરતાં તે નીતિ વિનાજ જીવવામાં વધારે નીતિ છે. —અધિ. ]

અર્પણ:

માણસ સુખી થવા અખતરાઓ કરે છે; કોઇ સારા માર્ગે જાય છે, કોઇ ખરાબ માર્ગે જાય છે. આવા અખતરાઓથી અજાણ્યે માણસ મનુષ્ય જાતિ-જે આવા અખતરાઓનું ઉદાહરણ લે છે. ત્હેની સેવા કરે છે. આમ ગમે તે પ્રકારે જીવવું એ પણ એક સેવા છે. આને એકજ દેખીતો અપવાદ છે. સમાજમાં કેટલાંક એવાં અશક્ત છે. જેમને સુખી થવા પણું છેજ નહી- જેમનામાં અખતરા કરવા જેટલી પણ શક્તિ નથી. છતાં આવા અશક્ત અભાગી જીવો પણ સેવા તો કરે છેજ. મનુષ્ય જાતિને ઉદાહરણ રૂપ થાય એવાં કર્મો કરવા જેટલી શક્તિ ત્હેમનામાં નથી; છતાં જેમના કર્મથી પોતાને અશક્ત જીવન પ્રાપ્ત થયું છે તેમના કર્મના પોતે દૃષ્ટાંત રૂપ થાય છે અને તેટલી સેવા કરે છે આવા જીવો ગુજરાતમાં આજે થોડા નથી. અંધ સમાજની સળગતી પ્હેણી પર બળતા એ જીવોને આ નાટક સ-હૃદય સમર્પણ કરૂં છું.

---

લગ્ન

### પ્રવેશ ૧ લો: કૌમાર.

પાત્રો: સ્થળ: ભાસ્કરની પ્રયોગશાળા સમય: બપોર.

અતુલ.

ભાસ્કર.

મહીન્દ્રા.

( ભાસ્કર વિજ્ઞાનનો કંઈ પ્રયોગ કરે છે. મહીન્દ્રા આવી પાછળ ઊભી રહે છે. ત્હેના મ્હોં પર આનંદનું અજવાળું જણાય છે. થોડીવારે ભાસ્કર ત્હેને જુએ છે. મહીન્દ્રા પાસે આવે છે. ભાસ્કરના હાથમાં પ્રયોગ કરવાની ટયુબ રહી જાય છે. )

મહીન્દ્રા: કંઈ વધાઇ આપું ?

ભાસ્કર: શાની ?

મ: તે તો એમ ન કહેવાય ? પણ એવી કે; તમે સાંભળશો ત્યારે એમ થશે કે........

ભાસ્કરઃ (હસતાં) કે મારૂં ચાલે તો સમરકંદ ને બુખારા આપી દઉં, એમને ?

મઃ સમરકંદ ને બુખારા ! છ.' એટલાને શું કરે ?

ભાઃ અરે વાહરે! પણ મને કહેતો ખરી શું છે તે.

મઃ તે એમ તો કહેવાય જ નહિ.

ભાઃ વારૂ. વારૂ. તું કહીશ તે આપીશ. પછી કાંઈ. પણ એવું શું છે જે તું આટલી હરખઘેલી થઇ છે?

મઃ એવું છે !

ભાઃ મને બનાવે છે ?

મઃ ના, ના, પણ જુઓ. હું કહું કે તરત, આ પ્રયોગ પડતો મૂકી મારી પાસે બેસવું પડશે હં.

ભાઃ ત્યારે એમજ કહી દેને! કોણ જાણે અમારા પ્રયોગોએ સ્ત્રીઓનું તે શું બગાડ્યું છે?

મઃ બહુંજ.

ભાઃ હવે વારૂ. હું પ્રયોગ પડતો મૂકીશ. પછી કાંઇ ? પણ તું શું કહેતી હતી ?

મઃ કહું ? અતુલભાઇના વિવાહ થયા.

[ ભાસ્કરના હાથમાંથી ટયુબ જમીન પર પડી જાય છે. ]

ભાઃ ( આવેશ ભર મહીન્દ્રાનો હાથ પકડી ) મહીન્દ્રા ! કહે, તું ખોટું કહે છે. ના, ના, એ વાત સાચી હોયજ નહિ.

[ મહીન્દ્રા આભી બની જાય છે. મ્હોંએ આંગળી અડાડી ઉભી રહે છે ]

મઃ સાચી છે પણ...પણ છે શું ? તમે આમ કેમ કરો છો ?

ભાઃ (વિચાર કરતાં) "વાત સાચી છે" મહીન્દ્રા ! હું શું સાંભળું છું ?

મઃ પણ—

ભાઃ ના, હું તેમ નહિ થવા દઉં. ગમે તેમ કરી તે અટકાવીશ.

મઃ ભાસ્કર, તમે આમ કેમ કરો છો ? હવે તો એ બધું મિથ્યા છે.

ભાઃ ( ખુરશી પર બેસી પડી ) "મિથ્યા છે" થઇ રહ્યું.

[ મહીન્દ્રા ભાસ્કર પાસે જાય છે. એનો હાથ લઇ ]

મઃ શું છે? તમે આમ કેમ કરો છો ? તમારે કોઇ બીજાં જોડે એના લગ્ન કરવાં હતાં?

ભાઃ ના, પણ એમાં મારીજ ભૂલ થઇ. મારે એને ચેતાવવો જોઇતો હતો. હવે...

મઃ હવે શું ?

ભાઃ કૈં નહિ, મહીન્દ્રા, મારે હાથે મેં ભયંકર પાપ કર્યું. હવે શું કરૂં ?

મઃ પણ મને કહો તો ખરા, શું છે તે ?

ભાઃ તને કહે શો લાભ ? ઉલટું અતુલ...... .....

(નોકર આવે છે.)

કેમ આવ્યા ?

નોકરઃ અતુલભાઇ આવ્યા છે.

ભાઃ અતુલ ? જા, કહે કે હું કામમાં છું. ( નોકર જવા માંડે છે. )

મ: (ઉતાવળે) (નોકરને) ઉભો રહે (ભાસ્કરને) ના, અતુલભાઈને ખોટું લાગશે તમે એવું ન કરશો. (નોકરને) જા અતુલભાઈને મોકલ.

ભા: મહીન્દ્રા ત્યારે તું અહિં બેસ: મારાથી એવું મેં નહિ જોવાય. હશે તો હું પછી આવીશ. તું એને કહેજે કે મ્હારે કૈંક અગત્યનું કામ છે. (જાય છે.)

મ: (સ્વગત) આ બધું શું હશે? લગ્નમાં તે આવું હોય? ભાસ્કરે મને આનું કારણ કહ્યું નહિ. કોણ જાણે શુંયે હશે? અતુલભાઈ જોડે વાતો કરતાં મારે સાવધ રહેવું પડશે. કદાચ કૈં અવળું કહેવાઈ જાય. બીચારા અતુલભાઈને આની ખબર તો હશે કે નહિ? કોણ જાણે આપણાં માબાપો છે. મારૂં ચાલશે તો એમની પાસે વાત કઢાવીશ.

(બારણું ઉઘડે છે. મહીન્દ્રા સ્વસ્થ થાય છે. અતુલ દાખલ થાય છે. મહીન્દ્રા હસવાનો પ્રયત્ન કરે છે.)

આવો

(અતુલ વિનયથી નમે છે.)

અતુલ: કેમ, બ્હેન, મઝામાં છો? પ્રોફેસર સાહેબ બ્હાર ગયા હશે.

મહી: ના, ઘરમાંજ છે પણ કૈં અગત્યના કામમાં છે. બેસોને.

અતુલ: ના, કૈં નહિ. મારે તો સ્હેજ કામ હતું. આપણા સમાજમંદિર સંબંધે; પણ કૈં નહિ હું રાતે આવી જઈશ. આ કાગળો આપશો? ચાલો હું રજા લઈશ.

(કાગળો આપી અતુલ જવા માંડે છે.)

મહીન્દ્રા: અતુલભાઈ, બેસોને, તમારા પ્રોફેસર નથી પણ હું છું ને?

અતુલ: કેમ નહિ? પણ મારે જરા—

મહી: અગત્યનું કામ છે?

અતુલ: ખાસ અગત્યનું તો......

મહી: થયું ત્યારે બેસો. મારે પણ તમારૂં કામ છે.

(બેઉ જણ બેસે છે. મહીન્દ્રા વાત કેમ ઉપાડવી તેનો વિચાર કરે છે. થોડીવારની શાંતિ.)

અતુલભાઈ, કાંઈ જાણ્યું?

અ: શા સંબંધી બેન?

મ: તમારા.

અ: મારા? ના મારા સંબંધી શું હોય? તમે કૈં જાણો છો?

મ: કેમ તમારા વિવાહ થયા તે નથી જાણતા?

અ: હશે.

(મહીન્દ્રા અતુલનું મોં જોઈ રહે છે. તે ઉપર કાંઈ લાગણી જણાતી નથી. મહીન્દ્રા મુઝાય છે.)

મ: અતુલભાઈ, તમને આનંદ નથી થતો?

અ: (મોં પ્હોળું કરી) આનંદ? એમાં આનંદ પામવા જેવું શું છે?

મ: ત્યારે દુઃખ થાય છે?

અ: ના, ના, દુઃખ શા માટે થાય.

મઃ ત્યારે તમને કૈં થતુંજ નથી? અતુલભાઇ, માફ કરજો હું. આપણે પુરૂષો જેટલી ઉંડી નથી હોતી, ને મારો તો સ્વભાવજ બોલકણો છે એટલે કૈં અઘટતું બોલાઇ જાય તો! પણ મને તો આ નથી ગમતું.

( અતુલનું મોં તેવુંજ છે. )

અઃ કેમ?

મઃ કેમ શું? માણસની જીંદગીનો મોટામાં મોટો પ્રસંગ તમારે આવ્યો છે તે તમને એક લાગણી સરખી પણ નથી થતી, અતુલભાઇ ત્યારે એમાં કૈં ગુપ્ત હશે. સાચું કહો જોઇયે, શું છે?

અતુલઃ ના, ના, બેન, એમાં કૈંજ નથી, ખરી વાત એ છે કે એ સંબંધે મેં કોઇવાર વિચારજ નથી કર્યો.

મઃ અરરર! એમ તે કેમ હોય. સમાજ સેવા, દેશ સેવા ને એવી બધી પારકી પીડાઓ વ્હોરનાર પોતાના જીવન સંબંધી વિચારજ ન કરે? તમારા જેવા રસિક લોકોને તો કૈં કૈં સ્વપ્નાંઓ હોય.

અઃ બેન, એ વિષયમાં વડિલો જે કરે તે અમારે પાળવાનું. એમાં સ્વપ્નાંને અવકાશ ક્યાં હોય છે?

મઃ અતુલભાઈ, તમારા હૃદયમાં કૈં અગ્નિ સળગે છે ખરૂંને? હું તો તમારી બેન થાઉં. કહો જોઇએ તમને શું શું લાગે છે?

અઃ એ વિષય ચર્ચાસ્પદ ન હોવો જોઇએ એમ બધાં કહે છે. તે આપણે પણ—

મઃ ના, હું નથી કહેતી તમારા સંબધે મારે વધુ જાણવું છે.

અઃ બેન, મારા સંબંધે જાણવા જેવું કૈં છેજ નહિ ખાસ કરીને એ સંબંધમાં તો મારાં વડિલ મારે બદલે મારૂં જીવન જીવે છે, એમાં મારે કે તમારે શો વિચાર કરવાનો હોય? અને છતાં કોઇક દિવસ પ્રોફેસર હશે ત્યારે વધુ વિચાર કરશું. હું રજા લઇશ (જાય છે.)

[ મહીન્દ્રા વિચારમાં પડી જાય છે. થોડીક વારે ભાસ્કર આવે છે. મહીન્દ્રા સ્વસ્થ થાય છે. ]

ભાઃ અતુલ ગયો?

મઃ હા. કામ હતું?

ભા. હા—ના. કૈં નહિ. મહીન્દ્રા તેણે કૈં કહ્યું?

મઃ આ કાગળો આપી ગયા છે—તમારા મંડળના લાગે છે.

( કાગળો લઇ ભાસ્કર બેસે છે. મહીન્દ્રા તેને જોતી બેસી રહે છે. થોડીવારની શાંતિ )

ભાઃ (સ્વગત) હું સહી કરૂં. ના, હું......

મઃ શું છે?

ભાઃ શું છે શું? બસ આખી દુનિયામાં ધતીંગને ધીંગાણા જ છે. પણ હું તો તેમાં ભાગ નહિજ લઉં.

મઃ શામાં?

ભાઃ મહીન્દ્રા, તને ખબર છેને કે આવતી કાલે મંડળની વાર્ષિક મિટીંગ છે. પ્રમુખ રાય-બહાદુરે પત્ર લખી દરખાસ્ત મુકી છે કે મંડળે અતુલને આ વર્ષથી માનદ ચેરમેનની પદવી આપવી.

મઃ એમ!

ભાઃ એમ શું? મંડળના આટલાં વર્ષોમાં માત્ર બે ચેરમેનો થયા છે. ક્યાં તેમનું જીવન ને ક્યાં અતુલનું જીવન? અતુલ ચેરમેન થાય તો થઈજ રહ્યું ને? હું વાંધો ઉઠાવીશ.

મઃ ના, તમે એવું કંઈજ નહિ કરો.

ભાઃ મહીન્દ્રા તું ખાલી હઠ કરે છે. તને અતુલ સંબંધી ખબર હોય તો તું આમ ન કહે.

મઃ કેમ એવું શું છે?

ભાઃ શું છે? અતુલ સમાજનો ભારે ગુન્હેગાર છે. આ પવિત્ર મંડળમાં એને સ્થાન સરખું પણ હોવું ન જોઈએ. એનું જીવન જણાય ત્યારે દુનિયાં શું કહે? એ ગન્ધી છે તેજ આજથી મને ખુંચે છે. એવો માણસ ચેરમેન થાય તો મંડળને કેટલી અપકીર્તિ થાય?

મઃ પણ અતુલભાઈએ એવો તે શો ગુન્હો કર્યો કે તમે આટલા છેડાઈ ગયા છો?

ભાઃ મહીન્દ્રા, એ વાત લાંબી છે. હું ને અતુલ એકવાર ડૉ. જેમ્સને ત્યાં ગયા હતા. તને ખબર છે ને ડૉ. જેમ્સ Sex Specialists છે. તે અતુલને ધારી ધારીને જોતો હતો. ત્યારે તો હું રાજી થયો કે અતુલ વિશે ડૉ. જેમ્સને ઠીક અભિપ્રાય થયો હશે પણ બીજીવાર હું જેમ્સને મળ્યો ત્યારે ત્હેણે પેલું કહ્યું. ત્યારથી અતુલ માટે મ્હને લાગણી વધતી ગઈ. મહીન્દ્રા, એ બીચારો આદર્શ ભક્ત છે; ઉચ્ચ વૃત્તિઓથી પ્રેરાયલો છે પણ એને ખરૂં જીવન નથી; તું કહે તેમ કોઈ અદીઠ પાપને લીધે એ બીચારો શરીરે અશક્ત છે. અત્યાર સુધી એને માટે મ્હને દયા પણ આવતી, પણ ગુજરાતમાં ઉભરાતા કરોડો જીવ પેઠે એ પણ લગ્નનું ભયંકર પાપ કરવા બેઠો છે ત્યારે મ્હારો જીવ બળી ઉઠે છે. એક નિર્દોષ પ્રફુલ્લ સ્ત્રીનું જીવન આ લગ્નથી કચરાઈ જશે, એમનાં સંતાનો બળહીણુ થશે, કોઈક અલ્પ જીવી......

મઃ ભાસ્કર, ભાસ્કર, એવું ન બોલશો.

ભાઃ મહીન્દ્રા, સત્ય સામે નહી જોઈએ તેથી તે દૂર થવાતું છે? અરે, અલ્પજીવી થઈને મરી જાય તો ઠીક. એ બીચારાં ફુલ જેવાં બાળકોને માબાપના પાપે જે કષ્ટ વેઠવાં પડશે તેમાંથી તે છુટશે. પણ એવાં સત્વહીણુ, પડછાયા જેવાં, પાંગળાં જીવે તો શું તેનો તેં વિચાર કર્યો? હિન્દુ જાતિમાં અપંગ, અશક્ત-જીવો કહેવાતાં જીવન જીવે એ લાંછન કેમ સહાય? એને લીધે ગુજરાતીઓ સત્વહીણુ થયા છે. આપણામાં લાગણીઓ પણ નથી. વેર કે ધિક્કારની લાગણી પણ મોળી છે તો પછી સ્નેહની લાગણી તો સબળ ક્યાંથીજ હોય? એથીજ ગુજરાતીઓમાં કોઈ મહા નર નથી થયો; કોઈ અથંગ ગુન્હેગાર પણ ન પાક્યો. અરે! યુરોપી છોકરીઓ પણ આપણા જુવાનો કરતાં વધારે બળવાન ને વીર્યવાન હોય છે.

મઃ પણ છોકરાંઓ અશક્ત હોય તેમાં એટલું બધું.........

ભાઃ એટલું બધું? મહીન્દ્રા, સ્પાર્ટનો જન્મેલા બાળકને ઉંચા ખડક પરથી ગબડાવી દેતા, અને એમ કરતાં જે જીવતાં તેનેજ ઉછેરતાં. તેઓ માનતા કે અશક્ત બાળકોને જીવાડવા એ પાપ છે. રોમનોના કાયદામાં અશક્ત બાળકને માબાપે મારી નાંખવાં એવું ફરમાન છે. એ બધુ શા માટે? પોતાની જાત માટે-દેશ માટે. હાલના ગુજરાતમાં એ વિચાર સરખો નથી અને તેથીજ ઉદય પરવાર્યો છે. ના, હું તો એમાં ભાગીદાર નહિજ થાઉં. રાયબ્હાદૂરની દરખાસ્ત સામે હું વાંધો ઉઠાવીશ.

મઃ ભાસ્કર તમે એવું ન કરશો. અતુલભાઇના લગ્ન થશે તેમાં શું ? એમની પત્ની ને હુ આ બધું સમજાવીશ અને સ્પાર્ટનો ડાળી કાપતા; આપણે મૂળ કાપવા પ્રયત્ન કરશું; પણ તમે એવું કૈં તો નજ કરશો.

ભાઃ મહીન્દ્રા તું ભૂલે છે; અતુલ ગમે તેટલો અશક્ત હોય; કે સ્ત્રી ગમે તેટલી સાવધાન હોય તોપણ પરિણામ તો એવુંજ થાય. અને છેવટે એક વારની ભૂલ માટે જીવનભર પાપની પરંપરા શરૂ થશે.

મઃ ના, ના, આપણે કૈં પણ ઉપાય ખોળી કહાડશું.

ભાઃ ભલે હું સહી કરું છું પણ—

(કાગળ પર સહી કરે છે.)

મઃ પણ કૈં નહિ. ઇશ્વર સૌ સારૂં કરશે.

ભાઃ ઇશ્વર ? કોણ જાણે ? ( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૨ જો. લગ્ન.

સ્થળઃ ભાસ્કરનું દિવાનખાનું. સમયઃ આથમતી બપ્પોર.

મહીન્દ્રાઃ ભાસ્કર, તમે આવો કેવો પ્રયોગ કરો છો કે હજી પૂરોજ નથી થતો ? કેટલા બધા મહિના થયા !

ભાસ્કરઃ ( હસતાં ) મહીન્દ્રા, તુંએ જાણશે પછી ઇચ્છીશ કે એ કદી પણ પૂરો ન થયો હોત તો સારૂં.

મઃ કેમ, એવું તે શું છે ?

ભાઃ જે પાછી આપણી સરત ભૂલી ગઇકે હું કહું નહિ ત્યાં સુધી તારે પૂછવું નહિ... પણ તેનો ઠીક. પ્રમિલા પછી અહિં આવી હતી ?

મઃ હા.

ભાઃ પછી તેં તારૂં કામ શરૂ કર્યું ?

મઃ જાવ, જાવ, તમે આવા કેવા ? એ બીચારીને પરણ્યાંને તો હજુ આટલા દહાડા થયા છે, એનો કેવી કોડ ભરી છે. તમે એની વાત સાંભળો તો એવા એવા તમારા બધા સિદ્ધાંતો મૂકી દો. એને તે એવી શીખામણ કેમ અપાય ?

ભાઃ પણ ગાંડી, તેથીજ તારે તરત કહેવું જોઇયે. એ બધાં કોડને લાડમાં તણાઇ ફરજ અને બુદ્ધિને ભૂલી જઇ કેટલાં જુવાન સ્ત્રી પુરુષો એ પાપ કરી રહ્યાં છે ? પુરુષ અને સ્ત્રી ભેગાં થાય એટલે હજારો વર્ષથી ઉતરી આવેલી અને માબાપોએ લાડથી ઉછેરેલી અવિચારી રાત્રી સમાગમની ઇચ્છા થાયજ–અતુલ અને પ્રમિલા પણ એના ભોગ થશે–કદાચ થયાં હશે. કદાચ લ્હાવાભૂખ્યાં માબાપોએ જુલમ કરી તેમનો રાત્રી સમાગમ યોજ્યો હશે, અને...

મઃ પણ—

ભાઃ પણ શું ? તું પણ સામાન્ય દુનિયાં જેવીજ થઇ ગઇ ? ત્હને ભાન છે એવા પ્રસંગે સુન્દર પત્નીથી પુરુષ દૂર રહી શકે નહિ તેનું ?

મ: પણ અતુલભાઇ તો સમજુ છે. એમના અશક્ત શરીરની એમનેજ ખબર નહિ હોય?

ભા: મહીન્દ્રા, ત્હારો હિસાબ ઉંધો છે. અશક્ત પુરુષોમાં એવે પ્રસંગે ઉદ્દીપન અતિ રહેલથી થાય; અને પછી તેનું પરિણામ શું આવશે? પ્રમિલાનું શરીર કેટલું બળવાન અને સશક્ત છે!

મ: ખરી વાત. મ્હેં ભૂલ કરી; પણ હવે શું કરું?

ભા: હવે કૈં નહિ. હું ઉપાય કરીશ. તું—

(નોકર આવે છે)

નો. અતુલભાઇ આવ્યા છે.

ભા: (નોકરને) આવવા દે. (મહીન્દ્રાને) ...મહીન્દ્રા, તું અંદર જા. હું અતુલને પૂછીશ. એ જુઠું નહિ કહે. કૈં હશે તો કહી દેશે.

(મહીન્દ્રા અંદર જાય છે. અતુલ આવે છે.)

ભા: કેમ, કૈં અત્યારે?

(અતુલ થાકના હાંફથી બોલી શકતો નથી. તેથી ચૂપ બેસે છે. ભાસ્કર તેને ખેદપૂર્વક જોઇ રહે છે. થોડીવાર શાંતિ)

અતુલ, કેમ શરીર ઠીક નથી?

અ: ના. ખાસ કાંઇ નથી. મારે તો જરાક કામ હતું. આવતી કાલે મારું વ્યાખ્યાન છે બધા કહે છે કે તમારે પ્રમુખ થવું.

ભા: વિષય કિયો છે?

અ: લગ્ન અને સમાજ.

ભ: પ્રમુખની વાત તો પછી. તું ખાસ શું કહેવાનો છે?

અ: કે લગ્નમાં જે કૃત્રિમતા દાખલ કરી છે; લગ્નમાં જે બંધનો છે; અને પરણનારાઓને જરા પણ છૂટ નથી હોતી એવી સ્થિતિ સુધરશે નહિ ત્યાં લગી દેશોન્નતિના સ્વપ્નાંજ રહેવાનાં.

ભા: ખરું છે અતુલ; પણ એ બધા વિચારો લગ્નની એકજ દશા તપાસે છે એમ નથી લાગતું?

અ: તે કેમ?

ભા: જેને પરણવાનું છે તેને માટે એ ઠીક છે પણ તેથી પણ લાભ શો? તે તો એ બંધનોમાંથી છૂટવા ઇચ્છે, પણ જે લોક એ બંધનોનો પક્ષ લે છે તે કાંઇ તારા વ્યાખ્યાનથી સુધરશે? અને તે રહ્યું; પણ વ્યાખ્યાન રૂપે પણ એ અપૂર્ણ છે. જે લોક પરણ્યાં છે તેમને વિશે કૈં કહેવું જોઇએ.

અ: તેમનાં તો લગ્ન થઇ ગયાં. હવે ત્હેમણે તો જીવવાનું.

ભા: જીવવાનું અને મરવાનું?

અ: (હસીને) હા—બાકી રહ્યું. તે લોક તો સમાજના અનીષ્ટોના ભોગ થઇ પડયા; હવે બીજા ભોગ ન થાય તે વિષે વિચાર કરવો જોઇએ.

ભા: અતુલ, હું જાણું છું કે તું બહારથી આમ બોલે છે. તારી આંતરિક ન્યાયવૃત્તિ કદી આમ નહિ કહે. તું સારી પેઠે જાણે છે કે અચળ ગણાતી સ્થિતિ, અતુટ મનાતાં નીતિ બંધનો,

ખરેખર મનુષ્યેજ સરજ્યાં છે ને મનુષ્ય તેનાથી છૂટી શકે છે. તું કપિલ અને રંભાને ઓળખે છે ને ?

અઃ હા, પણ મને બીજી કૈં ખબર નથી.

ભાઃ કોઇને ખબર નથી. સાંભળ હું કહું. રંભાના લગ્ન થયાં ત્યારે એના યૌવનનું સ્વરૂપ જોઇ આખો લગ્નમંડપ દિંગ થઇ ગયો હતો. પણ એ ઝળકતા કપાળ નીચેની રેખાઓ ત્યારે કોઇને જાણ નહતી. તે બીચારી પરણી સાસરે ગઈ ને બીજે દિવસથી તેનું શરીર સૂકાતું ગયું. તું કહીશ, શાથી ?

અઃ કોણ જાણે ?

ભાઃ એના દુષ્ટ પતિના પાપથી

અઃ કપિલને કૈં રોગ હતો ?

ભાઃ ના. સાંભળ. યુવાની સમાગમ ઇચ્છે છે; અને તે અતિસહજ અને પવિત્ર ઇચ્છામાં અંતરાય કરવો એ મહાપાપ છે...દુષ્ટ કપિલ, બધા પતિઓ પેઠે માનતો કે સ્ત્રી એટલે પુરૂષ આપે તો તેટલું લેવા સરજાયલી ગુલામડી. જુવાન અને સ્વરૂપવાન રંભાને આપવાનું કપિલ પાસે કશું ન હતું......

અઃ તે નામર્દ હતો ?

ભાઃ હા, અને છતાં તે દુષ્ટે, અવિચારી લોકોમાં પોતે વાતે ચઢે તેટલા ખાતર લગ્ન પહેલાં તેની નામર્દાઈ કોઇને ન કહી અને એક સ્ત્રી રત્નના જીવનને સંસારની સળગતી વેદી પર હોમતાં તે ખંચાયો નહિ. (ભાસ્કર અતુલ સામું જુએ છે. અતુલ હોઠ કરડી મુગે મ્હોંએ મનોવેદના સહે છે.) અતુલ એમ નથી લાગતું કે આવા સંજોગોમાં રંભા નિર્દોષ છે ? લગ્ન એટલે આત્માનો સંયોગ કે કાંતો શરીરનો. એ લોકના આત્માઓ તો ગાઉ ગાઉ દૂર રહે છે અને શરીર સંયોગ પણ ન હોય તો એક અનક્ષર અબળા કેમ ટકે ? એની જુવાનીના પૂકારને ગુંગળાવી સંસ્કારિતાના ખોટા બ્હાને એક સુંદર શરીરને કરમાવાનો આપણને શો અધિકાર ? સ્ત્રીની જગ્યાએ પુરૂષ હોય તો તેને અનેક રસ્તાઓ ઉઘાડા હોય......

અઃ એમાં સમાજનો દોષ છે. આવા સંજોગોમાં પુરૂષ હોય કે સ્ત્રી હોય, તેને પુનર્લગ્નની છૂટ હોવી જોઇયે.

ભાઃ (હસી) સમાજ કોણ ? તું અને હું–અને ધાર કે સમાજ જેવી સંસ્થા હોય અને તે છૂટ ન આપે તો શું ?

અઃ સમાજને સાચે રસ્તે દોરવવા માટેજ આપણા મંડળો પ્રયાસ કરે છે.

આપણા મંડળો ? ખરૂં. અને સમાજ સુધરે નહિ ત્યાં સુધી આ બધાંએ કષ્ટ સહ્યા જવું ! નિત્ય રોજ સ્હવાર ઉગતાં હજારો માબાપો અને તેમના પાપજણ્યા અનેક નિર્દોષ બાળકોની ચીસો સંભળાય; અને દર સ્હવારે, બારી બ્હાર ડોકિયું કરી આપણે કહેવાનું કે " અમારી સમાજ હજી સુધરી નથી " અને પછી આપણે આપણાં સ્વાર્થી, નજીવા જીવનવ્યવહારમાં તલ્લીન થવાનું. અતુલ આપણી પ્રજાને કાંતો હૃદય નથી. કાંતો બુદ્ધિ નથી; કે કાંતો તે બીચારી અજ્ઞાન અને દુઃખમાં એટલી સંડોવાઇ છે કે દુઃખ પડે છે એ ભાન પામવાની તેમની શકિત બ્હેર મારી ગઇ છે. પણ—પણ—તું શું.

અતુલ: હું શું ?

ભા: તું શું કહે છે ? તું કપિલને સી સલાહ આપે ?

અતુલ (અચકાતાં) હું ? હું શું કહું ? એતો સ્વયંસિદ્ધ છે કે કપિલમાં ન્યાવૃત્તિ હોય અને સમાજનો વિરોધ અડગ હોય તો, તો—

ભા: તો શું ? બોલને; એમાં શરમ શેની ? પ્રજાએ અગત્યના વિષયોમાં કૃત્રિમ શરમભાવ રાખ્યો તેથીજ પ્રજાની આજે આ સ્થિતિ થઇ પડી; પ્રજાએજ સંતતિ સંબંધે વિનાસંકોચે વાતો કરી હોત તો આજે ગુજરાતમાં નિર્ગત ભુતાવલિ જેવી પ્રજા ન હોત. પણ તે તો હશે. તું શું કહેતો હતો ?

અ: એમ કે પોતે ન આપી શક્યો તે બીજેથી મેળવવા તેણે રંભાબેનને છૂટ આપવી.

ભા: તે કોણ જાણે. એ વિષય એટલો બધો સુગમ નથી; એ વિષે વધુ વિચાર થવો જોઇએ. હં. ત્યારે તારા વ્યાખ્યાનમાં એ ઉમેરજે; પણ હજુ થોડીક વાત રહી. ધાર કે કપિલ નામર્દ ન હોય પણ—

( અતુલ ઉભો થાય છે. )

અતુલ: હું પછી આવીશ. મારે કૈં કામ છે.

ભા: અતુલ; આપણે હમણાં વાત કરી રહેશું.

અ: પણ—પણ—મારાથી નથી ખમાતું.

ભા: (સ્વસ્થ સ્વરે) અતુલ, બેસ, મને બધી ખબર છે. કહે તેં શો વિચાર કર્યો ? તને લાગતું તો હશેજ કે આ અતિ મહત્વનો સવાલ છે. તેના ઉપર ત્હારા આખા કુટુંબનો આધાર રહે છે......

( અતુલ બેસે છે. )

અ: કુટુંબ ? ના......

ભા: શું ના ?

અ: મને લાગ્યું કે કુટુંબ નહિ થાય. કાલેજ મને અતિશય નબળાઇ જણાઇ ને હાંક—

ભા: (ઉભો થઇ જાય. ઉતાવળે ) અતુલ, તેં એવું તો નથી કર્યું ને ?

અ: તેથીજ કહું છું. પ્રમિલા ભલે... ..

ભા: મૂરખ ! તેં આ શું કર્યું ? અતુલ ! અતુલ ! તું પણ અવિચારી થયો ? તને પણ તારી સંતતિની દુર્દશાનો વિચાર ન આવ્યો ? ચિત્રોમાં રોગની બીહામણી આકૃતિઓ આવે છે તેવાં છોકરાંઓના વિચારથી તને કમકમાં પણ ન થયાં ? એ બધાં એવું જીવન આપવા માટે તને શું કહેશે ?

( બેઉ થોડીવાર ચૂપ બેસે છે. )

અ: પણ આવી અશક્ત સ્થિતિ હોઇ સંતતિ અશક્ય નથી ?

ભા: હું ઇચ્છું છું કે તેમ હોય. પણ તેવું નથી હોતું; જીવ આપવા એકજ અણું બસ છે...એથી કાંતો ગર્ભપાત થશે ને તેથી તારે માથે ગર્ભનાશનું પાપ બેસશે ને નહિ તો જર્જરિત દેહનું બાળક તારે પાપે જન્મ લેશે. અતુલ; એ તો હવે દૈવાધીન છે પણ ફરી વાર આવી ભૂલ ન થાય હં. પુરૂષને સંતતિનો ખ્યાલ નથી આવતો; તેને સ્ત્રી જોઇએ છે. તને પણ એવી ઇચ્છા થશે પણ હું વધારે વખત નથી માંગતો. માત્ર બે વર્ષ માટે કબૂલ થા. હું જાણું છું કે તું ના

નહિ કહે. આજે હું જેમ્સને લખું છું એ કહે તેમ તું કર. અતુલ, દેશને તારા પુરૂષાતન પર હક્ક છે. દરેક પુરૂષ પાસેથી દેશ ગમે ત્યારે તેનું બળ માંગી શકે છે. ત્યારે તું શું આપીશ? કાલે લઢાઇ જાગે કાં બંડ થાય, તો તારા આદર્શો કામ નહિ આવે. સશકત થવું એ એકલું સુખ નહિ પણ ફરજ પણ છે; ને સશકત સંતાનો સર્જવાં એ એકલા લહાવા નહિ પણ ધર્મ છે, સમજ્યો? તું બધું મૂકી દે. તારા આરોગ્ય ઉપર કોઇનો હક્ક નથી.

અ: મારા પર તમારો મોટો ઉપકાર થાય છે.

ભા: ઉપકાર? હાસ્તો. તેનો બદલો હું માંગુ છું તે આપીશ તો બસ છે. બોલ. તું કયારે હવાફેર જઇશ.

અ: હવાફેર? જુઓને હમણાં તો મંડળનું જ કામ એટલું બધું છે કે—

ભા: મંડળ? મંડળે તને શું આપ્યું? તારા પગાર જેટલું હું ગમે ત્યાંથી અપાવીશ.

અ: પણ તમે કયાં નથી જાણતા કે હું પગાર માટેજ એ કામ નથી કરતો. પગાર માટે આટલું કામ તો કોઈ ન કરે.

ભા: અરે હા, સેવાવૃત્તિથી કરે છે; પણ ત્હને ત્હારા તરફ, તારી પત્ની તરફ, ત્હારા ભવિષ્યના સંતાનો તરફ, ત્હારા દેશ તરફ સેવા કરવાની નથી? અરે ભયંકર પાપમાંથી તારા આત્માને બચાવવાની સેવા નથી?

અ: પણ એ બધું આગળ જતાં થશે ને? હમણાં તો મંડળનું કામ વધારે જરૂરી છે. અને એ એકલું કારણ ઓછું છે?

ભા: બીજું શું છે?

અ: કેમ? મંડળમાંથી રજા લઉં એટલે પગાર ન મળે એ વડીલને કેમ ગમે?

ભા: અતુલ, તું શું બોલે છે? તારી જાત ખાતર ત્હારા વડિલો—

અ: પણ એવી માંદગી હોય તો જવા દે પણ આતો......અને મારો પગાર મળે છે તે મદદ પણ (કપાળની કરચલી પાડી) જતી રહે ને?

ભા: પણ ત્હારૂં કુટુંબ ભૂખે તો નથી મરતું ને?

અ: ના, ભૂખે તો નહિ પણ મોટાભાઇ દર માસે બેંકમાં જમે કરે છે તે ન થાય.

ભા: (મ્હોઢાઇ જઇને) ઠીક, ઠીક, અતુલ, તારા કુટુંબને તારો પગાર મળશે, પછી કંઇ?

અ: એ તો વળી આગળ પર વિચાર કરશું. ચાલો હું જાઉં છું. (જાય છે.)

ભા: (સ્વગત) આગળ પર? કયાં, કયારે?–પૃથ્વીને પેલેપાર? અરેરે! મનુષ્ય તું કોણ છે?

પડદો પડે છે.

---

## પ્રવેશ ૩: કુટુંબ.

સ્થળ: ભાસ્કરનું મકાન.

સમય: રાત્રી.

[મહીન્દ્રા કાગળ વાંચે છે. તેની સામે નર્સ ઉભી હોય છે. ન્હાના ટ્રિપોય ઉપર દિવો બળે છે.]

મ: નર્સ!

ન: જી.

મ: ડૉક્ટર ફેરીલ ફરીવાર ખાસ આગ્રહથી લખે છે કે ગમે તે થાય પણ બાળક અવતરે કે તરત તે બહાર લઇ જવું. પ્રમિલા તે દેખવા ન પામે તેની ખાસ સંભાળ રાખવી, નહિ તો દર્દીનાં મન ઉપર અસર થશે. સમજ્યાં?

નઃ હાજી.

( ભાસ્કર આવે છે, અને ચુપ ઉભો રહે છે.)

બાઇ, હું જાઉં?

મ: હા. એનું મન ઉશ્કેરાય નહિ તેની ખાસ સંભાળ લેજો હં. ડૉ. સેમ્યુઅલને પણ ચેતાવજો અને અમને તરત ખબર આપજો.

નઃ વારુ, જી. ( જાય છે. )

મ: ( ઉભી થઇ ) અતુલભાઈ હજી ન આવ્યા. ક્યાં ગયા છે?

ભાઃ કોણ જાણે મંડળના મકાનેથી કોઇ મજૂર તેડવા આવ્યો હતો પણ હમણાં આવી પ્હોંચશે. એનો રિપોર્ટ વાંચી જવાનો છે. એટલે બહુ નહિ રોકાય!

મ: શેનો રિપોર્ટ? (ટિપોય પર પડેલા કાગળો બતાવી) આજકે? કાલના ઉત્સવ માટ ઘરા?

ભાઃ હા.

મ: કાલે તો એમના જીવનનો મહા પ્રસંગ હોય તેમ લાગે છે.

ભાઃ હોયજને. જે સંસ્થા માટે આખું જીવન અર્પણ કર્યું તેનો આશ્રમ ખુલ્લો મુકાય એટલે આનંદ તો થાયજને? પણ તું અહિં શું કરે છે?

મ: કૈં નહિ; પ્રમિલાના સમાચારની રાહ જોતી બેઠી છું.

ભાઃ ચાલ ત્યારે, પ્રયોગશાળામાં આવે છે? સમાચાર તો ત્યાં પણ કહી જશે. પછી પેલો પ્રયોગ સફળ થયો હં.

મ: ( હરખથી ) એમ? હાશ; કેટલા બધા મહિનાઓ થયા, ખરુંને?

ભાઃ વર્ષો ન થયાં એમ કહેને; ચલ તને સમજાવું?

મ: સમજાવશો? અત્યારે?

ભાઃ હા, હવે તું જાણે તેમાં વાંધો નથી.

( બેઉ પાસેના ખંડમાં જાય છે મહીન્દ્રા એક ખુરશીપર બેસે છે. એક ટ્યુબ લઇ ભાસ્કર પાસે ઉભો રહે છે. )

ભાઃ જો, પણ પ્હેલી સરત તો એકે ત્હારે બધું શાંતિથી સાંભળ્યાં કરવું પણ તું...

મ: ના, ના હું કૈં નહિ બોલું. કહો જોઇએ.

( મહીન્દ્રા ખુરશીના હાથાઓ પર હાથ મુકી, છબી પડાવતી હોય તેમ બેસે છે. )

ભાઃ જો પ્હેલાં તો તને સમજાવું. દુનિયામાં આટલા બધા માણસો છે પણ એમાં જીવવા લાયક બહુ નથી. દરેક સશક્ત શરીરમાં બ્યાસી માપના વીર્યવાળાં જંતુઓ હોવાં જોઇએ. એવાં શરીરોજ સશક્ત સંતતિ સર્જી શકે. હવે [ એક ટ્યુબ લઈ ] આમાં જે વાયુ છે તે ખુલ્લો મૂકીએ તો એમાંનુ એકેક અણુ હવા મળતાં તેરસો ઘણા પ્રમાણમાં વધે છે ને દર દોઢ સેકંડે તે બમણાં થાય છે.

મ: મ્હને કૈં આ બધા આંકડાઓ યાદ નહિ રહે હં.

ભા: (હસતાં) કૈં નહિ. તું સાંભળને. ને આ એક અણુ એક સેકંડે ચારસો હાથ માઇલ ફરી વળે છે.

મ: આ તમારો પ્રયોગ. ઠેઠ સુધી આવોજ છે ? એ બધા આંકડાને અણુનું કામ શું ?

ભા: કહું. તું સાંભળ તો ખરી. હવે આ અણુ માણસનાં શરીરમાં જઇ ત્યાંથી પાછું નીકળી જાય છે પણ તેની જે અસર રહી જાય છે, તે અતિ ભયંકર છે.

મ: તે શું ?

ભા: જો, જે માણસમાં સાઠથી ઓછા માપના વીર્યજંતુઓ હોય તેને આ એક અણુ સવા કલાકમાં મારી નાંખે છે.

મ: (ઉભી થઇ) ઓ ! તમે જૂઠુંજ કહો છો. આવું તમે કરોજ નહિ.

ભા. જો મહીન્દ્રા, તું સરત નથી પાળતી, તો હું કૈં નહિ કહું.

મ: પણ—

ભા: પણ કૈં નહિ તું સાંભળ્યા કર. બોલ, કહું ?

મ: ( બેસે છે. ધીરેથી ) હા.

ભા: જો, ત્યારે ખરેખર સશક્ત સંતતિ માટે તો એંસી માપનાજ વીર્યજંતુઓ જોઇએ. પણ સુધરે એવા કેસ માટે વીસ બાદ કર્યાં. એક દિવસ આ ખોલીશ તેથી સંસારનો સડો જતો રહેશે, અને પછી ભવિષ્યની સંતતિ સશક્ત અને વીર્યવાન થશે.

મ: ભાસ્કર ! રહેવા દો તમારો પ્રયોગ. હું ભૂલ બતાવું ?

ભા: શું ?

મ: જુઓ, આ અણુવાળી હવા તો બધાજ લેવાના, ત્યારે વૃદ્ધો અને બાળકોનું શું ?

ભા: ત્હારી ભૂલ છે. જે વીર્યઅણુ હું કહું છું તે તો બધામાંજ છે અને સાઠથી શક્તિ- વાળા એટલે—

મ: (ચમકીને) ભાસ્કર, પેલું શું છે ? ભડકા થાય છે. (બેઉ દોડીને પાસેનાં ખંડમાં જાય છે. ત્યાં ખંડની વચ્ચોવચ્ચ ભડકા થાય છે. જમિનપર એક બાળક બેહોશ પડ્યું છે. ત્હેનું ફ્રોક સળગે છે. ત્હેના હાથમાં સળગતા કાગળો છે. ત્હેના શરીર ઉપર ટ્રિપોય પડ્યું છે. પાસે દીવો ઉંધો વળ્યો છે. ભાસ્કર ટ્રીપોય ખસેડી સળગતું ફ્રોક બુઝવે છે. મહીન્દ્રા બાળકને ઉંચકી લે છે ને ભાસ્કર નોકરને બૂમ પાડતો ભડકા ઓલવે છે.)

મ: આ તો અરવિંદા; મોઇ ! અહીં ક્યાંથી આવી ? અરર ! જુઓને બીચારી દાઝી છે કૈંક દવા આંપશો ?

ભા: હા આપું. પાંગળી છે તે ચલાયું નહિ હોય અને ટ્રીપોય ખસેડાઇ પણ નહિ હોય.

મ: આ એના હાથમાં કાગળો શાના છે ?

ભા: મંડળનો રીપોર્ટ હશે. (પાસે જઇ અરવિંદાને જુએ છે. અચિંતો) મહીન્દ્રા તું શું જુએ છે ? એનામાં જીવ નથી.

મ: હેં ?......

ભા: ચૂ! પ્રમિલાએ જાણવું ન જોઇએ. તું એને પથારીમાં સૂવાડ. (નોકર આવે છે તે) જા, દોડતો પાસે કોઇ ડાક્ટર હોય તેને તેડી લાવ. અરવિંદા દાઝી છે. (નોકર જાય છે.)

ભાઃ મહીન્દ્રા! આ રીપોર્ટ બાળી નાંખવાનો આને પૂરો અધિકાર હતો. કુદરતે બાળ પાસે બદલો લેવાડ્યો.

મઃ પણ એમાં એ બીચારી મૂઇ.

ભાઃ એ બીચારી માબાપોના પાપમાંથી છૂટી. એ લોકે આપેલી રોગી જીંદગી એને કેટલ બોજા રૂપ હતી? મહીન્દ્રા! જોયુંને, કુદરત પણ એમજ કરે છે. પણ એવા ઘણા કેસને લીં કુદરત બીચારી થાકી જાય છે. મ્હારા પ્રયોગથી હું એને મદદ કરીશ.

મઃ ભાસ્કર, ભાસ્કર, હું માંગી લઉં છું-એવું ન કરશો. મ્હને થોડો વખત આપો હું કાં કરી જોઇશ.

ભાઃ ઠીક. (દાસી દોડતી આવે છે તેને) કેમ?

દાસીઃ ત્હમને બોલાવે છે.

(બેઉ ઉતાવળે જાય છે. પલંગ પાસે નર્સ ઉભી છે. બારણામાં ડાકટર ભાસ્કરને મહીન્દ્રાન રાહ જોતો ઉભો છે. પલંગ પર ઓઢીને કોઇ સૂતું છે.)

ભાઃ કેમ ડાકટર?

ડાઃ અકસ્માત્ થયો સાહેબ. હું અને નર્સ અંદર હતાં તેવામાં તમારો નોકર બારણ ઉઘાડી નાંખી અંદર આવ્યો અને મ્હને કહ્યું કે "અરવિંદા દાઝી ગઇ છે માટે તમને બોલાવે છે." આથી દર્દીના મન પર કંઇ અસર થઇ હશે એમ લાગે છે. પછી થોડીક વારે પુત્ર પ્રસવ થયો. પણ નર્સ બાળકને લઈ લે તે પહેલાં દર્દીએ હાથ લીધો. દર્દી સાથે લઢવાથી ત્હેનું મ ઉશ્કેરાય તેથી મ્હેં ત્હેને રહેવા દીધો. નર્સ બધું કામ પતાવતી હતી, દર્દી થોડીવાર બાળક તરફ જોઇ રહી, એવામાં એકદમ દર્દીની આંખો ફાટી ગઇ. અને તે હોઠ કરડતી હતી એમાંથી લોહી નીકળવા માંડયું. મ્હને તરત લાગ્યું કે ત્હેને ઘેલછા પેઠી હતી હું બાળકને લેવાનો વિચાર કરતો હતો એટલામાં તો ત્હેણે બાળકને ટૂંપો દીધો.

મઃ ઓ!

ડાકટરઃ અને હું ફરી પાસે જાઉં તે પહેલાં તો દર્દી ઢળી પડી.

મઃ (રૂંધાતા શ્વાસે) એટલે? ડાકટર ઢળી પડી એટલે શું? (ડાકટર નીચું જુએ છે. મહીન્દ્રા ને ભાસ્કર પથારી પાસે જાય છે. અને પ્રમિલાને ઓઢાડેલું કપડું ઉકેલે છે. મરેલા બાળકના ગળા ઉપર પ્રમિલાનો હાથ છે.)

ભાઃ મહીન્દ્રા! બાળક કેવું ભયંકર ને કદરૂપું છે? એને જોઇનેજ પ્રમિલા બીચારી મૂઇ.

મઃ ઓ ભાસ્કર! એવું ન બોલશો.

ભાઃ ડાકટર! મરતી વખતે દર્દીના મ્હોં પર કેવી લાગણીઓ હતી?

ડાઃ સાહેબ, આંતરડાં કપાતાં હોય ને દુઃખ થાય તેવી.

ભાઃ (મહીન્દ્રાને) મહીન્દ્રા! મ્હારા પ્રયોગ માટે રજા આપીશ?

(ઉતાવળે અતુલ આવે છે)

અતુલઃ ભાસ્કરભાઇ! મંડળનું મકાન તો અકસ્માતથી પડી ગયું.

પડદો પડે છે.

---

# સરિત.

આપે ધીર વહે સલીલ સુભગા ઉર્મિ અનેરી સ્ત્રી
વીચિ માળ ગુંથી ફરે ધવલ એ બિન્દુ અનેરાં ધરી
આંતર્સૌમ્ય અનુભવી સુલસતી સ્વચ્છંદ. કોડે ભરી
પુત્રી યોજસૂ શ્રેષ્ઠ સિદ્ધ કરતી નૈસર્ગિકી પ્રેયસી–
એશું ગાન લવે મધુર વતી આનંદ ધારી હૃદે
કે કૈં હાસ્ય ધરી વિદિત કરતી ચિંતા વિહીન સ્થિતિ
નાના એ મૃદુગાન માન મુદથી રેલે અમી ચિત્તમાં
પ્રેરે ઉજ્જ્વલ ભાવ ભાન મધુરાં સ્નેહાર્દ્ર સોહામણા
પોતાને તટ પાશે કોઇ મુજન્ય ઉભી વિલોકી રહે
ત્હેને અર્ધ્ય કંઇ સહર્ષ અરપે ધામે ધપા ગેલતી

મધુર એજ મધુતમ હામરે
મધુરતા કંઇ આવરી આવરી રહે
પવન છો ધુધવી ધૂંધવી મથે
પુનિત કોદી ન કાંઇ કલુષતા ધરે

ભૂલે એ નિરખી અનંત સ્ફુટતી શ્રેણી તરંગોદ્ભવી
પ્રીછે આમ વિવિધ છાઇ જગમાં વિશ્વેશ ગુંથી પ્રીતિ

તરલ એ તરતાં તરંગ જે
ગુંથી રંગ સુરંગ સદાય વિલસે
વિવિધ રશ્મિ રવિ કંઇ ફેંકી પાથરે
વિરલ ઓપ સુધન્ય સદાય વિકસે

નીતિ એજ દીસે નીરમી જગે
સુનીત તેજ સદાય નવું નવું ધરે

પ્રીતિ એજ છવાઇ દીસે જૂની
મનુજ પ્રકૃતિ વચ્ચ વિકાસતી પળે
પ્રીતિ એજ વળી પ્રતિ વારિએ વહે
પ્રિતમચંદ્ર સદાય સ્મરી સ્મરી રહે

પ્રીતિ એજ નિયન્ત્રીત દીસે ખરી
સ્થિત ગાઢ સદાય વધી વધી રહે.

ધીરૂ ઉમરવાડિયા.

# સાભાર સ્વીકાર.

**વાચનઃ** [ મૂળ લેખકઃ શ્રીયુત યાદવશંકર વાવીકર. અનુવાદક તથા પ્રકાશકઃ જીવણલાલ કરસનજી ઠાકર. અમદાવાદ. મૂલ્ય. દશ આના. ]

અનુવાદક પોતાની પ્રસ્તાવનામાં કહે છે કે શા માટે વાચવું, શી રીતે વાચવું, કયાં પુસ્તકો વાચવાં, વાચવાથી શું શું લાભ મળે છે તેનો આ પુસ્તકમાં પુરતો વિચાર કરેલો છે; અને 'ગુજરાતના વિદ્યાર્થીઓ તથા નવિન વાચન જીજ્ઞાસુઓને તે બહુ ઉપયોગી થઇ પડશે' એમ આશા રાખે છે. 'નવિન વાચન જીજ્ઞાસુઓ આવા શુષ્ક નિબંધો વાચવાની તસ્દી લેતા નથી એમ અમારી ખાતરી છે; ને જે લોકોએ સાહિત્ય વાચનમાં પૂરો પ્રવેશ મેળવ્યો છે તેમને આ પુસ્તકમાંથી કંઇ પણ નવું શીખવાનું મળે એવું અમને લાગ્યું નથી; એટલે આ પુસ્તકની ઉપયોગીતા અમારી સમજમાં આવતી નથી. અગ્રેજી સાહિત્યમાં ઘણાં સારાં પુસ્તકો પ્રકટ થાય છે તેમજ માર્ગદર્શક થઇ પડવાની અભિલાષા ધરાવતા લેખકોનાં બીન ઉપયોગી પુસ્તકો પણ ઘણાં બ્હાર પડે છે. આ તે જાતનું પુસ્તક છે. મરાઠી ભાષામાંથી આના કરતાં સારાં અને ઉપયોગી પુસ્તકોનો અનુવાદ કરવાની રા. જીવણલાલને સૂચના કરીએ છીએ.

**ચણીબોરઃ** [ વીણી ભેગાં કરનારઃ રા. જુગતરામ દવે. પ્રકાશકઃ મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ. અમદાવાદ. મૂલ્ય ચાર આના. ]

બાળકો માટેનાં આ નાનકડાં પુસ્તકને અમે સહર્ષ સત્કારી લઇએ છીએ. આ સંગ્રહમાં નરસિંહ મ્હેતાથી માંડીને હાલના લેખકોના સાદાં, મધુર કાવ્યો, તેમજ કેટલાંક જાણીતાં લોક ગીતો વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તકથી છૂટી મળેલ પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે ગીતો નાનાં બાળકો માટેજ એકઠાં કરવામાં આવ્યાં છે, છતાં કેટલાંકનો અર્થ તેમને નજ સમજાય એવો છે. આવા 'ગીત માત્ર તેમનાં શબ્દમાધુર્ય તથા તેમના સુંદર રાગને લઇનેજ આમાં આપ્યાં છે એમ સંગ્રહકર્તા જણાવે છે, તે અમે એમાં કંઇ વાંધાભર્યું જોતા નથી. પુઠાં પર ચણીબોર ચૂંટતાં બે છોકરાઓનું ચિત્ર આપી પુસ્તકનું રૂપ આકર્ષક બનાવવામાં આવ્યું છે. નાનાં બાળકોને ભેટ આપવાની ઉત્તમ વસ્તુઓમાં આ પુસ્તકને ઘણું ઉંચું સ્થાન મળવું જોઇએ.

**સમજુ દ્વિજોને અને જૈનોને વિનંતીઃ** [ લેખક રા. રવીશંકર ગણેશજી અંજારીઆ પ્રકાશકોઃ શ્રી વિદ્યાર્થી યુવક મિત્રમંડળ, ભરૂચ. ]

ફુલ્સકેપ સાઇઝની બંને બાજુએ છાપેલી આ પત્રિકામાં લેખકે બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અયોગ્યલગ્ન વગેરેનો અટકાવ કરવા તથા આપણા સમાજની હાલની સ્થિતિ સુધારવાની વિનતિ કરી છે. પ્રકાશકો તરફથી અમને જણાવવામાં આવ્યું છે કે 'એ પત્રિકા ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી કોઇ પણ વ્યક્તિને મફત મોકલવામાં આવશે.'

**સુભટ્ઃ** [ તંત્રીઃ રા. સીતારામ જે શર્મા. ]

બ્રહ્મભટ કોમની ઉન્નતિ અર્થે પ્રકટ થતાં આ ચોપાન્યાનો આષાઢ માસનો અંક મળ્યો છે. આ અંકથી એ બીજા વર્ષમાં પ્રવેશ કરે છે ને ત્રિમાસિક મટી દ્વિમાસિક બને છે. 'સુભટ્' દરેકી એ પ્રગતિ માટે ધન્યવાદ આપી ભવિષ્યમાં એ બ્રહ્મભટ કોમનું વધારે વધારે કલ્યાણ કરો એવી આશિષ આપીએ છીએ.

**સ્વામીભક્ત સુરપાળ:** ( લેખક: માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક પ્રકાશક બાલજીવન કાર્યાલય, મુંબઇ. કિંમત ૦-૩-૦. )

બાળકો માટેનું આ વીરરસ પૂર્ણ નાટક પ્રકટ થયું હતું. તે પરથી છુટી ચોપડી રૂપે બહાર પાડવામાં આવ્યું છે. નાટકમાં એક પણ સ્ત્રી પાત્ર ન હોવાથી ભજવવું ફાવે એમ છે. મહારાજા ભુવડ તથા ગુજરાતના મહારાજા જયશિખર વચ્ચેના યુદ્ધનો પ્રસંગ વસ્તુ તરીકે લઇ ગુજરાતનું ગૌરવ જુસ્સાદાર શૈલીમાં બાળકોનાં મન પર ઠસાવવાનો આ પ્રયાસ સ્તુત્ય છે. આજનાં ગુજરાતી બાળકો

સાગર સુકાશે સૃષ્ટિના કદી નાશ સૂર્ય તણો થશે;
તજશે રવિ નિજ ઉષ્ણતા, કિરતાર અન્યાયી થશે;
બનશે અહિંસક કેસરી, ગતિ કાળ કેરી ખુટશે,
પણ 'ટેક' જે ગુજરાતનો નહિ છૂટશે, નહિ તૂટશે !

એમ ખરા અંતઃકરણ પૂર્વક કહેવા જેટલી વીરતા આ નાટક વાંચી પ્રાપ્ત કરે તો ગુજરાતનાં ધન્યભાગ્ય. —મ.

*[ મહિલા મિત્ર (વાર્ષિક ) સંપાદક સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ તથા સૌ. શારદા સુમન્ત મ્હેતા. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ. મૂલ્ય ૧૨ આના. ]

ગુજરાતી ભાષામાં આ પ્રકારનું વાર્ષિક આ પ્હેલુંજ છે અને પ્રકાશક સંસ્થા તથા સંપાદક સન્નારીઓની પ્રતિકૂળતાઓ પણ લક્ષમાં લેતાં એકંદરે સફલતા મળી છે એમ સંકોચવિના કહી શકાય. સામાન્ય જનસમૂહ આવા વાર્ષિકમાં કળાની માગણી બહુ મ્હોટા પ્રમાણમાં વાસ્તવિક રીતે કરી શકે. કદાચ તેમ કરતાં કિમ્મતમાં વધારો કરવાની જરૂર પડે. આશા છે કે વાર્ષિકનો બીજો અંક આથી પણ વધુ ઉપયોગી થઈ પડે.

કેટલાક સુપ્રસિદ્ધ વિદ્વાનોના લેખો, સ્ત્રી લેખકોના લેખો, કેટલીક વાર્તાઓ ઉપરાંત સ્ત્રીકેળવણી માટે પ્રયાસ કરતી સંસ્થાઓનાં હેવાલ પણ આપવામાં આવ્યા છે. સુંદરી-સુબોધના તંત્રી રા. રામમોહનરાય જસવંતરાયનો 'સ્ત્રી-સાહિત્ય' સંબંધી લેખ ઉપયોગી માહિતી પૂરી પાડે છે અને ખાસ કરીને છેવટનો ભાગ ગુજરાતના સ્ત્રીવર્ગ પ્રત્યે ઉંડી દીલસોજીની પૂરતી સાક્ષી પૂરે છે. જ્યોત્સ્ના રમણભાઈ નીલકંઠનો સૌથી લાંબો લેખ 'વિવિધ લગ્નપદ્ધતિઓ' વિષય સારી રીતે ચર્ચે છે અને વાંચક એકંદરે સંમત ન થાય છતાં હિંદુ સમાજને કેવી પદ્ધતિ શ્રેયસ્કર થઈ પડે તે સંબંધી નિર્ણય કરવાનો વખાણવા લાયક પ્રયત્ન છે. ટૂંકા લેખોમાં સંપાદકોના પોતાના લેખો ઉપરાંત કેટલાક સારા લેખો જોવામાં આવે છે 'આપણા સંસારના કેટલાક દશ્યો' ઉપયોગી ઉમેરો છે અને ચિત્રો બરોબર ઉઠયા ન હોવા છતાં નીચે લખેલી નોંધો મનન કરવા જેવી છે.

સંપાદકો જણાવે છે તે પ્રમાણે આવા ગ્રંથ કે વાર્ષિકના ઘણા લેખોમાં વિચારોની પુનરુક્તિ કે આવૃત્તિ અનિવાર્ય છે. અને વાંચકનો રસ જાળવવા સંબધી બનતી મહેનત કરવામાં આવી છે છતાં પુસ્તક એકી વખત વાંચનારને કદાચ એકજ વાતફરી ફરી વાંચવા પસંદ ન પડે તેથી અમ્હારા નમ્ર મત મુજબ થોડી ગોઠવણીમાં ફેરફાર અને સારા ચિત્રો, મ્હોટું કદ, ઉંચા કાગળ અને ખાસ કરીને ઓછી છાપ ભૂલો, રહેજ ટકાઉ પૂઠું ઇત્યાદિ હોય તો પુસ્તકની ઉપયોગીતા તેમ આકર્ષકતામાં વધારો થવાનો સંભવ છે.

* આ પુસ્તક અમને મળ્યાને ઘણો સમય થઇ ગયો છે સ્થળાભાવને લીધે અવલોકન માટે વધુ વિલંબ થયેલો;-દરમ્યાન એને મળેલી કદરથી પુસ્તકે બીજું સંસ્કરણ સમય પણ આવી લાગ્યો છે જે માટે અમે સંપાદકોને અભિનંદન આપીએ છીએ. —અધિ.

ગુજરાતની મહિલાઓ માટેના આ સ્તુત્ય પ્રયાસને અમ્હેં સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

**ભારત-કીર્તન:** મણકો ત્રીજો ગાંડિવ સાહિત્ય મંદીર ૧૮૦ કેળાંપીઠ-સુરત.

મહાત્મા મોહનદાસ ગાંધીની રાષ્ટ્રીય મહત્તાનું યશોગાન કરતાં નાટકના ગાયનોની ઢાળમાં ગીતો અને બીજી કેટલીક કવિતાઓ આપવામાં આવી છે.

**શ્રીમંત માબાપોને:** લેખક ગિરિજાશંકર ભગવાનજી બધેકા. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવન-ભાવનગર. ૦-૧-૦.

રા. બધેકાનો આ લેખ પત્રિકા રૂપે પ્રગટ કરવામાં આવ્યો છે. બાળકની કેળવણી માટે સૂચનાઓ તથા સાધનો સંબંધી ઉપયોગી માહિતી આપવામાં આવી છે.

**આદર્શ દંપતી યાને પતિ-પત્નિ ગીતા.** ચૈતન્ય પત્રિકા નં. ૧. ઘાટકોપર મુંબઇ. મૂલ્ય બે આના.

લેખકની માન્યતા મુજબ 'દંપતી જીવનના જરૂરના ઘણાખરા મુખ્ય પ્રશ્નોનો ઉકેલ' આ પત્રિકામાં છે. લેખકના પોતાના 'વિચારનું ફળ બાઇ બ્હેનોને ભેટ ધરવાની ઉત્કંઠા સ્તુતિપાત્ર છે પરંતુ 'ગીતા' જેવું ભડકાવનારૂં નામ તો તદ્દન અસ્થાને છે એટલુંજ નહિ પણ નિરર્થક છે. હિન્દુસ્થાન જેવા દેશમાં ધર્મની ગ્લાનિ એટલી ત્વરિત ગતિથી થાય છે કે કોણ જાણે કેમ પણ દરેક વિચારકને એકદમ ઉપદેશક થઇ પડવાની ઇચ્છા થાય છે, એટલાથી સંતોષ નથી પણ ખુદ પરમાત્માના ઘરનો સિક્કો પચાવી પડી યુગધર્મ પ્રવર્તક થઈ પડવું પણ એક રમત વાત છે. જેટલે અંશે એવી લાલસા નિંદ્ય છે તેટલેજ અંશે એવા ઉપદેશકોને સત્કારતી પ્રજાનો દ્રષ્ટિકોણ પણ અત્યંત સંકુચિત હોઇ દેશના માનસિક દુર્બળતાનો પ્રત્યક્ષ પુરાવો છે.

લેખકના પોતાના આશય અને વલણ મુજબનો મનુષ્ય સ્વભાવ એક ગમે તેમ વાળી શકાય એવું તણખલું છે. ઠીક, ઠીક શિખામણ અને રમુજ ઉત્પન્ન કરે એવી શૈલી (tuntment) અને વિચારો દરેક રીતે વાંચવા લાયક છે.

D. L. U.

**મુક્તધારા:** ( પ્રકાશક: શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક; કીંમત છ આના ); તથા **અર્જુનવાણી:** ( પ્રકાશક: મહાદેવ દેશાઇ; કીંમત બાર આના ); એ બે સુન્દર પુસ્તકો અમે સહર્ષ સ્વીકારીએ છીએ. એ તેમજ બીજાં કેટલાંક પુસ્તકોનું અવલોકન હવે પછી થશે.

—અધિ.

---

'ચેતન'ના માર્ચ, એપ્રીલના સચિત્ર-સર્વાંગ સુંદર અંકોની થોડીક નકલો સીલકમાં છે. ( કીંમત આઠ આના ) દરેક માટે આઠ આનાની ટપાલની ટીકીટો મોકલી સત્વર મંગાવીલેશો.



# યુગધર્મ.

## નવા માસિકનો ઉદ્દેશ.

પશ્ચિમની સંસ્કૃતિના પહેલા સંસ્કારથી આપણે તેની હલકી નકલ કરવામાં રોકાયા, ને સ્વધર્મ ચૂકી ગયા. આશરે છેલ્લાં પચાસ વર્ષથી આપણે સ્વત્વ પીછાનવા માંડ્યું છે. આપણી પુરાતન પ્રકૃતિને અનુસરીને તેનો પ્રથમ સંચાર ધર્મમાંજ થયો છે. ઓગણીસમી સદીના છેલ્લા પાદમાં સ્વામી દયાનંદે આર્ય-સમાજનું સ્થાપન કર્યું, પૃથ્વીનાં પરિવ્રાજક સમાં કર્નલ ઓલ્કોટ અને મેડમ બ્લેવટ્સ્કીએ અધાર નદીના તટપર થીઓસોફીકલ સોસાયટીનું ધામ રચ્યું, શ્રી રામકૃષ્ણ પરમહંસે દક્ષિણેશ્વરના મંદિરમાં 'શુદ્ધ જ્ઞાન' ભક્તિ પ્રકટાવી, અને સ્વામી વિવેકાનંદે ખંડે ખંડની પ્રદક્ષિણા કરી આર્ય ધર્મનો જયઘોષ કર્યો, ત્યારથી નવયુગનો આરંભ થયો એમ કહી શકાય

તે પછી સાહિત્ય અને કલા, રાજ્ય અને અર્થ વિગેરે જીવનનાં જુદાં જુદાં અંગમાં નવા તત્વનો સંચાર થયો છે. આથીજ આ સૈકાની શરૂઆતમાં સ્વરાજ્ય, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણની ચળવળ શરૂ થઇ. મહાત્મા ગાંધીજીએ તેને નવા સ્વરૂપે ખૂબ જમાવી અને ફેલાવી છે. પણ હજી સરકારની દમનનીતિના વાવાઝોડાથી પહેલાં ૧૯૦૯-૧૪માં તેમ આજે પણ આપણી જીવનજ્યોત ઝોલાં ખાય છે અને ઝાંખી પડે છે, તેથી આપણી બાલક દશાનું ભાન થાય છે.

આ આર્યધર્મમાં હિંદુસ્થાનનું તો સર્વસ્વ સમાયેલું છેજ. પણ ગાંધીજીની પ્રવૃત્તિના સૂક્ષ્મ નિરીક્ષકોએ-દેશીઓએ તેમજ પરદેશીઓએ અનેક વાર જણાવ્યુ છે તે પ્રમાણે, તેમાં એશીઆ ખંડના પરાધીન થયેલા અને નિરંતર દબાતા, કચડાતા, અને છુંદાતા દેશોનું તેમજ ઉન્મત્ત બની યાદવાસ્થળી કરતા પશ્ચિમના દેશોનું પણ ખરું તારણ છે. શ્રીયુત અરવિંદ ઘોષ અને તેમના મિત્ર પોલ રિશાર પણ આર્ય ધર્મમાંજ સારી આલમની સાચી મુક્તિ જુએ છે ને તેથીજ તેને બરાબર પિછાની સૌને તે પાળવાનો ઉપદેશ કરે છે. આથી આર્યધર્મ એજ સાચો રાષ્ટ્રધર્મ તેમજ યુગધર્મ બને છે.

એશીઆ ખંડ સર્વ ધર્મોની જન્મભૂમિ છે. તે સૌ પ્રવાહોનો સંગમ હિંદુસ્થાનમાં થયો છે. તેમાંથી અને ખાસ કરીને હાલમાં જામતી હિંદુ મુસલમાન એકતામાંથી નવી સંસ્કૃત- નવો ધર્મ ઉત્પન્ન થયો છે-થતો જાય છે.

આવા જે ધર્મની આપણને હજી તો ઝાંખીજ થતી જાય છે, ને જે આપણા જીવનના સૌ અંગોના પ્રાણરૂપ છે છતાં જે સાથી ઉન્નત અને સૂક્ષ્મ છે તેનો જુદી જુદી દૃષ્ટિયે અભ્યાસ અને ચર્ચા કરી પિછાનવો, અને તત્વજ્ઞાન તથા સાહિત્ય, શિક્ષણ અને કલા, રાજપ્રકરણ અને અર્થશાસ્ત્ર વિગેરે જુદા જુદા વિષયમાં તેનો પ્રયોગ કરવો એ આ માસિકનો મુખ્ય ઉદ્દેશ છે. આ માટે, હિંદુસ્થાન, એશીઆ, યુરોપ, અમેરિકા વગેરે બીજા ખંડોના દેશ દેશના વિચાર અને પ્રવૃત્તિઓના પ્રવાહનું અવલોકન કરીશું. તેજ પ્રમાણે સૌધર્મના ધર્માચાર્યો, સાધુઓ અને તત્વચિંતકો, કવિઓ અને લેખકો, રાજપુરૂષો અને સમાજસેવકોનાં જીવનચરિત્રો પણ આપીશું. ઉપરાંત ગુજરાતી, ઇંગ્રેજી, હિંદી વિગેરે પુસ્તકોનાં અવલોકન તથા હિંદુસ્થાન અને પરદેશના પત્રોના સારસંચય તેમજ વર્તમાન પરિસ્થિતિને વિષે નોંધો પણ પ્રકટ કરીશું.

માસિકમાં ડબલ ક્રાઉન (આઠપેજી) કદનાં ૮૦-૯૬ પાના આપવામાં આવશે થોડા ચિત્રોનો પણ સમાવેશ થશે. તેનો પહેલો અંક આ વર્ષના આશ્વિન સુદ ૧૦-વિજયા દશમીને દિવસે પ્રકટ થશે. વાર્ષિક લવાજમ રૂા. ૬) છે.

"યુગધર્મ" કાર્યાલય,
ભદ્રપાસે, અમદાવાદ.

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
તંત્રી.